Kavi Sundarji Punjabhai,

Author of Rajrang, Virvat and Sundar Sangit.



આ ગ્રંથના પ્રેરક:—

કવિ સુંદરજી પુંજાભાઇ,

રાજરંગ, વીરવટ અને સુંદરસંગીત વિગેરેના કર્ત્તા.

મનોરંજન પ્રેસ, મુંબઈ.

Kavi Vallabhji Sundarji Punjabhai,
Author of Citizens of Bombay, Citizens of Ahmedabad, and
Editor "Vanchan."



કવિ વલ્લભજી સુંદરજી પુંજાભાઇ.

મુંબઇના મહાશયો અને રાજનગરનાં રત્નોના કર્તા, તથા
વાંચન માસિકના તંત્રી.

વલ્લભવિલાસ ગ્રંથમાળા-મણુકો બીજો.

મુંબઇના સ્વર્ગસ્થ તથા હૈયાત પ્રખ્યાત સ્ત્રીપુરૂષોનાં ટુંક વૃત્તાંતોનો સચિત્ર સંગ્રહ.

# મુંબઈના મહાશયો.

દોઢસો છબીઓ તથા લગભગ તેટલાંજ વૃત્તાંતો.

પ્રયોજક અને પ્રકાશક,


## વલ્લભજી સુંદરજી પુંજાભાઈ,

રાજનગરનાં રત્નોના કર્ત્તા તથા વાંચન માસિકના અધિપતિ.

નિવાસ-રાજકોટ, કાઠીયાવાડ.


कीर्तिर्यस्य स जीवति. કીર્તિ કેરાં કોટડાં પાડ્યાં નહિ પડે. Fame is imperishable.

યશ ઉજવળ જનજેહનો, ધન્ય તેનો અવતાર; સુંદરસહુ ચાલ્યું જશે, યશ અચળ રહેનાર.
ઝુલે ગજ નિજ આંગણે, ઉભા અશ્વ અપાર; સુંદરસહુ ચાલ્યું જશે, યશ અચળ રહેનાર.

કવિ સુંદરજી પુંજાભાઈ.


સંવત્ ૧૯૭૬. ❀ આવૃત્તિ પહેલી. ❀ સને ૧૯૨૦.




કિમ્મત રૂપિયા દસ.

જૈન કોમના એક જાણીતા અગ્રેસર

અને

ભવિષ્યમાં સારી આશા આપનાર

એવા

નરરત્ન શેઠ રતનચંદ તલકચંદ માસ્તર જે.પી.ને

પ્રેમપૂર્વક અર્પણ.

કર્તા.



Author
Health in the beginning



પુસ્તક સરૂ કર્યું તે વખતની તનદુરસ્તી.

Author
Health at the end.



પુસ્તક પુરૂં કર્યું તે વખતની તનદુરસ્તી.

# ગ્રંથકારનું નિવેદન.

### આ પુસ્તક પ્રસિદ્ધ કરતાં થતી લાગણીઓ.

પૂરતો પરિશ્રમ લીધા પછી અને ધન તથા મનની સાથે તનનો પણ ભોગ આપ્યા પછી અઢાર માસની લાંબી મુદતે આ "મુંબઇના મહાશયો"નું પુસ્તક પ્રસિદ્ધિમાં મુકતાં મને હર્ષ પણ થાય છે, અને શોક પણ થાય છે.

### હર્ષ થવાનું કારણ.

શોક થવાનાં કારણો ઘણાં છે, જેનું વર્ણન આગળ આપવામાં આવશે. હર્ષ થવાનું કારણ માત્ર એકજ છે અને તે એ કે આવું મહાભારત કામ કે જે મારા જેવી સ્થિતિ અને સંજોગવાળા કોઇ પણ માણસથી તો શું? પરંતુ પૂરતાં સાધનવાળા માણસથી પણ પાર પડવું મુશ્કેલ તે એકલે હાથે અને વગર સાધને પુરૂં કરવા હું ભાગ્યશાળી થયો છું.

### આ જાતનું કામ માથે લઇને પુરૂં કોણ કરી શકે?

આવું કામ માથે લેનાર માણસને શહેરનાં સ્વર્ગસ્થ તથા હૈયાત તમામ નામાંકિત નરનારીઓનો પૂરતો પરિચય હોવો જોઇએ, કામ સારૂં થવા માટે ઘરનું છાપખાનું હોવું જોઇએ, સહાયતામાં બે પાંચ માણસો હોવાં જોઇએ, પૂરતી લાગવગ તથા ઓળખાણ પિછાણ હોવી જોઇએ અને આ જાતનાં સાહિત્યનો લાંબા વખતનો અનુભવ તથા બીજું પણ બહોળું જ્ઞાન હોવું જોઇએ. એમાંના એક પણ સાધનની ન્યૂનતા હોય તો આવું કામ માથે લેવાની પહેલાં તો કોઇ માણસ હિમ્મતજ ધરી શકે નહિ, અગર હિમ્મત ધરીને કે આંખ્યો વીંચીને વગર વિચાર કર્યે શરૂઆત કરે તો તે કામ પુરૂં તો નજ કરી શકે એ અનુભવસિદ્ધ વાત છે. અલબત આ વાત વાંચનારના માનવામાં આવવી મુશ્કેલ છે; કારણ કે આવાં પુસ્તકોના કર્તાઓના રોદણાં હું જયારે વાંચતો ત્યારે મને પણ એમ થતું કે "આમાં તે શું ધાડ મારવાની છે?" પણ એ જાતનું કામ હાથમાં લીધા પછી માલુમ પડયું કે ઉકત ગ્રંથકારોની ફરીયાદ તદ્દન ખરી છે અને આવું કામ હાથમાં લઇને પુરૂં કરવું એ કંઇ જેવી તેવી વાત નથી.

### મને થયેલું નુકશાન.

હવે ઉપર બતાવ્યાં તેમાંનાં લગભગ તમામ સાધનો વગરનો હું હોવાથી આ કામ પુરૂં કરતાં મને અણધાર્યો ઘણો ખર્ચ થવા ઉપરાંત હાડમારી પણ ઘણી ભોગવવી પડી છે, અને માનસિક તથા શારિરિક શ્રમની તો કંઈ સીમાજ નથી. આ બાબતના પ્રત્યક્ષ પુરાવામાં કામ શરૂ કર્યું તે વખતની તથા પુરૂં કર્યું તે વખતની મારી બન્ને છબીઓ અત્રે આપેલ છે, તે જોવાથી વાંચનારની ખાત્રી થઇ જશે.

### આ જાતનું પુસ્તક લખવાનું મને કયાંથી સુઝયું?

મ્હારી ન્હાની વયમાં અભ્યાસ દરમ્યાન Representative Men of the Bombay Presidency અને Representative Men of the Central India. ઇત્યાદિ આ જાતનાં અંગ્રેજી પુસ્તકો મારા જોવામાં આવતાં તેવી જાતનાં પુસ્તકો ગુજરાતીમાં છે કે નહિ?

તેની મેં તપાસ કરી. તપાસના પરિણામે મહાજનમંડળ, ગુર્જર અગ્રેસરોની ચિત્રાવળી, ચરિત્રમાળા, સચિત્ર સાક્ષરમાળા, ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો, કવિચરિત્ર અને Jalbhai's Portrait Gallery of Western India ઇત્યાદિ કેટલાંક પુસ્તકો મારા જોવામાં આવ્યાં, પરંતુ શ્રમ લીધો હોય તો એ કરતાં વિશેષ આકર્ષક અને ઉપયોગી પુસ્તકો તૈયાર કરી શકાય એમ મને લાગ્યું. વિશેષમાં એવી જાતનું એક પુસ્તક તૈયાર કરવાનો (કચ્છ, ગુજરાત અને કાઠીયાવાડનું રાજ્ય મંડળ.) મારા પિતાશ્રીનો પણ ઘણો વખત થયાં વિચાર હતો, પરંતુ મને તો એવી ઇચ્છા થઇ કે એ જાતનું માત્ર એકજ પુસ્તક નહિ કરતાં હિંદનાં બધાં મોટાં શહેરોનાં આગેવાન નરનારીઓનાં સચિત્ર વૃત્તાંતોનું શહેર દીઠ એકએક જુદું પુસ્તક તૈયાર કરી એ જાતનાં પુસ્તકોની એક હારમાળા ઉત્પન્ન કરવી, અને ગુજરાતી ભાષાની એ જાતનાં સાહિત્યની ખામી પૂરી પાડવી. આવા વિચારથી અને મુખ્ય કરીને મારા પિતાજીની પ્રેરણાથી સને ૧૯૧૭ માં પ્રથમ મેં અમદાવાદ શહેરનાં અગ્રેસર નરનારીઓનાં વૃત્તાંતોનું " રાજ નગરનાં રત્નો " નામનું પુસ્તક તૈયાર કરવાની શરૂઆત કરી અને ઇશ્વર કૃપાથી સને ૧૯૧૮ માં તે પુરૂં પણ કર્યું, જો કે આગળ જણાવેલાં સાધનોના અભાવે તથા એ મ્હારો પ્હેલોજ પ્રયત્ન હોવાથી હું એ પુસ્તકને સંપૂર્ણ ઉપયોગી તથા આકર્ષક તો કરી શકયો નહિ, પરંતુ પ્રથમનો પ્રયાસ જોતાં તે ઓછું પ્રશંસાપાત્ર તો નહોતુંજ, એવો સર્વનો અભિપ્રાય બંધાયો, અને એની બીજી આવૃત્તિ અથવા એ જાતનું બીજું પુસ્તક હું વધારે સારૂં કરી શકું એવી ઘણા ગૃહસ્થોએ મને ખાત્રી આપી, તથા મને પોતાને પણ એમ લાગ્યું. મુંબઇના અગ્રેસર નરનારીઓનાં વૃત્તાંતોનું તેવું એક પુસ્તક તૈયાર કરવા ઘણા ગૃહસ્થોએ મને ઉત્તેજીત કર્યો. જેના પરિણામે સને ૧૯૧૮ ના સપ્ટેમ્બરની પહેલી તારીખે મુંબઇ આવી આ " મુંબઇના મહાશયો "નું પુસ્તક તૈયાર કરવાની મેં શરૂઆત કરી.

### આ પુસ્તકની શરૂઆતથી આખર સુધીની હકીકત.

શરૂઆતમાં મ્હારો એવો વિચાર હતો કે અમદાવાદનાં પુસ્તકની માફક આ પુસ્તકમાં પણ જેનાં જેનાં વૃત્તાંતો જેમ જેમ આવતાં જાય તેમ તેમ છપાવતા જવું, અને એ છપાયેલું કામ બીજાઓને બતાવીને તેમના વૃત્તાંતો મેળવવા જવું, પરંતુ ત્રણેક માસની મહેનત અને પચાસેક વૃત્તાંતોના સંગ્રહ પછી આ પુસ્તક પ્રેસમાં મુકવાની હું તૈયારી કરતો હતો, તેવામાં કેટલાક ગૃહસ્થોએ મને સલાહ આપી અને મને પોતાને પણ વિચાર થયો કે એવી રીતે જેમ આવે તેમ વૃત્તાંતો છાપવા કરતાં જુદા જુદા ધંધાદારીઓના જુદા જુદા વિભાગ પાડયા હોય તો પુસ્તક વધારે સારૂં થાય. આથી તેમ કરવાનો નિશ્ચય કરી ૧) ધર્માચાર્યો. ૨) વિદેહી ગૃહસ્થો. ૩) સર નાઇટ્સ. ૪) મીલ એજન્ટસ. ૫) સુપ્રસિદ્ધ સ્ત્રીઓ. ૬) સુલેહના અમલદારો–જે. પી. ગૃહસ્થે. ૭) શ્રીમંતો, વેપારીઓ તથા કારિગરો. ૮) ધારાશાસ્ત્રીઓ. ૯) વૈદ્ય ડૉકટરો અને ૧૦) પત્રકારો. એમ દસ વિભાગ નક્કી કર્યા.

આ પ્રમાણે વિભાગ પાડવાથી પુસ્તક સારૂં થયું છે, અને ધાર્યા પ્રમાણે દરેક વિભાગના પ્રતિષ્ઠિત અગ્રેસરોએ મારા કામમાં મને સહાયતા કરી હોત–વિશેષ નહિ તો પોતાના

વૃત્તાંતો અને છબીઓ સરળતાથી આપ્યાં હોત તો પુસ્તક તદ્દન સંપૂર્ણ થાત, પરંતુ કેટલાક ગૃહસ્થોએ આ બાબતમાં જોઇએ તેવું લક્ષ આપ્યું નથી અને તેથી પુસ્તક સંપૂર્ણ થઇ શક્યું નથી, છતાં જે કંઇ થયું છે, તે ઓછું આકર્ષક કે ઓછું ઉપયોગી નથી.

**આવાં કામમાં નડતી મુશ્કેલીઓમાંની કેટલીકના નમૂના.**

હવે આ જાતનાં કાર્યમાં ગ્રંથકારને જે મુશ્કેલીઓ નડે છે, તેમાંની કેટલીકનું વર્ણન હું વાંચનારની માહિતી માંટે નીચે આપું છું.

૧) આપણા પ્રતિષ્ઠિત અગ્રેસરો આવી જાતની નોંધને બણુગાં ફુંકવાનું સાધન માની બેઠેલા હોવાથી (અને એમની એવી માન્યતાને માટે ઘણે અંશે જવાબદાર આપણા ઉછરતા લેખકોજ છે; કારણ કે આવી નોંધમાં ઉજ્વળ બાજુજ આવવી જોઈએ એવું એમના મનમાં ઠસાવનાર તેઓજ છે.) ઘણાખરા ગૃહસ્થો તો પોતાની કારકીર્દિના માત્ર ઉજ્વળ ભાગનીજ નોંધ કરાવે છે. સંપૂર્ણ નોંધ કોઇ પણ ગૃહસ્થ કરાવતા નથી, અને સંપૂર્ણ નોંધ વિનાનું વૃત્તાંત તે ષટરસ ભોજન જેવું સ્વાદિષ્ટ નહિ બનતાં માત્ર એકલા મિષ્ટાન જેવું બનવાથી અરૂચિકર અથવા ઓછું પ્રિય થાય છે.

૨) ચરિત્રો લખવાનો રિવાજ નહિ હોવાથી કોઇ પણ ગૃહસ્થ પોતાની કારકીર્દિની નોંધ રાખતા નથી, બલકે શું નોંધ રાખવી જોઇએ તેની ગમ પણ ભાગ્યેજ હોય છે, અને તેથી આવા પ્રકારની માગણી થાય છે ત્યારે ઇચ્છા હોવા છતાં નોંધ તૈયાર કરતાં અને ગ્રંથકારને તે મળતાં ઘણો લાંબો વખત વીતિ જાય છે, જે દરમ્યાન ફેરા ખાઇને ગ્રંથકારનાં પગનાં પગરખાં ઘસાઇ જાય છે, અને કેટલાકના સંબંધમાં તો એવું બને છે કે અંતે લાચાર થઇ તેમને જતા કરવા પડે છે, અથવા તો ઇચ્છા હોવા છતાં નહિ બની શકવાથી કેટલાક ગૃહસ્થો તરફથીજ ગ્રંથકારને અનેક ફેરા ખવરાવ્યા પછી ના પાડવામાં આવે છે. આમ ન બને અને નોંધ થવામાં વિલંબ ન થાય તેને માટે સરળ રસ્તો એ છે કે ગ્રંથકારે પોતેજ વૃત્તાંતના મુદ્દાઓ Points of Biography તૈયાર રાખવા અને દરેક ગૃહસ્થની પાસે તેમની પુરસદે બેસી ટુંક નોંધ કરી લેવી. આ મુદ્દાઓની માહિતી પણ ઘણા લેખકોને હોતી નથી, તેથી અત્રે તે આપેલ છેઃ— ૧) જ્ઞાતિ, જન્મભૂમિ તથા જન્મતિથિ. ૨) વડીલો સંબંધી હકીકત. ૩) બાલ્યાવસ્થા તથા અભ્યાસની હકીકત. ૪) યુવાવસ્થા તથા ધંધાની શરૂઆત. ૫) ધંધાની શરૂઆતથી છેવટ સુધીની હકીકત. ૬) જાહેર કારકીર્દિ અને રાજદ્વારી, ધાર્મિક તથા સામાજીક વિચારો. ૭) થયેલાં સખાવતનાં, જ્ઞાતિહિતનાં, દેશહિતનાં, સમાજહિતનાં અને એવાંજ બીજાં જાણવા જેવાં કાર્યોની નોંધ. ૮) કુટુંબ તથા સંતાનો સંબંધી હકીકત. ૯) સ્વભાવ, શારિરીક વર્ણન તથા ગુણદોષ અને ૧૦ છેવટ.

૩) ગ્રંથકાર નામધારી, આડંબરી અથવા પ્રભાવશાળી ન હોય તો કેટલાક ગૃહસ્થો તેની સાથે સારી રીતે વર્તતા નથી, તે એટલે સુધી કે તેઓ તેને મળતા નથી, તેની સાથે વાત કરતા નથી, તેમ લેખિત વિનંતિ કરવામાં આવે તો તેનો જવાબ પણ આપતા નથી.

૪) કેટલાક ગૃહસ્થો અમુક માણસનું વૃત્તાંત યા છબી આવે તો, અથવા આવી હોય તો પોતાનું વૃત્તાંત અને છબી આપવાની ચોખ્ખી ના પાડે છે. આમ કરવાનું કારણ અદેખાઇ યા અભિમાન શિવાય બીજું કંઇજ હોતું નથી. એ લોકોના અંતરમાં એટલું બધું અભિમાન ભરાયેલું હોય છે કે એવી રીતે પોતાનું વૃત્તાંત તથા છબી આપવાથી પોતાની કિમ્મત ઓછી થઇ જાય, બલકે પોઝીશન માર્યું જાય એમ તેઓ માને છે.

૫) વૃત્તાંત અને છબી આપવાથી ગ્રંથકારની કદર કરવી પડે, કંઇ નહિ તો પુસ્તકની બે પાંચ નકલો તો જરૂર રાખવી પડે. તેટલા માટે કેવળ લોભવૃત્તિથીજ કેટલાક ગૃહસ્થો આ બાબતમાં તટસ્થતા ધારણ કરે છે, અથવા તો સ્પષ્ટ ના પાડે છે.

૬) આવી જાતનું પુસ્તક તૈયાર થતાં સાધારણ રીતે વરસ બે વરસની મુદ્દત લાગે છે. તે દરમ્યાન કેટલાક ગૃહસ્થોની કારકીર્દિમાં કંઇ કંઇ ફેરફાર થાય છે. કોઈ કંઇ સખાવત કરે છે, કોઇ અમુક સભા કે સંસ્થાનો અગ્રેસર થાય છે, કોઇને રાવ બહાદુર, ખાનબહાદુર કે જે. પી. નો ઇલ્કાબ મળે છે, તથા કોઇ કોરપોરેશનનો સભાસદ ચુંટાય છે. હવે તે વખતે તે ગૃહસ્થ તરફથી પોતાના વૃત્તાંતમાં તેવી જાતનો ફેરફાર કરવાનો આગ્રહ કરવામાં આવે છે. આ ફેરફાર કરવામાં કેટલી મુશ્કેલી નડે તેમ છે? યા તે થઇ શકે તેમ છે કે નહિ? તે જાણવાની કે ગ્રંથકાર કહે તો સાંભળવાની પણ પરવા નહિ કરતાં ફક્ત ગૃહસ્થ તો પોતાનોજ કક્કો ઘૂંટયે જાય છે. આવે વખતે ગ્રંથકારે શું કરવું? વખતો વખત છપાયેલ લખાણ તથા છબીઓ રદ કરવાં કે ફક્ત ગૃહસ્થોને નારાજ કરવા?

આવી આવી તો અનેક મુશ્કેલીઓ આવાં કાર્યમાં ગ્રંથકારને ડગલે અને પગલે નડે છે, જેનું વર્ણન કરતાં બહુ વિસ્તાર થઇ જાય તેથી આટલાજ નમુના અત્રે આપેલ છે. પરંતુ આ બધી મુશ્કેલીઓને બાજુએ મુકાવી દીએ તેવી મુશ્કેલી તો છાપખાનાવાળા તરફથી ગ્રંથકારને આપવામાં આવતા ત્રાસની છે. એ મુશ્કેલી એટલી બધી અવર્ણનિય અને ભયંકર છે કે એનું તો વર્ણન પણ થઇ શકે તેમ નથી, એ બાબત તો "રામબાણ વાગ્યાં હોય તેજ જાણે" તેવી છે. હવે કોઇ પ્રશ્ન કરશે કે આવી મુશ્કેલીઓવાળું કામ કરવાની શું જરૂર? પરંતુ એ સવાલ નકામો છે. કોઇ પણ સુજ્ઞ માણસ તો એવો સવાલ કરશેજ નહિ, કારણ કે અનુભવી માણસો તો સારી રીતે સમજે છે કે જગત અને જીવન મુશ્કેલીઓથીજ ભરેલ છે, અને દરેક માણસને કાંટામાંથી પોતાનો માર્ગ કરવાનો છે.

## સરળ માર્ગ.

માત્ર સ્વર્ગસ્થ માણસો તથા સહેલાઇથી પોતાના વૃત્તાંતો આપે તેવા લાયક માણસોનાં વૃત્તાંતોનોજ સંગ્રહ કરવાથી, અને ગેરવાજબી અથવા વધારે પડતો શ્રમ આપે તેવા બડેખાંઓની પરવા તજી દેવાથી ઉપર બતાવી તેમાંની ઘણીખરી મુશ્કેલીઓ તો ઓછી થઇ જાય અને એવી રીતે તુંડમિજાજી માણસોને જતા કરવાથી બીજી વખતે એમની મેળે તેઓ ઠેકાણે આવી જાય. અલબત્ત આવી રીતે થયેલ સંગ્રહની કેટલાક લોકો ટીકા કરશે તથા ખામી કાઢશે, પણ ખામી કાઢનારા તો દુધમાંથી પોરા કાઢવામાં પણ ક્યારે પાછા પડે છે?

### આ પુસ્તકમાં રહી ગયેલી ખામીઓ.

કેટલાક નામાંકિત ગૃહસ્થોનાં વૃત્તાંતો તથા કેટલાકની છબીઓ આ પુસ્તકમાં હું આપી શકયો નથી, તેમજ કેટલાકની હકીકત સંપૂર્ણ આપી શકયો નથી, એટલુંજ નહિ, પણ ગેરસમજ અથવા બીન માહિતીથી કોઇની હકીકતમાં કંઈ ભૂલચૂક પણ થઇ ગઈ હશે. વળી દૃષ્ટિદોષની પણ કંઇ ભૂલો હશે, તે શિવાય છેવટના કેટલાક ફોર્મનું છાપવાનું કામ પણ જોઇએ તેવું થયું નથી, એવી કેટલીક ખામીઓ આ પુસ્તકમાં રહી ગઇ છે, જેને માટે સુજ્ઞ ગ્રાહકોની ક્ષમા માગવામાં આવે છે.

### ખામીઓ છતાં બીનહરીફ.

ઉપર બતાવી તે ખામીઓ છતાં આ પુસ્તક એક બીનહરીફ પુસ્તક છે, અને તેવાં પુસ્તકનો કર્ત્તા થવા માટે હું મગરૂર છું. જેઓ આ કાર્યને સાધારણ માનતા હોય તેમને કરાંચી, કલકત્તા કે કોઇ એવાં હિંદનાં બીજાં મોટાં શહેરનાં આગેવાન નરનારીઓનાં વૃત્તાંતનાં પુસ્તકનું કામ હાથમાં લઇ અનુભવ મેળવવા, અને પછી આ પુસ્તક સંબંધે જે કંઇ બોલવું ઘટે તે બોલવા વિનંતિ કરૂં છું.

### સ્નેહી સંબંધીઓનો આભાર.

ગુજરાતી પત્રના તંત્રી શ્રીયુત મણિભાઇ, કયસરે હિંદના તંત્રી ભાઇ એરચશાહ રૂસ્તમજી હીરજી એહેદીન, વીસમી સદીના તંત્રી ભાઇ હાજી મહુમદ અને મનોરંજન માસિકના તંત્રી ભાઇ કાશીનાથ રઘુનાથ મિત્ર ઇત્યાદિ મ્હારા સ્નેહીઓએ પોતાની પાસેના કોઇ કોઇ બ્લોકની જરૂર પડતાં મને વાપરવા આપેલા તે માટે તેમનો, તથા વીસમી સદીના તંત્રી ભાઇ હાજી મહમદ અને આર્યપ્રકાશના તંત્રી ભાઇ પરધુભાઇ ઇત્યાદિ સ્નેહીઓએ મ્હારા માટે લીધેલ શ્રમનો અને અત્રેના સુપ્રસિદ્ધ બારીસ્ટર શ્રીયુત વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યે વખતોવખત મને આપેલી સારી સલાહ માટે તથા આ પુસ્તકનાં વૃત્તાંતો પ્રેસમાં મુકાયા પહેલાં તે તપાસી જવાની મહેરબાની કરવા માટે તેમનો હું આભાર માનું છું.

પરંતુ આ સર્વ કરતાં એક વ્યકિતનો હું ખાસ આભારી છું અને એ વ્યકિત તે અત્રેના દેશી વૈદ્યોમાં અગ્રેસર અને આભૂષણરૂપ ગણાતા તથા મ્હારા પરમ શુભેચ્છક અને મુરબ્બી વૈદ્યરાજ ત્રંબકલાલભાઇ જટાશંકર છે. જેમની કાળજીભરી સારવારથીજ મુંબઇમાં રહી આ કામ હું પુરૂં કરી શકયો છું. કેમકે કેટલોક વખત થયાં મ્હારી તનદુરસ્તી લથડી ગઇ છે, અને તેથી એમના જેવા કુશળ વૈદ્યરાજની સારવાર વિના મ્હારાથી મુંબઇમાં રહી આ કામ પુરૂં કરી શકાત કે નહિ એ સવાલજ છે. લી. કર્તા.

# અનુક્રમણિકા.

## વિભાગ પહેલો—ધર્માચાર્યો.



## વિભાગ બીજો—વિદેહી ગૃહસ્થો.



## વિભાગ ત્રીજો—સર નાઇટ્સ.



## વિભાગ ચોથો—મીલ એજન્ટસ.

## વિભાગ પાંચમો—સ્વર્ગસ્થ તથા હૈયાત સ્ત્રીઓ.



## વિભાગ છઠ્ઠો—સુલેહના અમલદારો (જે. પી.)



## વિભાગ સાતમો—પ્રતિષ્ઠિત ગૃહસ્થો.

## વિભાગ આઠમો—ધારાશાસ્ત્રીઓ.



## વિભાગ નવમો—વૈદ્ય ડૉક્ટરો.



## વિભાગ દસમો—પત્રકારો.

Goswami Shree Gokulnathji Maharaj.



શ્રીમદ્ ગોસ્વામિ શ્રીગોકુળનાથજી મહારાજ.
મુંબઈના મોટા મંદિરની ગાદીના આચાર્ય.

ॐ तत्सत परमात्माने नमः

# મુંબઇના મહાશયો.

## વિભાગ પહેલો—ધર્માચાર્યો.

### શ્રીમદ્ ગોસ્વામિ શ્રી ગોકુળનાથજી મહારાજ.

मान्यो विद्वान्वदान्यः प्रकृतिमधुर वाङ्नीतिनिष्ठः क्षमावा-
न्छ्रीदोषाणाम भूमिर्विकसित वदन श्रीगुणज्ञः कलावित् ।
धीरः कृष्णाधिसेवी परहित हृदयः सेवनीयो दयावा-
नस्मत्सर्वस्वमेवं गुण जलधिरसौ दृश्यतां गोकुलेन्दुः ॥

शुद्धाद्वैतभूषण भट्ट श्रीरमानाथ शास्त्री.

મુંબઇનાં વૈષ્ણવ સંપ્રદાયનાં મોટાં મંદિરની ગાદીના હાલના આચાર્યજી જેમની દર્શનિય છબી સામે દૃષ્ટિગોચર થાય છે તે શ્રી ગોકુળનાથજી મહારાજનો જન્મ સંવત ૧૯૪૩ ના ભાદરવા સુદ ૧૨ વામન દ્વાદશીના રોજ જોધપુર નજીકના ચાપાસેની નામના ગામમાં થયો હતો. જે સ્થાન એમના પૂર્વજોનું નિવાસસ્થાન હતું. એમના પૂર્વજો અસલ તો તેલંગ દેશના નિવાસી હતા. તેઓ સંસ્કૃત ભાષામાં બહુ કુશળ હતા અને એમના બનાવેલા કેટલાક ગ્રંથો હજુ સુધી વિદ્યમાન છે. મહારાજશ્રીના પિતાશ્રી દામોદરલાલજી ચાપાસેનીમાં વસતા હતા, તેઓ વિદ્વાન અને ધર્મચૂસ્ત હતા.

બચપણથીજ મહારાજશ્રીમાં ધીરતા, ઉદારતા અને કુશળતા આદિ ઉત્તમ ગુણો દૃષ્ટિગોચર થતા હતા. એમની ઉમર સાત વરસની થઈ એ અરસામાં કંઈ કારણસર એમના પિતાશ્રીને મુંબઈ આવવાનું થતાં તેઓ સહકુટુંબ મુંબઇ પધારેલા હતા. મુંબઇના વૈષ્ણવો એમના પધારવાથી બહુ પ્રસન્ન થયા હતા અને થોડો વખત રોકાવા દામોદરલાલજીને વિનંતિ કરતાં તેઓ રોકાયા હતા.

આ વખતે મુંબઈના મોટાં મંદિરની ગાદીના આચાર્ય શ્રીમદ્ ગોસ્વામિ શ્રી જીવણજી મહારાજ સ્વર્ગવાસી થયેલા હોવાથી તેમની ગાદી ખાલી પડી હતી, અને ભારતમાર્તંડ પંડિત શ્રી ગટ્ટૂલાલજી, શેઠ ચતુર્ભુજ મોરારજી જે. પી. શેઠ ત્રિભૂવનદાસ વરજીવનદાસ જે. પી. તથા શેઠ દ્વારકાદાસ ઓધવજી જે. પી. એ ચાર ગૃહસ્થો મંદિરના ટ્રસ્ટી તરીકે કામ કરતા હતા. કોઇ લાયક ગોસ્વામિ બાળક મળી આવે તો તેને આ ગાદી પર બેસારવાનો એ સર્વનો વિચાર હતો, દરમ્યાન શ્રી ગોકુળનાથજી મહારાજની વિદ્વતા તથા સુશિલ સ્વભાવની પ્રશંસા તેમના સાંભળવામાં આવતાં શ્રીમાન ગટ્ટૂલાલજીએ મહારાજશ્રીના પિતાજીને એ બાબત વિનંતિ કરી, અને તેમણે મંજુરી આપવાથી સંવત ૧૯૫૨ ના વૈશાક સુદ બીજને દિવસે શ્રી ગોકુળનાથજી મહારાજનો મુંબઈનાં મોટાં મંદિરની ગાદી પર અભિષેક કરવામાં આવ્યો.

મહારાજ શ્રીના અભિષેક પછી તુર્તજ એમના પિતાશ્રીને મદ્રાસના ભાવિક વૈષ્ણવોએ વિનંતિ કરીને મદ્રાસ પધરાવ્યા. જ્યાં તેમની સાથે ગોકુળનાથજી મહારાજ પણ પધાર્યા હતા. શ્રી ગોકુળનાથજી મહારાજના યજ્ઞોપવિત સંસ્કારની શુભ ક્રિયા મદ્રાસમાં કરવામાં આવી હતી. આ વખતે મહારાજ શ્રીનો સંસ્કૃત વિદ્યાભ્યાસ ચાલુ હતો. મહારાજશ્રીના પિતાજીની ઇચ્છા મહારાજ શ્રીને સારો અભ્યાસ કરાવવાની હોવાથી શ્રી ગોકુળથી પંડિત નંદકુમાર મિશ્રને બોલાવી સિદ્ધાન્ત કૌમુદી આદિ ગ્રંથોના અધ્યયનનો આરંભ કરાવ્યો. મહારાજ શ્રીએ એમના હાથ તળે થોડાજ વખતમાં સિદ્ધાન્ત કૌમુદી, પાતંજલ યોગસૂત્ર, શાસ્ત્રદીપિકા તથા કાવ્ય આદિનો અભ્યાસ પૂર્ણ કર્યો અને ત્યાર પછી તેમના પિતાજીએ તેમને ન્યાયશાસ્ત્રનું શિક્ષણ આપવા માટે મિથિલા-નિવાસિ ન્યાય ધૂરંધર પંડિત શ્રી આનંદમિશ્ર નામના એક વિદ્વાનની નિમણુક કરી.

અભ્યાસ દરમ્યાન મહારાજ શ્રીને પોતાના જ્ઞાનનો ઉપદેશ દ્વારા જન-સમાજને લાભ આપવાનો ઇરાદો થવાથી સંવત ૧૯૬૦ માં ભટ્ટ વલ્લભશર્મા તથા ભટ્ટ રમાનાથ શર્મા નામના બે વિદ્વાન પંડિતો કે જેઓ પ્રથમથીજ મહારાજશ્રી પાસે હતા, તેમની સાથે મળીને "સ્વધર્મ નિવર્ધિની" નામની એક સભાની સ્થાપના કરી અને એ સભા તરફથી દર અઠવાડીયે પોતે વ્યાખ્યાન આપવાનું કાર્ય શરૂ કર્યું. પહેલું વ્યાખ્યાન શેઠ ચતુર્ભુજ મોરારજીની વાડીમાં આપવામાં આવ્યું હતું. જ્યાં અનેક વિદ્વાનો તથા ભાવિક વૈષ્ણવો વ્યાખ્યાન સાંભળવા આવેલા હતા, જે બધા મહારાજ શ્રીની વિદ્વતા, મધુર ભાષણ તથા વક્તવ્યની છટ્ટાથી મુગ્ધ થઈ ગયા હતા. ત્યાર પછી બીજું વ્યાખ્યાન લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજ વાળી જગ્યામાં થયું હતું. આ પ્રમાણે જુદાં

જુદાં સ્થળોએ વ્યાખ્યાન કરી મહારાજ શ્રીએ બચપણમાંજ પોતાને માટે મુંબઈની પ્રજાનો ઉત્તમ અભિપ્રાય સંપાદન કરી લીધો હતો.

મહારાજ શ્રીએ ઓગણીશ વરસની વયે વિદ્યાભ્યાસનું કાર્ય પૂર્ણ કરી લીધું હતું અને સંસ્કૃત સાહિત્યના ભૂષણરૂપ સાંખ્ય તત્વ કૌમુદિ ભક્તિ મિમાંસા સૂત્ર વ્યાકરણ મહાભાષ્ય, મુક્તાવલી, તત્વદીપ નિબંધ તથા વેદાન્ત ચિંતામણિ આદિ કાવ્ય સાહિત્યના અનેક ગ્રંથોનું અધ્યયન તેમણે કરેલું હતું.

મહારાજ શ્રીનું પ્રથમ લગ્ન તેમની સોળ વરસની વયે કરવામાં આવ્યું હતું. જે સ્ત્રીથી તેમને એક પુત્ર રત્નની પ્રાપ્તિ થયેલી, જેમની ઉપર હાલ ૧૪ વરસની છે અને જેમનું નામ શ્રી કૃષ્ણજીવનજી છે. પ્રથમ પત્નીના સ્વર્ગવાસ પછી બીજું લગ્ન કરવામાં આવતાં એ બીજાં પત્નીથી મહારાજ શ્રીને બે પુત્ર રત્નોની પ્રાપ્તિ થયેલી છે, જેમાંના મોટા પુત્રની ઉમર હાલ પાંચ વરસની છે, અને તેમનું નામ દિક્ષિતજી છે, ન્હાના પુત્રની ઉમર ત્રણ વરસની છે અને તેમનું નામ શ્રી ગોપીનાથજી છે.

વિદ્યાદાનનો, સાહિત્ય ઉત્તેજનનો તથા વૈદકનો મહારાજ શ્રીને ઘણો શોખ છે અને તેથી તેઓશ્રીએ પોતાની વીસ વરસની કુમળી વયે એવી ત્રણ સંસ્થાઓ સ્થાપન કરેલી, જે સંસ્થાઓનાં નામ ૧) શ્રી બાળકૃષ્ણ પાઠશાળા ૨) શ્રી બાળકૃષ્ણ પુસ્તકાલય તથા ૩) ધર્માર્થ ઔષધાલય છે. એ સંસ્થાઓ હાલ ચાલુ છે. તે શિવાય મહારાજ શ્રીને ગાયો પ્રત્યે અત્યંત લાગણી છે અને તેથી તેમણે આંહી તથા બહાર ગામ કેટલીક ગૌશાળાઓ સ્થાપન કરેલ છે.

એક વખત મહારાજ શ્રી ગોકુળ પધારેલા ત્યારે ત્યાં ગાયોની દુર્દશા જોઈને તેમને દયા આવવાથી ત્યાંના આગેવાન શહેરીઓને એકઠા કરી પોતે અગ્રેસર થઈ એક ગૌશાળા સ્થાપન કરી હતી. એવીજ રીતે મદ્રાસમાં પણ એક ગૌશાળા સ્થાપવાની તજવીજ તેમણે કરેલી, પરંતુ ત્યાંના આગેવાનોએ એ બાબત ઉત્સાહ નહિ બતાવવાથી પોતે એ કામ મુકી દીધું હતું, પણ એમનાં પ્રથમ પત્નીનો સ્વર્ગવાસ મદ્રાસમાં થવાથી તેમના સ્મારક તરીકે મહારાજ શ્રીએ ત્યાં આગળ એક અન્નક્ષેત્ર તથા એક ગૌશાળા પોતાના ખરચે સ્થાપન કરેલ, તે શિવાય નાસિકમાં પણ તેમણે એક પાઠશાળા, પુસ્તકાલય તથા છાત્રાલય સ્થાપેલ છે.

પુષ્ટિમાર્ગનાં જુનાં પુસ્તકોને સુધરાવી પ્રસિદ્ધ કરવાના ઉચ્ચ ઉદ્દેશથી મહારાજ શ્રીએ એક ફંડની સ્થાપના કરેલ છે, જેમાંથી આજ સુધીમાં ૧૫

ગ્રંથો છપાવી પ્રસિદ્ધ કરવામાં આવેલ છે, તેને માટે ચાર શાસ્ત્રીઓ રાખીને "પુષ્ટિમાર્ગ સિદ્ધાન્ત કાર્યાલય" દ્વારા જીર્ણ પુસ્તકોદ્ધારનું કામ ચાલે છે.

શ્રી ગોકુળનાથજી મહારાજ સ્વભાવે શાન્ત, ઉદાર, દયાળુ, પરોપકારી, સાદા અને નિરભિમાની છે, યુવાન અવસ્થા, ઉત્તમ પદવી અને સારી સત્તા હોવા છતાં એમના જેવી સાદાઈ અને નિરભિમાનપણું કોઈ બતાવી શકે એ અસંભવિત નહિ તો દુર્લભ તો છેજ. પોતે ધીર અને એકાન્તપ્રિય હોવાથી કંકાશ પ્રત્યે એમને અણુગમો છે. અને તેથી પોતાની જ્ઞાતિમાં જુના વખતથી ચાલતા આવેલા કેટલાક ઝગડાઓને પોતે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપીને દૂર કર્યા છે. એમની વાણી મધુર અને આચરણ ઉત્તમ હોવાથી ગમે તેવા વિરૂદ્ધ વિચારનો માણસ પણ એમને મળ્યા પછી એમની પ્રસન્ન મુખમુદ્રાનાં દર્શન કરીને તથા એમની મધુર વાણી સાંભળીને એમની આજ્ઞાનુસાર વર્તવા તૈયાર થઈ જાય છે. મહારાજશ્રીની ઉમર હજુ પાંત્રીસ વરસની યુવાન છે. પરંતુ તેમના વિચારો ઠરેલા અને વૃદ્ધ પુરૂષના જેવા છે. કેટલાક ગૃહસ્થો કે જેઓ સામાન્ય ધર્મ વ્યવહારથી પણ ચ્યૂત થઈ ગયા હતા તેઓ પણ મહારાજ શ્રીના પરિચય અને ઉપદેશથી સ્વધર્મનિષ્ટ અને નીતિનિષ્ટ થયા છે. એમની લાયકાત એટલી બધી છે કે જુના વિચારના તેમજ સુધારાવાળા સર્વે એમના પ્રત્યે સારી લાગણી રાખે છે અને જરૂરપડયે એમની સલાહ લે છે. ટુંકમાં આધુનિક સમયે વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યોમાં એમની જોડી મળવી મુશ્કેલ છે.

પરમ દયાળુ પરમાત્મા મહારાજ શ્રીને દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરવા સાથે સર્વદા સુખ શાન્તિમાં રાખે અને એમની વિદ્વતા તથા નિરભિમાનપણું વૈષ્ણવ સંપ્રદાયનો ઉદય કરવામાં ફતેહમંદ નિવડે એવી અમારી શુભેચ્છા છે.

---

H. H. The Agakhan.



**નામદાર સર સુલતાન મહમદશાહ આગાખાન.**

ખોજાઓના ધર્મગુરૂ અને એક આગેવાન રાજદ્વારી પુરૂષ.

# નામદાર સર સુલતાન મહમદશાહ. હાલના આગાખાન.

જે. પી. કે. સી. આઇ. ઈ. જી. સી. આઇ. ઇ. જી. સી. એસ આઇ. ઇત્યાદિ.

---

ખોજા કોમના મુકુટમણિ, ખોજા કોમમાં કેળવણી તથા સુધારા વધારા દાખલ કરનાર અને એક ધર્માચાર્ય હોવા છતાં એક અગ્રેસર રાજદ્વારી નર તરીકે પોતાનું જીવન ગાળનાર હાલના નામદાર આગાખાન સર સુલતાન મહમદશાહનો જન્મ ઇ. સ. ૧૮૭૭ ના નવેમ્બરની બીજી તારીખે કરાચી મુકામે થયો હતો. એમના વડવાઓ અસલના વખતમાં રાજકર્ત્તા હતા, અને ઇજીપ્તના મુલકમાં તેમની રાજધાની હતી, તે પછી તેઓ પરસીયામાં જઈ વસ્યા હતા. એમના વડવાઓનો ઇતિહાસ ઘણો લાંબો અને કહાણી કિસ્સા જેવો છે, જે સ્થળ સંકોચને લીધે અત્રે આપી શકાય તેમ નથી.

હાલના નામદાર આગાખાનના વડવાઓમાંથી હિંદુસ્થાનમાં પહેલ વહેલા આવી વસનાર આગા શાહ હસનઅલી હતા. જેઓ સને ૧૮૪૫ માં મુંબઈ આવેલા હતા અને મજગામ મધ્યે રહ્યા હતા, જે બંગલો હજી પણ મોજુદ છે અને તે હાલના નામદાર આગાખાનના તાબામાંજ છે. આગા શાહ હસનઅલી તે હાલના નામદાર આગાખાનના પિતામહ (બાપના બાપ) થાય, તેમણે નામદાર અંગ્રેજ સરકારને કેટલીક લડાઈઓમાં સારી મદદ કરેલી હતી અને તેથી તેમને સરકાર તરફથી "હીઝ હાઈનેસ"નો ઘણોજ માનવંતો ઈલકાબ આપવામાં આવેલો હતો. જે ઈલકાબ એમના વંશમાં હજી પણ ચાલુ છે. હિંદુસ્થાનમાં આ ઈલકાબ રાજવંશીઓને હોય છે. તેઓ ઘોડાની સરતના ભારે શોખીન હતા અને તેથી ઘણાજ સરસ ઘોડાઓ, અને યૂરોપીયન તથા અમેરીકન તાલીમબાજો પોતાને ત્યાં રાખતા અને તેની પાછળ ગંજાવર ખરચ કરતા, તેમના ઘોડાઓએ સરતના મેદાનમાં સારી ફતેહ મેળવેલી અને ઘણાં રેસકપ જીતેલા. મુંબઈમાં તેઓ હાજર હોય ત્યારે દર શનીવારે તેઓ દરબાર ભરતા, જે વખતે ખોજા કોમના તમામ ગૃહસ્થો તેમને નમન કરવા હાજર થતા. તેઓ સને ૧૮૮૧ ના એપ્રીલ માસમાં ચોરાસી વરસની લાંબી જીંદગી ભોગવી પોતાની પાછળ ત્રણ પુત્રો મુકી ગુજરી ગયા હતા, જેમાંના વડા પુત્ર આગા અલીશાહ તેમની ગાદી પર બીજા આગાખાન તરીકે બિરાજેલા, પરંતુ તેઓ પણ ટુંક વખત પછી એટલે કે પોતાના પિતાના અવસાન પછી ચાર વરસે સને ૧૮૮૫ માં ચોપન વરસની ઉમરે પોતાની પાછળ એક પુત્ર તે હાલના નામદાર આગાખાનને મુકી ગુજરી ગયા હતા, તેઓ પોતાની હૈયાતી સુધી મોહમેડન નેશનલ એસોસીએશનના પ્રમુખ

હતા, તેઓ વાઘનો શિકાર કરવાનો ભારે શોખ ધરાવતા અને સાંભળવા મુજબ માંચડામાં નહિ રહેતાં ખુલ્લી જમીન પર ઉભા રહી ગોળીથી વાઘનો શિકાર કરતા, તેઓ એક અચ્છા નિશાનબાજ હતા, અને ભાગ્યેજ પોતાની ગોળીની નેમ ચુકતા. નામદાર આગા અલીશાહના અવસાન વખતે હાલના નામદાર આગાખાન સર સુલતાન મહમદશાહની ઉમર માત્ર નવ વરસની હોવાથી તેઓ પોતાનાં માતુશ્રી લૅડી અલીશાહની દેખરેખ હેઠળ ઉછરીને મોટા થયા હતા. તેમણે પોતાના પુત્રને ફારસી તથા અરબ્બી ભાષાનું શિક્ષણ આપવા ઉપરાંત એક અંગ્રેજ શિક્ષકને રોકી અંગ્રેજી શિક્ષણ પણ આપેલું હતું.

નામદાર આગાખાનને બચપણથીજ કેળવણી તરફ ચાહના હોવાથી તેમણે ઉપરની ભાષાઓમાં સારી કુશળતા મેળવેલી અને શેકસપીયર, મિલ્ટન, મેકોલે, સ્કોટ, શેલી અને સાઉધી આદિ મહાન યૂરોપીયન ગ્રંથકારોના ગ્રંથોનો અભ્યાસ સારી રીતે કરેલો છે, અભ્યાસ અને વાંચનમાં લક્ષ આપ-વાની સાથે પોતાના જુદાં જુદાં શહેરોમાં વસતા મુરીદો તરફ પણ તેમણે લક્ષ આપેલું તેમજ રમત ગમતનો પણ શોખ ધરાવતા.

નામદાર આગાખાન કેળવણીના બહુ ચાહક છે અને ખોજા કોમમાં કેળવણીનો સારો ફેલાવો તેમણે કરેલો છે. સને ૧૮૯૩ ના મુંબઈના હિંદુ મુસલમાનના ભયંકર હુલ્લડ વખતે ખોજા કોમને હુલ્લડથી અલગ રહેવા નામદાર આગાખાને સખત ફરમાન કરેલું અને એમનું એ ફરમાન ખોજા કોમ તરફથી માનવામાં આવેલું. આ ફરમાન કરીને નામદાર આગાખાને ખોજા કોમ ઉપર ભારે ઉપકાર કરેલો છે, કારણ કે એમણે જો હુલ્લડમાં ભાગ લેવાની મના ન કરી હોત તો કેટલાક માણસો ભાગ લેત અને તેના પરિણામે સંખ્યાબંધ માણસો માર્યા જાત. તે પછી સને ૧૮૯૭ના ભયંકર દુકાળ વખતે પણ નામદાર આગાખાને દુકાળથી પીડાતા ગરીબ ખોજાઓને સારી મદદ કરી હતી. મુંબઈમાં મજગામ ખાતેના તેમના બંગલા આગળ એક મોટી છાવણી નાખવામાં આવી હતી, જ્યાં તેમના ખરચે હજારો માણસોને દરરોજ જમાડવામાં આવતાં અને જેઓ એવી રીતે જમવાને નાખુશ હોય તેમને ખાનગી રીતે કાચું અનાજ ઘેર પુરૂં પાડવામાં આવતું. તેવીજ ગોઠવણ તેમણે પુનામાં પણ કરેલી. તેમજ કચ્છ તથા કાઠીયાવાડ ખાતેના ગરીબ ખોજાઓને પણ મદદ મોકલાવેલી, વિશેષમાં તેમના તરફથી દુકાળીયાંઓને રોજી મળે એવા હેતુથી બાંધકામ શરૂ કરવામાં આવેલું. આવી રીતે ખોજા કોમને મદદ કરીને દુકાળના દુઃખમાંથી ઘણાં માણસોને તેમણે રાહત આપેલી.

વળી એજ અરસામાં મુંબઈમાં સખત મરકી ફાટી નિકળેલી અને તેનું જોર પ્રતિ દિવસ વધવાજ લાગ્યું, તેથી તેને અટકાવવા માટે સરકારે જાણીતા

પ્રોફેસર હાફકીનને મુંબઇ મોકલ્યો, તેણે મુંબઈ આવી મરકી અટકાવવાની રસી તૈયાર કરી, પણ લોકો વ્હેમને લીધે તેનો લાભ લેતા નહોતા; એટલુંજ નહિ પણ પ્રજાના મોટા ભાગે એ રસીની વિરૂદ્ધમાં જબરો પોકાર ઉઠાવ્યો અને તેથી લોકો એ રસીને મરકી અટકાવનારી દવા નહિ પણ મોત લાવનારી દવા તરીકેજ માનવા લાગ્યા. માંડવીનો લત્તો આવી જાતના રોગમાં સહુથી વહેલો સપડાય છે અને ઝાઝાં મરણ પણ ત્યાંજ થાય છે, તે મુજબ એ વખતે પણ બન્યું અને એ લત્તામાં ખોજા કોમની સારી વસ્તી હોવાથી એ કોમમાં પણ ઘણાં મરણ થવા લાગ્યાં. જો તેઓ રસી મુકાવે તો મરણ પ્રમાણ ઓછું થઈ જાય એવું વિચારી નામદાર આગાખાને રસી મુકાવવાનું પોતાના મુરીદોને ફરમાન કર્યું અને નામદાર આગાખાને પોતે પણ રસી મુકાવી અને તુર્તજ એમનું અનુકરણ શરૂ થયું. આથી ઘણાં માણસો મરકીમાં સપડાતાં બચ્યાં. ખોજા કોમનું અનુકરણ બીજી કોમોએ પણ કર્યું અને એ રીતે નામદાર આગાખાને ખોજા કોમમાં નહિ પણ મુંબઈની તમામ વસ્તીમાં એક ઉત્તમ દાખલો બેસાડયો. એમની આ કિમતી સેવાનો પ્રોફેસર હાફકીને મોટો આભાર માનેલો.

નામદાર આગાખાન ઉમરમાં આવતાંજ વિલાયતની મુસાફરીએ ગયેલા અને ત્યાં તેઓ સારૂં માન પામેલા, નામદાર મહારાણી શ્રી વિકટોરીયા તરફથી ખાનગી મુલાકાતનું, વીંડસર કેસલમાં તેમની સાથે એક દિવસ ગુજારવાનું અને તેમની સાથે ખાણું લેવાનું ભારે માન મેળવવા તેઓ ભાગ્યશાળી થયા હતા, તે ઉપરાંત તે વેળાના વડા વજીર લૉર્ડ સેલ્સબરી, હિંદી પ્રધાન જ્યોર્જ હેમીલ્ટન, નામદાર શહેનશાહ સપ્તમ એડવર્ડ અને ઈંગ્લાંડના અન્ય ઉમરાવોએ નામદાર આગાખાનને સારો આવકાર આપેલો; એટલુંજ નહિ પણ હુલ્લડ, મરકી અને દુકાળને વખતે તેમણે બજાવેલી સેવાની કદર કરી નામદાર મહારાણીજીએ તેમને તે વખતે કે. સી. આઈ. ઈ. નો માનવંત ખેતાબ અર્પણ કરેલો, વીસ વરસની અંદરની ઉમરમાં નામદાર આગાખાનની કારકીર્દિ આટલી ઉજ્વળ હતી. થોડા વરસ પછી નામદાર આગાખાન બીજી વખત યૂરોપની મુસાફરીએ ગયેલા, ત્યારે તેમને જર્મનીના રાજકર્ત્તા આલમમશહૂર કયસર વિલીયમની મુલાકાત થયેલી. વળી આ મુસાફરી દરમ્યાન નામદાર આગાખાન ફ્રાન્સ ગયેલા અને સને ૧૯૦૧ નું પારીસનું ભવ્ય પ્રદર્શન તેમણે જોયેલું. ઉપરાંત તેઓ ઈરાન ગયેલા અને ત્યાંના નામદાર શાહના પરોણા દાખલ થોડો વખત રહેલા, તે પછી હિંદુસ્તાન આવીને પાછા તુર્તજ તેઓ નામદાર શહેનશાહ એડવર્ડના રાજ્યાભિષેક વખતે ત્રીજી વખત

ઈંગ્લંડ ગયેલા અને એ વખતે પણ તેમને ભારે માન મળેલું, તેઓ ત્યાંની સારી સારી સોસાઇટીમાં ભેળાઈ ગયેલા અને મોટા મોટા અમીર ઉમરાવો તરફથી પણ તેમને માન આપવામાં આવેલું, આ વખતે તેમણે આમની સભાની પણ મુલાકાત લીધેલી. રાજ્યાભિષેકની ખુશાલીમાં નામદાર શહેનશાહ એડવર્ડ તરફથી તેમને જી. સી. આઈ. ઇ. નો ઘણોજ માનવંતો ઈલકાબ આપવામાં આવેલો હતો. આ પછી તેઓ હિંદુસ્થાન પાછા ફરેલા હતા અને તે પછી તુર્તજ તેમને વડી ધારાસભાના વધારાના સભાસદ નિમવામાં આવ્યા હતા. તેમના આ હોદ્દા દરમ્યાન ૧૨૦૦) રૂપિયાથી ઓછી આવકવાળા ઉપર ઈન્કમટેક્ષ નહિ નાખવાની, કેળવણીનો જેમ બને તેમ વધારે ફેલાવો કરવાની, અને લશ્કરી ખરચમાં કાપકૂપ કરવાની સૂચના તે નામદારે કરેલી હતી.

નામદાર આગાખાનનું રાજકિય જ્ઞાન બહુ ઉચ્ચ પ્રતિનું છે, તેઓ જુદા જુદા દેશોમાં ચાલતા રાજ્ય ધોરણનું અધ્યયન કરી હિંદુસ્તાનના રાજ્ય બંધારણને માટે નિયમો બાંધી રાજકિય પુરૂષો આગળ ઉત્તમ પ્રકારે વખતો વખત રજુ કરે છે, અને એમના વિચારો માન્ય પણ થાય છે. એમનું એ વિષયનું છેલ્લું અંગ્રેજી પુસ્તક ઈન્ડીયા ઈન ટ્રાનઝેશન એક ઉત્તમ રાજવ્યવહારના સૂત્ર સમાન છે.

નામદાર આગાખાન કેળવણીના હિમાયતી છે અને પોતાની કોમમાં કેળવણી વધારવા માટે તેઓ સારો પ્રયાસ કરે છે, મુસલમાનોની એકની એક અલીગઢ કોલેજને તથા મુસ્લીમ યુનીવરસીટીને તેમણે કિમતી મદદ કરેલી છે, ઉપરાંત ખોજા ભાઇઓની સામાજીક સ્થિતિ સુધારવા તરફ તથા ખોજાઓમાં સ્ત્રી કેળવણી વધારવા તરફ તેઓ લાગણી ધરાવે છે.

નામદાર આગાખાન ઘણીજ સારી આવક ધરાવે છે, અને તેની સાથે તેઓ તેવીજ સખાવત પણ કરે છે, દર વરસે લાખો રૂપિયા તેઓ ખોજા કોમનાં ગરીબ ગરબાંઓમાં છૂટે હાથે આપી દીએ છે. હાલ કેટલોક વખત થયાં નામદાર આગાખાન આફ્રીકા તથા યૂરોપ તરફ છે, લડાઈ દરમ્યાન પણ તેઓ એ તરફજ હતા અને લડાઈમાં તેમણે નામદાર સરકારને ભારે મદદ કરેલી છે.

# શમ્સ-ઉલ-ઓલ્મા દસ્તૂરજી દારાબજી પેસ્તનજી સંજાણા. બી. એ. જે. પી.

શમ્સ-ઉલ-ઓલ્મા દસ્તૂરજી દારાબજી પેસ્તનજી સંજાણા તે મહુંમ શમ્સ-ઉલ-ઓલ્મા દસ્તૂરજી પેસ્તનજી બેરામજી સંજાણા (એમ. એ. પી. એચ. ડી.) ના બીજા પુત્ર થાય, તેમનો જન્મ સને ૧૮૫૭ ના નવેમ્બરની ૧૮ મી તારીખે મુંબઇમાં થયો હતો, તેમના વડિલો ઘણા વખતથી વાડીયાજી ના આતસબહેરામના તથા મુંબઈની પારસી કોમના વડા દસ્તૂરનો હોદ્દો ધરાવે છે, તે મુજબ દસ્તૂરજીના પિતા દારાબજી પણ વડા દસ્તૂર હતા.

દસ્તૂરજી દારાબજીએ શરૂઆતનું અંગ્રેજી શિક્ષણ એલ્ફીસ્ટન તથા પ્રોપ્રાયેટરી હાઈસ્કૂલમાં લીધું હતું અને તે પછી તેઓ વધારે અભ્યાસને માટે એલ્ફીસ્ટન કોલેજમાં દાખલ થયા હતા. જ્યાંથી તેમણે સને ૧૮૮૦ માં બી. એ. ની પરિક્ષા પસાર કરી હતી. તે પછી તુર્તજ તેઓ સર જમશેદજી જીજીભાઈ ઝંદ મદરેસામાં દાખલ થયા હતા, ત્યાં ચાર વરસ રહી તેમણે અવસ્તા અને પહેલવી ભાષાનો અભ્યાસ પૂરો કર્યો હતો, તેઓ પરિક્ષામાં પહેલે નંબરે પાસ થયા હતા અને તેથી તેમને સને ૧૮૮૫ ના જાન્યુઆરીમાં મદરેસા તરફથી સ્વ. શેઠ ફરદુનજી પારેખના નામનો ૫૦૦) રૂપિયાનો સોનાનો ચાંદ અને સર જમશેદજી જીજીભાઇના નામથી પાંચ વરસ સુધી અપાતી રૂ. ૯૦૦) ની સ્કોલરશીપ મળી હતી. એ સ્કોલરશીપ મળવાથી તેમને નીચેની ત્રણ ભાષાની ત્રણ પરિક્ષાઓ પાસ કરવાની હતી. જે તેમણે ફતેહમંદીથી પસાર કરી હતી.

પહેલી જર્મન ભાષાની પરિક્ષા તેમણે સને ૧૮૮૫ માં પસાર કરી હતી, જે પરિક્ષાના પુસ્તકનું નામ Wilhelm meister's wanderjahre હતું અને તેના પરિક્ષક રેવરંડ ફાધર ઈ. ઉસ્ટેરી એસ. જે. હતા. બીજી ફ્રેંચ ભાષાની પરિક્ષા તેમણે સને ૧૮૮૭ માં પસાર કરી હતી, જે પરિક્ષાના પુસ્તકનું નામ Darmesteter's ormazd et ahriman હતું અને તેના પરિક્ષક રેવરંડ ફાધર આલ્ટોફ હતા. ત્રીજી સંસ્કૃત ભાષાની પરિક્ષા તેમણે સને ૧૮૮૯ માં પસાર કરી હતી, જે પરિક્ષાના પુસ્તકનું નામ श्रीमद् भगवद् गीता હતું અને તેના પરિક્ષક શાસ્ત્રી એ. એ. આથવલે હતા.

દસ્તૂરજીની વિદ્વત્તાથી સને ૧૮૮૭ માં તેમને મુંબઈ યુનીવરસિટીના ફેલો તથા ફારસી ભાષાના પરિક્ષક નિમવામાં આવ્યા હતા, તેમજ તે પછીના

વરસે તેઓ જર્મન ઓરીએન્ટલ સોસાઈટીના એક સભાસદ ચુંટાયા હતા, ઉપરાંત એ વરસે ના. સરકાર તરફથી તેમને જસ્ટીસ ઓફ ધિ પીસનો ખેતાબ મળ્યો હતો. સને ૧૮૮૯ માં તેઓ સર જમશેદજી મદરેસાના એમ. એ. ના વર્ગમાં જર્મન તથા પહેલવી ભાષાના શિક્ષક નિમાયા હતા, તેમજ સને ૧૮૯૨ માં તેઓ રોયલ એશિયાટિક સોસાઈટીના મેમ્બર ચુંટાયા હતા, અને ૧૮૯૪ માં તેઓ વાડીયાજીના આતસબહેરામના નાયબ દસ્તૂર નિમાયા હતા, જે જગ્યા પર તેઓ એમના પિતાજીના મરણ પર્યંત રહ્યા હતા અને તે પછી સને ૧૮૯૮ ના ડીસેમ્બરમાં તેઓ એમના પિતાજીની જગ્યાએ સદરહુ આતસ બહેરામના વડા દસ્તૂર નિમાયા હતા, જે હોદ્દા પર તેઓ હાલ પણ છે.

સને ૧૮૮૯ માં તેઓ સર જમશેદજી મદરેસાના પહેલવી તથા ફારસી ભાષાના પ્રાચીન સાહિત્યના પ્રોફેસર તથા પ્રિન્સીપાલ નિમાયા હતા. અને તેજ વરસમાં તેમને સરકાર તરફથી શમ્સ–ઉલ–ઓલ્માનો ખેતાબ આપવામાં આવ્યો હતો. બે વરસ પછી તેઓ પારસી મેટ્રીમોનીયલ કોર્ટના એક ડેલીગેટ નિમાયા હતા.

દસ્તૂર દારાબજીએ આ બધી જગ્યાઓ માનવંત રીતે સંભાળી હતી, ઉપરાંત તેમણે સ્વ. શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાની સાથે જોડાઇને મુબઈની યુનિવરસિટીની પરિક્ષાઓમાં અવસ્તા તથા પહેલવી ભાષાઓને પણ સેકન્ડ લેંગ્વેજ તરીકે દાખલ કરાવી હતી. દસ્તૂરજીએ પોતાનાં ધર્મનાં કેટલાંક ઉપયોગી પુસ્તકો પણ રચેલાં છે.

જે પુસ્તકોથી સાબિત થાય છે કે દસ્તૂરજીને અસલી ઇરાની સાહિત્યનું તથા જુદી જુદી ભાષાઓનું સારૂં જ્ઞાન છે. પુસ્તકો પ્રસિદ્ધ કરવા ઉપરાંત દસ્તૂરજીએ જુદા જુદા વિષયો પર આજ સુધીમાં ઘણાં ભાષણો પણ આપેલાં છે.

સને ૧૯૦૪ માં નામદાર સરકારે તેમને ઑનરરી માજીસ્ટ્રેટનો હોદ્દો આપેલો, પરંતુ ઑનરરી માજીસ્ટ્રેટને જે વખતે કોર્ટમાં જવું જોઈએ તે વખતે દસ્તૂરજીને મદરેસામાં જવું પડતું, તેથી ઉપકાર સાથે તેમણે એ હોદ્દાને માટે ના પાડી હતી. સને ૧૯૦૮ થી એમણે પોતાના પિતાજીએ અધુરૂં મુકેલ પહેલવી દીનકર્દનું કામ પારસી પંચાયતના ટ્રસ્ટીઓની ફરમાશથી હાથમાં લીધેલું અને ૧૯૧૭ સુધીમાં તેનાં દસથી સોળ સુધીનાં વોલ્યુમ તૈયાર કરી પ્રસિદ્ધ કરેલાં, હાલમાં તેઓ એ પુસ્તકનું સત્તરમું વોલ્યુમ તૈયાર કરે છે.

દસ્તૂરજી જરતોસ્તી ધર્મના એક જબરા અભ્યાસી અને જુદી જુદી ભાષા જાણનારા એક બાહોશ વિદ્વાન છે, તેઓ પારસીઓ પરધર્મીમાં વટલાય તેના સખત વિરોધી છે, અને જરતોસ્તી ધર્મના ચૂસ્ત ચાહક છે. હાલ એમની ઉમર ૬૨ વરસની છે.

Shams-Ul-Olma Dasturji Darabji Pestanji Sanjana, J. P.



**શમ્સ-ઉલ-ઓલ્મા દસ્તુરજી દારાબજી પેસ્તનજી સંજાણા, જે. પી.**

પારસી કોમના એક વડા ધર્મગુરૂ.

Dastoor Minocheher Jamaspji.



દસ્તુર મીનોચેહર જામાસ્પજી.

પારસી કોમના એક વડા દસ્તુર.

# દસ્તૂરજી મીનોચેહેર જામાસ્પજી.

દસ્તૂરજી મીનોચેહેરજી મુંબઈની પારસી કોમના ત્રણ વડા દસ્તૂરોમાંના એક છે, તેઓ જામાસ્પ આશાના મશહુર ખાનદાનથી ઉતરી આવેલા છે, એમના પિતા મર્હુમ ડો. જામાસ્પજી મીનોચેહેરજી (એમ. એ. પી. એચ. ડી. ડી. સી. એલ.) મુંબઈમાં એક લોકપ્રિય દસ્તૂર તરીકે સારી પ્રખ્યાતી મેળવી ગયા છે, તેના દસ્તૂર મીનોચેહેરજી સૌથી ન્હાના બેટા થાય છે. દસ્તૂર મીનોચેહેરજીના વડિલ ભાઈઓ પણ દસ્તૂર તરીકે સારી પ્રખ્યાતિ મેળવી ગયા છે.

દસ્તૂર મીનોચેહેરજીનો જન્મ પારસી (યઝદેજરદી) સને ૧૨૪૦ ના બીજા માસની બારમી તારીખે સને ૧૮૭૦ ના નવેમ્બરની બીજી તારીખે મુંબઈમાં થયો હતો. અગીયાર વરસની ઉમરે એરવડ થઈ એમણે ધર્મગુરૂની પદવી મેળવી હતી, અને સને ૧૮૯૭ માં એટલે કે પોતાની સતાવીસ વરસની વયે પ્રોપ્રાયેટરી હાઈસ્કૂલમાંથી મેટ્રિકની પરિક્ષા પસાર કરી વિશેષ અભ્યાસ માટે તેઓ એલફીસ્ટન કોલેજમાં દાખલ થયા હતા, પણ તે પછી તુર્તજ એમના પિતા ગુજરી જવાથી તેમની જગ્યાએ તેમના પુત્રને દસ્તૂર નિમવામાં આવ્યા, અને તેમની જગ્યાએ મીનોચેહેરજીને નાયબ દસ્તૂર નિમવામાં આવવાથી તેમને પોતાનો અભ્યાસ છોડી દેવો પડયો હતો.

દસ્તૂર મીનોચેહેરજીને ન્હાની વયથીજ પોતાના ધર્મના અભ્યાસ તરફ સારી લાગણી હતી, અને એ લાગણીને લઈને તેમણે પોતાના ધર્મ સંબંધી પુસ્તકોનો વખાણવા લાયક અભ્યાસ આજ સુધીમાં કરી ધર્મના એક અડંગ અભ્યાસી તરીકે, એક સારા લેખક તરીકે અને એક બાહોશ ભાષણ કર્તા તરીકેની નામના મેળવેલી છે. મુલ્લાં ફીરોઝ મદરેસામાં પૂરાતન ઝંદ અને પહેલવી ભાષાઓનો અભ્યાસ તેમણે પાંચ વરસ સુધી કરેલો અને સને ૧૯૦૧ માં છેવટનું સર્ટિફીકેટ તેમણે મેળવેલું. આ અભ્યાસ દરમ્યાન મજકુર મદરેસા તરફથી "નસાથી દૂર રહેવા માટેનાં ફરમાનો" એ નામના વિષય પર નિબંધ માગવામાં આવેલા, જેમાં લખાઇ આવેલા નિબંધોમાં દસ્તૂર મીનોચેહેરજીનો નિબંધ સૌથી સરસ નિવડવાથી તેમને મદરેસા તરફથી શેઠ પાલનજી હોરમસજી કાપડીયા વાળું "મીડીઆઈ પ્રાઈઝ" મળેલું.

સને ૧૯૦૧ ના ફેબ્રુઆરીની દસમી તારીખના મુલ્લાં ફીરોઝ મદ્રેસાના ઈનામના મેલાવડામાં તેમણે "એક જરતોસ્તીએ પોતાની મુરાદો બર લાવવા માટે શું શું ઉપાયો લેવા જોઈએ ?" એ બાબત ઉપર એક ભાષણ-વાએજ આપેલું જે ભાષણ મોટી મિજલસ સન્મુખ મુકવા લાયક છે એવો અભિપ્રાય મર્હુમ શેઠ ખરશેદજી રૂસ્તમજી કામાએ એ વખતે આપેલો—સને ૧૮૯૯ ના સપ્ટેમ્બરની ત્રીજી તારીખે મુલ્લાં ફીરોઝ મદરેસાનું ફંડ વધારવાની એક કામેટી

નિમાયેલી તેના તેઓ પણ એક મેમ્બર નિમાયેલા, તે પછી થોડાજ વખતે અંજુમનના આતસ બહેરામની કારોભાર મંડળીના પણ એક મેમ્બર તરીકે તેમને નિમવામાં આવેલા. નાયબ દસ્તૂરનો હોદ્દો તેમને મળ્યા પછી તેમણે પહેલું એક જાહેર ભાષણ સને ૧૯૦૧ ના માર્ચ મહિનાની ૨૧ મી તારીખના રોજ એક મોટા મેળાવડા સમક્ષ અંજુમનના આતસ બહેરામની જગ્યામાં આપેલું અને તે પછી આજ સુધીમાં તેમણે ઘણાં જાહેર ભાષણો આપેલાં છે. ડાકટર સ્પીગલ મેમોરીયલ વોલ્યુમ, દસ્તૂર હોસંગજી મેમોરીયલ વોલ્યુમ, અને સર જમશેદજી મદરેસા જ્યુબિલી મેમોરીયલ વોલ્યુમ વિગેરે પુસ્તકોમાં ઘણા અવસ્તાના અભ્યાસીઓના લેખો છે, તેમાં દસ્તૂર મીનોચેહેરજીનાં લખાણ પણ છે. પરંતુ એમની કારકીર્દિને વિશેષ ઝેબ આપે એવું કાર્ય તે સુપ્રસિદ્ધ ફારસી કવિ ફીરદોસીના રચેલ શાહનામાનો ગુજરાતી તરજુમો છે, આ વિકટ અને ખરચાળ કામ માથે લેવાની કોઈ અભ્યાસીની હિમત નહોતી ચાલતી, પરંતુ દસ્તૂર મીનોચેહેરજીએ તે માથે ઉઠાવીને તે પુસ્તકના ગુજરાતી તરજુમાનું કામ ચાર મોટા ભાગમાં સંપૂર્ણ કરેલું છે, આ પુસ્તકનો પહેલો ભાગ સને ૧૯૧૧ માં અને ચોથો ભાગ સને ૧૯૧૫ માં છપાઇ એ કામ પુરૂં થઇ ગયેલ છે. ઈ. સ. ૧૯૧૬ ના જાન્યુઆરીમાં તેઓ મુસાફરીએ નિકળેલા અને ઉદવાડા, બીલીમોરા, નવસારી, ભરૂચ, વડોદરા, અમદાવાદ, કરાંચી, સક્કર, લાહોર, અમૃતસર, દિલ્હી, જેપુર, અજમેર અને નારગોલ ઈત્યાદિ શહેરોમાં ફરી ત્યાં ભાષણો કરેલાં અને શાહનામાનું વાંચન કરેલું. આ એમનાં ભાષણો અને વાંચનથી દરેક શહેરના જરતોસ્તીઓનું એમના તરફ ધ્યાન ખેંચાયેલું અને તેમનો સારો સત્કાર થવા સાથે તેમનાં ભાષણો તથા વાંચને લોકોની પ્રશંસા મેળવેલી.

ઈ. સ. ૧૯૧૬ ના જુનની ૨૩ મી તારીખે એમના વડા ભાઈ કે જેઓ એક વડા દસ્તૂર હતા તે ગુજરી જવાથી તેમની ખાલી પડેલી ગાદી પર તા. ૨૮ મી જુનને દિવસે અંજુમનની આતસ બહેરામની કમિટી તરફથી મીનોચેહેરજીને વડા દસ્તૂર તરીકે નિમી એમની લાયકાતની કદર કરવામાં આવી હતી, એમની આ નિમણુક જાણીતાં શ્રીમંત કુટુંબો તરફથી, ઘણીક દરેમેહરો તરફથી, તેમજ જાહેર વર્તમાનપત્રો તરફથી વધાવી લેવામાં આવી હતી અને એ જગ્યાને માટે તેઓ સર્વ રીતે લાયક છે એમ જાહેર કરવામાં આવ્યું હતું. લાનોલી, લાહોર તથા એડન આદિ શહેરોની અંજુમનો તરફથી પણ પ્રશંસા પત્રો તથા વડા દસ્તૂર તરીકેની શાલો તેમના પર મોકલવામાં આવી હતી.

દસ્તૂર મીનોચેહેરજી ગાદી પર આવ્યા પછી પોતાના માનવંત વડિલોનાં રૂડાં પગલે ચાલવાની કોશિષ કરી રહ્યા છે, અને પોતાની કોમને લગતા સવાલના સવાલોમાં આગળ પડતો ભાગ લીએ છે. હાલમાં તેઓ જરતોસ્તી ધર્મને લગતી અગત્યની બાબતો ઉપર એક પુસ્તક લખવામાં રોકાયેલા છે.

# દસ્તૂરજી દીનશાહ જીવનજી ગરડા.

મુંબઈની પારસી કોમની વસ્તી સુમારે પચાસ હજારની કહેવાય છે, તેમાંથી પાંચ હજાર માણસનું એક ટોળું જુદું પડી ગયું છે, આ ટોળું કદમી ટોળું કહેવાય છે, તે ટોળાંના દીનશાહજી વડા દસ્તૂર છે.

દસ્તૂર દીનશાહજીનો જન્મ પારસી સને ૧૨૨૩ એટલે કે ઈ. સ. ૧૮૫૩ માં સુરત મુકામે થયો હતો, તેમનાં માતાપિતા સુરતમાંજ રહેતાં અને તેમની આર્થિક સ્થિતિ ગરીબ હતી, પરંતુ દીનશાહજીના એક માસા ફરદુનજી પેસતનજી એદીના મુંબઈમાં રહેતા હતા અને તેઓ એ પૈસે સુખી હતા, તેઓ મુંબઈના કદમી ટોળાંના અથોરનાન હતા તેમને કંઈ ફરજંદ નહિ હોવાથી તેઓ દીનશાહજીની ઉમર ૧૪ વરસની થઈ ત્યારે તેમને પોતાને ત્યાં મુંબઈ લાવ્યા અને ભણાવી ગણાવી, પાળી પોષી મોટા કરી મોબેદનું કામ શિખવ્યું. એ કામમાં દીનશાહજી પાવરધા થઇ જવાથી કદમી ટોળાંનાં આતશ બહેરામમાં તેમને બોએદેનાર નિમવામાં આવ્યા.

તે પછી થોડા વખતે એમના ભાઈ શાપુરજી કે જેઓ ચોપાટી ખાતેની વાચ્છાગાંધીની અગીયારીના વડા પંથકી હતા, તેઓ ગુજરી જવાથી એમની જગ્યાએ એ અગીયારીના પંથકી તરીકે દીનશાહજીને નિમવામાં આવ્યા. આ જગ્યા પર તેઓ ચાળીસ વરસ જેટલી લાંબી મુદત સુધી રહ્યા અને તે દરમ્યાન પોતાના યજમાનોની ચાહના તેમણે મેળવી.

ઘણો લાંબો વખત થયાં કદમી અંજુમનના વડા દસ્તૂરની જગ્યા કોઈ લાયક માણસ નહિ મળવાથી ખાલી પડેલી હતી, અને તેજ પ્રમાણે દાદીશેઠનાં આતસબહેરામના દસ્તૂરની જગ્યા પણ ખાલી હતી. દસ્તૂર દીનશાહજી પોતાના કામમાં માહેતગાર હોવા સાથે કદમી અથોરનાનોમાં આગળ પડતો દરજ્જો ભોગવતા હોવાથી દાદીશેઠના આતસબહેરામના ટ્રસ્ટીઓએ અંદર અંદરમાં ઠરાવ કરી સને ૧૯૧૧ માં મજકુર આતસ બહેરામના વડા દસ્તૂર તરીકે તેમની નિમણુક કરી રિવાજ મુજબ દસ્તૂરની શાલ ઓઢાડી. તે હોદ્દા પર તેમણે સારૂં કામ કરવાથી કદમી ટોળાંના આગેવાન ગૃહસ્થોએ પોતાની કોમના આગેવાન શેઠીઆઓ ઉપર એક જાહેર સભા ભરવાનો પત્ર લખી મોકલ્યો, જેના પરિણામે સને ૧૯૧૩ ના એપ્રીલ મહિનામાં સભા બોલાવવામાં આવી, અને એ સભાના ઠરાવથી સભાના મુરબ્બી શેઠ નવરોજી ગામડીયાના હાથે દીનશાહજીને

કદમી ટોળાંના વડા દસ્તૂરની શાલ ઓઢાડવામાં આવી. તે વખતથી દસ્તૂર દીનશાહજી કદમી ટોળાંના વડા દસ્તૂર નિમાયા છે. આ પ્રસંગે કોમના બીજા પણ ઘણા જાણીતા ગૃહસ્થો તરફથી દસ્તૂરજીને શાલો ભેટ કરવામાં આવી હતી, અને એમને મળેલા હોદ્દાને માટે મુબારકબાદી આપવામાં આવી હતી.

દસ્તૂર દીનશાહજી જુના વિચારના હોવા સાથે જરથોસ્તી ધર્મ તરફ સારી લાગણી રાખનારા અને એ ધર્મને લગતી પવિત્ર ક્રિયામાં કુશળ હોવાથી કોમની સારી ચાહના તેમણે મેળવેલી છે.

દસ્તૂર દીનશાહજીને સંતતિમાં ચાર દીકરા અને બે દીકરીઓ છે, એમના ચાર પુત્રોમાંના ત્રણ મુંબઈ યુનીવરસિટીના ગ્રેજ્યુએટ ( બી. એ. ) છે. એમના વડા પુત્ર મી. નસરવાનજી બી. એ. એલ્. એલ્. બી. છે અને તેઓ મુંબઈની હાઈકોર્ટમાં ડેપ્યુટી રજીસ્ટ્રારના હોદ્દા પર છે ઉપરાંત તેઓ મુંબઈના પારસીઓનાં લગ્નનાં રજીસ્ટ્રારનો હોદ્દો પણ ધરાવે છે, બીજો દિકરો સરકારી નોકરીમાં છે, ત્રીજો દિકરો તાતા સન્સની પેઢીમાં છે, અને ચોથો, સહુથી નાનો દિકરો દસ્તૂરજીની સાથે જોડાયેલ છે.

---

Dastoor Dinshah Jivanji Garda.



દસ્તૂર દીનશાહજી જીવનજી ગરડા.

કદમી ટોળાંના વડા દસ્તૂર.

Bhakatraj Jadavji Maharaj.



ભક્તરાજ જાદવજી મહારાજ.
નરનારાયણના મંદિરવાળા.

# ભકતરાજ જાદવજી મહારાજ.

## મુંબઇના નરનારાયણના મંદિરવાળા.

લોકો એમ કહે છે કે હળાહળ કળજુગ આવ્યો છે, માણસોની રહેણી કરણી અધમ થઈ ગઇ છે અને અધૂરામાં પુરૂં એવા મનુષ્યોને ઉપદેશ આપી સુમાર્ગે ચડાવે એવા સંત પુરૂષો પણ કયાંઇ જોવામાં આવતા નથી. આ વાતમાં કેટલું સત્ય છે ? તે તો સહુ સહુની માન્યતા પર આધાર રાખે છે, પરંતુ અમારે જે જણાવવાનું છે તે એજ છે કે 'बहु रत्ना वसुंधरा' મતલબ કે આ દુનિયામાં થોડા કે ઘણા પ્રમાણમાં બધી જાતની ચીજો, બધી જાતની વિદ્યા અને બધી જાતનાં માણસો વિદ્યમાન છે. અલબત્ત વખતના પ્રમાણમાં વધારો ઘટાડો હોય છે તે એવી રીતે કે અમુક ચીજની મોસમ હોય છે ત્યારે તે ચીજ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે, અને મોસમ નથી હોતી ત્યારે તેજ ચીજ જોવામાં પણ નથી આવતી, પરંતુ કોઇ માણસને એ ચીજની અત્યંત અગત્ય હોય અને તે મેળવવા માટે બનતી તજવીજ કરે તો અવશ્ય તે ચીજ તેને પ્રાપ્ત થયા શિવાય રહેતી નથી. જેવી રીતે ચીજનું છે તેવીજ રીતે સંત પુરૂષોનું પણ છે. હાલમાં સંત પુરૂષોની મોસમ નહિ હોવાથી ખરા સંતનાં દર્શન દુર્લભ છે એ વાત નિર્વિવાદ છે, પરંતુ આતુરતા હોય, ખરૂં દિલ હોય અને પૂરો પ્રયત્ન હોય તો દુનિયા જેને દુર્લભ માને છે તે સંતનાં દર્શન અને સમાગમની પ્રાપ્તિ થયા શિવાય રહેતી નથી.

દુનિયા અત્યારે જેવા પુરૂષનાં દર્શન દુર્લભ માને છે, તેવો એક પુરૂષ મુંબઈ જેવા પ્રવૃત્તિમય શહેરના મધ્ય ભાગમાં અત્યારે બિરાજમાન છે. હીરા જેવી અમૂલ્ય વસ્તુ કોલસાની ખાણમાંથી કે રેતીના ઉજ્જડ રણમાંથી પ્રાપ્ત થાય છે, એ વાત તો સહુ કોઈ સારી રીતે જાણે છે, તેવીજ રીતે સંત પુરૂષો પણ આપણે ન ધારીએ તેવી જગ્યાએથી મળી આવે છે.

જે સંત પુરૂષ મુંબઇના મધ્ય ભાગમાં બિરાજવાનું ઉપર કહેલું છે તે અન્ય કોઈ નહિ પણ નરનારાયણ અને માધવ બાગની જગ્યામાં હમેશાં લોકોની નજરે પડતા અને ઉપદેશ રૂપી અમૂલ્ય અમૃતનું લોકોને પાન કરાવતા જાદવજી મહારાજ છે.

જાદવજી મહારાજના જીવનની હકીકત આપ્યા પહેલાં એટલું જણાવવાની ખાસ જરૂર છે. કે જાદવજી મહારાજ પોતે એક હીરા જેવા હોવા છતાં બિલકુલ પ્રકાશમાં આવવા માંગતા નથી, એટલુંજ નહિ પણ એમની કિંમત કદર કરનારા ઝવેરીઓને પણ પોતાને પ્રકાશમાં મુકવાની ચોખ્ખી ના પાડે છે. માન ચાંદની ભૂખના આ વખતમાં આવી નિરાભિમાન વૃત્તિ રાખવા માટે જાદવજી મહારાજને જેટલો ધન્યવાદ આપવામાં આવે તેટલો થોડોજ છે,

પરંતુ લોકોની આતુરતા એમનું વૃત્તાંત જાણવા માટે હવે બહુ વધી ગઈ છે, અને તેથી તે પૂર્ણ થવાની ખાસ જરૂર છે, એવું જણાતાં અમે આ પુસ્તકમાં તેમનું વૃત્તાંત દાખલ કરેલ છે. એમના વૃત્તાંતની કેટલીક હકીકત કેશવ આત્મારામ નામના એક અજ્ઞાત ગૃહસ્થે પોરબંદરના ક્યુરેટર જયકૃષ્ણભાઈ તથા મેયો કોલેજના પ્રોફેસર નવનીતરામ હ. પંડયા વચ્ચે ચાલેલ પત્ર વ્યવહાર પરથી તૈયાર કરી અમારા તરફ મોકલાવેલ તેમાં યોગ્ય સુધારો વધારો કરી અત્રે છાપેલ છે.

પંડિત શ્રી જાદવજી મહારાજ જ્ઞાતે પુષ્કરણા બ્રાહ્મણ છે, એમનો જન્મ સુદામાપુરી જેવા પવિત્ર અને યાત્રાના સ્થળમાં ઈ. સ. ૧૮૪૮ સંવત ૧૯૦૪ માં થયો હતો, એમના પિતાનું નામ કેશવજી અને માતાનું નામ પ્રેમકુંવર હતું. કેશવજી મહારાજને સંતાનો થતાં ખરાં, પરંતુ એકે સંતાન જીવતું રહેતું નહિ. તેથી એ દંપતિએ પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરીને માગ્યું કે હે! પ્રભુ જો તું અમારા પર કૃપા કરીને અમને એક દીર્ઘાયુ પુત્ર આપીશ તો અમે સંતોષ માનશું અને એ પુત્રને તારો સેવક બનાવશું. આર્ત અંતરની આ પ્રાર્થના દયાળુ પ્રભુએ સાંભળી અને પુત્ર પ્રાપ્તિ થયા પછી કેશવજી મહારાજ તથા તેમનાં પત્નીએ પણ પોતાનું વચન પાળ્યું. પોતાના પુત્ર પર ભક્તિના સંસ્કારો જામે એ બાબત પર આ દંપતિએ પૂર્ણ લક્ષ આપ્યું અને તેમનો એ પ્રયત્ન ફળિભૂત પણ થયો. બાળક જાદવની રહેણી કરણીમાં પ્રભુ ભક્તિનું દ્રશ્ય દેખાયું, પરંતુ તેને ખિલેલું જોવાને એ દંપતિ ભાગ્યશાળી થાય તે પહેલાં તેઓ આ સંસારનો ત્યાગ કરી ગયાં.

જાદવજી મહારાજની બાલ્યાવસ્થાનાં લગભગ પંદર વરસો પોરબંદરમાં પસાર થયાં હતાં અને તેમણે પોતાના અભ્યાસની શરૂઆત પણ પોરબંદરમાંજ કરેલી હતી, પરંતુ માતાપિતાનો સ્વર્ગવાસ થવાથી તેમના કાકા ન્હાનાલાલ કે જેઓ મુંબઇમાં હતા તેઓ પંદર વરસની ઉમરના પોતાના ભત્રીજાને મુંબઇ લાવેલા હતા, ત્યારથી આજ સુધી જાદવજી મહારાજનો નિવાસ મુંબઇમાં છે.

જાદવજી મહારાજનો શાળાનો અભ્યાસ કંઈ નોંધ લેવા લાયક નથી, પરંતુ અત્યારનું તેમનું જ્ઞાન એક બાહોશ પંડિતને પણ ટક્કર મારે તેવું છે, ગુજરાતી, સંસ્કૃત, મરાઠી અને હિંદી ભાષાઓ જાણવા ઉપરાંત અંગ્રેજી ભાષામાં પણ તેઓ સારી પ્રવિણતા ધરાવે છે અને વિના સંકોચે અંગ્રેજી લખી વાંચી તથા બોલી શકે છે.

જાદવજી મહારાજના કાકા ન્હાનાલાલની ઇચ્છા તેમને સંસારની ઉપાધિમાં પરોવી તેઓ દ્રવ્ય પ્રાપ્ત કરતા થાય એવું જોવાની હોવાથી તેઓ તેમને એ રસ્તે દોરવાનો પ્રયત્ન કરવા લાગ્યા; પરંતુ કુદરતથીજ ભક્ત જન્મેલ જાદવજી મહારાજને એ વાત રૂચી નહિ, તેઓ ઘેરથી ભાગી જઇને ઈશ્વર સ્મરણમાં પોતાનો વખત વ્યતિત કરવા લાગ્યા, આથી એમના કાકાને ઘણો

ચડતો અને વખતે વખતે તેઓ જાદવજી મહારાજને તિરસ્કાર તથા ઠબકાનાં વચનો પણ સંભળાવતા. જાદવજી મહારાજને આ રસ્તેથી બીજે રસ્તે વાળવા માટે તેમણે ગોદીમાં તેમને મજુરો પર દેખરેખ રાખનાર સુપરવાઈઝરની નોકરી અપાવી, પરંતુ ત્યાં આગળ પણ નોકરી કરવાને બદલે તાબાના મજુરોને ઈશ્વર ભજન કરવાનો ઉપદેશ આપવા લાગ્યા અને મજુરોને એવી રીતે લલચાવ્યા કે જો તમે જેટલો વખત મજુરી કરો છો તેટલો વખત શાન્ત બેસીને ઇશ્વરનું ભજન કરો તો હું તમને વગર મહેનત કર્યે તમારી રોજી પુરી પાડું. આ વાત મજુરોએ કબૂલ કરી એટલે ગોદીનું બધું કામ અટકી પડયું. આથી ગોદીના ઉપરી સાહેબે તથા વેપારીઓએ જાદવજી મહારાજના કાકા કે જેઓ પણ ગોદીમાંજ નોકર હતા તેમને આ વાત જાહેર કરી અને આવા માણસને આવી જગ્યા આપવા માટે ઠબકો આપ્યો.

પોતે ધારેલ રસ્તે જાદવજી મહારાજનું વર્તન તેમના કાકા ફેરવી શકતા નહિ, તેથી તેઓ નાસીપાસ અને દિલગીર થયા અને હવે જાદવજી મહારાજને કેવી રીતે સુધારવા તેનો વિચાર કરવા લાગ્યા.

આ વખતે સ્વ. પંડિત ભગવાનલાલ ઇંદ્રજી કે જેઓ એક કુશળ ડાકટર તથા હિંદની પ્રાચીન વસ્તુઓની શોધખોળ કરવાના શોખીન તરીકે તથા વનસ્પતિ શાસ્ત્રના પ્રવિણ પુરૂષ તરીકે મુંબઈ ઇલાકામાં સારી રીતે પ્રસિદ્ધ છે, તેઓ મુંબઈમાં વાલકેશ્વર રહેતા હતા, તેઓ પણ પોરબંદરના હોવાથી ન્હાનાલાલને તેમની સાથે સારી ઓળખાણ હોવાથી ન્હાનાલાલ તેમની પાસે ગયા અને બધી હકીકત નિવેદન કરી પોતાના ભત્રીજાને સુધારવા વિનંતિ કરી. ડો. ભગવાનલાલે એ વાત કબુલ કરી અને જાદવજી મહારાજને પોતાને બંગલે બોલાવ્યા. ડો. ભગવાનલાલે જાદવજી મહારાજને આ લત મુકી દઈ ધંધે લાગવા સૂચના કરી જેના જવાબમાં એકજ ભાષણ કરી જાદવજી મહારાજે તેમને પોતાનો ચમત્કાર બતાવી દીધો. ભક્તિબળ પાસે વિદ્વતાનું બળ ટકી શકયું નહિ અને જાદવજી મહારાજને તાબે કરવા જતાં ડો. ભગવાનલાલ ઉલટા એમને તાબે થઈ ગયા. જાદવજી મહારાજના ભાષણથી ડો. ભગવાનલાલ તથા એમને ત્યાં બેઠેલા અન્ય ગૃહસ્થો સ્તબ્ધ થઈ ગયા અને ડો. ભગવાનલાલે તો જાદવજી મહારાજને બીજે રસ્તે વાળવાની વાત બાજુ મુકી દઇને જે રસ્તે તેઓ વળેલા હતા તેજ રસ્તે તેમને મદદ કરવાનો નિશ્ચય કર્યો. તેમણે જાદવજી મહારાજને કહ્યું કે "બસ હવે આજથી તમે મારે બંગલેજ રહેજો અને તમારા ઉપદેશનું પાન આવનાર માણસને કરાવજો." તે દિવસથી ડો. ભગવાનલાલને બંગલે જાદવજી મહારાજનાં ભાષણ ચાલુ થયાં અને તે સાંભળવા માટે શ્રીમંતો તથા સાધારણ માણસો ટોળે વળીને આવવા

લાગ્યાં. કહેવાની જરૂર નથી કે એમના કાકા આથી બહુજ કચવાયા અને જાદવજી મહારાજ પર ગાળોનો વરસાદ વરસાવ્યો. પરંતુ જાદવજી મહારાજે એ ગાળોના વરસાદને પણ પ્રભુની કૃપાનોજ વરસાદ માન્યો. એ વખતથી જાદવજી મહારાજ ડો. ભગવાનલાલને ત્યાંજ રહેવા લાગ્યા.

મુંબઈ સરકારે "ગેઝેટીયર" નાં પુસ્તકો પ્રસિદ્ધ કરેલાં છે, તેમાં પાંડવ ગુફાના પ્રાચીન શિલાલેખોનો અંગ્રેજીમાં તરજુમો કરવા માટે ડો. ભગવાનલાલને નિમેલા. આ કામને માટે ઈ. સ. ૧૮૮૩ માં ડો. ભગવાનલાલ, ડો. જેમ્સ બર્જેસ, મુંબઈના કસ્ટમ કલેકટર, પોરબંદરના કયુરેટર શ્રીયુત જયકૃષ્ણ ઇંદ્રજી, રા. રા. રતીરામ દુર્ગારામ અને ગેઝેટીયરના સંપાદક મી. જે. એમ. કેમ્પબેલ તથા હિંદના તેમજ યૂરોપના અન્ય કેટલાક વિદ્વાનોનો કાફલો પાંડવ ગુફા જવા નિકળેલો તે વખતે ડો. ભગવાનલાલે જાદવજી મહારાજને પણ પોતાની સાથે લીધેલા, દિવસના ભાગમાં બીજા ગૃહસ્થો જ્યારે કામકાજમાં રોકાતા ત્યારે જાદવજી મહારાજ એકાન્તમાં બેસી ઈશ્વર સ્મરણમાં પોતાનો વખત વ્યતિત કરતા, અને રાત્રે બધા પરવારી તેમની આસપાસ ટોળું વળી ઉપદેશ સાંભળવા બેસી જતા. એ રસાલામાંનો એક ગૃહસ્થ જણાવે છે કે "જાદવજી મહારાજનો બોધ સાંભળવામાં અમે બધા એવા લીન બની જતા કે ગુફામાંની આકૃતિઓ અને અમારા વચ્ચે કાંઈ તફાવત રહેતો નહિ." આવી શક્તિ પ્રાપ્ત થવી એ દૈવ કૃપા શિવાય કેવળ દુર્લભજ છે.

જાદવજી મહારાજની અદ્ભૂત શક્તિ જોઇને તેમનાં ભાષણો, તેમની છબી, તથા તેમનું ટુંક વૃત્તાંત "રોયલ એશિયાટિક સોસાઈટી" તરફથી પ્રસિદ્ધ થતા માસિકમાં મોકલવાનો તે વખતે પ્રયત્ન થયેલો, પરંતુ જાદવજી મહારાજે એ વાતનો ઈન્કાર કરેલો હતો, આ શિવાય બીજા પણ ઘણા પ્રસંગોએ જુદા જુદા ગૃહસ્થોએ આવી ઇચ્છા બતાવેલી પરંતુ કોઈની એ માગણીનો આજ સુધીમાં જાદવજી મહારાજે સ્વીકાર કર્યાનું જાણવામાં નથી.

હિંદુસ્તાનમાંથી દારૂની બદી દૂર કરવા માટે પાર્લામેન્ટમાં લડત ચલાવનાર મર્હુમ મી. ડબલ્યુ. એસ. કેનને પણ તેમના એ કામમાં જાદવજી મહારાજે ઘણી મદદ કરી હતી. એમનાં ભાષણો અને એમની પ્રબળ વક્તૃત્વ શક્તિની અસર એટલી બધી સચોટ થઈ હતી કે હલકા વર્ગના સંખ્યાબંધ લોકોએ દારૂ નહિ પીવાના સોગંધ લીધા હતા. આથી પીઠાવાળાઓને ભારે નુકશાન થતાં તેમણે જાદવજી મહારાજને ભાષણો કરતાં અટકાવવા માટે ગણદેવીમાં થોડા વખતને માટે નજર કેદ રખાવ્યા હતા.

ઇ. સ. ૧૮૯૭ થી જાદવજી મહારાજે બીજાં બધાં કામો છોડી દઈ હાથમાં માળા પકડી ફક્ત ઈશ્વરનું ભજન કરવાનો તથા કરાવવાનો પ્રયત્ન

શરૂ કરેલ છે. તેમના ઉત્તમ ઉપદેશના પ્રતાપે હિંદુઓમાં ધાર્મિક વૃત્તિનો વધારો થાય એમ ધારી મુંબઈની બે પ્રખ્યાત જગ્યાઓ ( માધવ બાગ તથા નરનારાયણનું મંદિર ) તેમના માલિકો તરફથી છૂટથી વાપરવા માટે જાદવજી મહારાજને સોંપવામાં આવેલ છે. આ બે મંદિરો પૈકી માધવ બાગના મંદિરમાં સાંજે એક વખત અને નરનારાયણના મંદિરમાં સવારે તથા રાતે એવી રીતે બે વખત મળી કુલ દિવસમાં ત્રણ વખત મંડળો મળે છે. અને ઈશ્વર ભજન કરે છે, તે ત્રણે વખતે જાદવજી મહારાજ પોતે વ્યાખ્યાન આપે છે, આ બાબતનું લંબાણ વર્ણન આગળ આપવામાં આવશે.

મુંબઈમાં જાદવજી મહારાજના મંડળમાં લગભગ દોઢથી બેહજાર માણસો છે. જેમાં સ્ત્રીઓની સંખ્યા પણ સારી. એટલે કે લગભગ પાંચસોની હશે તે શિવાય ભાવનગર, જુનાગઢ, જામનગર, પોરબંદર, કચ્છ, માંડવી, વીસનગર તથા જોધપુર વિગેરે શહેરોમાં પણ તેમનાં મંડળો છે.

પંડિત શ્રી જાદવજી મહારાજને કીર્તિ કે પૈસાની દરકાર નહિ હોવાથી તેમણે પોતાનો મત કે જુદો સંપ્રદાય સ્થાપેલ નથી, તેમજ પોતે ગુરૂ કે આચાર્યનું પદ પણ ધારણ કર્યું નથી, અગર જો એ રસ્તે માન અને ધન મેળવવાનું તેમણે ધાર્યું હોત તો એક ધર્માચાર્યના જેટલું માન અને લાખો રૂપિયા તેઓ મેળવી શકયા હોત, પરંતુ માન અને ધનને લાત મારી તેમણે લોકોનું હિત કેમ થાય ? એ વિચારમાંજ પોતાના વખતનો વ્યય કરેલો છે, લોકોને રૂચતી રીતે નિસ્વાર્થ વૃત્તિ રાખી તેમને ઈશ્વરભજન તરફ વાળવા લોકોમાં પ્રભુ ભક્તિનો પ્રચાર થાય તેવા પ્રયત્નો કરવા અને કોઇ પણ માણસ આવીને પોતાની શંકાનું સમાધાન વિના સંકોચે કરી શકે એ તરફ જાદવજી મહારાજે સારૂં લક્ષ આપેલું છે. એમના સિદ્ધાંતોમાં અમુક દેવ પ્રત્યે અંધ શ્રદ્ધા રાખવાનો દુરાગ્રહ નહિ હોવાથી લોકોને એમના સિદ્ધાંત સાકર જેવા મીઠા લાગે છે અને મિષ્ટાનના કોળીયા માફક જલદી ગળે ઉતરી જાય છે.

પંડિત શ્રી જાદવજી મહારાજના જીવન સબંધે આટલું લખ્યા પછી હવે તેમના મંડળમાં હમેશ શું થાય છે ? તે લખું છું.

દરરોજ સવારના આઠેક વાગ્યાના સુમારથી મંડળનાં માણસો આવવાં શરૂ થાય છે, તેઓ પ્રથમ નરનારાયણનાં દર્શન કરી પછી મંડળને બેસવાની જગ્યા કે જે દેવળની બાજુએ એક મોટી પરશાળ છે ત્યાં જઈને બેસે છે અને ત્યાં પડેલા માળાના ઢગલામાંથી એક માળા લઈ પોતાના ઈષ્ટદેવનું સ્મરણ કરવા મંડી જાય છે. આ પરશાળમાં વચે એક બારીક પડદો નાખીને સ્ત્રી પુરૂષોને માટે જુદા ભાગ કરેલા હોય છે, તેમાં સ્ત્રીના ભાગમાં સ્ત્રી અને પુરૂષના ભાગમાં પુરૂષ જઈને બેસે છે, અને ઉપર કહ્યું તેમ માળા લઈ પોતાના

ઇષ્ટદેવનું સ્મરણ કરે છે, આ સ્મરણ છેક નવ વાગ્યા સુધી ચાલે તે અરસામાં પરશાળ માણસોથી લગભગ ચીકાર ભરાઈ જાય છે, તે પછી જાદવજી મહારાજના ચી. ભાઇ હરિદાસ હાથમાં મૃદંગ લઈ મંડળને ભજન કરાવે છે, અને એ ક્રિયા અરધોક કલાક ચાલ્યા બાદ પંડિત શ્રી જાદવજી મહારાજની શાન્ત, ભક્તિમાન અને પ્રભાવશાળી મૂર્તિ લોકોની આંખ આગળ ખડી થાય છે. જાદવજી મહારાજ પણ આવીને શરૂઆતમાં ભજન કરાવે છે. આ મંડળમાં જે ઘોષ કરાવવામાં આવે છે તેમાં "श्रीकृष्णं शरणं ममः" અને "રામરામ, રામરામ" એ બે વચનો મુખ્ય છે. ભેગાં મળેલાં મંડળનાં માણસો એકાગ્ર ચિત્તથી જે વખતે આ ધૂન મચાવે છે, તે વખત ગમે તેવો માણસ હોય તો પણ બે ઘડીને માટે લૌકિક ઉપાધિઓ વિસરી જાય છે અને ચાલતી ધૂનમાં લીન થઈ જાય છે.

આ ધૂન લગભગ બે કલાક ચાલે છે, તેમાં એક કલાક તો એવી બેહદ રીતે ચાલે છે કે કાલબાદેવી જેવા રસ્તા ઉપર અને મુંબઈ જેવા શહેરમાં આપણે છીએ એ પણ ભુલી જવાય છે, અને આખું વાતાવરણ બદલી જઇને ઇશ્વરના નામવાળું, શાન્ત અને મન ઉપર ભક્તિની સચોટ છાપ પાડનારૂં બની જાય છે, ખાસ કરીને આ ધૂનની વધારે અસર ચી. હરિદાસના મૃદંગથી અને તે કરતાં પણ વધારે અસર જાદવજી મહારાજની પ્રતાપી મૂર્તિના આગમનથી થાય છે. જાદવજી મહારાજ જ્યારે ધૂન મચાવરાવે છે ત્યારે હું નથી ધારતો કે ત્યાં બેઠેલા કોઇ પણ માણસનું મન એ ધૂનમાં તલ્લીન થયા વગર રહેતું હોય. જાદવજી મહારાજ પોતે આવ્યા પછી થોડો વખત આ પ્રમાણે ભજન કરાવેછે અને પછી સમયને અનુસરતું વ્યાખ્યાન-ભાષણ આપે છે, એમનાં એ ભાષણો બોધક અને ખાસ ધ્યાનમાં લીધા જેવાં છે. આવાં ભાષણો તેઓ શ્રી ઘણાં વરસ થયાં કરે છે, જેમાંનાં કેટલાંક શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢીયારે નોંધી લઈ સ્વર્ગનું વિમાન, સ્વર્ગનો ખજાનો, સ્વર્ગની સીડી, સ્વર્ગની કુંચી ઈત્યાદિ સ્વર્ગનાં પુસ્તકોમાં પ્રસિદ્ધ કરી ગુજરાતને એક મોટી ખોટ જતી અટકાવી છે.

બધાં માણસોને સવારનો વખત અનુકૂળ ન આવે તે માટે અને ઈશ્વર ભજન જેમ વધારે થાય તેમ વધારે સારૂં એવા આશયથી મંડળ ત્રણ વખત મળે છે, અને તેમાં ઉપર વર્ણવ્યા પ્રમાણે ઈશ્વર ભજન તથા વ્યાખ્યાન થાય છે.

ઉપર પ્રમાણે ત્રણ વખત પુરૂષોનું મંડળ મળવા ઉપરાંત સાંજના ચાર પાંચ બજ્યાના અરસામાં સ્ત્રીઓનું મંડળ પણ મળે છે, અને તેઓ પણ ઈશ્વર ભજન, ગાયન તથા વ્યાખ્યાન આદિ કરે છે.

# વિભાગ બીજો—વિદેહી ગૃહસ્થો.

## સ્વ. સર જમશેદજી જીજીભાઈ.

પહેલા હિંદી બેરોનેટ.

પારસી કોમના કોહિનૂર અને પારસી કોમને સદાને માટે મગરૂર બનાવનાર સર જમશેદજી જીજીભાઇનો જન્મ સને ૧૭૮૩ ના જુલાઇની ૧૫ મી તારીખે સંવત ૧૮૩૯ માં મુંબઈ મુકામે થયો હતો, એક પુસ્તકમાં એમનો જન્મ નવસારી પાસેના મલ્લેશ્વર ગામમાં થયાનું પણ લખેલું છે.

સર જમશેદજીના પિતાનું નામ જીજીભાઈ અને માતાનું નામ જીવણબાઈ હતું, તેમનું કુટુંબ વાછાની અટકથી ઓળખાતું. તેમની આર્થિક સ્થિતિ સારી નહોતી. સર જમશેદજીને સોળ વરસની નાની વયના મુકીને એ દંપતી એકજ વરસમાં સ્વર્ગવાસી થયાં હતાં. આટલી ઉમર સુધી અને તે પછીનાં કેટલાંક વરસો સુધી સર જમશેદજીને વિદ્યા એ શી વસ્તુ છે ? તેની ખબર નહોતી. મતલબ કે તેઓ બિલકુલ ભણ્યા નહોતા.

ન્હાની વયમાં માતાપિતાનો સ્વર્ગવાસ થવાથી પોતાના પોષણનો બોજો પોતાને શિરે આવી પડયો અને તેથી તેઓ મુંબઇમાંજ ફરામજી નામના એક બાટલી વેચનારને ત્યાં નોકર રહ્યા. ત્યાં રહ્યા પછી ફુરસદના વખતે તેમણે ભણવા માંડયું અને લખવા વાંચવા જેટલું ગુજરાતી જ્ઞાન મેળવ્યું. તે પછી અંગ્રેજી ભણવાની ઈચ્છા થતાં તેનો અભ્યાસ શરૂ કર્યો, પણ તેમાં તેઓ આગળ વધી શકયા નહિ. તેમની હુશિયારીથી પ્રસન્ન થઇ તેમના શેઠ ફરામજીએ તેમને પોતાની આવાંબાઈ નામની પુત્રી પરણાવી અને ઘરજમાઇ કરી તેમને પોતાને ત્યાં રાખ્યા. ફરામજી શેઠની સાથે બાટલીના વેપારમાં સર જમશેદજી સામેલ થવાથી તેમનું બાટલીવાળા નામ પડયું, જે નામથી તેઓ તથા તેમના વંશજો હાલ પણ ઓળખાય છે.

ફરામજી શેઠની સાથે થોડો વખત બાટલીનો વેપાર કર્યા પછી સર જમશેદજી પોતાના મસીઆઈ ભાઇ મેરવાનજી માણેકજી તબાકના હાથ નીચે એક મહેતા તરીકે નોકર રહ્યા હતા, જેમની સાથે સને ૧૭૯૯ માં તેઓ પહેલી ચીનની સફર કરી આવ્યા હતા. ત્યાંથી આવીને તેમણે પોતાના કેટલાક મિત્રો સાથે જોડાઈ પરદેશ સાથે વેપાર કરવો શરૂ કર્યો હતો. એ વેપારમાં સર જમશેદજીની દીર્ઘ દ્રષ્ટિથી કંપનીને ઘણો લાભ થયો હતો. વેપારના

અંગે સર જમશેદજીએ ચીનની પાંચ સફરો કરી હતી, જેમાં બીજી સફર વખતે તેમના વહાણને ( કે જે ઈસ્ટ ઈન્ડીયા કંપનીનું હતું ) ફ્રેંચ લોકોના વહાણ સાથે દરિયામાં ઝપાઝપી થઈ હતી, પરંતુ કંપનીનું વહાણ વિજયવંત નિવડવાથી સર જમશેદજી તથા તેમનો માલ સલામત મુંબઇ પહોંચ્યાં હતાં. ઇશ્વર કૃપાથી આ વખત તો તેઓ બચી ગયા પરંતુ ચોથી વખતની સફરમાં તેમનું વહાણ ફ્રેંચ લોકોના હાથમાં ગયું અને સર જમશેદજીનો બધો માલ જવા ઉપરાંત તેમને પોતાને પણ કેદ કરીને કેપ ઑફ ગુડ હોપ લઈ જવામાં આવ્યા. ત્યાં કેટલીક વિટંબણા ભોગવ્યા પછી અંગ્રેજ એલચીની સિફારસથી તેમને કલકત્તા જવાની રજા મળી, જ્યાંથી તેઓ મુંબઇ આવ્યા.

આ આફતથી જમશેદજી શેઠ ડગ્યા નહિ, પરંતુ તેમણે તો પોતાનો વેપાર અને સફર જેમનાં તેમ ચાલુ રાખ્યાં. એમનાં એ સાહસ અને દ્રઢતાનું ઈશ્વરે તેમને સારૂં ફળ આપ્યું અને તેઓ વેપારમાં પુશ્કળ ધન કમાયા, ચીનની ચોથી સફરમાં પોતે હેરાન થયેલા હોવા છતાં તેમણે ચીનની પાંચમી સફર કરી અને સને ૧૮૦૭ માં પાંચમી સફરથી પાછા ફર્યા પછી તેમણે મુંબઈમાં કાયમ રહેવાનું નક્કી કર્યું. ભાગ્યદેવીની કૃપાથી તેમનો વેપાર ઘણો આબાદ થતો ગયો અને જે જમશેદજી શેઠ પાસે કાંઈ પણ પૈસો નહોતો તેજ જમશેદજી શેઠે પોતાની જીંદગીમાં સાત કરોડ રૂપિયા મેળવ્યા.

ઇશ્વરે પોતાને આપેલ દ્રવ્યનો સર જમશેદજીએ ઉપયોગ પણ ઘણોજ સારો કરેલો છે, સખાવતનાં એવાં અને એટલાં બધાં ઉપયોગી કામો તેમણે કરેલાં છે કે તેમનું નામ આ જગતમાં અમર થઈ ગયું છે. તેમણે કરેલાં અનેક લોકોપયોગી કાર્યોનો લાભ લોકો આજે પણ લે છે અને તેમને યાદ કરી અનેક આશિર્વાદ આપે છે. પરોપકારનાં કાર્યોમાં જાહેર રીતે સર જમશેદજીએ ત્રેવીસ લાખ રૂપિયા વાપરેલા છે, અને કહેવાય છે કે લગભગ તેટલીજ રકમ તેમણે ખાનગી સખાવતોમાં વાપરી છે. ધન્ય છે તેમની આવી ઉદાર વૃત્તિને.

સને ૧૮૨૨ માં પોતાના વડા પુત્રનાં લગ્ન થયાં તેની ખુશાલીમાં સર જમશેદજીએ કરજને માટે કેદમાં પડેલા કેટલાક માણસોનાં કરજ ચુકાવી તેમને કેદમાંથી મુક્ત કરાવ્યા. આ એમની પહેલી સખાવત હતી અને તે દિવસથી લોકોમાં એક પરોપકારી નર તરીકે તેમનું નામ પ્રસિદ્ધ થઈ ગયું. આ પછી સર જમશેદજીએ પરોપકારમાં પૈસા આપવાનું શરૂ કરીને જીંદગી પર્યંત તે કામ જારી રાખ્યું હતું. એમના હસ્તે અનેક પરોપકારનાં કાર્યો થયેલાં છે, જેની વિગતવાર નોંધ અત્રે આપી શકાય તેમ નથી, પરંતુ મુખ્ય મુખ્યની નોંધ નીચે પ્રમાણે છે.

૧) લગભગ રૂા. અઢી લાખના ખર્ચે તેમણે મુંબઈમાં પોતાના નામથી "જમશેદજી જીજીભાઇ હોસ્પીટલ" બંધાવેલ છે, તેમજ તેને લગતું એક સુવાવડખાનું પણ સ્થાપેલ છે. ૨) રૂા. દોઢ લાખના ખર્ચે મુંબઈમાં પોતાના નામની ધર્મશાળા બંધાવી. ૩) રૂા. દોઢ લાખના ખરચે માહીમનો પુલ બંધાવ્યો. ૪) રૂા. પચીસ હજારના ખરચે માહીમનો રસ્તો બંધાવ્યો. ૫) લગભગ બે લાખ રૂપિયા પુનામાં મીઠું પાણી પુરૂં પાડવા માટે આપ્યા. ૬) રૂા. પોણા લાખના ખર્ચે પારસીઓના તહેવારના જમણવારો માટે અલાઈબાગ બંધાવ્યો. ૭) રૂ. ત્રીસહજાર સુરત–સૈયદપુરામાં આગ લાગી ત્યારે હેરાન થયેલાં માણસોને મદદ કરવા આપ્યા. ૮) રૂા. પોણો લાખ મુંબઈની પાંજરાપોળમાં આપ્યા. ૯) રૂા. ત્રીસહજાર શેઠ મોતીશાની યાદગીરી રાખવા આપ્યા. ૧૦) લગભગ રૂા. પચાસ હજાર કેટલાંક દુઃખી કુટુંબોને મદદ કરવામાં આપ્યા. ૧૧) રૂા. પંદર હજારના ખરચે મુંબઈ તથા તેની આસપાસ કુવા અવેડા બંધાવ્યા. ૧૨) લગભગ રૂા. પચાસ હજારના ખરચે પુનામાં અગીઆરી બંધાવી. ૧૩) રૂા. વીસ હજારના ખરચે ખંડાળામાં ધર્મશાળા બંધાવી. ૧૪) રૂા. સત્તર હજાર નવસારીના પારસીઓ પર ગાયકવાડ સરકારે વેરો નાખેલો તે કાઢી નાખવા માટે આપ્યા. ૧૫) લગભગ રૂા. પચીસ હજારના ખરચે ભાયખળાના રસ્તા પર ટાંકી બંધાવી. ૧૬) લગભગ સાડાચાર લાખ રૂા. ના ખરચે ગરીબ જ્ઞાતિબંધુઓને કેળવણી આપવા માટે "પારસી બેનીવોલન્ટ ઇન્સ્ટીટયુટ" સ્થાપ્યું. ૧૭) એક લાખ રૂપિયાના ખરચે આર્ટસ કોલેજ સ્થાપી. ૧૮) રૂા. પોણા લાખને ખરચે નવસારીમાં હોસ્પીટલ બંધાવી. ૧૯) સવાલાખ રૂપિયા સુરતના ગરીબ પારસીઓના ગુજરાન સારૂ આપ્યા. ૨૦) લગભગ પોણાબે લાખ રૂપિયા મુંબઇ તથા ગુજરાતમાં પારસીની કેટલીક ક્રિયાઓ કરવામાં આપ્યા. ૨૧) લગભગ બે લાખ રૂપિયા પરચુરણ વાપર્યા જેમાં નાદાર દેવાદારોનો છુટકારો, પાટણની પાંજરાપોળને મદદ, આતસ બહેરામની જગ્યા, પારસી પંચાયતને, નવસારીના અનાથોને, ગણદેવીના પારસીઓને, નવસારીના ગરીબ પારસીઓના ગુજરાન માટે, આરલા પરલા તથા બરથાના પુલ, વાંદરાનું તળાવ, ગ્રાંટ મેડિકલ કોલેજના વિદ્યાર્થીઓને, યુરોપીયન પેન્શરો તથા તેમની વિધવાઓને, એલ્ફીન્સ્ટન કોલેજના પ્રોફેસરોને, અને બીજાં અનેક કામમાં આપેલી મદદનો સમાવેશ થઈ જાય છે. આ બધી સખાવતોને માટે સર જમશેદજીને જેટલો ધન્યવાદ આપવામાં આવે તેટલો થોડો છે.

એમનાં પરોપકારી કાર્યોથી પ્રસન્ન થઈ મહારાણી વિક્ટોરીયાએ સને ૧૮૪૨ ના માર્ચ મહિનાની ૧૦ મી તારીખે તેમને સર નાઈટનો ઘણોજ માન-

વંતો ઇલ્કાબ આપેલો હતો. જે ઈલ્કાબ મેળવવાને ભાગ્યશાળી થનાર તેઓ પહેલાજ હતા, તેમની અગાઉ કોઇને પણ આવો ઈલ્કાબ આપવામાં આવ્યો નહોતો. તેમને આ ઈલ્કાબ મળ્યો ત્યારે દેશી પ્રજાએ તથા યૂરોપીયન લોકોએ પણ તેમને માનપત્રો આપેલાં હતાં. સર નાઇટનો ઈલ્કાબ જમશેદજી શેઠને આપ્યા પછી થોડાજ વખતે એટલે કે ૧૮૪૩ ના ડીસેમ્બરની ૧૫ મી તારીખે વળી પણ મહારાણી વિકટોરીયા તરફથી તેમને એક હીરાજડિત ચાંદ આપવામાં આવ્યો હતો. વિશેષમાં આ પ્રતાપી અને પરોપકારી નર રત્નની યાદી કાયમ રાખવા માટે સને ૧૮૫૮ માં મુંબઈની પ્રજા તરફથી તેમનું એક પુતળું વિલાયતથી તૈયાર કરાવીને ટાઉન હોલમાં મુકવામાં આવ્યું છે.

બ્રિટિશ રાજનો એવો ધારો છે કે અમુક માણસને આપવામાં આવેલ ઈલ્કાબ તેની હૈયાતી સુધીજ તે માણસ ભોગવી શકે છે, અવસાન પછી તેના વંશ વારસો એ ઈલ્કાબ ભોગવી શકતા નથી. સર જમશેદજી જેવા મહાન નર રત્નના ઈલ્કાબની પણ આ દશા થાય તે સારૂં નહિ. એવા વિચારથી નામદાર મહારાણીજીએ સર જમશેદજીને બેરોનેટનો ઘણોજ મોટો ઇલ્કાબ સને ૧૮૫૮માં એનાયત કર્યો, જે ઈલ્કાબ સર જમશેદજીના વંશમાં ચાલુ છે.

કાળચક્રની વિચિત્ર ગતિ પ્રમાણે સર જમશેદજીના વંશનો કોઈ બેરોનેટ ગરીબ થઈ જાય અને પોતાની પદવી પ્રમાણે વૈભવ રાખવા અશક્ત બની જાય, તો સર જમશેદજીની કીર્તિ ઝાંખી પડે. એ પ્રમાણે ભવિષ્યમાં કદી ન થાય તે માટે સર જમશેદજીએ પચીસ લાખ રૂપિયાની રકમ ચાર ટકાના વ્યાજે સરકારમાં મુકેલી છે, તેમાંથી દર વરસે એક લાખ રૂપિયા સરકાર એ બેરોનેટને આપે છે તેમજ મજગામનો મહેલ પણ બેરોનેટને મળે તથા જે પુરૂષ બેરોનેટ થાય તે "સર જમશેદજી જીજીભાઈ" ના નામથી ઓળખાય એવું બીલ કલકત્તાની ધારાસભામાં પસાર કરવામાં આવ્યું છે, હાલમાં આ બેરોનેટની પદવી ઉપર પાંચમા સર જમશેદજી જીજીભાઈ બિરાજે છે.

બેરોનેટની ઉત્તમ પદવી માત્ર દોઢ વરસ ભોગવીને સર જમશેદજી જીજીભાઈ સને ૧૮૫૯ ના એપ્રીલની ૧૫ મી તારીખે પોણોસો વરસની ઉમરે આ ફાની દુનિયાનો ત્યાગ કરી સ્વર્ગમાં સિધાવી ગયા હતા. એમના અવસાનના દુ:ખદાયક સમાચાર ગામેગામ ફરી વળતાં સર્વ સ્થળે શોક છવાઇ ગયો હતો. મુંબઈની તમામ બેંકો, કારખાનાંઓ, તથા બજારો એમના મૃત્યુના શોકમાં બંધ રાખીને મુંબઇની પ્રજાએ એ પરોપકારી પુરૂષને માન આપેલું હતું.

Late Sir Jamsedji Jijibhai, First Indian Baronet.



સ્વ. સર જમશેદજી જીજીભાઈ.

હિંદના પહેલા બેરોનેટ.

Late Sir Dinshaw Manekji Petit, Second Indian Baronet.



સ્વ. સર દીનશા માણેકજી પીટિટ, જે. પી.

હિંદના બીજા બેરોનેટ અને મુંબઈના મીલ ઉદ્યોગના પિતા.

# સ્વ. સર દીનશા માણેકજી પીટિટ. જે. પી.

હિંદના બીજા બેરોનેટ.

મુંબઈના મીલ ઉદ્યોગને ખીલવનાર સ્વ. સર દીનશા માણેકજીની પીટિટ નો જન્મ સને ૧૮૨૩ ના જુનની ૩૦ મી તારીખે સંવત ૧૮૭૯ માં મુંબઈ મુકામે થયો હતો, એમના પિતાનું નામ માણેકજી અને માતાનું નામ હમાબાઈ હતું.

સર દીનશાના વડિલો મૂળ સુરતના વતની હતા, જ્યાંથી તેમના દાદા સને ૧૭૮૫ માં પ્રથમ મુંબઈ આવી વસ્યા હતા. સર દીનશાના પિતા માણેકજી શેઠ પ્રથમ દલાલીનો ધંધો કરતા, પરંતુ પાછળથી તેઓ સ્વતંત્ર વેપારમાં પડયા હતા. તેમને દીનશાજી અને નસરવાનજી નામે બે પુત્રો હતા.

પારસી કોમમાં જેવા પરોપકારી અને પ્રતાપી પહેલા સર જમશેદજી જીજીભાઇ થઈ ગયા છે, તેમની જોડીના સર દીનશાજી પણ છે એમ કહેવામાં કોઈ પણ જાતની અતિશયોક્તિ નથી.

નવ વરસની ઉમરે અભ્યાસની શરૂઆત કરીને સત્તર વરસની ઉમર સુધીમાં તેમણે જરૂર જોગું ગુજરાતી, અંગ્રેજી તથા વેપારી શિક્ષણ મેળવેલું હતું. તે પછી તેઓ ડીરમ રીચમંડની કંપનીમાં પંદર રૂપિયાના પગારથી નોકર રહ્યા હતા, જે કંપનીમાં એમના પિતા મેનેજીંગ કલાર્ક હતા. સર દીનશાજી પણ થોડા વખતમાં પોતાનાં બુદ્ધિબળથી એજ કંપનીમાં રૂપિયા સોની જગ્યા મેળવવા ભાગ્યશાળી થયા હતા, તેની સાથે કંપની તરફથી તેમને સ્વતંત્ર વેપાર કરવાની પણ છૂટ આપવામાં આવી હતી. આગળ જતાં એ કંપનીના ભાગીદાર મી. રીચમંડે એક જુદી પેઢી પોતાના નામથી સ્થાપન કરી અને સર દીનશાજીને તેણે પોતાની એ નવી પેઢીના વ્યવસ્થાપક બનાવ્યા, જે જગ્યા સર દીનશાજીએ દીપાવી અને ઈશ્વર કૃપાથી તેના કામમાં તેમને યશ મળ્યો. સને ૧૮૫૨ માં મી. રીચમંડ ધંધાથી ફારગત થયા અને તેના ઇંગ્લાંડના એજન્ટ મેસર્સ રેની અને કલીવરે મુંબઈમાં પોતાની પેઢી ખોલી તેના મેનેજર તરીકે સર દીનશાને નિમ્યા અને તેમના પિતા માણેકજી શેઠને પોતાની કંપનીના દલાલ બનાવ્યા.

સ્વ. રા. બા. રણછોડલાલ છોટાલાલ જેમ ગુજરાતના મીલ ઉદ્યોગના પિતા કહેવાય છે, તેવીજ રીતે સર દીનશાને મુંબઈના મીલ ઉદ્યોગના પિતા કહેવામાં આવે તો તે કાંઇ ખોટું નથી. સર દીનશાજીએ મીલ ઉદ્યોગ તરફ લક્ષ દોડાવ્યું તે પહેલા કાવસજી નાનાભાઇ દાવરની એક મીલ મુંબઈમાં

હતી, પણ એ મીલમાં ફક્ત કાંતવાનું કામજ થતું. સને ૧૮૫૫ માં સર દીનશાએ પોતાના પિતાને એક મીલ સ્થાપવાની સૂચના કરી અને "ઓરીએન્ટલ સ્પીનીંગ એન્ડ વીવીંગ" નામની મીલ ચાલુ કરવામાં આવી. આ મીલનું કામ એટલું બધું ફતેહમંદીથી ચાલ્યું કે શહેરના બીજા પૈસાપાત્ર લોકો પણ એ ધંધો કરવા લલચાયા, તેથી સર દીનશાએ સને ૧૮૬૦ માં પોતાના નાના ભાઈ નસરવાનજી તથા મેરવાનજી ફરામજી પાંડે નામના ગૃહસ્થ સાથે જોડાઇને "માણેકજી પીટિટ સ્પીનીંગ એન્ડ વીવીંગ" નામની બીજી મીલ ચાલુ કરવાની તજવીજ કરી. મીલઉદ્યોગ ઘણોજ નફાકારક હોવાથી સર દીનશાના લાગતા વળગતા ઘણા ગૃહસ્થોએ આ મીલમાં પોતાનો ભાગ રાખવા ઈચ્છા બતાવી અને તેથી એ મીલના એક એક હજાર રૂપિયાની કિમતના ૨૫૦૦ શેર કાઢવામાં આવ્યા. આ મીલને પણ સર દીનશાજીએ પોતાની બાહોશી અને કાર્ય કુશળતાથી સારા પાયા પર લાવી મુકી. બે મીલોમાં ફતેહ, આબરૂ અને પુષ્કળ પૈસો મળવાથી સર દીનશાજી એ ઉદ્યોગમાં આગળ વધતા ગયા અને તેમના અવસાન સુધીમાં છ મીલોના તેઓ એજન્ટ બન્યા.

આ છ મીલોની એજન્સીના પ્રતાપે સર દીનશાજીને લાખો રૂપિયાની પ્રાપ્તિ થઈ, અને લગભગ દશથી બાર હજાર માણસોને તેમની મીલોમાંથી રોજી મળવા લાગી. સાંભળવા મુજબ આ મીલોમાંથીજ સર દીનશાજીને વાર્ષિક રૂપિયા પાંચ લાખની આવક થતી હતી, તે ઉપરાંત તેમની બીજી આવક તો જુદી.

મીલ ઉદ્યોગની સાથે બીજા ઉદ્યોગની પણ સર દીનશાજીએ સ્થાપના કરી હતી, તેમની "માણેકજી પીટિટ મીલ" માં તેઓ કાપડ બનાવવા ઉપરાંત ટુવાલ, રૂમાલ, ગંજીફ્રાક, મોજાં, ડુમાસ, દોરા ઇત્યાદિ બધું બનાવતા, જે હજુ પણ ઘણું કરીને બનાવવામાં આવે છે. તે ઉપરાંત તેમણે માહીમમાં એક રંગવાનું કારખાનું સ્થાપેલું જ્યાં વિલાયતની હરિફાઇ કરી શકે તેવા દરેક રંગ રંગવામાં આવે છે.

આ બધી ઉદ્યોગની ઉપાધિ સાથે સર દીનશાજી જાહેરમાં તથા જ્ઞાતિની સંસ્થાઓમાં પણ સારો ભાગ લેતા હતા. તેઓ મુંબઇ બેંકના તથા બોમ્બે ફ્રાયર ઇન્સ્યુરન્સ કંપનીના ડીરેકટર હતા. સર જમશેદજી જીજીભાઈ પારસી પંચાયત ફંડના ટ્રસ્ટી હતા. સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલન્ટ ઈન્સ્ટીટયુટના, સાસૂન મિકેનીક ઈન્સ્ટીટયૂટના અને રોયલ એશિયાટિક સોસાઇટીના આગેવાન મેમ્બર હતા, અને મુંબઇ યુનીવરસિટીના ફેલો તરીકે પણ ચુંટાયેલા હતા. ઈ. સ. ૧૮૮૬ માં તેમની લાયકાતની કદર કરીને તેમને મુંબઈના શેરીફનો માનવંત હોદ્દો સરકારે આપેલો હતો, એટલુંજ નહિ પણ

એજ વરસમાં તેમને લેજીસ્લેટિવ કાઉન્સીલના મેમ્બર તરીકે પણ ચુંટવામાં આવ્યા હતા. નામદાર સરકારે તેમને જે. પી. નો ખિતાબ આપવા ઉપરાંત નામદાર મહારાણીએ પોતાની જ્યુબિલીના પ્રસંગે તેમને સર નાઇટનો ખિતાબ આપેલો હતો, તે ઉપરાંત સને ૧૮૯૦ માં તેમને બેરોનેટની ઘણીજ માનવંત પદવી આપવામાં આવી હતી. સર જમશેદજી જીજીભાઈ પછી લગભગ પચાસ વરસે બેરોનેટનું માનવંત પદ મેળવવાને ભાગ્યશાળી થનાર સર દીનશાજી હતા.

સર દીનશાજીની સખાવતો પણ ઘણીજ જાણવા લાયક છે, તેમના જીવનમાં તેમના હસ્તે લગભગ ત્રેવીસ લાખ રૂપિયા પરોપકારનાં કાર્યોમાં ખરચવામાં આવેલા. જેમાંનાં મુખ્ય કાર્યોની નોંધ નીચે પ્રમાણે છે. ૧) સને ૧૮૫૯ માં એમના પિતા ગુજરી ગયા ત્યારે એમના પુન્યાર્થે પચીસ હજાર રૂા. વાપરેલા. ૨) સને ૧૮૬૧ માં રૂા. ત્રીસહજાર ખરચીને પુનામાં પાણીના ચાર મોટા હોજ બંધાવેલા ૩) સને ૧૮૭૧ માં રૂા. ૧૫૦૦૦ અહમદનગરના લોકોને પાણીની સગવડતા કરી આપવામાં વાપરેલા. ૪) એજ વરસમાં વલસાડ તથા તારાપુરમાં એક એક ધર્માદા દવાખાનું ખોલેલું. ૫) રત્નાગીરીમાં રૂા. સતર હજારના ખર્ચે એક ધર્માદા દવાખાનું ખોલેલું. ૬) સને ૧૮૬૩ માં એમનાં પત્ની સાકરબાઇના નામનું જાનવરોનું દવાખાનું સ્થાપવા રૂા. પચાસ હજાર આપેલા. ૭) સને ૧૮૬૫ માં ત્રણ લાખનું એક મકાન સરકારને સોંપેલું. જે મકાનમાં "વિકટોરીયા જ્યુબિલી ટેક્નીકલ કોલેજ" ચાલુ કરવામાં આવેલી. ૮) સને ૧૮૮૭ માં તેમને સરનાઈટનો ઈલ્કાબ મળ્યો તેના સ્મરણાર્થે રૂ. સવા લાખ સ્ત્રીઓને માટે પાઠશાળા સ્થાપવા આપેલા. ૯) એજ વરસમાં રૂા. એક લાખ ભયંકર રોગીઓને માટે એક આશ્રમ સ્થાપવા આપેલા. ૧૦) સને ૧૮૬૪ ના શેરમેનિયામાં ખુવાર થયેલા ઘણા ગૃહસ્થોને તેમણે એ વખતે મદદ કરી તેમની આબરૂ જાળવેલી, એટલુંજ નહિ પણ તદન ખુવાર થઇ ગયેલા કેટલાક આશામીઓને તેમણે વર્ષાસન બાંધી આપેલાં. આ શિવાય ન્હાનાં મોટાં અનેક સખાવતનાં કાર્યો એમના હસ્તે થયેલાં જેની વિગતવાર નોંધ મળવી મુશ્કેલ છે.

સર દીનશાજીને સંતતિમાં ત્રણ પુત્રો હતા, જેમાંના વડા પુત્ર તો ન્હાની વયમાંજ ગુજરી ગયા હતા, બીજા પુત્ર ફ્રામજી તેમની પછી બેરોનેટની ગાદી પર આવનાર હતા, પરંતુ સને ૧૮૯૫ માં તેઓ ૪૫ વરસની વયે સ્વર્ગવાસી થવાથી, બેરોનેટનું પદ તેમના પુત્રને આપવામાં આવેલું, જેઓ હાલ બીજા સર દીનશાહ માણેકજી પીટિટ તરીકે બેરોનેટની ગાદી પર બિરાજે છે. શેઠ ફ્રામજી સને ૧૮૮૭ માં દુનિયાના પ્રવાસે ગયેલા ત્યાંથી પાછ

આવ્યા પછી પોતાના પ્રવાસનાં વર્ણનનાં બે પુસ્તકો તેમણે લખેલાં જે લોકોમાં મફત વહેંચવામાં આવ્યાં હતાં. સર દીનશાજીના બીજા પુત્ર બમનજી કરીને હતા તેઓ પણ એક લાયક અને બાહોશ ગૃહસ્થ હતા, ઈશ્વર કૃપાથી તેમણે સારૂં આયુષ્ય ભોગવેલું અને પરોપકારનાં પણ કેટલાંક કાર્યો કરેલાં, એમને જહાંગીરજી, ફીરોજશાહ તથા ધનજીભાઇ નામના ત્રણ પુત્રો થયેલા જેઓ હૈયાત છે, અને મુંબઈના પ્રસિદ્ધ ગૃહસ્થોમાં તેમની ગણના થાય છે.

સર દીનશા પીટિટ સને ૧૯૦૧ ના જુન મહિનાની ૫ મી તારીખે ૭૮ વરસની ઉમરે પોતાની પાછળ બહોળું કુટુંબ, અનૂપમ આબરૂ અને પુરતી જાહોજલાલી મુકીને સ્વર્ગવાસી થયા હતા, એમના અવસાનનો શોક મુંબઈ તથા બીજાં શહેરોમાં પણ પાળવામાં આવ્યો હતો; એટલુંજ નહિ પણ તેમની યાદ લોકોના જીગરમાં હમેશને માટે કાયમ રહે તે માટે મુંબઇની પ્રજા તરફથી તેમનું એક પુતળું બનાવીને બોરીબંદર સ્ટેશન પાસેના ચોકમાં મુકવામાં આવેલ છે.

# સ્વ. શેઠ નસરવાનજી માણેકજી પીટિટ જે. પી.

મુંબઈના મીલ ઉદ્યોગના સ્થાપક સખાવતે બહાદુર સ્વ. સર દીનશા માણેકજી પીટિટ બેરોનેટના શેઠ નસરવાનજી નાના ભાઈ થાય. એમનો જન્મ સને ૧૮૨૭ ના માર્ચ મહિનાની દસમી તારીખે મુંબઈમાં થયો હતો.

મુંબઈની તે વખતની સારી ગણાતી શાળામાં અંગ્રેજી શિક્ષણ લઈને તેઓ પોતાના પિતાના હાથ નીચે ડીરમ રીચમંડની કંપનીમાં ટુંકા પગારથી નોકર રહેલા હતા, આ પેઢીની નોકરી દરમ્યાન ધંધાનો સારો અનુભવ તેમણે મેળવી લીધો જે આગળ જતાં એમને ઘણો ઉપયોગી થઈ પડયો.

અમેરિકાની લડાઈના પ્રતાપે રૂના ભાવ એકદમ ચડી ગયા તે તકનો નસરવાનજી શેઠે લાભ લીધો અને અન્ય ગૃહસ્થો તથા તેમના વડિલ ભાઈની માફક તેમણે પણ સારો પૈસો પેદા કર્યો, વિશેષમાં લડાઈ બંધ પડતાં જેમ મુર્ખાઈથી કેટલાક પાયમાલ થઈ ગયા તેવી સ્થિતિ શેઠ નસરવાનજીની થઈ નહિ, કારણકે આગમચેતીથી સમજી જઈને તેઓ સંતોષ રાખી બેસી ગયા હતા. મીલ ઉદ્યોગમાં તેમનો મુખ્ય હાથ હતો, અને તેમના વડિલ ભાઈ સર દીનશા પીટિટે સ્થાપેલી પીટિટ મીલ્સમાં તેઓ પણ જોડાયેલા હતા. સને ૧૮૭૪ થી પોતાના જીવનના અંત પર્યંત તેઓ ઓરીએન્ટલ મીલના એજન્ટ અને ચેરમેન હોવા ઉપરાંત બીજી પણ કેટલીક કંપનીઓના ડીરેકટર હતા, સરકાર તરફથી તેમને જે. પી. નો ખિતાબ આપવા ઉપરાંત પોર્ટટ્રસ્ટના એક મેમ્બર તરીકે પણ તેમને નિમેલા હતા, તેઓ જાહેરમાં સારો ભાગ લેતા અને કેટલાંક સાર્વજનિક ખાતાંની વ્યવસ્થામાં તેમનો હાથ હતો.

આવી રીતે વેપારઉદ્યોગ અને સાર્વજનિક કાર્યોમાં ભાગ લેવાની સાથે પરોપકારનાં કાર્યો કરવા તરફ પણ તેઓ સારૂં લક્ષ આપતા, એમના જીવનમાં એમણે પરોપકાર અર્થે લગભગ પંદર લાખ રૂપિયા જેવડી ગંજાવર રકમ આપેલી હતી અને સખાવતનાં ઘણાં પ્રશંસાપાત્ર કાર્યો કરેલાં હતાં.

શ્રીમાન નસરવાનજી શેઠને સંતતિમાં જમશેદજી નામના એક પુત્ર હતા, જેમનો જન્મ સને ૧૮૫૬ ના જાન્યુઆરીની ૨૪ મી તારીખે થયો હતો, તેઓ એક શ્રીમંતના પુત્ર હોવા છતાં કુદરતી રીતેજ કેળવણી અને સાહિત્ય તરફ તેમને અતિશય લાગણી હતી, કેળવણી પ્રત્યેની લાગણીને લીધે તેઓ કેળવણીની સંસ્થાઓને, લાઈબ્રેરીઓને, શાળાઓને, અને વિદ્યાર્થીઓને ઘણીજ સારી મદદ આપતા. તેમણે પોતાની હૈયાતીમાં જે. એન. પીટિટ કોલાબા લાઇબ્રેરી, જે. એન. પીટિટ અંકલેશ્વર લાઇબ્રેરી અને ભરૂચમાં જમશેદજી નસરવાનજી પારસી કન્યાશાળા સ્થાપવા ઉપરાંત કેળવણીને ઉત્તેજન આપવા માટે કેટલીક

સ્કોલરશીપ સ્થાપેલી હતી, જેમાંની મુખ્ય સ્કોલરશીપ મુંબઈ યુનીવરસીટીમાં અપાતી ઝંદ ભાષાની છે. આવી રીતે વિદ્યા કેળવણીને ઉત્તેજન આપવા ઉપરાંત તેમણે કેટલાંક પુસ્તકો પણ રચેલાં છે, જેમાંના મુખ્ય મુખ્યનું નામ ૧) મારી મજેહ અને બીજી કવિતાઓ. ૨) વંદીદાદનું ગુજરાતી ભાષાંતર. ૩) શેખ શાદીના ગુલીસ્તાનનું ગુજરાતી ભાષાંતર અને ૪) કહેવત સંગ્રહ વિગેરે છે.

આ સાહિત્ય પ્રેમી અને ઉદાર તથા પરોપકારી ગૃહસ્થ તેત્રીસ વરસની જુવાન વયે ગુજરી જવાથી એમનાં માતાપિતાનાં હૃદય ચીરાઈ ગયાં અને કહેવાય છે કે શેઠ જમશેદજીના અવસાન પછી એમના પિતા શેઠ નસરવાનજી એ ધંધા રોજગારમાંથી ચિત્ત ખેંચી લીધું; એટલુંજ નહિ પણ જાહેરમાં પણ બહુ ઓછો ભાગ લેતા, તેમણે તથા તેમનાં સખીદીલનાં પત્ની દીનબાઈએ પોતાના એકના એક પુત્રની પાછળ વ્યર્થ આંસુ સારી દિલગીર થવાને બદલે આ જગતમાં તેનું નામ અમર રહે અને પરલોકમાં પણ તેના આત્માને શાન્તિ મળે એવા ઉચ્ચ ઉદ્દેશથી તેમના પુન્ય અર્થે તથા તેમની યાદગીરી અર્થે કેટલાંક પરોપકારનાં સંગીન કાર્યો કર્યાં અને લાખો રૂપિયા તેમાં ખરચી નાખ્યા, તેમણે કરેલાં કાર્યોમાંનાં મુખ્ય મુખ્યની નોંધ નીચે પ્રમાણે છે.

૧) રૂપિયા દસ લાખના ખર્ચે જમશેદજી નસરવાનજી પારસી ઓર્ફનેજ સ્થાપ્યું, જે જાતની સંસ્થા સાંભળવા મુજબ હિંદુસ્થાનમાં એ પહેલીજ સ્થપાઈ, આ ઓર્ફનેજમાં લગભગ બસો બાળકોનું ભરણ પોષણ, કપડાં લત્તાં તથા તેમને કેળવણી આપવાનું કામ થાય છે. ૨) જમશેદજી નસરવાનજી પીટિટ ઈન્સ્ટીટયુટ. આ મુંબઈની એક સારામાં સારી અને મોટી લાઇબ્રેરી છે. ૩) જમશેદજી નસરવાનજી પીટિટ ગીરગામ લાઈબ્રેરી. ૪) જમશેદજી નસરવાનજી બહારકોટ ઈમ્પ્રુવમેન્ટ લાઈબ્રેરી. ૫) જમશેદજી નસરવાનજી પીટિટ કસરતશાળા. ૬) જમશેદજી નસરવાનજી પીટિટ ખેતવાડી ચેરીટેબલ દવાખાનું. ૭) સાદરા હોસપીટલમાં જ. ન. પીટિટના નામથી સ્ત્રીઓ માટે વાર્ડ. ૮) પુનાના ડેવીડ સાસૂન અનાથાશ્રમમાં જ. ન. પીટિટના નામનો વોર્ડ. ૯) જહાંગીરબાડીમાં જ. ન. પીટિટ પારસી સેનેટોરીયમ. ૧૦) ઇંદોરમાં જ. ન. પીટિટ. છોકરા તથા છોકરીઓને માટે નિશાળ.

શેઠ જમશેદજીના અવસાન પછી ત્રણ વરસે એટલે કે સને ૧૮૯૧ ના નવેમ્બરની ૨૧ મી તેમના પિતા શેઠ નસરવાનજી પણ પોતાની પાછળ એક પુત્રી અને દીનબાઈ નામનાં પોતાનાં પત્નીને મુકી ૬૪ વરસની વયે ગુજરી ગયા, એમનાં પત્ની દીનબાઈ પણ એમના જેવાંજ પરમાર્થી, દયાળુ અને સખાવતે બહાદુર નિવડયાં, એમનું વૃત્તાંત આ પુસ્તકના સ્ત્રી વિભાગમાં વાંચનારના જોવામાં આવશે.

Late Sheth Nasarvanji Manekji Petit, J. P.



સ્વ. શેઠ નસરવાનજી માણેકજી પીટિટ, જે. પી.
એક પરોપકારી ગૃહસ્થ.

Late Sir Cavasji Jehangir, C. S. I.



સ્વ. સર કાવસજી જહાંગીરજી, સી. એસ. આઈ.
પારસી કોમના એક આગેવાન ગૃહસ્થ.

# સ્વ. સર કાવસજી જહાંગીર. નાઈટ.

જે. પી. સી. એસ. આઈ.

મુંબઈના એક અગ્રેસર પારસી ગૃહસ્થ અને પરોપકારી શહેરી સર કાવસજી જહાંગીરનો જન્મ સને ૧૮૨૪ ના મે મહિનાની ૨૪ મી તારીખે મુંબઈમાં થયો હતો.

શેઠ કાવસજીના વડિલો મૂળ નવસારીના વતની હતા. જ્યાંથી તેઓ અઢારમી સદીમાં મુંબઈ આવી વસ્યા હતા. ચીન સાથે વેપારની પહેલ કરનારા ગૃહસ્થોમાં તેઓ પણ હતા.

શ્રીમાન કાવસજી શેઠે એ સમયને અનુકૂળ અભ્યાસ કરેલો અને પંદર વરસની ન્હાની વયે તેઓ મેસર્સ ડંકન ગીબની કંપનીમાં નોકર રહેલા, ત્યાં થોડો વખત નોકરી કર્યા પછી મેસર્સ કાર્ડવેલ પારસનની કંપનીમાં અને તે પછી મેસર્સ ગ્રેની કંપનીમાં નોકર રહેલા હતા. આવી રીતે જુદી જુદી કંપનીઓમાં દસ વરસ સુધી નોકરી કર્યા પછી તેઓ બે યુરોપીયન પેઢીઓના ગેરંટી બ્રોકર નિમાયા હતા. તે પછી તેમણે ચીન સાથે વેપાર શરૂ કરેલો અને તેમાં તેમણે સારો પૈસો મેળવેલો.

શેઠ કાવસજીની લાયકાતથી સરકારે તેમને જે. પી. નો ઇલકાબ આપેલો, અને તે પછી થોડા વખતે તેઓ કનઝરવન્સીના મેમ્બર નિમાયેલા; એટલુંજ નહિ પણ સને ૧૮૬૦ માં મુંબઇમાં જ્યારે પહેલ વહેલો ઈન્કમટેક્ષ દાખલ કરવામાં આવ્યો ત્યારે સરકારે તેમને તે ખાતાંના એક કમીશનર નિમેલા, તે પછી તેમની વિશેષ લાયકાતથી તેમને લેજીસ્લેટિવ કાઉન્સીલના એક મેમ્બર નિમવામાં આવેલા પરંતુ તે હોદ્દાનો ચાર્જ તેઓ સંભાળે તે પહેલાં તેમને લકવો થવાથી જાહેર કામકાજમાં ભાગ લેવાનું તેમને બંધ કરવું પડયું હતું. આ સ્થિતિમાં પણ તેઓ પોતાના ધંધાના કામકાજ તરફ લક્ષ રાખતા હતા.

સને ૧૮૭૧ માં તેમને સી. એસ. આઈ. નો ઈલ્કાબ આપવામાં આવ્યો અને તે પછી થોડાજ વખતમાં—સને ૧૮૭૨ માં તેમને સર નાઈટનું ઘણું માનવંત પદ બક્ષવામાં આવ્યું હતું.

સર કાવસજીની જાહેર સખાવતોની શરૂઆત પહેલ વહેલી ૨૦૦) પાંઉડ એટલે કે લગભગ ત્રીસ હજાર રૂપિયાથી થયેલી, જે રકમ તેમણે નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ ભયંકર માંદગીમાંથી સાજા થયા તેની ખુશાલીમાં ઇંગ્લાંડની લંડનફીવર

હોસપીટલમાં આપી હતી, તે પછી તેમની સખાવતનો ઝરો તેમની જીંદગીના અંત સુધી ચાલુ રહ્યો અને એમના શુભ હસ્તે સખાવતનાં કાર્યોમાં લગભગ ચૌદ લાખ રૂપિયા વપરાયેલા, એમના હસ્તે થયેલાં સખાવતનાં મુખ્ય મુખ્ય કાર્યોની નોંધ નીચે પ્રમાણે છે.

૧) સુરતમાં સર કાવસજી જહાંગીર હોસ્પીટલ. ૨) મુંબઈમાં સર કાવસજી જહાંગીર યુનીવરસિટી હોલ. ૩) પુનામાં—એન્જીનીયરીંગ કોલેજ. ૪) ધિ સ્ટ્રેન્જરસ હોમ ફ્રેન્ડ સોસાઈટી. ૫) સર કાવસજી જહાંગીર આંખની હોસપીટલ. ૬) એલ્ફીસ્ટન કોલેજનું મકાન. ૭) સિંધ હૈદરાબાદમાં ગાંડાની હોસપીટલ અને બગીચો ઈત્યાદિ લોકોપયોગી તથા કેળવણીનો વધારો કરનારી સંસ્થાઓ બંધાવેલી, તેમજ બીજી પણ કેટલીક સંસ્થાઓ તથા દવાશાળાઓને તેમણે સારી મદદ કરેલી. આ શિવાય ગરીબ ગુરબાંઓને મદદ કરવામાં અને છૂપી સખાવતોમાં પણ તેમણે સારી રકમ વાપરેલી.

સર કાવસજી સને ૧૮૭૮ ના જુલાઈ મહિનામાં ૫૪ વરસની ઉમરે સ્વર્ગવાસી થયા હતા, તેમને પોતાને સંતતિમાં પુત્ર નહિ હોવાથી તેમણે પોતાના વડા ભાઈ હીરજી જહાંગીરના વડા પુત્ર જહાંગીરજીને દત્તક લીધા હતા.

# સ્વ. દેશભક્ત દાદાભાઈ નવરોજજી.

## એમ. પી. એલ. ડી. ઇત્યાદિ.

સુપ્રસિદ્ધ દેશભકત દાદાભાઇ નવરોજજીના પવિત્ર નામથી આ દેશમાં ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે, એ હિંદહિતેચ્છુ નરરત્ને હિંદના ભલાને માટે પોતાના જીવનના અંત સુધી જે પ્રયત્નો કરેલા છે, જે લડત ચલાવી છે અને જે મર્મભેદક ભાષણો કરેલાં છે તે હિંદુસ્થાનમાં જન્મેલ દરેક સ્ત્રી પુરૂષે અવશ્ય વાંચવાની જરૂર છે, હિંદુસ્થાનની તેત્રીસ કરોડની વસ્તીમાંથી એકી સાથે દાદાભાઇ જેવા સોજ પુરૂષો હિંદના ભલાંને માટે કમર કસી બહાર પડે તો હિંદુસ્થાનને સ્વરાજ્ય મળવું કે હિંદુસ્થાનનો ઉદય થવો એ કાંઇ મુશિબત ભરેલું નથી.

દેશભકત દાદાભાઇનો જન્મ સંવત ૧૮૨૫ના સપ્ટેમ્બરની ૪ થી તારીખે મુંબઇ મુકામે થયો હતો, તેમના પિતાનું નામ નવરોજજી અને માતાનું નામ માણેકબાઇ હતું. એમની ઉમર ચાર વરસની થઇ ત્યારે એમના પિતા ગુજરી જવાથી એમનાં માતુશ્રી માણેકબાઇએ તેમને ઉછેરીને મોટા કરેલા હતા; એટલુંજ નહિ પણ તેમને યોગ્ય શિક્ષણ મળે તેવી તજવીજ પણ એ બાઇએ કરેલી હતી. ગુજરાતી અભ્યાસ કર્યા પછી દાદાભાઇ એલફીસ્ટીન ઇન્સ્ટીટયુશનમાં અંગ્રેજી અભ્યાસ માટે દાખલ થયા જ્યાં તેમણે પોતાની વીશ વરસની ઉમર થતાં સુધી અભ્યાસ કર્યો. અભ્યાસ દરમ્યાન દાદાભાઇ અર્થશાસ્ત્ર, પદાર્થ વિજ્ઞાન અને ગણિતમાં એક્કા ગણાતા અને ઘણાં ઇનામો તથા સ્કોલરશીપો તેમણે મેળવેલાં હતાં. આ વિષયોની એમની કુશળતાનું પરિણામ એમની મોટી ઉમરે પ્રજાને લાભકારક નિવડયું છે, સને ૧૮૭૩થી હિંદના વેપાર, ખેતી, આવક અને કર વિગેરે ઉપયોગી બાબતોના આંકડાઓ તેઓ તૈયાર કરતા અને હિંદના હિતની લડતમાં એ આંકડા એમને બહુ ઉપયોગી થતા, તેમજ સત્તાવાળાઓ તથા પ્રજાના મન પર પણ એ આંકડાઓની અસર થતી.

વીસ વરસની ઉમરે એમણે અભ્યાસ મુકયા પછી સર અર્સકિન પેરી કે જેઓ એક જડ્જ હોવા ઉપરાંત મુંબઇની બોર્ડ ઑફ એજ્યુકેશનના પ્રમુખ હતા, તેમણે બારિસ્ટર થવા માટે વિલાયત જવાની દાદાભાઇને સલાહ આપી, પણ વિલાયત જનારા વટલીને ખ્રિસ્તી થઈ જાય છે એવી એ વખતની માન્યતાને લીધે દાદાભાઇએ વિલાયત જવા ના પાડી.

સને ૧૮૪૭માં તેઓ શિક્ષક તરીકે નોકર રહ્યા, અને વિદ્યાર્થીઓની સારી પ્રીતિ મેળવી, તેમજ ઉપરી અધિકારીઓને પણ સંતોષ આપ્યો. સને ૧૮૫૧માં તેમને ગણિતના પ્રોફેસર નિમવામાં આવ્યા. હિંદુસ્થાનમાં પહેલ વહેલા દેશી પ્રોફેસર થવાનું માન મેળવનાર તેઓજ હતા, મતલબ કે તેમના પહેલાં કોઇપણ દેશી માણસને

પ્રોફેસરની જગ્યા આપવામાં આવી નહોતી. આ ઓદ્ધો માનવંત હોવા સાથે દાદાભાઇ તે ઓદ્ધાને માટે સર્વ રીતે લાયક હતા, છતાં તેઓ એ જગ્યા પર લાંબો વખત રહ્યા નહિ. સને ૧૮૫૫–૫૬ માં એમણે એ જગ્યાનું રાજીનામું આપ્યું અને કામા કંપની નામની લંડનમાં નવી સ્થપાયેલી એક મોટી પારસી પેઢીના ભાગદાર નિમાઇ તેઓ ઇંગ્લાંડ ગયા.

અભ્યાસ પછી દસ વરસ દાદાભાઈ મુંબઇ રહ્યા, એ અરસામાં તેમણે જાહેર હિલચાલમાં સારો ભાગ લીધેલો અને લોકહિતમાં કેટલાંક કામો કરેલાં. સ્ટુડન્ટસ લીટરરી એન્ડ સાયન્ટીફીક સોસાઇટી, જ્ઞાન પ્રસારક મંડળી, બોમ્બે એસોસીએશન, ફ્રામજી ઇન્સ્ટીટયુટ, ઇરાની ફંડ, પારસી જીમનેસીયમ, વિધવા પુર્નલગ્ન સભા, અને વિકટોરીયા આલ્બર્ટ મ્યુઝીયમ ઇત્યાદિ સંસ્થાઓની સ્થાપનામાં તેમણે આગળ પડતો ભાગ લીધેલો. જુદી જુદી સભાઓમાં તેમણે વિવિધ વિષયો પર ભાષણો કરેલાં અને વર્તમાનપત્રોમાં લેખ પણ લખેલા; એટલુંજ નહિ પણ સને ૧૮૫૮ માં એમણે રાસ્ત ગોફતાર–સત્ય પ્રકાશ નામનું અઠવાડીક પત્ર પણ સ્થાપેલું અને બે વરસ સુધી તેઓ તેના તંત્રી રહેલા એ પત્રમાં સંસાર સુધારાના અને રાજકિય વિષયના લેખો સારી રીતે ચર્ચાતા હતા. આ ઉપરાંત એ દસ વરસના અરસામાં દાદાભાઇએ ખાસ મહત્વનું જે કાર્ય કરેલું છે, તે કન્યા કેળવણીની સ્થાપનાનું છે.

સને ૧૮૫૫ માં દાદાભાઈ વિલાયત ગયા ત્યાં તેમને હિંદના હિતેચ્છુ મી. બ્રાઇટ, મી. ફોસેટ અને મી. ગ્લેડસ્ટન જેવા મહાન અંગ્રેજ રાજદ્વારીઓનો સમાગમ થયો અને તેથી તેમની દૃષ્ટિ વિશેષ વિશાળ થઈ. પોતાના ધંધામાં ધ્યાન આપવાની સાથે દેશહિતના કામમાં પણ તેમણે ધ્યાન આપવા માંડયું, અને પ્રથમ સીવીલ સરવિસનો પ્રશ્ન હાથમાં લીધો, અને એમની લડતના પરિણામે સીવીલ સરવિસમાં પસંદગીથી નોકરો નિમાતા હતા તેને બદલે ખુલ્લી રીતે પરિક્ષામાં ઉંચે નંબરે આવનારને એ નોકરીનો લાભ આપવાનું નક્કી થયું. તે પછી તેમણે ઇંગ્લાંડ અને હિંદુસ્થાનમાં સીવિલ સરવિસની પરિક્ષા સાથે સાથે થાય એ બાબત હાથમાં લીધી અને ૩૮ વરસની લાંબી લડત પછી એ ઠરાવ બહુમતે સને ૧૮૯૩ માં તેઓ પસાર કરાવી શકયા.

દાદાભાઈ વિલાયત ગયા ત્યારે થોડા વખતના ત્યાંના નિવાસ પછી તેમના જાણવામાં આવ્યું કે હિંદુસ્થાનના લોકો તથા હિંદુસ્થાનના રાજવહીવટ સંબંધે અંગ્રેજ પ્રજામાં ઘણું અજ્ઞાન પ્રસરેલું છે, અને જ્યાં સુધી એ અજ્ઞાન એમનામાં છે, તેમજ જ્યાં સુધી રાજકર્ત્તા તરીકે હિંદ પ્રત્યે તેમની શી શી જવાબદારીઓ છે? તે તેમના સમજાવવામાં ન આવે ત્યાં સુધી હિંદુસ્થાનને કાંઈ લાભ થાય નહિ, આથી એ સંબંધે ત્યાંની પ્રજાને માહિતગાર કરવા માટે તેમણે સ્વ. વ્યોમેશચંદ્ર બોનરજીની મદદથી લંડનમાં "ઇન્ડીયન સોસાઈટી" નામની સંસ્થા સ્થાપી,

તે પછી તેમણે "ઇસ્ટ ઇન્ડીયા એસોસીએશન" કાઢી, એમાં આગેવાન હિંદવાસીઓ અને હિંદના અન્ય શુભેચ્છકો પણ સભાસદ થયા, અને રાજવંશીઓ પાસેથી સારી આર્થિક સહાયતા મેળવીને દાદાભાઇએ એ સંસ્થાની પૈસા સંબંધી સ્થિતિ પણ સુધારી દીધી. આ સભાએ હિંદના અનેક મહાન રાજદ્વારી પ્રશ્નો સંબંધે આગળ વધેલા વિચારો ફેલાવેલા છે.

ઈ. સ. ૧૮૬૨માં એમણે કામાની પેઢીથી છુટા થઈ પોતાની સ્વતંત્ર પેઢી સ્થાપેલી. ચાર વરસ પછી એટલે કે સને ૧૮૬૬માં એમની એ પેઢી ભાગી પડી, પરંતુ પોતાના બધા લેણદારો આગળ વિના સંકોચે એમણે પોતાનો બધો હિસાબ રજુ કરવાથી તેઓ દાદાભાઇની સાથે ઉદારતાથી વર્ત્યા. ઇંગ્લાંડની બેંકનો ગવર્નર જે એમનો લેણદાર હતો તેણે એમના પર કાગળ લખીને એમની વખાણવા લાયક આત્મનિષ્ટા તથા પ્રમાણિકપણાને માટે એમને શાબાશી આપી. કેટલાક મિત્રો પાસેથી ઉછીતાં નાણાં મેળવીને તથા કેટલાક લેણદારોની ઉદારતાને લીધે એ મુશિબતમાંથી તેઓ મુક્ત થયા અને ઈ. સ. ૧૮૬૮માં સ્વદેશ પાછા આવ્યા. તે પહેલાં સને ૧૮[illegible]માં પણ તેઓ હિંદુસ્થાન આવી ગયેલા હતા.

ઇંગ્લાંડમાં રહીને દાદાભાઇએ હિંદની જે સેવા કરી હતી. તેની આ વખતે એટલી બધી કદર થઈ કે મુંબઈમાં એમને જાહેર આવકાર આપવા માટે દરેક વર્ગના પ્રતિનિધિઓનો એક ગંજાવર મેલાવડો સ્વ. સર ફીરોજશાહ મહેતાની ભલામણથી એકઠો થયો અને એક મોટી સભા ભરી તેમને માનપત્ર તથા રૂપિયાની થેલી ભેટ આપ્યાં, ભેટમાં મળેલા રૂપિયાનો ઉપયોગ દાદાભાઇએ લોકહિતનાં કાર્યોમાંજ કર્યો.

થોડો વખત દેશમાં રહ્યા પછી દાદાભાઈ "પાર્લામેન્ટરી સિલેકટ કમિટી" આગળ જુબાની આપવા વિલાયત ગયા હતા, એ કમિટિ આગળ ૧) હિંદ દેશ ઘણો ગરીબ છે, અને ૨) દેશ ઉપર કરનો બોજો ભારે છે. એ બે અગત્યની બાબતો સિદ્ધ કરવા પ્રયત્ન કરેલો, એ વિષય ઉપર દાદાભાઇએ ખાસ અભ્યાસ કરેલો અને એમના જીવનમાં એજ વિષય ઉપર અનેક ભાષણો તથા લેખો એમણે લખેલા. કમિટી આગળ હિંદુસ્થાનની ગરીબાઈ સંબંધે જુબાની આપતાં જયારે એમણે જણાવ્યું કે હિંદના વતનીની સરેરાસ આવક માત્ર વીસ રૂપિયા છે, ત્યારે કમિટીના સભાસદોએ એમની વાતને હસી કાઢી અને કેટલાક અમલદારો તો તેઓ જુઠું બોલે છે એમ ધારી તેમના પર ગુસ્સે પણ થયા, પરંતુ દાદાભાઈ તેથી ડગ્યા નહિ અને સને ૧૮૭૩ માં પૂરાવા સાથે દાખલા દલિલોથી આંકડા આપીને એમણે હિંદની ગરીબાઈ નામની એક ન્હાની ચોપડી બહાર પાડી, સાત વરસ પછી એ ચોપડીની નવી આવૃત્તિ હિંદની હાલતના નામથી બહાર પાડી. એ લેખ એમણે ઘણીજ કુશળતાથી લખેલો છે. દાદાભાઈએ એ કમિટીનું ધ્યાન હિંદના રાજ્યવહીવટની નીચેની ખામીઓ તરફ દોર્યું હતું.

૧) રાજવહીવટનો ઉડાઉ ખર્ચ. ૨) ઈંગ્લાંડ તરફ ઘસડાઈ જતું હિંદનું અઢળક દ્રવ્ય, અને ગવર્નમેન્ટની મોટી નોકરીઓ આપવામાં હિંદના વતનીઓ તરફ ચલાવવામાં આવતી ગેરવાજબી વર્તણુક.

સને ૧૮૭૪–૭૫ માં દાદાભાઈ વડોદરા રાજ્યના પ્રધાન નિમાયાથી તેઓ સ્વદેશ પાછા ફર્યા અને મળેલ હોદ્દાનો ચાર્જ તેમણે સંભાળી લીધો. એ વખતે વડોદરાનું રાજ્ય ખટપટથી ભરપૂર હોવા છતાં તેમણે પોતાની કુશલતાથી રાજમાં ચાલતું અંધેર તથા ફોજદારી અને મહેસુલી ખાતાનો સડો દુર કરીને રાજમાં સુધારો વધારો કરવાની બનતી તજવીજ કરેલી, પરંતુ તે વખતના ત્યાંના રેસીડેન્ટ તેમની વિરૂદ્ધ હોવાથી એ હોદ્દાનું રાજીનામું આપી તેઓ મુંબઈ આવ્યા, અને મ્યુનીસીપાલીટીના સભાસદ ચુંટાયા. મ્યુનીસીપાલીટીના મળેલા હોદ્દા દરમ્યાન તેમણે પાણીના સબંધમાં એક મોટી ભૂલ બતાવીને કોરપોરેશનને પચાસ લાખ રૂપિયાના ખર્ચના ખાડામાં પડતી બચાવી લીધી હતી, જેને માટે મ્યુનીસીપાલીટીએ તેમનો ખાસ આભાર માન્યો હતો.

સને ૧૮૭૬ માં તેઓ મ્યુનીસીપાલીટીના હોદ્દાનું રાજીનામું આપી વિલાયત ગયા અને ત્યાં કેટલોક વખત રોકાયા પછી સને ૧૮૮૨ માં તેઓ સ્વદેશ પાછા આવ્યા અને મુંબઈની મ્યુનીસીપાલીટીમાં પાછા નિમાઈ સને ૧૮૮૫ સુધી બહુ ઉપયોગી કામ કર્યું. આ વખતે મુંબઈના ગવર્નર લોર્ડ રેએ એમને મુંબઈની ધારાસભાના એક વધારાના સભાસદ પણ નિમેલા, પરંતુ એ જગ્યા પર લાંબો વખત નહિ રહેતાં પાર્લામેન્ટના સભાસદ થવાની ઉમેદથી એમણે વિલાયત જવાનો વિચાર કર્યો, પણ ત્યાં જતાં પહેલાં સને ૧૮૮૫ માં પહેલી ઈન્ડીઅન નેશનલ કોંગ્રેસ મુંબઈમાં સ્થાપન થઈ તેને ફતેહ આપવામાં તેમણે પુરતો શ્રમ લીધો અને તે પછી સને ૧૮૮૬ માં તેઓ ઈંગ્લાંડ ગયા, ત્યાં તેમણે પાર્લામેન્ટમાં બેસવાની ઉમેદવારી કરી, પરંતુ એમણે પોતે તથા એમના અન્ય સ્નેહીઓએ અથાગ મહેનત કરવા છતાં એમની ઈચ્છા પાર પડી નહિ. આ પ્રમાણે નાઉમેદ થવા છતાં તેઓ નાહિંમત થયા નહિ, પરંતુ ત્યાંની પ્રજામાં હિંદુસ્થાન સબંધી ચર્ચા બહુ જોસભેર ચલાવી, દરમ્યાન કલકત્તામાં બીજી ઈન્ડીયન નેશનલ કોંગ્રેસ મળવાની હતી તેના તેઓ પ્રમુખ ચુંટાયાથી સ્વદેશ આવ્યા. એ કોંગ્રેસના પ્રમુખ તરીકે તેમણે જે ભાષણ આપેલું તેથી બધા વિદ્વાનો અને રાજદ્વારીઓ ચકિત થઈ ગયેલા.

કલકત્તાની કોંગ્રેસમાંથી પરવારી દાદાભાઈ મુંબઈ આવ્યા અને ‘ઈન્ડીયન સરવિસ’ નામે એક પત્ર કાઢ્યું, તેમજ એ વખતે મુંબઈમાં ‘પબ્લીક સરવિસ કમીશન’ બેઠેલું તેમાં તેમણે જુબાની આપેલી તે પછી પાર્લામેન્ટની નવી ચુંટણી થવાની હોવાથી વિલાયતના મિત્રોએ તેમને ત્યાં આવવા લખ્યું અને તેથી દાદાભાઈ વિલાયત ગયા.

ત્યાં ગયા પછી તેમણે 'ઇન્ડીયા' પત્ર કાઢયું. સને ૧૮૯૨ના જુન મહિનામાં પાર્લામેન્ટની નવી ચુંટણી થઈ તે વખતે દાદાભાઈ ફીન્સબરી પ્રગણા તરફથી ઉમેદવાર તરીકે બહાર પડયા અને સામા જબરા હરીફો હોવા છતાં તેઓ ફતેહમંદ થયા.

સને ૧૮૯૨ના જુલાઈની ૭ મી તારીખના રોજ મહાત્મા દાદાભાઈ ઈંગ્લાંડની પાર્લામેન્ટ જેવી જગ વિખ્યાત મહાન સભાના એક સભાસદ થવાનું મહાન પદ પામ્યા. પાર્લામેન્ટના પહેલા દેશી સભાસદ તેઓજ હતા. દાદાભાઇની આ ચુંટણીથી હિંદની પ્રજા ઘણીજ ખુશી થઈ અને દાદાભાઈને મુબારકબાદી આપવા સાથે ફીન્સબરીના લોકો ઉપર પણ મુબારકબાદી તથા ઉપકારના તાર મોકલ્યા.

પાર્લામેન્ટમાં દાખલ થયા પછી પાર્લામેન્ટના સભાસદોને હિંદને લગતા વિષયોમાં રસ લેતા કરવા માટે એમણે બહુ પ્રયત્નો કરેલા, અને હિંદના હિતેચ્છુ સર વીલીયમ વેડરબર્ન તથા મદ્યનિષેધક સમાજના આગેવાન સ્વ. મી. કેઈનની મદદથી "ઇન્ડીયન પાર્લામેન્ટરી કમિટી" સ્થાપેલી. એ કમિટીએ હિંદની સારી સેવા બજાવેલી.

સને ૧૮૯૨માં દાદાભાઈ પાર્લામેન્ટના મેમ્બર ચુંટાયા પછી બીજે વરસે ઇન્ડીયન નેશનલ કોંગ્રેસની નવમી બેઠક લાહોરમાં મળવાની હતી તેના તેમને પ્રમુખ નિમ્યાથી તેઓ સ્વદેશ પાછા આવ્યા. એ વખતે એમની ઉમર ૬૮ વરસ જેટલી વૃદ્ધ હતી અને એમના એકના એક જુવાન પુત્ર તુર્તમાંજ ગુજરી ગયા હતા છતાં હિંદના મહાન ઉત્સવના પ્રસંગે તેઓ પોતાનું અંગત દુઃખ વિસરી ગયા હતા. લાહોરની કોંગ્રેસના પ્રમુખસ્થાનેથી પણ તેમણે સારૂં ભાષણ આપ્યું હતું. લાહોરથી મુંબઈ જઇ ત્યાં થોડા દિવસ રહી તેઓ ઇંગ્લાંડ ગયા હતા.

દાદાભાઇની પાર્લામેન્ટની ટુંક કારકીર્દિનું સૌથી વધારે ઉપયોગી ફળ એ આવ્યું કે સને ૧૮૯૬માં હિંદના ખર્ચની તપાસ કરાવવા માટે એક કમીશન (વેલ્બી કમીશન) નિમવામાં આવ્યું. આ કમીશનમાં દાદાભાઇ, સર વીલીયમ વેડરબર્ન અને મી. કેઈન એ ત્રણ મેમ્બરો હતા. કમીશનમાં એમણે આપેલી જુબાની હરેક દેશાભિમાની તથા રાજદ્વારી પુરૂષે ખાસ જાણવા જેવી છે.

ઈ. સ. ૧૮૯૫માં પાર્લામેન્ટની પાછી નવી ચુંટણી થઇ, આ વખત પણ દાદાભાઈએ ઉમેદવારી કરી, પરંતુ તેઓ નિષ્ફળ ગયા, એમની હારથી આખો દેશ અત્યંત દિલગીર થયો, પરંતુ તેઓ પોતે દિલગીર થયા નહોતા.

ઇ. સ. ૧૮૮૭થી દાદાભાઇએ ઇંગ્લાંડમાંજ વાસ કર્યો હતો અને પોતાના દેશના કલ્યાણ માટે પરદેશને તેમણે પોતાનું ઘર કર્યું હતું. સને ૧૮૯૬માં તેમણે લશ્કર તથા નૈકા સૈન્યમાં દાખલ થવાની પરિક્ષાઓમાં હિંદીઓને બેસવા દેવામાં નથી આવતા તે બાબત ચળવળ કરી હતી, જો કે એનું પરિણામ કાંઈજ ન આવ્યું. છતાં એ ઉપરથી દાદાભાઇ એટલું પુરવાર કરી શકયા કે જે નિયમોના આધારે એ

ખાતાંની પરિક્ષાઓનું કામ ચાલે છે તે નિયમો ૧૮૫૮ તથા ૧૮૮૭ના ઢંઢેરાની વિરૂદ્ધના છે. સને ૧૮૯૮માં એમણે સર હેનરી ફાઉલરની "સોનાના ચલણુ બાબત વિચાર કરવા મળેલી કમિટી" આગળ બે વિદ્વતા પૂર્ણ લેખો રજુ કરેલા. સને ૧૯૦૧માં એમણે "હિંદની ગરીબાઇ અને અંગ્રેજ પ્રજાને ન છાજતો હિંદનો રાજ વહીવટ" એ નામનું સુપ્રસિદ્ધ પુસ્તક પ્રસિદ્ધ કર્યું. આ પુસ્તક દરેક અંગ્રેજી જાણનારે વાંચવા જેવું છે, એ પુસ્તકમાં હિંદના મહાન રાજકીય સવાલો વિષે વિદ્વતા ભર્યું લખાણ છે, એ પુસ્તકમાં એમણે એક વાત વારંવાર આગ્રહથી રજુ કરી છે તે એ છે કે હિંદની ગરીબાઈ જે દિન પ્રતિદિન વધતી જાય છે તેનું કારણ દર વરસે હિંદુસ્થાનમાંથી જુદી જુદી રીતે ૪૫ કરોડ રૂપિયા ઘસડાઇ જાય છે તે છે, આ શિવાય બીજી પણ ઘણી બાબતો છે.

સને ૧૯૦૫માં તેમણે આમસ્ટરડામની કોંગ્રેસ સમક્ષ હિંદના પ્રતિનિધિ તરીકે એક ભાષણ કરેલું તેમાં હિંદમાં ચાલતા અંગ્રેજી રાજવહીવટની પદ્ધતિ વિરૂદ્ધ એક ઠરાવ રજુ કરીને એમણે અલૌલિક અસર ઉપજાવેલી, એમનું દેશ સેવાનું છેલ્લું કાર્ય સને ૧૯૦૬માં કલકત્તા મુકામે મળેલી બાવીસમી ઇન્ડીયન નેશનલ કોંગ્રેસના ત્રીજીવાર તેઓ પ્રમુખ નિમાયા તે વખતે જે ભાષણ કર્યું તે છે. આ ભાષણ ખાસ મનન કરવા જેવું છે.

જીવનનાં થોડાં અવશેષ વરસો ગાળવા માટે દાદાભાઇ સ્વદેશમાં આવી વસેલા, અને મુંબઇ નજીક વેસાવામાં તેમણે નિવાસ રાખેલો. દરિયાની છોળોથી ભીંજાતું એ એકાન્ત અને પવિત્ર સ્થાન કે જ્યાં ભીષ્મ પિતા જેવા દાદાભાઇ રહેતા તે સ્થળને યુવકોએ યાત્રાનું સ્થાન બનાવ્યું હતું, અને સેંકડો મનુષ્યો એમનાં દર્શન અર્થે જતા. દાદાભાઇએ લોકોના જીગરમાં પોતાને માટે એટલું બધું માન ઉત્પન્ન કરેલું કે એમને લોકો "હિંદના દાદા" કહેતા; એટલુંજ નહિ પણ એમની સાથે ભાષણ તો શું પણ એમને નજરે જોયા પણ નહિ હોવા છતાં લાખો માણસો એમના નામ માત્રથી મુગ્ધ થઇ જતા, અને હજુ પણ કાયમને માટે એમનું નામ માન પૂર્વક યાદ રહેશે. દેશભકત દાદાભાઇ પ્રત્યે લોકોની લાગણી એટલી બધી વધી ગઇ હતી કે એમની જન્મ તિથી કેટલાંક વરસો થયાં એક જાહેર તહેવારની માફક ઉજવવામાં આવતી હતી; એમના અવસાન અગાઉ થોડાજ વખતે તેમને મુંબઇની યુનીવરસિટીએ એલ્. એલ્. ડી. ની અતિ માનવંત પદવી આપી હતી.

હિંદનો આ સાચો સપૂત સને ૧૯૧૭ના જુનની ૩૦ મી તારીખે ૯૩ વરસ જેટલી વૃદ્ધ વયે ગુજરી જતાં દરેક હિંદવાસીના અંતરમાં ફાળ પડી હતી અને આખા દેશમાં હાહાકાર વરતાઇ રહ્યો હતો. પરમાત્મા એ દેશભકત નર રત્નના અમર આત્માને સ્વર્ગમાં શાન્તિ આપો અને હિંદુસ્થાનમાં એવા અનેક દાદાભાઈ ઉત્પન્ન થાઓ એવી અમારી શુભેચ્છા છે.

Late Mr. Dadabhai Navroji, M. P., LL. D.



સ્વ. દેશભક્ત દાદાભાઈ નવરોજજી,
હિન્દના દાદા.

Late Sir Phirozshah Mervanji Mehta.



**સ્વ. સર ફીરોજશાહ મેરવાનજી મહેતા.**

હિન્દના એક મહાન ગુણિસ્ફૂર્ક.

# સ્વ. સર ફીરોજશાહ મેરવાનજી મહેતા.

## જે. પી. સી. આઇ. ઈ. કે. સી. આઈ. ઈ. એમ. એ. બાર–એટ–લો.

મુંબઇની મ્યુનીસીપાલીટીના સિંહની પદવી પામેલા સુપ્રસિદ્ધ દેશભકત અને એક બાહોશ ધારાશાસ્ત્રી સર ફીરોજશાહ મહેતાનો જન્મ સને ૧૮૪૫ના આગષ્ટ માસની ચોથી તારીખે મુંબઇમાં થયો હતો, એમના પિતા મેરવાનજી એક વેપારી હતા અને તેઓ કામા કંપનીના ભાગદાર હતા.

સર ફીરોજશાહે એલ્ફીસ્ટન ઇન્સ્ટીટયુશનમાં અંગ્રેજી અભ્યાસ કરેલો અને સને ૧૮૬૧માં મેટ્રિકની પરિક્ષા પસાર કર્યા પછી ૧૮૬૪માં તેમણે બી. એ.ની પરિક્ષા પસાર કરેલી, તે પછી ૭ મહિના જેટલી ટુંક મુદતમાં એમ. એ. ની પરિક્ષા માન સાથે તેમણે પસાર કરેલી, તે પછી તુરતજ તેમને એલ્ફીસ્ટન કોલેજના ફેલો નિમવામાં આવેલા. પારસી કોમમાં પહેલા એમ. એ. થનાર તેઓજ હતા. એ વખતના એલ્ફીસ્ટન કોલેજના પ્રિન્સીપાલ એલેકઝાન્ડર ગ્રાન્ટે સર ફીરોજશાહને માટે ઉંચો અભિપ્રાય બાંધેલો અને તેમની સલાહ તથા ખાસ આગ્રહથી સને ૧૮૬૫માં સર ફીરોજશાહ બારિસ્ટર થવા માટે ઈંગ્લાંડ ગયા. ત્યાં ત્રણ વરસ રહી કાયદાનો અભ્યાસ કરી બારીસ્ટરની પરિક્ષા તેમણે પસાર કરી અને સને ૧૮૬૮માં તેઓ સ્વદેશ પાછા ફર્યા, જેવી રીતે પારસી કોમમાં પહેલાં એમ. એ. થવાનું માન તેમણે મેળવ્યું હતું. તેવીજ રીતે પારસી કોમમાં પહેલાં બારીસ્ટર થવાનું માન તેમણેજ મેળવ્યું.

લંડનના નિવાસ દરમ્યાન સર ફીરોજશાહને હિંદના વૃધ્ધ દાદાનો સમાગમ થયો અને તેમણે તેમને પોતાના ગુરૂ તરીકે સ્વીકાર્યા. તેમણે દાદાભાઇ તથા બાબુ વ્યોમેશચંદ્ર બોનરજીની સાથે સામેલ થઇને લંડનમાં લીટરરી સોસાઈટી સ્થાપવામાં ઘણી મદદ કરેલી.

સ્વદેશ પાછા ફર્યા પછી સર ફીરોજશાહે બારીસ્ટર તરીકે ધંધો શરૂ કર્યો અને એમની કુશળતા તથા બુદ્ધિ ચાતુર્યથી તેઓ વખણાઇ ગયા, કેટલાક કેસમાં તેમણે એટલી બધી હુશિયારી બતાવી કે થોડાજ વખતમાં તેઓ મુંબઇના એક પ્રથમ પંકિતના ધારાશાસ્ત્રી તરીકે પંકાઇ ગયા. પારસીઓની અગીયારીના હુલ્લડનો કેસ, સુરતનો રાયટ કેસ તેમજ ખંભાતવાળા મી. વીલસનના કેસમાં ભારે કુશળતા બતાવવાથી સર ફીરોજશાહની બારીસ્ટર તરીકે સારી નામના નિકળી, અને તેથી કાઠીયાવાડનાં દેશી રાજ્યોના હક્ક સંબંધી અપીલો ઘડવાનું કામ પણ તેમને મળવા લાગ્યું, જે કામમાં તેમણે સારી આબરૂ તથા પુષ્કળ પૈસો મેળવ્યો. પોતાના ધંધામાં

પ્રતિદિન તેઓ આગળ વધતાજ ગયા તેથી સને ૧૮૯૩માં જુનાગઢ સ્ટેટે તેમને પોતાના રાજ્યના જ્યુડીસીયલ કાઉન્સીલર નિમ્યા, જે હોદ્દો તેમણે બે વરસ સુધી ભોગવ્યો, તે દરમ્યાન તેમણે એ રાજ્યના ન્યાયખાતાંમાં ઘણો સુધારો કર્યો, અને પ્રભાસ પાટણના હિંદુ મુસલમાનના હુલ્લડના કેસમાં એક જડ્જ તરીકે તેમણે પોતાની યોગ્યતા બતાવી આપી. ન્યાયખાતાંમાં તેમણે કરેલા સુધારાથી પ્રસન્ન થઇ એ રાજ્યે એમની વિદાય વખતે એમને પાંચ હજાર રૂપિયાની એક રકાબી ઇનામ તરીકે આપેલી.

સર ફીરોજશાહ મહેતાએ સને ૧૮૬૮ માં હિંદના દાદા સ્વદેશ પાછા ફર્યા તેનો સત્કાર કરવા માટે જબરી હિલચાલ કરેલી, અને તેમને માટે એક ઉઘરાણું કરી મોટી રકમ એકત્ર કરેલી, જે માનપત્રની સાથે દેશભક્ત દાદાભાઇને ભેટ કરવામાં આવી હતી. સર ફીરોજશાહે કરેલા આ પ્રયત્નથી તેઓ લોકોમાં વખણાઈ જવા સાથે શહેરના આગેવાન ગૃહસ્થોમાં પણ સારી રીતે જાણીતા થઈ ગયા. જાહેરમાં પ્રસિદ્ધ થવાનો તેમનો એ પહેલો પ્રસંગ હતો, બીજો પ્રસંગ બે વરસ પછી બન્યો જે મુંબઈની મ્યુનીસીપાલીટીની તવારીખમાં એક અગત્યનો બનાવ હતો અને જેમાં સર ફીરોજશાહે પોતાની બાહોશી અને વિદ્વત્તા બતાવી મોટી નામના મેળવી હતી.

સને ૧૮૭૧માં મ્યુનીસીપલ કમીશનર તરીકે પ્રખ્યાત મી. આર્થર ક્રાફર્ડ (જેના નામ પર મુંબઈની મોટામાં મોટી ક્રાફર્ડ મારકીટ છે.) હતો, તેનો વિચાર મુંબઇને બીજું પારીસ બનાવી દેવાનો હતો, તેણે મુંબઈ શહેરને એટલું બધું સુધારી દીધું હતું કે એ કામ કરતાં જરાપણ પાછું વાળીને જોયું નહોતું. શીલકનાં નાણાં ખલાસ થઈ જવા ઉપરાંત કરજ થઈ જાય એવો પ્રસંગ ઉપસ્થિત થયો હતો. એ વખતે મુંબઇની મ્યુનીસીપાલીટીનો વહીવટ જે.પી.ઓના હાથમાં હતો. તેમણે ચેતાવવા છતાં મ્યુનીસીપાલીટીની આર્થિક સ્થિતિ તરફ મી. ક્રાફર્ડે કંઈ ધ્યાન આપ્યું નહિ, અને નવાં નવાં બાંધકામ તથા સુધારા ચાલુ રાખીને મ્યુનીસીપાલીટીને માથે કરજનો બોજો વધારતોજ ગયો. એની આ જહાંગીરી અને ખરચાળ રીતથી અકળાઈ શર ફીરોજશાહે તેની સામે યોગ્ય પગલાં ભરવા લોકોને જાગ્રત કર્યા, તેમજ એ વાત સરકારમાં પણ જાહેર કરી. જેના પરિણામે મી. ક્રાફર્ડને એ હોદાનું રાજીનામું આપવું પડયું અને મુંબઈની પ્રજા કરજના બોજા તળે ચગદાતી બચી ગઈ, સર ફીરોજશાહ એટલુંજ કરીને બેસી રહ્યા નહિ, પણ તેમણે એક જાહેરસભા સમક્ષ મ્યુનીસીપલ સુધારાની એક યોજના ઘડી વાંચી સંભળાવી. જે યોજના લક્ષમાં લઈ સને ૧૮૭૨માં સરકારે નવો મ્યુનીસીપલ એક્ટ ઘડયો, અને સર ફીરોજશાહ તે પછી પહેલવહેલા મ્યુનીસીપાલીટીના પ્રમુખ નિમાયા, એ હોદા દરમ્યાન તેમણે સારૂં કામ કરવાથી બીજે વરસે પણ તેમને

પ્રમુખ તરીકે ચુંટી કાડવામાં આવ્યા. આવી રીતે લાગટ બે વરસ સુધી એકજ ગૃહસ્થને કોરપોરેશનના પ્રમુખનું માન ભાગ્યેજ મળે છે. મ્યુનીસીપાલીટીની જેવી સેવા સર ફીરોજશાહે બજાવી હતી તેવી સેવા બીજા થોડાજ ગૃહસ્થોએ બજાવી હશે.

હિંદની રાજદ્વારી હિલચાલમાં પણ સર ફીરોજશાહે આગળ પડતો ભાગ લીધો હતો. તેમણે પોતાના મિત્ર સ્વ. જસ્ટીસ બદરૂદ્દીન તૈયબજી તથા સ્વ. જસ્ટીસ કાશીનાથ તેલંગ સાથે જોડાઇને બોમ્બે પ્રેસીડનસી એસોશીએશન નામે સભા ઉભી કરી હતી, અને પ્રખ્યાત ઇલબર્ટ બીલ વખતે પણ મોભા ભરેલો ભાગ લીધો હતો.

સને ૧૮૮૬ માં મુંબઇના ગવર્નર લોર્ડ રેએ સર ફીરોજશાહને લેજીસ્લેટિવ કાઉન્સીલના સભાસદ નિમ્યા, જે હોદ્દા દરમ્યાન તેમણે પ્રજાની તથા સરકારની સારી સેવા બજાવેલી, અને સને ૧૮૮૮ ના મ્યુનીસીપલ એકટ ઘડવામાં સરકારને મદદ કરેલી. સર ફીરોજશાહ મહેતા ઇન્ડીયન નેશનલ કોંગ્રેસના ચુસ્ત હિમાયતી હતા અને પાંચમી નેશનલ કોંગ્રેસની સ્વાગત કમિટીના પ્રમુખ નિમાવા ઉપરાંત સને ૧૮૯૦ માં કલકત્તા મુકામે મળેલી છઠ્ઠી કોંગ્રેસના પ્રમુખ તરીકે તેમને ચુંટી કાઢવામાં આવ્યા હતા. એ પ્રમુખસ્થાનેથી તેમણે આપેલું ભાષણ એટલું ગહન અને વિદ્વતા ભરેલું હતું કે તે વખતે હાજર રહેલા મી. કેન અને મી. સ્વેન જેવા પાર્લામેન્ટના સભાસદો પણ એ સાંભળીને ચકિત થઈ ગયા હતા અને તેમણે એ ભાષણનાં ઘણાં વખાણ કર્યા હતા, તે પછી તેઓ ૧૮૯૬ માં પુના મુકામે ભરાયલી ચોથી પ્રોવિન્સીયલ કોન્ફરન્સના પ્રમુખ નિમાયા હતા.

સને ૧૮૯૩ માં સર ફીરોજશાહને મુંબઇના તે વખતના ગવર્નરે પોતાના તરફથી લેજીસ્લેટિવ કાઉન્સીલમાં નિમવાની માંગણી કરી, પરંતુ તે તેમણે સ્વીકારી નહિ, અને એજ વરસે પ્રજા તરફથી તેમને ચુંટવામાં આવ્યા હતા, જે હોદ્દા પર તેઓ એક કરતાં વધારે વખત ચુંટાયા હતા, ત્યાં તેમણે બજાવેલી સેવાથી પ્રજા તેમના પર ફીદા થઈ ગઈ હતી અને ઘણે ઠેકાણેથી તેમને જાહેર માન મળ્યું હતું, કલકત્તાની પ્રજાએ તેમને મોટી સભા ભરી માન આપેલું અને તેવીજ રીતે મુંબઇની પ્રજાએ પણ તેમને ભારે માન આપેલું હતું.

સને ૧૮૯૫ પછી તેઓ વડી ધારાસભાના મેમ્બર નિમાયેલા, પણ નાદુરસ્ત તબિયતના કારણથી ત્યાં થોડો વખત રહી પોતાની જગ્યાએ સ્વ. દેશભક્ત ગોખલેને આગળ પાડી પોતે મુંબઈ પાછા ફરેલા, અને મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશન તરફથી મુંબઇની ધારાસભાના મેમ્બર નિમાયેલા, એ હોદ્દા પર કોરપોરેશન તરફથી તેઓ પોતાના મરણ પર્યંત રહેલા હતા.

સને ૧૯૦૩ માં લોર્ડ કર્ઝને હિંદની યુનીવરસિટીઓને માટે નવા કાયદો કરેલો તે કાયદાની અયોગ્યતા બાબત સર ફીરોજશાહે તે વખતે વ્યાજબી વાંધો ઉઠાવેલો હતો.

સને ૧૯૦૬–૭ નાં વરસ કોંગ્રેસને માટે ભયંકર હતાં, ઉદ્દામ પક્ષ તોફાની થવા માંડેલો અને એ તોફાનની શરૂઆત ૧૯૦૬ ની કલકત્તાની કોંગ્રેસથી થયેલી, પરંતુ એ વખત તો સર ફીરોજશાહ, દાદાભાઈ, સર શંકર નાયર, તથા સુરેન્દ્રનાથ બેનરજી વિગેરેની મહેનતથી કોંગ્રેસનું કામ પાર ઉતરેલું, પરંતુ ૧૯૦૭ ની સુરતની બેઠક વખતે તોફાને ભયંકર રૂપ પકડ્યું અને કોંગ્રેસ ભાંગી. આ બનાવને બીજે દિવસે સર ફીરોજશાહે કોન્વેન્શન–કોંગ્રેસના પ્રતિનિધિઓની મંડળીની યોજના તૈયાર કરી અને આસરે સોથી સવાસો આગળ પડતા ગ્રહસ્થો તેમાં જોડાયા અને તે યોજનાના નિયમ પ્રમાણે ઉદ્દામ પક્ષના ગ્રહસ્થો તેમાં આવતા બંધ થયા. તે પછી એ નવા નિયમ પ્રમાણે ૧૯૧૪ સુધી કોંગ્રેસ મળી હતી.

સર ફીરોજશાહની લાયકાતથી સને ૧૮૯૫માં નામદાર સરકારે તેમને સી. આઇ. ઈ. નો ઇલ્કાબ આપેલો, અને તે પછી તેમને જે. પી. કે. સી. આઈ. ઇ. તથા સર નાઇટ જેવા માનવંત ઇલ્કાબો આપી તેમની યોગ્ય કદર કરવામાં આવેલી. તેઓ મુંબઇ યુનીવરસિટીના ફેલો નિમાયલા અને એમના મરણની અગાઉ થોડા વખતે એમને યુનીવરસિટીના વાઇસ ચાન્સેલર નિમવામાં આવેલા; એટલુંજ નહિ પણ તેમને એલ. એલ. ડી. ની અતિ માનવંત પદવી પણ આપવામાં આવેલી, પરંતુ એ ડીગ્રી જાહેર રીતે આપવા માટે કોનવોકેશન–સભા ભરાય તે પહેલાં તેમનું મરણ થયું હતું.

આ મહાન દેશભક્ત અને રાજદ્વારી આગેવાનનું મરણ સને ૧૯૧૫માં એમની સીત્તેર વરસની વયે થયું હતું, મુંબઇમાં છેલ્લી કોંગ્રેસ મળી તેનો મંડપ બંધાતો હતો, અને જે મંડપમાં તેઓ એક વક્તા તથા કાર્યવાહક તરીકે આગળ પડતો ભાગ લેવાના હતા તેજ મંડપમાં એમનું સ્મારક ઉભું કરવા અને એમના જેવા દેશભક્તના અવસાનથી દેશને ગયલી ખોટ સંબંધી ઠરાવો કરવા સભા મળી, આશરે છ હજાર સ્ત્રી પુરૂષોએ એ સભામાં હાજરી આપેલી હતી, મુંબઇના તે વખતના ગવર્નર લોર્ડ વિલીંગડન પ્રમુખસ્થાને હતા અને હિંદના તે વખતના વાઇસરોય લોર્ડ હાર્ડીંજે સીમલાથી તાર કરી એમના સ્મારક પ્રત્યે સહાનુભૂતિ બતાવી હતી અને તેમાં સારી રકમ ભરી હતી.

સર ફીરોજશાહ મુંબઈની મ્યુનીસીપલ કોરપોરેશનના પિતા ગણાતા હતા, કારણ કે એ કોરપોરેશન સ્થાપવામાં તેમનો હાથ હતો અને પોતાના અવસાન સુધી તેઓ તેના આગેવાન હતા. એમના શોકજનક અવસાનની નોંધ લેતાં કોરપોરેશને ઠરાવ કરેલો કે કોરપોરેશનના પ્રમુખની એમની ખુરશી એમના માનમાં એક વરસ સુધી ખાલીજ રાખવી અને તેના પર કાળું કપડું ઢાંકી રાખવું.

# સ્વ. સર મંગળદાસ નથુભાઈ નાઈટ, સી. એસ. આઈ.

પહેલા ગુજરાતી સર નાઇટ.

સ્વ. સર મંગળદાસ ન્યાતે કપોળ વાણિયા, એમનો જન્મ મુંબઈમાં સને ૧૮૩૨ ના અકટોબરની ૧૫ મી તારીખે સંવત ૧૮૮૮ માં થયો હતો.

એમના વડિલો મૂળ કાઠીયાવાડમાં આવેલ દીવ ટાપુના ઘોઘલા ગામના વતની હતા જ્યાંથી સર મંગળદાસના દાદાના દાદા આજથી આસરે દોઢસો વરસ ઉપર મુંબઈમાં આવી વસ્યા હતા, જે વખતે સરકારને મુંબઈ બંદર મળ્યાં પચાસેક વરસ થયાં હતાં, મુંબઈની આબાદી સાથે આ કુટુંબની પણ આબાદી થતી ગઈ, અને મંગળદાસના દાદા રામદાસ મનોરદાસ મુંબઈના એક નામાંકિત શેઠ ગણાયલા, મુંબઈનું સુપ્રસિદ્ધ વાલકેશ્વર મહાદેવનું દેવાલય પણ સર મંગળદાસના પિતાએ બંધાવેલું છે, તેનું કાંઈક કામ અપૂર્ણ રહેલું તે સર મંગળદાસે પુરૂં કરાવેલ.

સર મંગળદાસે ગુજરાતી ભાષાનો અભ્યાસ કર્યા પછી મેઇન વેરીંગની સ્કૂલમાં થોડા વરસ અંગ્રેજી અભ્યાસ કરેલો, પરંતુ કેટલાંક કારણોથી તેમને નિશાળ છોડવાની ફરજ પડતાં એક સારા શિક્ષકને રોકી તેમણે પોતાનો અંગ્રેજી અભ્યાસ પૂરો કરેલો. એમના પિતા શેઠ નથુભાઇ રામદાસ એમને અગીયાર વરસની નાની વયના મુકીને ગુજરી ગયેલા, અઢાર વરસની ઉમર થતાં સર મંગળદાસે પોતાની મિલ્કત ટ્રસ્ટીઓ પાસેથી સંભાળી લીધી અને હુશિયારીથી તેનો વહીવટ કરી પોતાની જીંદગીમાં તેમાં ઘણોજ વધારો કરેલો.

સર મંગળદાસે જાહેર હિલચાલોમાં નાની વયથી ભાગ લેવો શરૂ કરેલો અને પોતાના જીવનમાં જાહેર પ્રજાની સારી સેવા તેમણે બજાવેલી, તેની સાથે રાજકિય હિલચાલોમાં તથા જ્ઞાતિહિતના કાર્યોમાં પણ પ્રશંસા પાત્ર ભાગ લીધેલો.

જાહેર હિલચાલમાં પ્રથમ તો ન્હાની વયમાં તેમણે હોળીના તહેવારો પર થતું બિભત્સ વર્તન અટકાવવા સરકારને અરજ કરેલી, જે પછી સને ૧૮૫૯ માં તેઓ જે. પી. નિમાયા તેની રૂએ મુંબઈની મ્યુનીસીપાલીટીમાં તેમણે એક સભાસદ તરીકે ભાગ લઈ લોકોની સેવા બજાવેલી, તેમજ ઇન્કિમટેક્ષના પણ તેઓ એક કમીશનર નિમાયેલા. વળી સને ૧૮૬૩ માં રોયલ એશિયાટિક સોસાઇટીના તેમને મેમ્બર નિમવામાં આવેલા અને ૧૮૬૬ માં તેમને ગવર્નરની લેજીસ્લેટિવ કાઉન્સીલના મેમ્બર નિમવામાં આવેલા જ્યાં આગળ તેમણે ઘણીજ બાહોશી બતાવવાથી લાગલાગટ ત્રણ વખત તેમને એ જગ્યા માટે ચુંટવામાં આવેલા અને સને ૧૮૭૪ માં જ્યારે એ જગ્યાનું ન દુરસ્ત તબીયતને લીધે તેમણે રાજીનામું આપ્યું ત્યારે સરકારે પત્ર લખી તેમના કામ માટે સંતોષ બતાવેલો. ઉપરાંત દેશીઓના હક્ક અને હિત જાળવનારી "બોમ્બે એસોસીએશન" નબળી હાલતમાં હતી તેને પરિશ્રમ લઈ સને ૧૮૬૭ માં ફરી સજીવન કીધેલી.

ઉપર પ્રમાણે જાહેર હિલચાલોમાં ભાગ લઈ પ્રજાનું હિત કરવાની સાથે પોતાની જ્ઞાતિની હિલચાલમાં ભાગ લઈ જ્ઞાતિનું પણ સારૂં હિત તેમણે કરેલું, જ્ઞાતિનું કામ બરોબર નથી ચાલતું એવું તેમને જણાતાં તેમણે જ્ઞાતિના બંધારણમાં ફેરફાર કરવાની તજવીજ કરી અને લોકોને એવી સમજણ આપી કે જ્ઞાતિનો શેઠ વંશપરંપરાને માટે હોવો ન જોઇએ પણ જ્યારે જ્યારે જે માણસ જ્ઞાતિને પસંદ પડે અને જ્ઞાતિહિતના કામમાં સારો ભાગ લે તે માણસને જ્ઞાતિની શેઠાઇ આપવી જોઇએ તે પછી તેમણે તે વખતના જ્ઞાતિના વંશપરંપરાના શેઠની સામે એક ભારે ખરચનો કેસ માંડી "ન્યાતની મિલ્કતની વ્યવસ્થા જ્ઞાતિના મોટા ભાગની ઇચ્છા પ્રમાણે થવી જોઇએ" એવું સાબિત કરાવેલું. જ્ઞાતિહિતની તેમની હિલચાલથી સને ૧૮૭૯ માં એમની જ્ઞાતિના મોટા ભાગે એક જાહેર સભા ભરી તેમને પોતાના શેઠ ઠરાવેલા. જાહેર પ્રજાની સારી લાગણી અને જ્ઞાતિનું માન ધરાવવા સાથે સર મંગળ દાસે સરકારની પણ સારી પ્રીતિ મેળવેલી, સને ૧૮૫૯ માં નામદાર સરકારે તેમને જે. પી. નો ઇલ્કાબ આપેલો જે ઇલ્કાબ એ વખતે બહુ થોડા ગૃહસ્થોને આપવામાં આવતો, સને ૧૮૭૨ માં તેમને સી. એસ. આઇ. નો ઇલ્કાબ આપવામાં આવેલો અને સને ૧૮૭૫ માં નામદાર મહારાણીએ તેમને સર નાઇટનો ઘણોજ માનવંતો ઇલ્કાબ આપી તેમની લાયકાતની કદર કરવા સાથે તેમનું માન વધારેલું, સને ૧૮૭૭ માં પ્રિન્સ ઓફ વેલ્સ હિંદુસ્થાનમા આવેલા ત્યારે તેમણે પણ સર મંગલદાસને એક રૂપાંનો ચાંદ આપેલો; એટલુંજ નહિ પણ એમના પુત્રોનાં લગ્નમાં પોતે હાજરી આપી તેમના પ્રત્યેની પોતાની લાગણી બતાવેલી.

સર મંગલદાસનું નામ લોકોમાં અમર રહ્યું છે, અને રહેશે તેનાં ઉપર બતાવેલાં કારણો હોવા ઉપરાંત બીજું એક સબળ કારણ છે, અને તે કારણ તે તેમની લાખોની સખાવત છે, સર મંગળદાસ કેળવણીનો ફેલાવો કરવાને બહુ આતુર હતા અને પોતાની સખાવતનો મોટો ભાગ તેમણે તે રસ્તે આપેલો છે, એમનાં સખાવતનાં કાર્યોમાંના કેટલાંકની નોંધ નીચે પ્રમાણે છે.

૧) રૂા. સાડા ત્રણ લાખ મુંબઈ યુનીવરસિટીને એમના વીલની રૂએ મળેલા છે, આ રકમની સ્કોલરશીપો સ્થાપવામાં આવેલ છે અને તે "સર મંગળદાસ નથુભાઈ સ્કોલરશીપ"ના નામથી અપાય છે. ૨) રૂા. પોણા લાખનેખરચે કલ્યાણીમાં તેમણે પોતાનાં પત્ની રૂક્ષ્મણીબાઇના નામથી એક દવાખાનુ ખોલેલ છે. ૩) રૂા. પંદર હજારના ખરચે "સર મંગળદાસ નથુભાઇ કન્યાશાળા" સ્થાપેલ છે. ૪) રૂા. વીસ હજાર ટ્રાવેલીંગ સ્કોલરશીપ સ્થાપવા યુનીવરસિટિને આપેલા. ૫) રૂા. પચાસ હજાર જુદાં જુદાં કેળવણીના ફંડોમાં આપેલા. ૬) રૂા. દસ હજાર વાલકેશ્વરનું દેવળ જે એમના પિતાએ બંધાવવું શરૂ કરેલું તે અપૂર્ણ રહેવાથી પુરૂં કરાવવા આવેલા. ૭) રૂા. એક લાખ વર્તમાનપત્રોને આપેલા. આ આ શિવાય બીજાં પણ ઘણાં કાર્યો એમના હસ્તે થયેલાં.

સર મંગળદાસ સને ૧૮૯૦ ના માર્ચ મહિનામાં ૫૮ વરશની વયે સ્વર્ગવાસી થયા હતા.

Late Sir Mangaldass Nathoobhai, C. S. I.



સ્વ. સર મંગળદાસ નથુભાઈ, સી. એસ. આઈ.

પહેલા ગુજરાતી સર નાઈટ.

Late Sheth Premchand Roychand.



**સ્વ. શેઠ પ્રેમચંદ રાયચંદ.**
શેર સટ્ટાનો રાજા.

# સ્વ. શેઠ પ્રેમચંદ રાયચંદ.

ગરીબ માતા પિતાને ઘેર જન્મ લઈ આપ બળથી આગળ વધનાર, છેક નિર્ધન સ્થિતિમાંથી જાત મહેનતે કરોડપતિ થનાર, શેર સટ્ટાના ધંધામાં ફક્ત હિંદુસ્થાનમાંજ નહિ પણ લગભગ આખી દુનિયામાં નામના મેળવનાર અને શેર સટ્ટાના રાજાનું પદ પામનાર, આખા હિંદને એક ચકવે ચડાવનાર, અને ઇશ્વરે પોતાને આપેલ દ્રવ્ય તથા મોટાઇનો બનતો સદ્‌ઉપયોગ કરી આ જગતમાં પોતાનું નામ અમર કરી જનાર સ્વ. શેઠ પ્રેમચંદ રાયચંદ નાતે દશાઓસવાળ શ્રાવક વાણિયા હતા, એમનો જન્મ સને ૧૮૩૧ના માર્ચ મહિનામાં સંવત ૧૮૮૭માં સુરત મુકામે થયો હતો.

પ્રેમચંદ શેઠે એટલી બધી નામના મેળવી હતી કે માત્ર તેમનું મોઢું જોવા ખાતર કેટલાક માણસો તેમના નોકરને લાંચ આપી તેમનાં દર્શન કરતા હતા, એટલુંજ નહિ પણ સાંભળવા મુજબ છેક વિલાયતથી એક ગૃહસ્થ માત્ર તેમને જોવા ખાતરજ આંહી સુધી આવેલો હતો. "રેપ્રેઝન્ટેટિવ મેન ઑફ ધિ બોમ્બે પ્રેસીડન્સી" નામના પુસ્તકમાં પ્રેમચંદ શેઠનું જીવન વૃત્તાંત છપાયું છે, તેમાં લખેલું છે કેઃ–

So eager were the people to interview Mr. Premchand, that they went so far as to offer brbes of Rs. 300 or 400 to his porter, to see him for a few moments only

પ્રેમચંદ શેઠના પિતા રાયચંદ દીપચંદ સુરતમાં વેપાર કરતા અને સાથે દલાલીનો ધંધો પણ કરતા, પરંતુ ત્યાં તેમને ધંધામાં અનુકૂળતા નહિ આવવાથી તેઓ મુંબઈ આવ્યા અને ન્હાની વયના પ્રેમચંદ શેઠને પણ પોતાની સાથે લાવ્યા, મુંબઇમાં આવીને તેમણે રતનચંદ લાલા નામના એક દલાલની સાથે ધંધો કરવો શરૂ કર્યો. પ્રેમચંદ શેઠે થોડો ગુજરાતી તથા અંગ્રેજી અભ્યાસ કર્યો અને અને પછી સોળ વરસની વયે તેઓ ધંધામાં જોડાઇ ગયા. રતનચંદ લાલાને બેંકોની સાથે કામ પડતું હતું, પરંતુ તેમને અંગ્રેજી જ્ઞાન નહિ હોવાથી કેટલીક મુશ્કેલીઓ પડતી, તેથી અંગ્રેજી જાણનાર પ્રેમચંદને તેઓ પોતાની સાથે બેંકામાં તેડી જવા લાગ્યા. આ પ્રમાણે ન્હાની વયથીજ પ્રેમચંદ શેઠનું વ્યાપારી ભાગ્ય ઘડાવા લાગ્યું.

પોતાની ચંચળતાથી પ્રેમચંદ શેઠ થોડાજ વખતમાં બેંકોના મેનેજરો તથા વેપારીઓના પરિચયમાં આવી તેમના પ્રીતિપાત્ર થઈ પડયા, અને તેથી તેમણે સ્વતંત્ર દલાલીનો ધંધો શરૂ કર્યો, એમણે સ્વતંત્ર ધંધો શરૂ કર્યા પછી થોડા વખતે રતનચંદ લાલા ગુજરી જવાથી તેમનું સર્વ કામકાજ પણ પ્રેમચંદ શેઠને મળવા

માંડ્યું. પ્રેમચંદ શેઠ પોતાના પિતાની સાથે ધમધોકાર ધંધો કરવા માંડ્યા અને તેમને ફતેહ ઉપર ફતેહ મળવા લાગી, ધીમે ધીમે તેઓ શેરની ઉથલપાથલમાં, સટ્ટામાં અને રૂ તથા અફીણના વેપારમાં આગળ વધતા ગયા અને યુરોપીયન વેપારીઓમાં તેમની લાગવગ તથા માન મરતબો વધી પડ્યો, આ અરસામાં અમેરિકામાં મોટી લડાઈ જાગી, તેથી રૂના ભાવ એકદમ ચડી ગયા. આ વખતે પ્રેમચંદ શેઠની પાસે હામ, દામ અને ઠામ ત્રણે વાનાં હોવાથી રૂના વેપારમાં તેઓ યાહોમ આગળ વધ્યા અને આખા હિંદુસ્થાનમાં પોતાનાં માણસો મોકલી રૂ ખરીદી યૂરોપ મોકલવા માંડ્યા, તેમાં તેમને અનહદ નફો થયો. આ અરસામાં લોકોમાં શેર સટ્ટાનો પવન જોસથી ફેલાયો. એક પછી એક નવી કંપનીઓ નિકળવા માંડી, અને પ્રેમચંદ શેઠે દરેક કંપનીના શેરો સાથે સટ્ટાની ચળવળ વધારવા માંડી. નાણાં બજારમાં, વેપારીઓમાં, અમલદારોમાં અને મુંબઇ ઉપરાંત બહારના ગામોમાં પણ શેર મેનિયા ફેલાયો. શેઠ પ્રેમચંદની ધારણા પ્રમાણે નાણાંની ઉથલપાથલ એવી તો સરસ થવા માંડી કે તેઓ જોતજોતામાં કરોડપતિ બની ગયા. દરેક માણસો એમનીજ આંખે જોવા લાગ્યા અને "આજ તો આ ભાવ છે, પણ કાલે પ્રેમચંદ શેઠ કરે તે ખરા" એમ બોલાવા માંડ્યું. મુંબઇ ઇલાકો નહિ પણ કલકત્તા, મદ્રાસ અને વિલાયત પણ ચકડોળે ચડ્યાં. આ અરસામાં વળી એક બેનો મુંબઇનો દરિયો પુરવા ખાડાના શેરોને નામે પણ અનેક કંપનીઓ ઉભી થઈ અને સને ૧૮૬૩માં કોલાબાથી વાલકેશ્વર સુધીનો દરિયો પુરવાને માટે કંપની કાઢવાની સરકારે પ્રેમચંદ શેઠને પરવાનગી આપી. આ કામને માટે જે અનેક કંપનીઓ નિકળી તેમાં "ધિ બોમ્બે રેકલેમેશન" નામની દસ દસ હજારના શેરવાળી એક કંપની પ્રેમચંદ શેઠની સૂચનાથી પણ કાઢવામાં આવી, તેના શેરના પહેલા હફતાના પાંચ હજાર રૂપિયા ભરાંતાંની સાથેજ શેરના ભાવ અસાધારણ ચડી થયા અને સરકારને માટે રાખેલા શેર જાહેર લીલાંઉથી વેચતાં પાંચ હજારના શેરના છત્રીસ હજાર ઉપજ્યા, આ બનાવથી અનેક માણસો નવી કંપનીઓ કાઢી તેના શેરના ભાવ વધારી આપવા પ્રેમચંદ શેઠને વિનવવા લાગ્યા. પ્રેમચંદ શેઠનો એ વખતે એવો પ્રભાવ હતો કે તેમની માત્ર મીઠી નજરજ માણસને લક્ષાધિપતિ બનાવવાને માટે બસ હતી. આ વખતે પ્રેમચંદ શેઠની લક્ષ્મી સાતથી નવ કરોડની કહેવાતી અને હિંદુસ્થાન નહિ પણ યૂરોપના બજારોમાંય તેઓ એક મોટા વેપારી અને ઉસ્તાદ દલાલ તરીકે ઓળખાતા. લગભગ પાંત્રીસથી ચાળીસ વરસ સુધી મુંબઈનાં નાણાં બજાર ઉપર પ્રેમચંદ શેઠે અનૂપમ કાબૂ ધરાવ્યો હતો.

"ચડે તે પડે" એ કહેવત મુજબ શેર અને સટ્ટાનું બજાર જે પ્રેમચંદ શેઠના શબ્દ ઉપર નાચતું હતું તે આખરે પડ્યું, શેર લેવાતા બંધ થઈ ગયા અને

લોકો એકદમ શેરનાં કાગળીયાં વેચવા બહાર પડયા, તેથી ભાવ સપાટાબંધ ગગડી ગયા અને લોકો તવાઈને પાયમાલ થઈ ગયા, શેરના ભાવ ગગડતા જોઈ પ્રેમચંદ શેઠે રૂના ધંધા તરફ લક્ષ પહોંચાડયું, અને ચડતા ભાવે ખરીદ કરી વિલાયત મોકલવા માંડયું, પરંતુ "પડતા પર પાટુ"ની માફક અમેરિકાની લડાઇ એકદમ ઓચિંતી બંધ પડવાથી રૂના ભાવ પણ ગગડીને અરધે આવી ઉભા. અમેરિકાની લડાઈ હજુ લંબાશે અને રૂના ભાવ વધતા જશે એવી ગણત્રીથી પ્રેમચંદ શેઠે ઇલાકાના રૂનો તમામ પાક અગાઉથી ખરીદી લીધેલો હોવાથી ભાવ એકદમ બેસી જવાના પ્રતાપે તેઓ મોટી ખોટમાં આવી પડયા અને સને ૧૮૮૬ના સપ્ટેમ્બર મહિનામાં તેમનું નાદારી કોર્ટમાં નામ નોંધાયું. લેણદેણની તેમની તપસીલ તપાસતાં બે કરોડનું દેવું અને દસ લાખનું લેણું જાહેર થયું. જે સાંભળીને તેમની દોલતના અડસટ્ટો કરનારા હેબતાઈ ગયા. માગનારા વસ્તુસ્થિતિ સમજી ગયા અને નાદારી પાછી ખેંચી લીધી. પ્રેમચંદ શેઠે ફરીને ધંધો કરવાની પરવાનગી મેળવી અને પાછા સારી રીતે ધંધો કરવા લાગ્યા. ઘણીવાર તેમણે લીલી સુકી જોઈ, ઘણીવાર દોલત એકઠી કરી અને ઘણીવાર લક્ષ્મી પોતાના સ્વભાવ પ્રમાણે તેમને તજીને ચાલી ગઈ, પરંતુ પ્રેમચંદ શેઠ હમેશાં એક સરખા ઉદ્યોગી અને આનદી રહ્યા હતા ચડતીના વખતમાં તેઓ છકી ગયા નહોતા તેમ પડતીમાં નાસીપાસ થઇ ગયા નહોતા, કરોડોનો વેપાર અને કરોડોની ખોટ છતાં અને કેટલીવાર નાદારીમાં નામ નોંધાવ્યા છતાં એકે વાર તેઓ નાદાર થયા નહોતા. જ્યારે બીજી વાર નાદારીમાં તેમનું નામ નોંધાયું ત્યારે નાદારી કોર્ટના તે વખતના કમીશનર જસ્ટીસ મી. બેલીએ ભર કોર્ટમાં કહ્યું કે "શું પ્રેમચંદ નાદાર થશે? કદી નહિ, જેણે ખરી આફત વેળા પોતાની આંટ સાચવી છે તે સહેજ દેણાં માટે નાદાર નહિ થાય, માટે માગનારાઓએ ગમે તેમ ફડચો કરવોજ જોઇયે" જડજનાં આ વચનોથી પ્રેમચંદ શેઠના મન પર એટલી બધી અસર થઈ કે ભર કોર્ટમાં તેમની આંખોમાંથી અશ્રુ નિકળી પડયાં અને માગનારા તો ચકિતજ થઈ ગયા.

વેપારમાં અને નાણાંની ઉથલપાથલમાં નામના મેળવવાની સાથે પરોપકારનાં કાર્યોમાં પૈસા ખરચવામાં પણ પ્રેમચંદ શેઠે સારી ઉદારતા બતાવેલી છે, અને તેમણે ખરચેલ લાખો રૂપિયા લોકોને વરસો સુધી તેમની યાદી આપ્યા કરશે. ઈશ્વરે પોતાને આપેલ લક્ષ્મીનો તેમણે સારો ઉપયોગ કરી પોતાના જીવનમાં લગભગ સાઠ લાખ રૂપિયાની ગંજાવર રકમ સખાવતમાં વાપરેલી છે, કેળવણીને ઉત્તેજન આપવામાં, નિશાળો અને કન્યાશાળાઓ સ્થાપવામાં, લાઇબ્રેરીઓ ખોલવામાં, ગરીબ માણસોને મદદ કરવામાં, મુસાફરોને માટે ઠેક ઠેકાણે ધર્મશાળાઓ તથા નવાણો બંધાવવામાં, અને એવાં બીજાં અનેક કાર્યોમાં પૈસા આપી પ્રેમચંદ શેઠે ઈશ્વરે પોતાને આપેલ

સુભાગી સમયનો પ્રશંસાપાત્ર ઉપયોગ કરેલો છે. " લક્ષ્મી આજ છે અને કાલ નથી " એ હકીકત ધ્યાનમાં લઈ શ્રીમંતોએ પોતાને મળેલ તકનો પ્રેમચંદ શેઠની માફક સદ્‌ઉપયોગ કરવાની ખાસ જરૂર છે.

અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજ, ભરૂચની રાયચંદ દીપચંદ લાઇબ્રેરી, સુરતની રાયચંદ દીપચંદ કન્યાશાળા, મુંબઇનો પોતાનાં માતુશ્રીના નામ પાછળ બંધાવેલો સુપ્રસિદ્ધ રાજાબાઈ ટાવર, સુરતની ધર્મશાળા, મુંબઈ તથા કલકત્તાની યુનીવરસીટીઓને આપેલ ગંજાવર રકમો અને એવાંજ બીજાં અનેક કાર્યો પ્રેમચંદ શેઠના કીર્તિસ્થંભ છે.

પ્રેમચંદ શેઠના હસ્તે સખાવતનાં અનેક કાર્યો થયેલાં તેમાં નીચેનાં કાર્યો ખાસ નોંધ લેવાં જેવાં છે. ૧) સવા છ લાખ રૂપિયા મુંબઈની યુનીવરસીટીને ૨) સવા ચાર લાખ રૂપિયા કલકત્તાની યુનીવરસીટીને ૩) પાંચ લાખ રૂપિયા મુંબઇમાં પોતાના નામની વીશી-બોર્ડીંગ ૪) એંસી હજાર રૂપિયા અમદાવાદની પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કોલેજને. ૫) પાંસઠ હજાર રૂપિયા સુરતમાં ધરમશાળા. ૬) સાઠ હજાર રૂપિયા ફ્રીયર ફ્લેચર કન્યાશાળામાં ૬) પચાસ હજાર રૂપિયા સ્કોટીશ ઓર્ફનેજ ૮) ચાળીશ હજાર રૂપિયા ગીરનારની તળાટીમાં ધર્મશાળા ૯) પાંત્રીસ હજાર રૂપિયા ભરૂચની રાયચંદ દીપચંદ લાઇબ્રેરીમાં ૧૦) વીસ હજાર રૂપિયા સુરત રાયચંદ દીપચંદ કન્યશાળામાં ૧૧) વીસ હજાર રૂપિયા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને ૧૨) વીસ હજાર રૂપિયા આણંદમાં ધર્મશાળા ૧૩) દસ હજાર રૂપિયા એલેકઝાન્ડ્રા કન્યાશાળામાં.

આ શિવાય જે. એન. પીટિટ ઇન્સ્ટીટ્યુશનમાં, રોયલ એશિયાટિક સોસાઇટીમાં ધિ નેટિવ જનરલ લાઇબ્રેરીમાં અને તારંગાની ધર્મશાળામાં સારી રકમો તેમણે આપેલી. ગુજરાત કાઠિયાવાડનાં ૭૬ ગામોમાં ધર્મશાળાઓ, કુવાઓ તથા તળાવોના જીર્ણોદ્ધારમાં લગભગ છ લાખ રૂપિયા આપેલા, જૈન દેરાસરોના જીર્ણોદ્ધારમાં આઠથી દસ લાખ રૂપિયા આપેલા અને એ શિવાય પણ ન્હાનાં ન્હાનાં સખાવતનાં ઘણાં કાર્યો તેમણે કરેલાં. સારા વખતમાં તેઓ દર મહિને આઠ હજાર રૂપિયા ખેરાતમાં વાપરતા અને પાછળથી દર મહિને ત્રણ હજાર રૂપિયા વાપરતા. ધન્ય છે! એમની ઉદારતાને.

આ પ્રભાવશાળી અને ભાગ્યશાળી પુરૂષ સને ૧૯૦૬ના ઓગસ્ટ માસની ૩૧ મી તારીખને શુક્રવારના રોજ સવંત ૧૯૬૨માં ૭૬ વરસની વયે સ્વર્ગવાસી થયા હતા. એમના મરણુની દિલગીરી બતાવવા મુંબઇનાં કેટલાંક બજારોમાં હડતાળ પાડવામાં આવી હતી, અને શેર સટ્ટાના તેઓ રાજા હોવાથી શેર બજારમાં તેમનું પુતળું મુકવામાં આવેલ છે.

# સ્વ. નામદાર જગન્નાથ શંકરશેઠ જે. પી.



ઓગણીસમી સદીમાં મુંબઈ શહેર એક સાધારણ શહેર હતું, આજના જેવું વૈભવશાળી, આબાદ કે વેપાર રોજગારમાં જામેલું નહોતું. એની આજની આબાદ અને બુલંદ સ્થિતિ તે અનેક મહાપુરૂષોના અથાગ શ્રમ અને ઉદારતાનું પરિણામ છે. મુંબઇ શહેરને ખીલવવામાં જે સદ્‌ગૃહસ્થોએ શરૂઆતમાં શ્રમ લીધો છે, તેમાં સ્વ. નામદાર નાનાશંકરનું નામ એક અગ્રસ્થાને મુકી શકાય તેમ છે, એ મહાપુરૂષે મુંબઇની ખીલવણીમાં જે શ્રમ લીધો છે, જે બુદ્ધિબળ વાપરેલું છે અને દ્રવ્યનો જે ભોગ આપેલ છે, તેને માટે મુંબઇની પ્રજાએ એ નરરત્નનો હંમેશને માટે આભાર માનવાનો છે.

નામદાર જગન્નાથ ન્યાતે દૈવજ્ઞ બ્રાહ્મણ હતા. એમનો જન્મ સને ૧૮૦૩ ના ફેબ્રુઆરીની ૧૦ મી તારીખે મુંબઇમાં થયો હતો, એમના જીવનચરિત્રનું એક પુસ્તક મરાઠી ભાષામાં પ્રસિદ્ધ થયેલ છે, તેમાં એમનો જન્મ ચમત્કારિક રીતે થયાનું લખેલ છે.

નામદાર જગન્નાથના વડિલો થાણા જીલ્લાના ગામ ભિમડી કલ્યાણની આસપાસના એક ન્હાના ગામડાના મૂળ વતની હતી. ત્યાંથી તેઓ મુંબઇમાં અંગ્રેજી અમલ શરૂ થયો એ અરસામાં મુંબઇ આવી વસેલા હતા અને મુંબઇમાં શરાફની પેઢી ખોલેલી હતી. મુંબઇમાં પહેલવહેલા આવી વસનાર નાનાશંકરના દાદા બાબુલ શેઠ હતા. નાનાશંકરના પિતા શંકરશેઠે પણ સખાવતનાં કેટલાંક કાર્યો કરેલાં હતાં.

શ્રીમાન જગન્નાથ શેઠનું બચપણનું નામ નાના હતું અને તેથી ભવિષ્યમાં પણ તેઓ નાનાશંકરના નામથી ઓળખાયેલા હતા, એટલુંજ નહિ પણ આજે પણ એમનું જગન્નાથ નામ જાણનારા તો બહુ થોડાંજ માણસો હશે. બાકી સર્વ એમને નાનાશંકરના નામથીજ ઓળખી શકે છે.

નાનાશંકરે મરાઠી અભ્યાસ કરેલો અને ત પછી સંસ્કૃત અભ્યાસ કરેલો; એટલુંજ નહિ પણ તે સમયે અંગ્રેજી અભ્યાસ બહુ પ્રચલિત નહિ હોવા છતાં અંગ્રેજી ભણવાની પણ તેમની ઇચ્છા થઇ. એ વખતે આજના જેવી હાઇસ્કૂલો યા કોલેજો મુંબઇમાં હતી નહિ, પરંતુ મેઇનવોરીંગ અને ડો. ગર્ફે નામના બે યૂરોપીયન ગૃહસ્થોની ખાનગી નિશાળો હતી, એ બેઉ ગૃહસ્થો સવાર સાંજ નાનાશંકરને શિખવવા માટે આવતા અને એમના હાથ નીચે નાનાશંકરે અંગ્રેજી કેળવણી લીધેલી.

નાનાશંકરનાં માતુશ્રી એમની ન્હાની વય હતી ત્યારેજ ગુજરી ગયેલાં અને એમની અઢાર વરસની વયે એમના પિતાજી પણ ગુજરી ગયા, તેથી એમની બહોળી

મિલ્કત તથા ધંધાની વ્યવસ્થાનો સર્વ બોજો નાનાશંકરને શિરે આવી પડયો. આ વખતે પોતાની શું મિલ્કત છે કે શું લેણદેણ છે? એની પણ તેમને જોઇએ તેવી માહેતી નહોતી છતાં તેમણે એ સર્વ બોજો પોતાને શિરે ઉપાડી લીધો અને પોતાની હુશિયારીથી તેનો ઉત્તમ વહીવટ કરી આવક ઉપજ તથા મિલ્કતમાં સારો વધારો કર્યો.

શ્રીમાન નાનાશંકરે અનેક રસ્તે લોક સેવા કરેલી છે, અને સર્વ દિશાનો તેમનો પ્રયત્ન પ્રશંસાપાત્ર નિવડયો છે, એમણે લીધેલ શ્રમનું સવિસ્તર વર્ણન આપી શકાય તેટલી જગ્યા અત્રે નથી, તેથી ટુંકમાંજ જણાવવું પડે છે.

એમણે પ્રથમ તો વિદ્યાવૃદ્ધિ તરફ લક્ષ પહોંચાડયું અને એ દિશામાં પ્રયત્ન કરવો શરૂ કર્યો; કારણ કે તેઓ સમજતા હતા કે સર્વ સુખનું મૂળ કેળવણી છે. આથી સને ૧૮૨૨માં તે વખતના ગવર્નર એલ્ફીસ્ટન સાહેબની મદદથી તેમણે "બોમ્બે નેટિવ સ્કૂલ બુક એન્ડ સ્કૂલ સોસાઇટી" નામની સંસ્થા સ્થાપન કરી, અને તે દ્વારા પ્રથમ તો એતદ્દેશિય શિક્ષણ આપવું શરૂ કર્યું. સને ૧૮૨૪માં એ સંસ્થાનું નામ ફેરવીને "બોમ્બે નેટિવ એજ્યુકેશન સોસાઇટી" નામ રાખવામાં આવ્યું. તે પછી સને ૧૮૨૭ માં એલ્ફીસ્ટન સાહેબ વિદાય થવાના હતા તેની યાદી રાખવા માટે સર્વ આગેવાન શહેરીઓની સભા મળી અને તેમાં ફંડ એકઠું કરતાં ૪૪૩૯૦૧) રૂપિયા ભરાયા અને દર વરસે વીસ હજાર રૂપિયા સરકારે આપવા કબુલ્યા. એ ફંડનું નામ એલ્ફીસ્ટન ફંડ રાખવામાં આવ્યું. અને એ ફંડ વડે અંગ્રેજી શાળા ખોલવાનો સહુએ વિચાર કર્યો અને બોમ્બે નેટિવ એજ્યુકેશન સોસાઇટીને તેની સાથે જોડી એ સંસ્થાનું નામ "એલ્ફીસ્ટન ઇન્સ્ટીટયુટ" રાખવામાં આવ્યું. આ સંસ્થા તેજ હાલની એલ્ફીસ્ટન કોલેજ. કહેવાની જરૂર નથી કે આ બધું કરવામાં શ્રીમાન નાનાશંકરે અથાગ શ્રમ લીધો હતો, અને હજારો રૂપિયાની મદદ આપેલી હતી.

કેળવણીની ઉપરોક્ત સંસ્થા શિવાય સને ૧૮૪૫ માં દેશભકત દાદાભાઇ નવરોજજી ઇત્યાદિની મહેનતથી એવી એક બીજી સંસ્થા પણ ઉત્પન્ન થયેલી હતી અને તે સંસ્થાનું નામ "સ્ટુડન્ટસ લીટરરી અને સાયન્ટીફીક સોસાઇટી" હતું. આ સંસ્થાને પણ નાનાશંકરે સારી મદદ કરેલી હતી અને એ સંસ્થા મારફત સને ૧૮૪૮ માં તેમણે પોતાના વાડામાં એક કન્યાશાળા ખોલી હતી, જે પહેલી હિંદુ કન્યાશાળા હતી. આ કન્યાશાળા ચલાવવામાં તેમને બહુ અડચણ પડી હતી, કોઇ પોતાની કન્યાઓને ભણવા મોકલતું નહિ, કારણ કે એ વખતે સ્ત્રી કેળવણીનો બિલકુલ પ્રચાર નહતો, પરંતુ નાનાશંકરે પ્રથમ પોતાનીજ કન્યાઓને ત્યાં મોકલીને દાખલો બેસાડયો હતો. આ કન્યાશાળા હાલ પણ મોજુદ છે અને હવે તે સારી

રીતે ચાલે છે. એ પછી સને ૧૮૫૭ માં નાનાશંકરે "ધિ જગન્નાથ શંકરશેઠ ફર્સ્ટ ગ્રેડ એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ" નામની શાળા સ્થાપન કરી હતી.

આ રીતે સ્વ. શેઠ નાનાશંકરે મુંબઈમાં કેળવણીનાં બીજ રોપ્યાં અને વિદ્યા વૃદ્ધિનો પ્રશંસાપાત્ર પ્રયાસ કર્યો, જેનું પરિણામ કેવું સારૂં આવ્યું છે, તે સર્વ કોઇને વિદિત છે. એમના એ પ્રયાસને માટે વિશેષ કંઇ પણ લખવા કરતાં સુપ્રસિદ્ધ દેશભક્ત દાદાભાઈનું નીચેનું એકજ વાકય ટાંકવું બસ છે:—

We natives owe much debt to Mr. Jagannath Shankersheth who was among the first that first sowed the seeds of Education and watched aud nursed it tq its present healthy growth.

આવી રીતે વિદ્યાવૃદ્ધિનાં કાર્યોમાં શ્રમ લેવાની સાથે રાજક્યિ તથા સામાજીક ચળવળોમાં પણ નાનાશંકરે આગળ પડતો ભાગ લીધેલો હતો, અને સને ૧૮૩૯ માં એમના શ્રમથીજ દેશીઓને પ્રથમ ગ્રાંડ જ્યુરીમાં બેસવાનો હક્ક પ્રાપ્ત થયો હતો, તેમજ જે. પી. નો ઇલ્કાબ જે પ્રથમ યૂરોપીઅનોનેજ અપાતો હતો તે ઇલ્કાબ દેશીઓને પણ મળે એવી તજવીજ કરવામાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો અને સને ૧૮૩૫ માં તેમનો એ પ્રયાસ ફળિભૂત થયો હતો, પ્રથમ બાર દેશી ગૃહસ્થોને જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવેલો જેમાં તેઓ પણ હતા, આ ઇલ્કાબ મળવાથી એ ઇલ્કાબની રૂએ પેટી સેસન્સમાં બેસવાનો હક્ક પણ તેમને મળ્યો હતો. ઉપરાંત તેઓ મ્યુનીસીપાલીટીમાં પણ દાખલ થઇ શકયા હતા. ધિ બોમ્બે એસોસીએશનની સ્થાપનામાં પણ તેઓ આગેવાન હતા, અને રોયલ એશિયાટિક સોસાઇટીની શાખા મુંબઈમાં સ્થાપન થઇ તેના પણ તેઓ સભાસદ હતા; એટલુંજ નહિ પણ સને ૧૮૬૫માં સોસાઈટીને રૂા. પાંચ હજારની મદદ તેમણે આપી હતી, તે ઉપરાંત મુંબઈનું સુપ્રસિદ્ધ વિકટોરીયા આલ્બર્ટ મ્યુઝીયમ-રાણીબાગ સ્થાપવામાં પણ તેઓ એક અગ્રેસર હતા, વળી ગ્રેટ ઇન્ડીયન પેનીનસુલા રેલ્વે (જી. આઇ, પી.) ની સ્થાપનામાં તેઓ આગેવાન હતા અને તે કંપનીના એક ડીરેકટર હતા. આવી રીતે અનેક રાજકિય તથા સામાજીક કાર્યોમાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો.

શ્રીમાન નાનાશંકરે પરોપકારનાં કાર્યોમાં પણ સારો પૈસો વાપરેલો છે, અને કેટલીક લોકોપયોગી સંસ્થાઓ તેમણે સંસ્થાઓ તેમણે સ્થાપેલ છે, જેમાંનાં મુખ્ય મુખ્યની નોંધ નીચે પ્રમાણે છે. ૧) તાડદેવ નજી દવાખાનું, ૨) ભુલેશ્વર આગળ શ્રી રામચંદ્રજીનું દેવાલય ૩) ઘોડબંદરમાં અમૃતેશ્વર ૪) માથેરાનમાં શ્રી શંકર ૫ શહાપુરમાં શ્રી શંકર ૬) તાડદેવ, ભુલેશ્વર, વાલકેશ્વર, સોનાપુર, ઘોડબંદર,

વજ્રેશ્વરી તથા શહાપુર વિગેરે સ્થળોએ ધર્મશાળાઓ ૭) કેટલીક જગ્યાએ સાર્વજનિક સડકો ૮) પુના સ્ટેશન નજીક ત્રણ હજાર રૂપિયાના ખરચે ટાવર ૯) ઠેકાણે ઠેકાણે કુવા તથા અવેડાઓ ૧૦) માથેરાનમાં હેરીસન સ્પ્રીંગ ૧૧ પુનામાં શંકરનું દેવળ. ઈત્યાદિ અનેક ઠેકાણે સાર્વજનિક ધર્મશાળાઓ, કુવાહવાડાઓ, રસ્તાઓ તથા દેવાલયો તેમજ દવાખાનાં વિગેરે તેમણે સ્થાપેલ, એમના પિતાએ પણ તાડદેવ ખાતે ભવાનીશંકરનું પ્રખ્યાત દેવળ પોતાનાં પત્નીના સ્મારણાર્થે બંધાવેલ છે.

આવી રીતે વિદ્યાવૃદ્ધિનાં, રાજકિય તથા સામાજીક હિલચાલોનાં અને પરોપકારનાં કાર્યો કરવા ઉપરાંત સ્વ. નાનાશંકરે મુંબઈની શ્મશાન ભૂમિના સંબંધમાં લોકોની એક સેવા બજાવેલ છે, તે એ કે મુંબઇનું શ્મશાન–સોનાપુર હાલ છે ત્યાંથી ખસેડીને ઘણે દૂર લઈ જવાની ચળવળ સને ૧૮૬૩માં થયેલી, જો એ પ્રમાણે થાય તો લોકોની હાડમારી કેટલી બધી વધી જાય તેનો વાંચનારે ખ્યાલ કરવાનો છે, આ બાબતમાં એ વખતે પ્રજા બહુ ઉશ્કેરાઈ ગયેલી, તેથી નાનાશંકરે અમલદારોને સમજાવી શ્મશાનભૂમિ ત્યાંજ કાયમ રખાવેલી, એમની આ સેવાથી લોકો આજે પણ મુંબઇની શ્મશાન ભૂમિને "નાનાશંકરની વાડી"ના નામથી ઓળખે છે. અને ત્યાં તેમનું આરસનું અર્ધાંગ પુતળું મુકવામાં આવ્યું છે.

શ્રીમાન જગન્નાથ શંકરશેઠ મુંબઇના એક મહાપુરૂષ થઇ ગયા છે એમ કહેવામાં જરાપણ અતિશયોકિત નથી, તેમની લાગવગ તથા માનપાન દેશી તેમજ યૂરોપીયન ગૃહસ્થો અને અમલદારોમાં અનૂપમ હતું, અને એમના જેવા મહાપુરૂષો મુંબઈમાં ઘણા થોડાજ થયેલા છે. જી. આઈ. પી. રેલ્વેના ડીરેકટર તરીકે તેમણે સારૂં કામ કરવાથી બોરીબંદરના સ્ટેશનમાં તેમનું બસ્ટ મુકવામાં આવેલ છે, તેમને સોનાનો પાસ, પહેલા વર્ગમાં મફત મુસાફરી કરવાની છૂટ તથા સ્ટેશન પર તેમને માટે ગાડી પાંચ મિનિટ રાહ જુએ એટલું બધું માન તેમને મળેલું. સર નાઈટનો ઘણોજ માનવંત ઇલકાબ પણ તેમને આપવાનું નકકી થયેલું, પરંતુ તે જાહેર કરવામાં આવે તે અગાઉ તેઓ ગુજરી ગયા હતા. તેઓ સને ૧૮૬૫માં ૬૨ વરસની વયે સ્વર્ગવાસી થયા હતા, એમની યાદી કાયમ રાખવા મુંબઇના ટાઉન હૉલમાં તેમનું એક ભવ્ય પુતળું મુકવામાં આવેલ છે, તેમજ પુના, સતારા તથા મુંબઈમાં બીજી જગ્યોએ પણ તેવાં પુતળાં મુકાયેલાં છે.

Late Sheth Jagannath Shankarsheth, J. P.



**સ્વ. નામદાર જગન્નાથ શંકરશેઠ, જે. પી.**

મુંબઈના એક મહાન શહેરી.

Late Sheth Adamji Pirbhai, J. P.



સ્વ. શેઠ આદમજી પીરભાઈ, જે. પી.

વોહરા કોમના એક દાનવીર ગૃહસ્થ.

# સ્વ. શેઠ આદમજી પીરભાઈ.

જે. પી. રફી-ઉદ્દીન. વિગેરે.

---

સ્વ. શેઠ આદમજી પીરભાઈ નાતે વોહરા, એમનો જન્મ સને ૧૮૪૬ સંવત ૧૯૦૨ માં કાઠીયાવાડમાં આવેલ ધોરાજી ગામમાં થયો હતો.

એમના પિતાની સ્થિતિ સાધારણ હોવાથી તેઓ શેઠ આદમજીને પ્રાથમિક કેળવણીનું શિક્ષણ આપી શકયા હતા, જરૂર જોગો અભ્યાસ કર્યા પછી આદમજી શેઠ પોતાનાં માબાપની સાથે ધંધાર્થે મુંબઈ આવ્યા અને સત્તર વરસની ન્હાની વયે પોતે ધંધાની શરૂઆત કરી. શરૂઆતમાં તેમણે મહા મહેનતે એકાદ બે ન્હાના ન્હાના સરકારી કંટ્રાકટ મેળવ્યા, અને એ કામમાં તેમણે ઑફીસરોને સારો સંતોષ આપવાથી સરકારી ખાતાંમાં તેઓ વખણાઇ ગયા, આથી તેમને સારૂં કામ મળવા માંડયું. સને ૧૮૬૭ થી એટલે કે એકવીસ વરસ જેટલી ન્હાની વયથી "બોમ્બે આર્સેનલ" ના મહત્વના કંટ્રાકટ તેમને મળવા માંડયા જે લાંબો વખત સુધી ચાલુ રહ્યા હતા.

સને ૧૮૭૦ માં તેમને લશ્કરની છાવણી માટેના તંબુઓ પુરા પાડવાનો કંટ્રાકટ આપવામાં આવ્યો, તે વખતે જબલપુર અને ફતેહગઢ એ બેજ શહેરોમાં એ ધંધો હતો, મુંબઈમાં તંબુઓ બનાવવાનું કામ જાણનાર બાહોશ માણસો નહિ હોવાથી આદમજી શેઠને એ કંટ્રાકટમાં નુકશાન ખમવું પડયું હતું, તે પછી તેમણે એ કામ તરફ સારૂં લક્ષ પહોંચાડયું અને તંબુઓ બનાવવાના કામમાં સારી નામના મેળવી. એક વખત તો તેમને નુકશાન થયું પણ પછી તેઓ સારૂં કામ કરવા માંડયા અને તેમના તંબુઓની ચારે તરફથી માગણી થવા માંડી. સને ૧૮૮૪ ના ઇજીપ્તના ઘેરા વખતે, સને ૧૮૭૯ ની અફગાનીસ્તાનની લડાઇ વેળા, અને તે શિવાય બીજા કેટલાક એવા પ્રસંગોએ આદમજી શેઠે પુરા પાડેલા તંબુઓએ ઘણીજ સારી પ્રશંસા મેળવી હતી.

સને ૧૮૭૮ ના ડીસેમ્બરમાં મુંબઈના તે વખતના ગવર્નર સર રીચર્ડ ટેમ્પલને Maltase Carts ની બહુ જરૂર પડી અને તેને માટે તેમણે તોપની ગાડીઓ બનાવનારા કારખાનાના માલેકો પાસે માગણી કરી, જવાબમાં કારખાનાના માલીકે જણાવ્યું કે તેઓ દર મહિને માત્ર ચાળીસથી પચાસ ગાડીઓ બનાવી શકશે, પરંતુ ગાડીઓની તાકીદે જરૂર હોવાથી આદમજી શેઠ પાસે પણ માગણી કરવામાં આવી અને આ સાહસિક ઉદ્યોગી નરે માત્ર વીસ દિવસની ટુંક મુદ્દતમાં ૫૦૦ ગાડીઓ અને તે પછીના તેટલા દિવસમાં બીજી ૪૦૦ ગાડીઓ પૂરી પાડવાનું બીડું ઝડપ્યું અને તે પ્રમાણે પૂરી પણ પાડી.

પોતાના તંબુના કારખાનાંને વધારે ઉપયોગી બનાવવા તેમણે સાથે સાથે ઘોડાઓ માટે જોઈતાં જીનો અને એવોજ બીજો સામાન તથા લશ્કરને માટે બૂટ બનાવવાનું પણ શરૂ કરી કંતાનના ઉદ્યોગની સાથે ચામડાંનો ઉદ્યોગ પણ ચાલુ કર્યો. કેટલીક લડાઈઓ વેળા લશ્કરનાં માણસોને તેમના તરફથી પૂરા પાડવામાં આવેલ બૂટનાં લશ્કરનાં માણસો તથા ઑફીસરોએ સારાં વખાણ કરેલાં હતાં. તેમણે દરેક ખાતાંના અધિકારીઓ તરફથી પોતાને સોંપાયેલ કામમાં સંતોષ આપવાથી ઑફીસરોએ તેમને માટે સરકારમાં વખતો વખત સારૂં લખાણ કરેલું જેના બદલામાં ઘણી વખત સરકાર તરફથી તેમનો આભાર માનવામાં આવેલો.

શેઠ આદમજી પીરભાઈ ગરીબ સ્થિતિમાંથી જાત મહેનત વડે આગળ વધ્યા હતા અને કરોડો રૂપિયા તેમણે મેળવેલા હતા, તેની સાથે સખાવતનાં કેટલાંક પ્રશંસાપાત્ર કાર્યો કરીને મળેલ પૈસાનો તેમણે સદ્‌ઉપયોગ પણ કર્યો હતો, લગભગ પચીસ લાખ રૂપિયા જેવડી ગંજાવર રકમ તેમણે પરોપકારનાં કાર્યોમાં વાપરેલી હતી, એમ કહેવાય છે. સખાવતનાં કાર્યો તેઓ એવી છૂપી રીતે કરતા કે લાંબા વખતેજ તે લોકોના જાણવામાં આવતાં, તેમના હસ્તે થયેલ મુખ્ય કાર્યોની નોંધ નીચે પ્રમાણે છે.

(૧) સને ૧૮૮૯ ના અરસામાં તેઓ કરબલાની જાત્રાએ ગયેલા ત્યારે ત્યાં આગળ જાત્રાળુઓને અનાજ પાણીની અડચણ, જાનમાલની સલામતીની ધાસ્તી અને સખત તાપથી શરીરનું રક્ષણ કરવા માટે વિસામાની અછત વિગેરે અડચણો જોવાથી તેમનું હૃદય પિગળી ગયું અને તે અડચણો દૂર કરવાનો વિચાર કરી દર વરસે એ કામ માટે રૂા. પાંચ હજાર આપવા માંડયા અને ત્યાં પોતાનાં માણસો રાખી આવનાર જાત્રાળુઓને પડતી તમામ અડચણો દૂર કરવાનો બંદોબસ્ત કર્યો. ૨) સને ૧૮૮૩ ના અરસામાં તેઓ મક્કા ગયેલા ત્યારે ત્યાં આગળ પણ એવીજ સ્થિતિ જોઈને ત્યાં પણ સારો બંદોબસ્ત કરેલો. ૩) કેળવણીને માટે પોતાની જ્ઞાતિનાં બાળકોને અડચણ પડતી જોઈ કેળવણીનો ફેલાવો કરવા માટે સને ૧૮૮૧ માં કાઠીયાવાડનાં જુદાં જુદાં ૨૭ ગામોમાં તેમણે નિશાળો તથા કન્યાશાળાઓ બંધાવેલી. ૪) સને ૧૮૮૬ માં રૂા. સવા લાખને ખરચે તેમણે મુંબઈમાં ચર્નીરોડના સ્ટેશન સામે પોતાની કોમના ઉપયોગ માટે એક આલીશાન સેનેટોરીયમ બંધાવેલું જેનો લાભ ઘણાં કુટુંબો લે છે. આ સેનેટોરીયમમાં એક ધર્માદા દવાખાનું પણ તેમણે સ્થાપેલ છે, વિશેષમાં સેનેટોરીયમનો અમુક ભાગ પોતાની જ્ઞાતિના નિરાધાર છોકરાઓના ઓર્ફનેજ માટે રોકેલો, જ્યાં તેમને રહેવાનો, ખાવા પીવાનો અને અભ્યાસ વિગેરેનો તમામ બંદોબસ્ત કરવામાં આવેલો છે, આ ઓર્ફનેજનો લાભ સંખ્યાબંધ વિદ્યાર્થીઓએ લીધેલો છે, અને તેમાંના કેટલાક વિદ્યાર્થીઓ હાલ ઉંચી સ્થિતિ ભોગવે છે; આ ઓર્ફનેજના

વિદ્યાર્થીઓ પાછળ આદમજી શેઠે લગભગ છ લાખ રૂપિયાનો ખર્ચ કરેલો ૫) સને ૧૮૯૬-૯૭-૯૮ ના પ્લેગ વખતે પણ આદમજી શેઠે પોતાના જ્ઞાતિભાઈઓને ઘણી મદદ કરેલી, હજારો ગરીબ અને દરદી માણસો સ્વદેશ જવા માટે પૈસા વગર અટકી રહેલા તેમને ગાડી ભાડાંની, વાટ ખરચીની તેમજ બીજી એવી મદદ કરવા ઉપરાંત પોતાના ચર્નીરોડના સેનેટોરીયમમાં દરદીઓને માટે ગોઠવણ કરી દવા, દારૂ અને ડાકટરો તથા ખાવાપીવાની અને તેમના સંબંધીઓને પણ તમામ સગવડ કરી આપવાની તજવીજ કરેલી, આ બધાં કામમાં ગંજાવર રકમનો ભોગ તેમણે આપેલો ૬) ૧૮૯૭માં બુરાનપુરમાં ભયંકર આગ લાગવાથી તેમની કોમનાં અનેક કુટુંબો પાયમાલ થઈ ગયેલાં તેમને તેમણે સારી મદદ પહોંચાડેલી ૭) સને ૧૮૯૪માં કુકસી–બરવાણી નામના ગામમાં ભયંકર આગ લાગવાથી વોહરા કોમનાં ૫૦૦ કુટુંબો પાયમાલ થઈ ગયેલાં તેમને પૂરતી મદદ કરવા ઉપરાંત તેમનાં મકાનો પણ ફરીથી બંધાવી આપલાં ૮) પોતાની જન્મભૂમિ ધોરાજીમાં એક લાખ રૂપિયા ઉપરાંતની રકમ ખરચી મારકીટ, ધર્મશાળાઓ અને સંગ્રહસ્થાન સ્થાપેલાં ૯) સને ૧૮૭૭, ૧૮૮૩, ૧૮૮૮, ૧૮૯૧ અને ૧૮૯૭ના ભયંકર દુકાળો વખતે તેમણે પોતાનાં માણસોને પૈસા, અનાજ અને કાપડના જથ્થા આપી દુકાળવાળા ભાગોમાં મદદ માટે મોકલેલા અને હજારો કુટુંબોને મદદ આપેલી. ૧૦) ખાનદેશ જીલ્લાના માલેગામમાં સવાસો મુસલમાનોને એક માજીસ્ટ્રેટે નજીવા કારણસર કેદ કરેલાં, તેમને છોડાવવા સ્વ. બદરૂદીન તૈયબજી અને એવાજ બીજા કેટલાક પ્રસિદ્ધ બારીસ્ટર તથા સોલીસીટર રોકી રૂા. તેત્રીસ હજારનો ખરચ કરી તે બધાને છોડાવેલા. ૧૧) યીમેનના ભયંકર દુકાળ વખતે પણ પોતાના જ્ઞાતિભાઈઓને તેમણે મદદ મોકલાવેલી. આ શિવાય ન્હાનાં મોટાં અનેક સખાવતનાં કાર્યો તેમણે કરેલાં.

શેઠ આદમજી પીરભાઈ જેમ એક મહાન વેપારી, કારિગર, કંટ્રાકટર અને પરોપકારી પુરૂષ હતા તેમ તેઓ સરકારમાં તથા જ્ઞાતિમાં માનીતા પણ હતા, તેમની કોમમાં જે. પી. થનાર તેઓ પહેલાજ હતા, સને ૧૮૯૮માં તેમને નામદાર સરકાર તરફથી મુંબઈના શેરીફનું માનવંત પદ આપવામાં આવેલું તે વખતે તેમને માનપત્ર આપવા માટે મુંબઈના શહેરીઓની એક ગંજાવર સભા સર દીનશા પીટિટના પ્રમુખપણા નીચે મળેલી હતી, તેમજ તે શિવાય બીજાં પણ ઘણાં માનપત્રો એ વખતે તેમને મળેલાં. એટલુંજ નહિ પણ દાઉદી વોહરા કોમના વડા મુલ્લાંજી તરફથી તેમને રફી-ઉ-દીન–ધર્મરક્ષકનું પદ પણ આપવામાં આવેલું. આ પ્રતાપી અને ભાગ્યશાળી પુરૂષ સને ૧૯૧૩માં પોતાની પાછળ છ પુત્રો અને બે પુત્રીઓ મુકી સ્વર્ગવાસી થયેલા, એમના પુત્રોમાંના પાંચ પુત્રો હાલ હૈયાત છે.

# સ્વ. શેઠ ઠાકરસી મુળજી.

સ્વ. શેઠ ઠાકરસી મુળજી ભાટિયા જ્ઞાતિમાં એક પ્રતાપી પુરૂષ થઈ ગયા છે, મુંબઈ શહેરનો વેપાર નવો જામતો હતો તે અરસામાં મુંબઈ ખાતે પોતાનો રોજગાર જમાવીને તેનાં ઉંડાં મૂળ ઘાલ્યાં, અને જનસમાજનું કલ્યાણ થાય એવાં કાર્યોમાં પરોપકાર વૃત્તિથી આગેવાની કરી.

આર્થિક તેમજ પરમાર્થિક ઉન્નતિનાં એમણે વાવેલાં વૃક્ષને એમના પુત્રો તથા પૌત્રોએ નવપલ્લવ કરીને તેની સુવાસ ચોમેર ફેલાવી અને તેને લીધે સ્વ. શેઠ ઠાકરસી મુળજીનું કુટુંબ ઉદ્યોગ અને પરોપકારને માટે મુંબઈ શહેરનાં પ્રથમ પંક્તિનાં કુટુંબોમાં આજે પોતાની ગણના કરાવે છે.

ભાટિયા જ્ઞાતિ લાંબો વખત થયાં વેપારમાં જોડાયેલી છે અને ભાટિયાઓ ફક્ત હિંદમાં નહિ પણ દૂરના દેશાવરો સાથે પણ વેપાર ખેડતા આવ્યા છે, એ બાબતના ટેકામાં એક પૂરાવો એવો જડે છે કે પંદરમા સૈકાની આખરે પોર્ટુગીઝ કપ્તાન વાસ્કો-ડી-ગામાનો કાફલો ભુલો પડીને દક્ષિણ આફ્રીકાના બંદરોમાં રોકાયો હતો, તેને હિંદના દક્ષિણ કિનારાનો માર્ગ દેખાડનારૂં વહાણ ભાટિયા વેપારીનુંજ હતું. ટુંકમાં ચાંચિયા લોકોનો જે વખતે ઉપદ્રવ હતો તેવા ભયપ્રદ સમયે પણ ભાટિયાઓ પોતાના શુદ્ધ આચાર વિચારને ચુસ્ત રીતે સાચવી રાખીને ફતેહમંદ રીતે પરદેશો સાથે વેપાર ખેડતા હતા.

શેઠ ઠાકરશી મુળજીના વડિલો મૂળથીજ પરદેશની સાથે વેપાર ખેડતા સંવત ૧૮૪૦ માં એમના પિતામહ શેઠ આડત દયાળે મસ્કત બંદર સાથે વેપારની શરૂઆત કરેલી. એ વખત તેમનાં વહાણો ચાંચિયાઓના સપાટામાં આવી ગયેલાં, પરંતુ તેમણે તથા તેમના સાહસિક પુત્રોએ હિમ્મત છોડી નહોતી અને વેપારને વળગી રહ્યા હતા, તેજ મુજબ ચરિત્રનાયકના પિતા મુળજી શેઠે એજ વેપારને રૂડી રીતે ખીલાવ્યો હતો, અને સંવત ૧૮૮૧ માં નિવૃત થઇ પોતાના વતનમાં આવી રહ્યા હતા, તેજ સમયથી ઠાકરસી શેઠે મુંબઇમાં વ્યાપારાર્થે પ્રવેશ કરેલો.

શેઠ ઠાકરસીનો જન્મ સંવત ૧૮૬૩ માં વરવાળા મુકામે થયો હતો, ગામઠી મહેતાની નિશાળે તેમણે જુની રૂઢી મુજબ મળતી કેળવણી લીધેલી હતી, અને વયમાં આવતાં પોતાના વડિલોના ચાલતા વેપારમાં તેઓ જોડાયા હતા. સને ૧૮૮૧ માં એક વહાણમાં ત્રણ હજાર કોરીનો માલ ભરી દ્વારકા બંદરથી તેઓ પ્રથમ મુંબઇ આવ્યા હતા, એ વેપારમાં તેમને એક હજાર કોરીની ખોટ જવાથી સારી કમાણી ન થાય ત્યાં સુધી સ્વદેશ જઈ વડિલને મોઢું નહિ બતાવતાં મુંબઇમાંજ

રહેવાનો તેમણે નિશ્ચય કર્યો અને પ્રભુનું નામ લઇ કોઇ બળવાન ચોઘડીયામાં મંગળદાસ મારકીટમાં પરચુરણ કાપડ વેચવાની એક દુકાન ખોલી અને જાતમહેનત તથા પ્રમાણિકપણાથી તે દુકાનને સારી રીતે જમાવી. તે પછી તેમણે આરબ વેપારીઓને કમીશનથી માલ અપાવવા માંડયો અને તે પછી કેટલીક અંગ્રેજી પેઢીઓની દલાલીનું કામ શરૂ કર્યું.

સંવત ૧૯૦૯માં મેસર્સ પિટર્સ કબાબીની કંપનીની દલાલીનું કામ તેમના હાથમાં આવ્યું. એ ખાતું એવું તો જામી ગયું કે તેને પહોંચી વળવા માટે તેઓ શેઠ માણેકજી નસરવાનજી પીટિટની સાથે ભાગમાં જોડાયા. એ કંપનીવાળા પુષ્કળ નાણું કમાયાથી સંવત ૧૯૧૩માં પોતાનો વહીવટ બંધ કરીને સ્વદેશ ચાલ્યા ગયા, તે પછી કેટલેક વરસે સોલોમન એંટેસ નામની અંગ્રેજ પેઢીની દલાલીનું કામ ઠાકરશી શેઠે મેળવ્યું જે કામ સંવત ૧૯૨૮ સુધી ચાલ્યું હતું.

જેમ એક બાજુથી ઠાકરશી શેઠનો રોજગાર વધતો જતો હતો, તેજ પ્રમાણે ઘર આગળ પ્રભુ કૃપાથી તેમની આડીવાડી પણ રૂડી રીતે ખીલતી હતી. સંતતિમાં તેમને છ પુત્રો તથા બે પુત્રીઓ થયેલાં. છ પુત્રોમાંનાં સહુથી મોટા ઘેલાભાઈ સંવત ૧૯૧૮માં અને સહુથી ન્હાના દેવીદાસ સંવત ૧૯૩૦માં અનુક્રમે ૧૮ તથા ૨૦ વરસની ઉમરે ગુજરી ગયેલા, તેમજ બેઉ પુત્રીઓ મમીબાઇ તથા જમનાબાઇ પણ અનુક્રમે ૧૯ તથા ૧૪ વરસની ન્હાની વયે ગુજરી ગયેલી. એ બનાવ એમના સુખી જીવનમાં ખેદમય બન્યા હતા. એમના બાકી રહેલા ચાર પરાક્રમી પુત્રોએ શેઠજીની સાથે રહી તેમજ તેમની હૈયાતી પછી પણ પોતાના વેપાર રોજગારને સારી રીતે વધારેલો. એ ચાર પુત્રોનાં નામ શેઠ દામોદરદાસ, શેઠ ગોવિંદજી, શેઠ પ્રાગજી અને શેઠ નારણદાસ. એ ચારે પુત્રોએ પિતાના બહોળા વહીવટનાં જુદાં જુદાં ખાતાં સંભાળી લીધેલાં હતાં, તે શિવાય ઠાકરસી શેઠના બે ભત્રિજાઓ શેઠ વિશ્રામ માવજી તથા શેઠ ચત્રભુજ માવજી અને એક ભાણેજ શેઠ જેરામ નારણજી પણ તે વખતે તેમના વહીવટમાં ભાગીદાર હતા. એ સર્વેએ એકમત થઇને સંવત ૧૯૨૪માં એક જબરૂં કામ ઉઠાવ્યું, અને તે વખતના સાહસિક ભાટિયા શેઠ મુળજી જેઠાની સાથે જોડાઇને એક નવી કાપડ મારકીટ બંધાવવાની તજવીજ કરી. આ મારકીટ શેઠ મુળજી જેઠાની કાપડમારકીટના નામથી ઓળખાય છે અને હિંદુસ્તાનની પ્રથમ પંક્તિની મારકીટ છે.

મુળજી જેઠા કાપડ મારકીટ બંધાઇ એ અરસામાં કાપડની મીલો હિંદુસ્તાનમાં ઉભી કરવાનો સવાલ જોસભેર ચર્ચાતો હતો, તે સવાલને ઉપાડી લઇને શેઠ ઠાકરસી મુળજી તથા તેમના પુત્રોએ સંવત ૧૯૨૯માં ધિ હિંદુસ્તાન મીલ ઉભી કરી. તે પછી તેની બાજુમાં ઠાકરસી મુળજી મીલ સંવત ૧૯૩૪માં તૈયાર થઇ, તે બાદ સંવત ૧૯૩૬માં વેસ્ટર્ન ઇન્ડીયા મીલ અને સંવત ૧૯૩૮માં ઇન્ડીયન મીલ તૈયાર થઇ. એ રીતે નવ વરસના ટુંક સમયમાં ચાર મીલો એમણે ઉભી કરી; એટલુંજ

નહિ પણ ઠાકરસી મુળજીના અવસાન પછી તેમના પુત્રોએ સંવત ૧૯૪૮માં એક મીલ ખરીદ કરી. જે હાલ હોંગકોંગ મીલના નામથી ઓળખાય છે. ઠાકરસી મુળજી મીલને પાછળથી હિંદુસ્તાન મીલ સાથે જોડી દીધેલ છે, એટલે હાલ ઠાકરશી મુળજીની પેઢી ચાર મીલોનો વહીવટ ચલાવે છે.

શેઠ ઠાકરસી મુળજીનાં સંતાનોમાં બે પુત્રીઓ હતી તે તથા એમના વડિલ પુત્ર ન્હાની ઉમરે નાવારસ ગુજરી ગયા હતા, તેમજ તેમના સહુથી ન્હાના પુત્ર દેવીદાસ પણ ન્હાની ઉમ્મરે પોતાની પાછળ જેવાંબાઇ નામનાં એક વિધવા સ્ત્રી અને રામકુંવર નામે એક પુત્રી મુકી ગુજરી ગયા હતા, બાઇ જેવાંબાઇ પણ હાલમાં ગુજરી ગયાં છે, તેમનાં પુત્રી બ્હેન રામકુંવરનું લગ્ન અત્રેના સુપ્રસિદ્ધ સોલીસીટર શેઠ સુંદરદાસ ધરમસી સાથે થયેલ છે.

બાકી રહેલા ચાર પુત્રોમાંના મોટા શેઠ દામોદરદાસ ન્હાનપણુથીજ પિતાના રોજગારમાં જોડાઇ ગયા હતા, અને તેને ખિલવવામાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો, તેઓ મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનમાં, પ્રેસીડન્સી એસોશીએશનમાં તથા એવીજ બીજી સંસ્થાઓમાં આગળ પડતો ભાગ લેતા હતા. હિંદી મીલમજુરોની તનદુરસ્તી જાળવવાના બ્હાના હેઠળ હિંદમાં ફેક્ટરી એક્ટ લાગુ કરાવીને હિંદી કાપડને બજારોમાં ન પોસાય તેટલું મોંઘું કરાવવાના ઇરાદાથી માંચેસ્ટર વાળાઓએ વિલાયતમાં જે ઝુંબેસ ઉઠાવી હતી તેને તોડી પાડવાને તેઓ તથા તેમના ન્હાના ભાઇ ગોવિંદજી મકકમ રીતે બહાર પડયા હતા, વળી કાપડના તાકાને લંબાઇમાં ઓછો બનાવીને કેટલીક મીલો અપ્રમાણિકપણું બતાવતી હતી, તે અટકાવવા તેમણે તકરાર ઉઠાવી હતી, અને એમની એ વખતની સૂચનાઓનો અમલ પાછળથી નામદાર સરકારે વેપારી મારકાનો કાયદો પસાર કરતી વેળાએ કીધો હતો. વળી ઘીમાં તેલ તથા ચરબીની ભેળસેળ થતી હતી તે અટકાવવા માટે તેમણે છેક હિંદી સરકાર સુધી લડત ચલાવેલી હતી, જેના પરિણામે આગળ જતાં સરકારને એક કાયદો ઘડવાની જરૂર જણાઇ હતી, ઘીની ભેળસેળની આ પીડા આજે પણ મોજુદ છે. બલકે વધી ગઇ છે, અને તેને દુર કરવાને જબરો પોકાર ઉઠાવવાની જરૂર છે. વિશેષમાં મુંબઇની ગૌરક્ષક મંડળીને પગભર કરવામાં પણ એ બેઉ ભાઇઓનો જબરો હાથ હતો. શેઠ દામોદરદાસના ચરિત્રનું પુસ્તક છપાયેલ છે, તે વાંચવાથી એમના સબંધી વિશેષ હકીકત જાણવામાં આવશે. તેઓ ઇ. સ. ૧૮૯૩ માં મુંબઇ ખાતે ગુજરી ગયા હતા, તેમનાં પત્ની નાથીબાઇ એક શ્રદ્ધાળુ અને સાધવી બાઇ હતાં, અનેક ધાર્મિક પુસ્તકો એમના આશ્રયથી છપાઇને મુમુક્ષુઓમાં મફત વહેંચાતા હતાં, એમના પિતાનાં તેઓ એકના એક પુત્રી હોવાથી તેમનો વારસો તેમને મળેલો હતો, પરંતુ તેમણે તથા તેમના પતિએ ઉદાર દિલથી એ રકમ ધર્મ કાર્યોમાં વાપરી નાંખી હતી, એ રકમમાંથી તેમણે

પોતાના પિતા શેઠ ધરમશીની યાદી રાખવા તેમનાં વતન જામ ખંભાળીયા ખાતે ધર્મવાડા નામે એક નમુનેદાર ધર્મશાળા તથા સદાવ્રત સ્થાપેલ છે. તેમને સંતતિમાં બે પુત્રો થયેલા જેઓ હાલ હૈયાત છે, મોટા પુત્રનું નામ સર વિઠ્ઠલદાસ છે, અને તેમને સર્વ કોઇ સારી રીતે ઓળખે છે, વિશેષમાં એમનું વૃત્તાંત આ પુસ્તકના સરનાઇટસના વિભાગમાં જુદું છપાયેલું છે, બીજા પુત્રનું નામ માધવજી છે, જેઓ મુંબઇના એક આગેવાન શહેરી અને જે. પી. તથા ઑનररी માજીસ્ટ્રેટ છે.

દામોદરદાસથી ન્હાના ગોવિંદજી પણ પિતાના રોજગારના એક સ્થંભ રૂપ હતા, તેમણે પોતાનો વધારાનો વખત જ્ઞાતિસેવામાં ગાળેલો અને સંવત ૧૯૪૩થી પોતાના અવસાન સુધી તેમણે હાલાઇ ભાટિયા જ્ઞાતિના શેઠનો માનવંતો હોદ્દો ભોગવ્યો હતો. મુંબઇના પહેલા ત્રાસદાયક પ્લેગ વખતે તેમણે ભાટિયા કોમને માટે એક જુદીજ હોસપીટલ ખોલેલી હતી, અને જ્ઞાતિબંધુઓને કવોરનટેનની હાડમારીથી બચાવવાના ઇલાજ કરવાની શરૂઆત કરી દીધી હતી, પરંતુ સવંત ૧૯૫૫ના ભાદરવા મહિનામાં તેઓ સ્વર્ગવાસી થયા હતા. એમની પાછળ ધરમશી નામના એક પુત્ર હતા તેઓ પણ બે વરસ પછી પિતાની પાછળ ગુજરી ગયા હતા. હાલ તેમનાં સંતાનોમાં તેમની બે પુત્રીઓ બ્હેન મોંઘીબાઇ તથા બ્હેન કેસરબાઇ હૈયાત છે, તેઓ ઘરની સુખી હોવાથી પોતાના પિતાની મિલ્કતનો મોટો ભાગ તેમણે ઉદાર દિલથી ધર્માદામાં આપી દીધેલ છે, અને પોતાના પિતાના સ્મરણાર્થે ગીરગામ બેક રોડ ઉપર એક ભવ્ય મકાન "શેઠ ગોવિંદજી ઠાકરસી મુળજી સ્મારક ભાટિયા ગૃહ" બંધાવેલ છે, જેનો લાભ હાલમાં ૪૫ ભાટિયા કુટુંબો માત્ર નામનું ભાડું આપીને લે છે.

શેઠ ગોવિંદજીથી ન્હાના શેઠ પ્રાગજી સંસ્કૃત ભાષાના માહેતગાર, વિદ્યાવિલાસી અને વિદ્યોતેજક પુરૂષ હતા, તેમણે પ્રમાણસહસ્રી તથા ભગવદ્‌ગીતાનું પદ્યાત્મક ભાષાંતર રચીને પ્રસિદ્ધ કરેલાં હતાં, તેમની વિશેષ હકીકત આ પુસ્તકમાં એમના પુત્ર શેઠ હંસરાજ પ્રાગજીનું વૃત્તાંત છે તેમાંથી મળી શકશે, તેઓ સંવત ૧૯૪૩માં પોતાની પાછળ સંતતિમાં હંસરાજભાઇ નામના પુત્ર મુકી ગુજરી ગયા હતા. શેઠ પ્રાગજીથી ન્હાના શેઠ નારણદાસ હાલ હૈયાત છે અને એમની ઉમર લગભગ ૬૫ વરસની છે. તેઓ શેઠ મુળજી જેઠા કાપડ માર્કીટ કે જેમાં ઠાકરસી મુળજીની પેઢીનો અરધો ભાગ છે, તેનો વહીવટ ઘણાં વરસથી કરે છે, અને તેમના વહીવટ દરમ્યાન માર્કીટમાં ઘણો વધારો સુધારો થયેલો છે. સંતતિમાં તેમને અન્ના સાહેબ નામના એક પુત્ર છે, જેઓ હાલ અભ્યાસ કરે છે. શેઠ ઠાકરસી મુળજીની આડીવાડી જેમ વિશાળ છે તેજ પ્રમાણે તેમના તરફથી તથા તેમના પુત્રોપૌત્રો તરફથી થયેલાં પરોપકારી કાર્યોની સંખ્યા પણ વિશાળ છે. અને એ રસ્તે એ કુટુંબ તરફથી લાખો રૂપિયા વપરાયેલા છે. સર વિઠ્ઠલદાસ તથા હંસરાજ પ્રાગજી ઠાકરસીની સખાવતોની લાખો રૂપિયાની રકમો

બાદ કરતાં પણ શેઠ ઠાકરશી મુળજીની પેઢી તરફથી પ્રશંશાસાત્ર સખાવતનાં કાર્યો થયેલાં છે, જેમાંના મુખ્ય મુખ્યની નોંધ નીચે પ્રમાણે છે.

૧) શેઠ ઠાકરશી મુળજીનાં પત્ની સાકરબાઇના સ્મરણાર્થે વઢવાણ કાંપમાં ધર્મશાળા, સેનેટોરીયમ તથા હવેલીમાં રૂા. પચાસ હજાર ૨) શેઠ દેવીદાસ ઠાકરસી મુળજીના સ્મરણાર્થે વરવાળામાં ધર્મશાળા, સદાવ્રત તથા લાઇબ્રેરી સ્થાપવામાં રૂા. પોણોલાખ ૩) ઘેલાભાઇ ઠાકરસી મુળજીના સ્મરણાર્થે બેટ શંખોધ્ધારમાં રૂા. પાંચ હજારના ખરચે એક લાઇબ્રેરી ૪) શ્રી નાથદ્વારામાં ગૌશાળા માટે રૂા. પાંચ હજાર ૫) મુંબઇ હનમાન ગલીમાં શેઠ ઠાકરશી મુળજીના સ્મરણાર્થે સ્ત્રીઓ તથા બાળકો માટે ધર્માદા દવાખાનું સ્થાપવામાં રૂા. પોણોલાખ ૬) વરવાળામાં ઢોરોને ઘાસ આપવા તથા અવેડો બંધાવવામાં રૂા. દસ હજાર ૭) જુદી જુદી જગ્યાઓએ કુવા તથા વાવો બંધાવવામાં રૂા. પાંચ હજાર ૮) ખંભાળીયા, દ્વારકાં મુંબઇ તથા બેટશંખોદ્ધારની કન્યાશાળામાં પહેલે નંબરે આવનાર કન્યાને સ્કોલર શીપ આપવા માટે રૂા. અઢી હજાર ૯) રીપન ટેકનીકલ સ્કુલમાં રૂા. એક હજાર ૧૦) મહારાણીના જ્યુબિલી મહોત્સવના ખરચમાં રૂા. એક હજાર ૧૧) મુંબઇમાં ભાટિયા ભાગીરથી તળાવ બંધાવ્યું તેમાં રૂા. ત્રણ હજાર ૧૨) ખંભાળીયા, દ્વારકા તથા ઓખામંડળની નિશાળોમાં વિદ્યાર્થીઓને કાયમ મફત પાણી પાવા માટે રૂા. ચાર હજાર ૧૩) શેઠ દામોદરદાસનાં પુત્રી ગંગાબાઇના સ્મરણાર્થે ગંગાસાગર નામે વાવ, અવેડો તથા ધર્મશાળા સ્થાપવામાં રૂા. ચાર હજાર ૧૪) જામ જોધપુર તથા વડીઆના રસ્તામાં વાવ, અવેડો તથા વિસામો બંધાવવામાં રૂા. બે હજાર ૧૫) શેઠ દામોદરદાસના સસરા શેઠ ધરમસીની યાદીમાં ખંભાળીયા મુકામે ધર્મવાડા નામે ધર્મશાળા તથા લાઇબ્રેરી સ્થાપવામાં રૂા. પચીસ હજાર ૧૬) પોતાના મૃત્યુ પછી કુવા, તળાવ તથા ધર્મશાળાઓ બંધાવવા માટે અને વિદ્યાને તથા ગરીબ જ્ઞાતિબંધુઓને મદદ આપવા માટે શેઠ દામોદરદાસે પોતાની હૈયાતીમાં રૂ. પોણો લાખ જુદા કાઢેલા ૧૭) રૂા. પોણાબે લાખના ખરચે ગીરગામ બેક રોડ પર શેઠ ગોવિંદજી ઠાકરશી મુળજી સ્મારક ભાટિયા ગ્રહ ૧૮) નાસિક પંચવટીમાં શેઠ નારણદાસનાં સ્વ. પત્ની વેલાંબાઇના સ્મરણાર્થે ધર્માદા દવાખાનું સ્થાપવામાં રૂા. પચીસહજાર ૧૯) મુંબઇમાં ગીરગામ બેકરોડ પર શેઠ નારણદાસનાં સ્વ. પત્ની કેસરબાઇ તથા કસ્તૂરબાઇના સ્મરણાર્થે ધર્માદા દવાખાનું સ્થાપવામાં રૂા. પચીસ હજાર. ૨૦) પરચુરણ સખાવતોમાં રૂા. પચાસ હજાર. ઉપર પ્રમાણે કરેલી સખાવતોને માટે શેઠ ઠાકરસી મુળજીને તથા તેમના વંશ વારસોને ધન્યવાદ ઘટે છે. શેઠ ઠાકરસી મુળજી સંવત ૧૯૪૪ના માગશર વદિ ૯ના રોજ ૮૧ વરસની વયે સ્વર્ગવાસી થયા હતા.

Late Sheth Thakarshi Mulji.



સ્વ. શેઠ ઠાકરસી મુળજી,
ભાટિયા કોમના એક મહાન અગ્રેસર.

Late Sheth Mulji Jetha.



**સ્વ. શેઠ મુળજી જેઠા.**

મુંબઈની સુપ્રસિદ્ધ મુળજી જેઠા કાપડ મારકીટના સ્થાપક.

# સ્વ. શેઠ મુળજી જેઠા

સ્વ. શેઠ મુળજી જેઠા ન્યાતે ભાટિયા, એમનો જન્મ સંવત ૧૮૬૦માં સને ૧૮૦૪માં જામનગર મુકામે થયેલો, જન્મ સમયે એમની આર્થિક સ્થિતિ ગરીબ હતી. તેમણે સમય અનુસાર જામનગરમાં લખવા વાંચવા જેટલી ગુજરાતી કેળવણી લીધેલી, અને ગુજરાનનું સાધન પ્રાપ્ત કરવા ન્હાની વયે મુંબઈ આવેલા જ્યાં શરૂઆતમાં એક કાલતારના વેપારીને ત્યાં નાના પગારની નોકરી તેમને મળેલી, પરંતુ તેમાં તેમણે ઘણીજ બાહોશી બતાવવાથી ટુંક વખતમાં તેમને મુનિમની જગ્યા આપવામાં આવેલી. થોડો વખત એ નોકરીમાં ગુજારી વેપારનો અનુભવ મેળવવા સાથે થોડી મુડીનો સંગ્રહ કરી મુળજી શેઠે કાલતારની તથા તેલના વેપારની પોતાની સ્વતંત્ર દુકાન સ્થાપન કરી અને કાર્યકુશળતા તથા વ્યાપારી કુનેહના પ્રભાવે થોડાજ વખતમાં એ દુકાનને સારા પાયા પર મુકી દીધી. આ દરમ્યાન રૂના વેપારમાં પણ તેમણે ધ્યાન આપવા માંડ્યું અને ધીમે ધીમે રૂનું કામકાજ પણ શરુ કર્યું. મુંબઈમાં પોતાના નામની પેઢી સ્થાપવા સાથે કોચીન, મલબાર, ગુજરાત, કાઠીયાવાડ, ખાનદેશ, વરાડ, મધ્યહિંદ તથા મદ્રાસ ઇલાકામાં તેની શાખાઓ ખોલી અને રૂ તથા કાપડનું કામકાજ ધમધોકાર ચાલું કર્યું, તેની સાથે પશ્ચિમના દેશો તરફ તેજાના, તેલ, રુ અને એવીજ બીજી ચીજો મોકલવાનું શરૂ કર્યું. થોડાજ વખતમાં મુળજી શેઠની આબરૂ ઘણીજ વધી પડી અને તેમની પેઢી મુંબઈની એક ઉત્તમપેઢી ગણાવા લાગી, આબરૂની સાથે પૈસો પણ ઘણો પ્રાપ્ત થયો અને મુળજી શેઠ મુંબઈના એક પ્રથમ પંકિતના વેપારી તથા ધનવાન ગૃહસ્થ લેખાવા લાગ્યા.

આ અરસામાં તેમના પુત્ર સુંદરદાસ પણ પેઢીના કામકાજમાં જોડાયા અને તેમણે રૂની જીનીંગ ફેકટરીઓ તથા ગાંસડી બાંધવાના પ્રેસ તરફ લક્ષ પહોંચાડી વરાડ, ખાનદેશ અને સિંધ આદિ સ્થળો કે જ્યાં એવાં ખાતાંની અછત હોવાથી ત્યાંથી પોતાનો સારો લાભ પ્રાપ્ત થાય તેમ હતું, તે તે જગ્યાએ તેવાં ખાતાં ઉંચી જાતનાં યંત્રો મંગાવી ચાલું કર્યાં, જેના પ્રતાપે હાલ તેમની પેઢી કેટલીક મીલો તથા જીન વિગેરેની માલેકી ધરાવે છે.

ત્યાર પછી મુંબઈમાં એક કાપડ મારકીટની જરૂર જણાતાં સ્વ. શેઠ ઠાકરસી મુળજી, સ્વ. શેઠ વિશ્રામ માવજી અને સ્વ. શેઠ જેરામ નારણજીની સાથે મળીને તેમણે એક કાપડ મારકીટની સ્થાપના કરી, જે મારકીટ આજે "મુળજી જેઠા કાપડ મારકીટ" ના નામથી ઓળખાય છે, અને હિંદુસ્તાનની પહેલા નંબરની મારકીટ લેખાય છે.

વ્યાપાર ઉદ્યોગમાં સંપુર્ણ લક્ષ આપવા સાથે દુઃખી દરદીઓને મદદ આપવામાં તથા સખાવતનાં બીજાં પણ કાર્યો કરવામાં ઉદારતા બતાવી મુળજી શેઠે ઇશ્વરે પોતાને આપેલ લક્ષ્મીનો સદ્‌ઉપયોગ કરેલો હતો. હિંદનાં જુદાં જુદાં શહેરોમાં ધર્મશાળાઓ તથા દેવસ્થાનો સ્થાપવામાં તેમણે ઘણો પૈસો ખરચેલો હતો; એટલુંજ નહિ પણ સ્થાપેલ ખાતાંના કાયમના નિભાવ માટે પણ બંદોબસ્ત કરેલો છે, મુંબઇમાં એમણે બંધાવેલ મુખ્ય મંદિર શ્રી દ્વારકાંનાથજીનું છે અને તે કાલબાદેવીને રસ્તે વિઠ્ઠલવાડીના નાકાપર આવેલું છે, તેમની જન્મભૂમિ જામ નગરમાં પણ તેમણે એક ભવ્ય ધર્મશાળા બંધાવેલ છે. તેમના આવાં સખાવતનાં કાર્યો માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

શ્રીમાન મુળજી શેઠ જાતમહેનતથી આગળ વધેલા હતા અને છેક નિધન સ્થિતિમાંથી પોતાની અક્કલ હુશિયારી તથા ભાગ્યબળે લખ્ખોપતિ થયેલા હતા, તેથી તેમનું જીવનચરિત્ર મનન અને અનુકરણ કરવા યોગ્ય છે.

આ પ્રતાપી અને ભાગ્યશાળી પુરૂષ સને ૧૮૮૯ ના ઓગષ્ટ માસની તેરમી તારીખે એટલે કે સંવત ૧૯૪૫ માં ૮૫ વરસની વયે સ્વર્ગવાસી થયા હતા, એમના વંશમાં હાલ ચોથી પેઢીએ કરસનદાસભાઇ નામે એક ગૃહસ્થ છે.



# સ્વ. શેઠ જમશેદજી નસરવાનજી તાતા.

હિંદુસ્તાનમાં લોખંડનો ઉદ્યોગ ધીકતો કરનાર, એક મહાન ઉદ્યોગી નર તરીકે પોતાનું નામ અમર કરી જનાર સ્વ. શેઠ જમશેદજી નશરવાનજી તાતાનો જન્મ સને ૧૮૩૯ માં નવસારી મુકામે થયો હતો.

શેઠ જમશેદજીએ શરૂઆતની કેળવણી નવસારીમાં લીધી હતી અને તે પછી સને ૧૮૫૨ માં તેમની તેર વરસની વયે તેમને મુંબઇ લાવવામાં આવ્યા હતા, જ્યાં એલ્ફીન્સ્ટન ઇન્સ્ટીટયુટમાં તેમણે અંગ્રેજી શિક્ષણ લીધું હતું.

જરૂર જોગો અભ્યાસ કર્યા બાદ તેઓ પોતાના પિતાના ધંધામાં જોડાયેલા અને એ ધંધાની કુશળતા તેમણે મેળવેલી. સને ૧૮૬૪ માં અમેરિકાની લડાઇને લીધે રૂના ભાવ વધી ગયા ત્યારે તેમણે એ ધંધા તરફ વિશેષ ધ્યાન આપ્યું અને સ્વ. શેઠ પ્રેમચંદ રાયચંદ સાથે સામેલ થઇ સારો પૈસો મેળવેલો અને એક બેંકની શાખા ખોલવા માટે તેઓ લંડન ગયેલા. સને ૧૮૬૫ માં અમેરિકાની લડાઇ ઓચિંતી બંધ પડવાથી રૂના ભાવ ગગડી ગયા અને એમાં સહુની સાથે એમને પણ નુકશાન થયું, તેથી લંડનની શાખા બંધ કરી તેઓ મુંબઇ આવ્યા.

આ પડતી પછી એબીસીનિયન વાર ઉભો થયો અને બ્રિટિશ લશ્કરને તમામ સામાન પૂરો પાડવાનો તેમને કંટ્રાક્ટ મળ્યો. તેમાં તેમણે બે પૈસા પેદા કર્યા. તે પછી તેમણે એ વખતે નવા શરૂ થતા મીલ ઉદ્યોગ તરફ લક્ષ આપ્યું અને બે ત્રણ ભાગીદારો સાથે મળી મીલ ઉદ્યોગની શરૂઆત કરી. કુર્લામાં ગયેલી એક ઓઇલમીલ ખરીદ કરી અને તેને સુતર કાપડની મીલમાં ફેરવી ચાલુ કરી તેમાંથી સારો નફો મેળવ્યો. એ મીલ કેશવજી નામના એક ગૃહસ્થે સારો નફો આપી ખરીદ કરી લેવાથી જમશેદજી શેઠે બીજી મીલ ઉભી કરવાનો વિચાર કર્યો, અને મીલ સબંધી ઉંચું જ્ઞાન મેળવવા તેઓ માંચેસ્ટર ગયા.

જમશેદજી શેઠ ઉદ્યોગમાં આગળ વધ્યા. તેમનાં કારખાનાં ધીકતાં થયાં અને હુન્નર ઉદ્યોગમાં તેમણે નામના મેળવી તેનાં અનેક કારણોમાં એક એ પણ કારણ છે કે તેઓ કોઇપણ ઉદ્યોગ શરૂ કરવા અગાઉ તે ઉદ્યોગમાં પુરેપુરી કુશળતા અને માહેતગારી મેળવવા માટે જાતે પરદેશ જતા, ઉદ્યોગનો અનુભવ મેળવવા માટે તેમના જીવનમાં અનેક વખત તેમણે ઇંગ્લંડ, અમેરિકા, આસ્ટ્રેલીયા, જાપાન તથા ચીન વિગેરે દેશોની સફર કરેલી હતી, અને બહોળો અનુભવ મેળવ્યો હતો.

સને ૧૮૬૯માં જમશેદજી શેઠ મીલ ઉદ્યોગનો અનુભવ મેળવી પાછા ફર્યા અને નાગપુરને પસંદ કરી ત્યાં મીલનું બાંધકામ ચાલુ કર્યું. એ મીલ સને ૧૮૭૭ના જાન્યુઆરીની પહેલી તારીખથી ચાલુ થઇ. જે દિવસે મહારાણી વિક્ટોરીયાએ કૈસરે હિંદ—Empress of India નો ઇલ્કાબ ધારણ કર્યો તેજ દિવસે એ મીલ ચાલુ થવાથી તેનું નામ પણ "એમ્પ્રેસ" રાખ્યું. એ મીલને શેઠ જમશેદજીએ પોતાની કુશળતાથી ઘણાજ સારા પાયા પર લાવી મુકી. મીલના મજુરો તથા

મીલના અન્ય માણસોને લાભ થાય એવી કેટલીક યોજનાઓ તેમણે કરેલી, જેનું અનુકરણ પાછળથી બીજી મીલોવાળાઓએ કરેલું. સને ૧૮૮૬ માં એક બીજી ધરમશી નામની મીલ તેમણે ખરીદ કરી અને તેને "સ્વદેશી" ના નામથી ચાલુ કરી. એ મીલ ઘણીજ ખરાબ હાલતમાં હતી અને તેને સારા પાયાપર લાવતાં જમશેદજી શેઠને ઘણી મહેનત પડેલી. મીલ ઉદ્યોગને લગતાં શાળખાતાંમાં, વણવા કાંતવાના સંચાઓમાં, અને રૂ ઉગાડવાના કામમાં જમશેદજી શેઠે ઘણા સુધારા કરાવેલા છે, તે પછી તેમણે સ્ટીમરનાં ભાડાં તરફ લક્ષ આપેલું, અને આંહીની કંપનીઓએ એકસંપ કરી ભાડું બહુ વધારી મુકેલું તેનો દોર તોડવા જાપાન ગયેલા અને ત્યાંની બીજી કંપની સાથે ઠરાવ કરેલો, જેના પરિણામે સ્ટીમરોનું ભાડું ઘણું ઓછું થયેલું. તે ઉપરાંત હિંદી કારખાનામાં બનતાં કાપડપરની જકાત ઓછી કરાવવાનો પણ બનતો યત્ન તેમણે કરેલો અને તેને માટે તેઓ તથા શેઠ એન. એન. વાડીયા છેક વિલાયત ગયલા. ટુંકમાં મીલ ઉદ્યોગને ખિલવવામાં તેમણે અનહદ શ્રમ લીધેલો. એમ્પ્રેસ તથા સ્વદેશી એ મીલો સ્થાપવા ઉપરાંત શેઠ જમશેદજીએ મુંબઇનું સુપ્રસિદ્ધ તાજમહાલ હોટેલ સ્થાપવામાં પણ આગેવાનીભર્યો ભાગ લીધો હતો. લોખંડમાંથી પોલાદ બનાવવાનો, વેસ્ટર્ન ઘાટનાં ફોકટ વહી જતાં પાણીના બળનો કારખાનામાં ઉપયોગ કરવાનો અને હુન્નર ઉદ્યોગને લગતી શોધખોળ કરવા માટે એક સંસ્થા સ્થાપવાનો જમશેદજી શેઠનો ઘણો વખત થયાં વિચાર હતો, પરંતુ કેટલીક પ્રતિકૂળતાને લીધે એ વિચાર અમલમાં મુકાતા નહોતા. છેવટે એમની છેક વૃદ્ધ વયે એ બાબતની અનુકૂળતા એમને મળી અને "સાયન્ટીફીક રિસર્ચ ઇન્સ્ટીટયુશન" નામની સંસ્થા હુન્નર ઉદ્યોગની શોધ કરવા માટે તેમણે સ્થાપી, તે શિવાય "તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપની" તથા "તાતા હાઇડ્રો ઇલેકટ્રીક પાવર સપ્લાઇ કંપની" સ્થાપવાનો તેમણે વિચાર કરી તેની તૈયારીઓ શરૂ કરેલી પરંતુ બન્ને કંપનીઓ ચાલુ થાય તે પહેલાં તેઓ ગુજરી ગયા હતા. એમના ફળદ્રુપ ભેજામાં ઉત્પન્ન થયેલ યોજનાઓ અને તેમણે કરેલી તૈયારીઓ મુજબ એમના અવસાન પછી એ બન્ને કંપનીઓ એમના પુત્રોએ ચાલુ કરેલ છે, અને હિંદની સર્વે કંપનીઓ કરતા આબાદ તથા વધારે નફો આપનારી એ કંપનીઓ છે.

શેઠ જમશેદજીએ ઉંચી કેળવણી માટે વિલાયત જવા ઇચ્છનારને મદદ કરવા માટે સને ૧૮૯૨ માં એક ફંડ સ્થાપેલ છે, જેનો લાભ ઘણાએ લીધો છે અને હજુ લે છે, એ ફંડના પ્રતાપે દેશમાં ઘણા માણસો ઉંચી કેળવણી લેવાને શક્તિવાન થયા છે. શેઠ જમશેદજી સને ૧૯૦૪ માં ૬૫ વરસની વયે જર્મનીમાં ગુજરી ગયલા. એમની યાદી કાયમ રાખવા મુંબઇના શહેરીઓએ એમનું ધાતુનું એક ભવ્ય પુતળું બનાવી બોરીબંદર સ્ટેશન સામેના ચોકમાં ખુલ્લું મુકેલ છે, અને નામદાર સરકારે હાલમાં તેમને અપૂર્વ માન આપેલ છે તે એ કે જ્યાં એમનું લોખંડનું કારખાનું આવેલ છે, તે ગામ સાકચીનું નામ ફેરવીને તેનું નામ જમશેદપુર રાખેલ છે, અને કાલીમાટી કે જે જંકશને થઇ ત્યાં જવાય છે, તેનું નામ ફેરવીને તાતાનગર રાખેલ છે. આવું અપૂર્વ માન હિંદમાં આજ સુધીમાં કોઇને મળેલ નથી.

Late Sheth Jamshedji Nasarvanji Tata.



**સ્વ. શેઠ જમશેદજી નસરવાનજી તાતા.**

હિંદમાં લોખંડનો ઉદ્યોગ ધીકતો કરનાર એક ઉદ્યોગી પુરૂષ.

Late Sheth Navrojaji Manekji Vadia, C. I. E.



સ્વ. શેઠ નવરોજજી માણેકજી વાડીયા. સી. આઈ. ઈ.

એક મહાન દાનવીર ગૃહસ્થ.

# સ્વ. શેઠ નવરોજજી માણેકજી વાડીયા. સી. આઈ. ઈ.

સુપ્રસિદ્ધ દાનવીર શેઠ નવરોજજી માણેકજી વાડીયાનો જન્મ સને ૧૮૩૭ માં થયો હતો. એમના વડિલોમાં શેઠ લવજીભાઇ એક પ્રખ્યાત પુરૂષ થઈ ગયા છે, તેઓ વહાણ બાંધવાનો ધંધો કરતા અને સુરતમાં ઇસ્ટ ઇન્ડીયા કંપનીની ગોદીમાં કામ કરતા. તેઓ ત્યાંથી સને ૧૭૩૫ માં મુંબઇ આવેલા અને રૂપિયા બાર હજારના ખરચે સુકી ગોદી બાંધી વહાણ બનાવવાનો ધંધો શરૂ કરેલો, તેમણે પોતાના વંશજોને પણ એજ ધંધો શિખડાવેલો અને તેઓ એ ધંધામાં એવા કુશળ બન્યા કે મુંબઈની ગોદી આખા હિંદુસ્તાનમાં પંકાઈ ગઇ તેની સાથે વહાણ બાંધવાનું કામ એટલું બધું વધી ગયું કે સને ૧૭૬૦માં બીજી ગોદી બાંધવી પડી.

શેઠ લવજી વાડીયાના મરણ પછી તેમના પુત્ર માણેકજી એ કામ પર નિમાયેલા તેમણે વહાણો બાંધવાના કામમાં બજાવેલી સેવાની કદર કરીને ઇસ્ટ ઇન્ડીયા કંપનીના ડીરેકટરોએ તેમને ચાંદ તથા સર્ટીફીકેટો આપેલાં, તેમજ જાગીર તરીકે કેટલીક જમીન આપેલી, તેમણે જુનાં શહેનશાહી વહાણો સમાર્યાં હતાં અને ૨૯ વહાણો નવાં બાંધ્યાં હતાં, તેના વારસોએ દોઢ સૈકામાં ૩૩૫ વહાણ બાંધેલાં અને કેટલાંક દુરસ્ત કરેલાં હતા. શેઠ માણેકજીના ભત્રીજા શેઠ જમશેદજીએ વહાણો બાંધવાના કામમાં એટલી બધી કુશળતા બતાવેલી કે નૌકાખાતાના ઉમરાવોએ યુરોપીયનોની સલાહ કે મદદ લીધા શિવાય હિંદમાં મનવાર બાંધવાનું કામ તેમને સોંપ્યું હતું. "કોર્નવાલીસ" નામની ૫૦ તોપોના સરંજામ વાળી મનવાર જોઇને ઉમરાવો બધા ખુશ થઈ ગયા હતા. તેવી મનવાર એ વખતે ભાગ્યેજ કોઇ બાંધી શકતું. મી. વાડીયાની બાંધેલી એક મનવાર બાલ્ટીક સમુદ્રમાં બરફમાં દટાઇ ગઇ હતી જે લગભગ બે મહિના પછી બરફ પિગળતાં નિકળી ત્યારે તેવીજ આબાદ હતી. શેઠ જમશેદજીએ ૪૦ બારકસો પોતાની અક્કલ હુશિયારીથી બાંધ્યાં હતાં, જે કામ માટે દરેક નૌકાપતિએ તેમનાં વખાણ કરેલાં હતાં, એટલુંજ નહિ પણ મુંબઇ સરકારની ભલામણથી એક જાગીર તેમને આપવામાં આવી હતી.

શેઠ જમશેદજીના ભાઇ શેઠ પેસ્તનજી યૂરોપ તથા ચીન જોડે બહોળો વેપાર ચલાવતા હતા, તેઓ દયાળુ અને પરોપકારી હતા અને તેમણે તથા તેમના પિત્રાઈ ભાઇ શેઠ નશરવાનજી માણેકજીએ ૧૭૯૦ ના દુકાળ વખતે હજારો ગરીબ માણસોને અન્નદાન આપી મદદ કરી હતી. શેઠ નશરવાનજીના પુત્ર શેઠ જહાંગીરજી ફ્રેંચનાં વેપારી વહાણો તથા મનવારોના એજન્ટ હતા અને ફ્રેંચ શહેનશાહ લુઈ ફીલીપે તેમને પોતાની છબી વાળો ચાંદ આપેલો હતો. તેમણે પોતાના ધર્મની

અગીયારીઓ તથા બીજી એવીજ કેટલીક સંસ્થાઓ બંધાવી હતી. તેમને મોટલાં બાઇ નામનાં એક પુત્રી હતાં, તેઓ શેઠ નવરોજી વાડીયાનાં માતુશ્રી થાય.

બાઈ મોટલાંબાઈ ૨૯ વરસની ન્હાની ઉમરે રાંડયાં હતાં, તેઓ પણ પોતાના વડિલોનાં જેવાં દયાળુ તેમજ પરોપકારી હતાં અને તેમણે લગભગ પચીસ લાખ રૂપિયા ધર્માદામાં વાપર્યા હતા.

શેઠ નવરોજજી વાડીયા પોતાની લગભગ ત્રીસ વરસની વયે ફ્રાન્સની મુસાફરીએ ગયેલા હતા એ વખતે ફ્રેંચ સરકારે તેમને સોનાનો ચાંદ આપ્યો હતો, તેઓ પણ દિલના દિલાવર અને પરોપકારી હતા અને તેમણે પોતાનાં માતુશ્રીની યાદીમાં ચાર લાખ રૂપિયા ધર્માદામાં આપ્યા હતા.

શેઠ નવરોજજી મુંબઈ શહેરના ધનવાનોમાં એક મોટા ધનવાન હતા અને તેમની મિલ્કત લગભગ બે કરોડની કે તેથી પણ વિશેષ અંકાતી હતી. તેઓ જાહેર હિલચાલમાં કે એવી કોઈ બાબતોમાં બહુ આગળ પડતો ભાગ લેતા નહિ, પરંતુ તેઓ પરોપકારી અને અપ્રતિમ ઉદાર દિલવાળા હતા એ તો ચોકકસ.

સને ૧૯૦૨ માં તેમણે પોતાની બધી મિલ્કત ધર્માદામાં આપી દેવાની ઇચ્છા જણાવી અને તે ઉપરથી બધાનું લક્ષ તેમના તરફ ખેંચાયું. આગ, દુકાળ, પાણીની રેલ, અને ધરતીકંપ તેમજ એવા બીજા ભયંકર કુદરતી ઉપદ્રવોનો ભોગ થઇ પડેલા તેમજ ઓચિંતા સાધન રહિત થઈ ગયેલાઓને ગુજરાનનું સાધન પુરૂં પાડવાની તેમણે એક યોજના ઘડી, અને એ યોજના અમુક કોમ કે અમુક દેશ માટે નહિ પણ દુનિયા આખીનાં માણસ માત્રને માટે હતી. એમની મિલ્કતના ટ્રસ્ટીઓ મુંબઈ શહેરના તેમની કોમના સુપ્રસિદ્ધ ગૃહસ્થો છે, અને તેમનું ધર્માદા ફંડનું મકાન પારસી બજાર સ્ટ્રીટના નાકે આવેલું છે. એ ધર્માદા ફંડમાંથી ખાસ કરીને નીચેનાં કામ કરવાનાં છે.

૧) ગરીબ પારસી છોકરાઓની નવજોત એટલે કે લગ્નક્રિયા ૨) નવાં દવાખાનાં સ્થાપવાં અને જુનાંને મદદ કરવી. ૩) કુદરતી આફતોમાં સપડાયેલાંને મદદ કરવી ૪) કોઇપણ કોમની કન્યાઓનાં લગ્ન કરી આપવાં ૫) અનાથોનું પોષણ કરવું ૬) લાચારોને મદદ કરવી, અને ૭) માણસ જાતને કામમાં આવતાં પ્રાણીઓનું રક્ષણ કરવું. વિગેરે

શેઠ નવરોજજીએ પોતાની સખાવત નાતજાત તથા દેશના ભેદ વગર આખી દુનિયાનાં પ્રાણી માત્રને માટે ખુલ્લી મુકેલ છે, અને તેને માટે તેમને જેટલો ધન્યવાદ આપવામાં આવે તેટલો થોડોજ છે, એમના જેવા દાનવીરો આખી દુનિયામાં આંગળીના ટેરવે ચડાવવા જેટલા ભાગ્યેજ થયા હશે. તેઓ સને ૧૯૦૯ના જુલાઇની ૨૧ મી તારીખે ૭૨ વરસની ઉમરે ગુજરી ગયા હતા.

# સ્વ. શેઠ બેરામજી જીજીભાઈ સી. એસ. આઈ.

પારસી કોમના એક અગ્રેસર અને સખાવતે બહાદુર શહેરી સ્વ. શેઠ બેરામજી જીજીભાઈનો જન્મ સને ૧૮૨૨ ના જુનની ૧૬ મી તારીખે મુંબઈમાં થયો હતો, તેમણે તે વખતની મેઈનવેરીંગની સ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લીધું હતું અને પછી પોતાના પિતાના નામથી ચાલતી "મેસર્સ જીજીભાઈ દાદાભાઈ સન્સ એન્ડ કંપની"માં દાખલ થયા હતા. સને ૧૮૫૪ માં એ પેઢી બંધ થવાથી બેરામજી શેઠે પોતાની જુદી પેઢી સ્થાપી હતી. તેની સાથે તેઓ મેસર્સ જી. સી. કીંગ, મેસર્સ કીલીક નીક્ષન અને મેસર્સ રોબીનસનની કંપની ઇત્યાદિ પ્રસિદ્ધ અંગ્રેજી પેઢીઓની દલાલીનું કામ પણ કરતા હતા, ઉપરાંત તેઓ સ્વ. સર દીનશા માણેકજી પીટીટ તરફથી પહેલવહેલી સ્થપાયેલી ધિ ઓરીએન્ટલ સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલના એક ડાયરેક્ટર પણ હતા, તેમજ રોયલ સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ સ્થાપવામાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો, ઉપરાંત ધિ બોમ્બે ફાયર ઈન્સ્યુરન્સ કંપની જે મુંબઈમાં પહેલી આગના વીમાની સ્વદેશી કંપની હતી તે સ્થાપવામાં તથા મુંબઈમાં પહેલ વહેલું દેશી માલેકીનું બરફનું કારખાનું સ્થપાવનાર પણ તેઓજ હતા, બરફના કારખાનાની શાખાઓ તેમણે અમદાવાદ, કરાંચી તથા પુનામાં પણ ખોલેલી હતી. આ શિવાય બીજી પણ કેટલીક જોઈન્ટ સ્ટોક કંપનીઓના તેઓ ડીરેકટર હતા.

શેઠ બેરામજી વેપાર ધંધામાં ઘણા કાબેલ હતા, અને પોતાની વ્યાપારી કુનેહથી તેમણે લાખો રૂપિયા મેળવેલા હતા; એટલુંજ નહિ પણ પોતાની દીર્ઘ દૃષ્ટિનો લાભ પોતાના બીજા સ્નેહીઓને આપીને તેમને પણ તેમણે ઘણો લાભ કર્યો હતો. સને ૧૮૬૪ ના શેરમેનીયા વખતે મુંબઈના વેપારીઓએ પોતાના મગજનું સમતોલપણું ખોઈ દીધેલું અને સર્વ કોઈ યાહોમ શેરસટ્ટામાં ઝીંપલાવતા હતા. આ પ્રસંગે શેઠ બેરામજી પોતે એ ઘેલચ્છાથી અલગ રહેલા, એટલુંજ નહિ પણ પોતાના કેટલાક મિત્રોને પણ તેમણે ચેતાવેલા હતા. જેથી તેમના એ સ્નેહીઓ નુકશાનમાંથી બચી ગયા હતા.

ઉપર પ્રમાણે ઉદ્યોગ તથા વેપારની બાબતોમાં લક્ષ આપવા ઉપરાંત જાહેર હિલચાલોમાં, રાજકિય બાબતોમાં, તથા કોમના હિતની બાબતોમાં પણ બેરામજી શેઠ બહુ સારૂં લક્ષ આપતા. મુંબઈ યુનીવરસિટીના એક પહેલા ફેલો, મ્યુનીસીપલ કોરપોરેશનના એક સભાસદ, મુંબઈની લેજીસ્લેટિવ કાઉન્સીલના સભાસદ તથા બીજી પણ એવી કેટલીક જાહેર સંસ્થાઓમાં તેમણે ભાગ લીધેલો હતો. સને ૧૮૬૮ માં તેમને લેજીસ્લેટિવ કાઉન્સીલના એક મેમ્બર નિમવામાં આવેલા ત્યાં તેમણે લાયકાત અને કાયકુશળતા બતાવવાથી તેમને એ હોદ્દા માટે બીજી વખત ચુંટી

કાઢવામાં આવ્યા હતા. તેમના એ હોદ્દા દરમ્યાન ગ્રેન ડ્યુટી એક્ટ, સીટી સર્વે એક્ટ, ટોલ ફીઝ એક્ટ તથા કોટન ફ્રોડ્ઝ એક્ટ ઇત્યાદિ સ્વાલો પર તેમણે સારી ચર્ચા કરેલી. પોતાની કોમની હિલચાલોમાં પણ બેરામજી શેઠે સારો ભાગ લીધેલો અને કોમનું ઘણુંજ હિત કરેલું. કોમના ગરીબ માણસોને રોજીએ લગાડવામાં તથા તેમને જોઇતી મદદ આપવામાં તેમણે વખાણવા લાયક ભાગ લીધો હતો, ઉપરાંત સને ૧૮૭૪ના પારસી મુસલમાન હુલ્લડ વખતે સંકટમાં સપડાએલા ગરીબ પારસીઓને મદદ કરવામાં તથા તેમને છોડાવવામાં તેમણે તથા તેમના પુત્ર નાનાભાઇએ ભારે શ્રમ લીધો હતો.

શેઠ બેરામજીએ સખાવતનાં કાર્યોમાં પણ ઘણો પૈસો વાપરેલો છે, અને એજ કારણથી આજે લોકોમાં એમનું નામ ખાસ કરીને વિશેષ યાદ કરવામાં આવે છે. થાણામાં એક હાઇસ્કૂલ, ભીમડીમાં એક નિશાળ મહેમદાવાદમાં દવાખાનું અને પુના તથા અમદાવાદમાં મેડિકલ સ્કૂલો તેમણે સ્થાપેલ છે, જ્યાં અનેક વિદ્યાર્થીઓ આજે શિક્ષણ લઈ તેમનું મુબારક નામ યાદ કરી તેમનો આભાર માને છે. આ ઉપરાંત સખાવતનાં ન્હાનાં ન્હાનાં બીજાં ઘણાં કાર્યો એમના હસ્તે થયેલાં અને ઘણાં ફંડોમાં તેમણે નાણાં ભરેલાં, પરંતુ એમની કારકીર્દિને વિશેષ ઝેબ આપે એવું એક ખાતું તેમણે પોતાના મરણની અગાઉ થોડા વખતે સ્થાપેલું એ ખાતું તે "બેરામજી જીજીભાઇ પારસી ચેરીટેબલ ઇન્સ્ટીટ્યુશન" છે. જેનું ભવ્ય મકાન કવીન્સ રોડ પર આવેલું છે. આ કામને માટે બેરામજી શેઠે લગભગ ચાર લાખ રૂપિયા આપેલા. આ ઇન્સ્ટીટ્યુશન તરફથી આજ સુધીમાં કેટલીક ગુજરાતી નિશાળો, કેટલીક અંગ્રેજી ગુજરાતી નિશાળો અને કેટલીક હાઈસ્કૂલો ખોલવામાં આવેલ છે. જ્યાં ગરીબ પારસીઓનાં બાળકોને મફત શિક્ષણ આપવામાં આવે છે, હાલમાં આ ખાતાં તરફથી વેપારી કેળવણીની કોલેજ પણ ખોલવામાં આવેલ છે. જેના પ્રતાપે સંખ્યાબંધ જરતોસ્તી વિદ્યાર્થીઓ વેપારી કેળવણી લઇ ધંધે લાગી શકે છે.

શેઠ બેરામજી પારસી કોમના એક હિતેચ્છુ, પરોપકારી, સ્વભાવે મિલનસાર સાદા અને ભારે વગવસીલો ધરાવનારા એક ગૃહસ્થ હતા, તેમણે સને ૧૮૭૨માં પોતાની મિલ્કતમાંથી પચીસ લાખ રૂપિયા જુદા કાઢી તેનું એક ટ્રસ્ટડીડ કરેલું, જેની આવક એમના વડા બેટાને મળે અને એ આવક લેનારે પોતાનું નામ ફેરવીને બેરામજી જીજીભાઈ નામ રાખવું, અથવા પોતાના નામની પાછળ એ નામ લગાડવું એવી યોજના કરેલી, એ ટ્રસ્ટડીડની આવકનો ભોગવટો હાલ એમના પૌત્ર શેઠ રૂસ્તમજી બેરામજી જીજીભાઈ ભોગવે છે. શેઠ બેરામજી સને ૧૮૯૦ ના સપ્ટેમ્બરની ૧૨ મી તારીખે ૬૮ વરસની વયે ગુજરી ગયા હતા.

Late Sheth Byramji Jijibhai, C. S. I.



સ્વ. શેઠ બેરામજી જીજીભાઈ, સી. એસ. આઈ.

એક પરોપકારી ગૃહસ્થ.

Late Sheth Cl hursedji Fardunji Parekh, J. P.



સ્વ. શેઠ ખરશેદજી ફરદુનજી પારેખ, જે. પી.
એક મહાન દયાળુ અને ઉદાર ગૃહસ્થ.

# સ્વ. શેઠ ખરશેદજી ફરદુનજી પારેખ. જે. પી.



પારસી કોમમાં કેટલાક પ્રતાપી અને કોમને મગરૂર બનાવનારા ગૃહસ્થો થઇ ગયા છે. અને એવા ગૃહસ્થોમાં સ્વ. શેઠ ખરશેદજીનું નામ પણ મુકી શકાય છે. તેમનો જન્મ સને ૧૮૧૨ ના માર્ચની ૧૧ મી તારીખે મુંબઇમાં થયો હતો એમના પિતા ફરદુનજી એક શ્રીમંત વેપારી હતા.

શેઠ ખરશેદજીએ પોતાના અભ્યાસની શરૂઆત તે વખતની સર્જનસાઇઝની સ્કૂલમાં કરેલી અને તે પછી તેઓ મી. બોસવેલની સ્કૂલમાં દાખલ થયા હતા. શેઠ ખરશેદજી સને ૧૮૩૫ ની શરૂઆતમાં પોતાના વેપારને ખિલવવા માટે ચીનની સફરે ગયેલા, પણ ત્યાં તબિયત સારી નહિ રહેવાથી એ વરસની ટુંક મુદતમાં તેઓ પાછા આવેલા, અને તે પછી સને ૧૮૪૧ માં તેઓ સર જમશેદજી જીજીભાઇ એન્ડ સન્સની પેઢીમાં એક ભાગીયા તરીકે જોડાયલા, જે ભાગીદારીમાં તેઓ લગભગ દસ વરસ સુધી રહેલા, તે પછી ચીન તથા યુરોપ સાથે તેમણે સ્વતંત્ર વેપાર ચલાવેલો અને એક મહાન વેપારી તરીકે ભારે નામના મેળવેલી. લીવરપુલની મેસર્સ થેમ્સ કાર્ડવેલ નામની કંપનીએ એમના પ્રત્યેની લાગણીને લીધે પોતાનાં એક વહાણનું નામ 'ખરશેદજી ફરદુનજી' રાખેલું. શેઠ ખરશેદજીએ પણ વિલાયતમાં બે વહાણ તૈયાર કરાવેલાં. જેમાંનું એક ગ્રીનીચ મુકામે તૈયાર થયેલું તેનું નામ 'આલબર્ટ વીકટર' રાખેલું અને બીજું ડંડી મુકામે તૈયાર થયલું તેનું નામ 'સર જમશેદજી ફેમીલી' રાખેલું એ બે વહાણો બંધાવવા ઉપરાંત એક વહાણ તેમણે ખરીદ પણ કરેલું.

શેઠ ખરશેદજી એક મહાન વેપારી હતા અને તેમણે કરોડો રૂપિયાનો વેપાર ખેડેલો હતો, સને ૧૮૬૨માં તેમણે રૂની લગભગ પાંચ લાખ ગાંસડીઓ વિલાયત ચડાવેલી હતી, જેની કિમ્મત એ વખતના ભાવ પ્રમાણે લગભગ આઠ કરોડ રૂપિયા થતી હતી. એ ઉપરથી તેઓ કેવા મોટા વેપારી હતા તેનો ખ્યાલ આવી શકશે, વિશેષમાં એકજ વરસમાં તેમણે સરકારને ઇનિકમટેક્ષના એક લાખ રૂપિયા ભરેલા તે ઉપરથી પણ તેમના બાદશાહી વેપારનો ખ્યાલ આવી શકશે.

ઉપર પ્રમાણે જેમ તેઓ કરોડોનો વેપાર ખેડી લાખોનો નફો મેળવનાર હતા તેવીજ રીતે તેઓ લાખોના ખરચનાર પણ હતા અને સખાવતના કાર્યોમાં લાખો રૂપિયા તેમણે વાપરેલા હતા.

સને ૧૮૬૫માં અમેરિકાની લડાઇ ઓચિંતી બંધ પડવાથી ઘણા આશામીઓ પાઇમાલ થઇ ગયેલા તેમાં ખરશેદજી શેઠને પણ નાણાંની નુકશાની લાગેલી, છતાં પણ એમના અંતરની ઉદારતા તથા વિશાળતા જેવીને તેવી કાયમ હતી, પૈસાનું નુકસાન થવા છતાં તેમનું અંતર સંકુચિત થયું નહોતું, અને એ સ્થિતિમાં પણ તેઓ પોતાનું લેણુ વસુલ કરવા માટે તકાદો નહિ કરતાં નરમાસથી વર્તતા; એટલુંજ નહિ પણ આપવાને અશકત થઇ ગયેલા કેટલાક આશામીઓ પાસેનાં લેણાં તેમણે

માંડી વાળ્યાં હતાં, કહેવાય છે કે અમુક વેપારીની પાસે તેમનું રૂના કબાલાનું દસ લાખનું લેણું હતું જે તેઓ આપી શકે તેવી સ્થિતિમાં નહિ હોવાથી ખરશેદજી શેઠે એ દસ લાખનાં લેણાંની ચીઠ્ઠી જોત જોતામાં ફાડી નાખી હતી. ધન્ય છે એમની એવી અનુપમ ઉદારતાને!

શેઠ ખરશેદજી બહોળી મિલ્કત ધરાવનાર એક શ્રીમંત ગૃહસ્થ હતા અને સને ૧૮૬૫માં જ્યારે એમની મિલ્કતનો અડસટ્ટો કરવામાં આવ્યો ત્યારે પાંત્રીસ લાખ ઉપરાંતની તેમની મિલ્કત અંકાયેલી. જેમાં કોલાબાની તેમની એક ફક્ત "આંટ બિલ્ડીંગઝ"ની કિમ્મત અઢાર લાખ રૂપિયા અંકાયેલી. તેઓ ભારે મિલ્કત ધરાવવાની સાથે કિમ્મતી જવાહિરની પણ માલેકી ધરાવતા અને એમના હીરા, માણેક તથા મોતીની સર્વ કોઇ પ્રશંસા કરતું. ડ્રેસ્ડનડ્રોપ નામનો એકજ પ્રખ્યાત હીરો કે જે એમની પાસે હતો તેની એકનીજ કિમ્મત લગભગ છ લાખ રૂપિયા હતી શેઠ ખરશેદજીનો સબંધ સને ૧૮૫૦ થી મુંબઈની પાંજરાપોળ સાથે જોડાયેલો અને ત્યારથી પાંજરાપોળને તેમણે કિમ્મતી મદદ કરેલી. સને ૧૮૫૫ માં તેમને જે. પી. નો ઇલ્કાબ મળેલો અને તેજ વરસમાં તેઓ પોતાની કોમની ધારા ઘડનારી કમિટિના પણ એક મેમ્બર નિમાયેલા. તે પછી સને ૧૮૬૦ માં તેઓ પારસી પંચાયતના એક ટ્રસ્ટી નિમાયેલા જે હોદ્દા પર તેઓ તેમના મરણ પર્યંત રહેલા અને પંચાયતની ભારે સેવા બજાવેલી. વળી તેજ વરસમાં પેટી સેન્સનમાં પણ તેઓ નિમાયેલા, તે પછી સને ૧૮૬૫ માં પારસી મેટ્રીમોનીયલ કોર્ટ સ્થાપન થતાં તેના પણ તેઓ એક ડેલીગેટ ચુંટાયેલા, અને સને ૧૮૭૭ માં મુંબઈના શેરીફનો માનવંત હોદ્દો મેળવવાને પણ ભાગ્યશાળી થયેલા.

શેઠ ખરશેદજી ઘણાજ ઉદાર અને દયાળુ દિલના ગૃહસ્થ હતા અને લાખો રૂપિયા તેમણે સખાવતનાં કાર્યોમાં વાપરેલા હતા, તેઓ છુપી સખાવતના ભારે હિમાયતી હતા અને બનતાં સુધી કોઈ પણ સખાવતની સાથે પોતાનું નામ નહિ જોડતાં પોતાના લાગતા વળગતાના નામથી રકમો નોંધી આપતા. તેમની આ પદ્ધતિથી તેમની સખાવતનો કુલ્લ આંકડો પ્રકાશમાં આવેલો નથી, પરંતુ લગભગ બાર લાખ રૂપિયા એમના હસ્તે વપરાયાનું કહેવાય છે. મદદ આપવામાં તેઓ નાત જાતનો કે બીજો કંઇ તફાવત નહિ રાખતાં ખરી જરૂરીયાત વાળાને સારી મદદ આપતા, અને ગરીબ હાલતમાં આવી પડેલા આબરૂદાર માણસોને મદદ કરવાની એમની રીત બહુ ઉત્તમ હતી. તેઓ સને ૧૮૯૬ ના ઓગસ્ટની ૮ મી તારીખે ૮૫ વરસની વૃદ્ધ વયે ગુજરી ગયા હતા, એમના અવસાનનો ભારે શોક પાળવામાં આવ્યો હતો અને એમના મૃત્યુની દિલગીરીભરી નોંધ લેવા માટે પારસી પંચાયતની એક ખાસ સભા તેજ માસની ૩૦ મી તારીખે બોલાવવામાં આવી હતી, જેમાં તેમની કોમના ઘણા જાણીતા ગૃહસ્થોએ હાજરી આપી મર્હુમના સદ્‌ગુણોનું વિવેચન કરેલું હતું. શેઠ ખરશેદજીના વંશમાં હાલ તેમના એક પૌત્ર નામે શેઠ ફરદુનજી અરદેશર હયાત છે, તેઓ પણ લાયક અને ઉદાર દિલના છે.

# સ્વ. શેઠ ગોકળદાસ તેજપાળ.

સ્વ. શેઠ ગોકળદાસ તેજપાળ નાતે ભાટિયા, એમનો જન્મ સને ૧૮૨૨ ના જુન મહિનાની ૧૧ મી તારીખે–સંવત ૧૮૭૮ માં મુંબઈ મુકામે થયો હતો.

એમના વડિલો મૂળ કચ્છમાં આવેલા કોઠારા ગામના વતની હતા, જ્યાંથી શેઠ ગોકળદાસના પિતા તેજપાળ ખટાઉ સને ૧૮૦૨ માં ધંધાર્થે મુંબઇ આવી વસ્યા હતા, મુંબઈમાં પ્રથમ તેઓ રૂના વેપારીને ત્યાં નોકર રહ્યા હતા, અને તે પછી તેમણે સ્વતંત્ર વેપાર શરૂ કર્યો હતો, સને ૧૮૩૨ માં તેઓ ગુજરી ગયા ત્યારે જાત મહેનતથી મેળવેલા રૂપિયા ત્રીસ હજાર મુકી ગયા હતા. પિતાના મરણ સમયે શેઠ ગોકળદાસની વય માત્ર દસ વરસની હોવાથી તેઓ તેમના કાકાની દેખરેખ નીચે ઉછર્યા હતા, એમની ૧૭ વરસની વય થતાં આ એમના કાકા પણ નિર્વંશ ગુજરી જવાથી તેમની રૂા. ૬,૦૦,૦૦૦ ની મિલ્કત પણ ગોકળદાસ શેઠને મળી. હતી.

આ પ્રમાણે મળેલી મિલ્કત વડે શેઠ ગોકળદાસે ધમધોકાર વેપાર ચલાવ્યો, અને ભાગ્યદેવીની કૃપા તથા પોતાની બાહોશીથી તેમાં ઘણો વધારો કર્યો, સને ૧૮૬૦ માં અમેરિકામાં મોટી લડાઇ જાગવાથી હિંદના રૂની ઇંગ્લાંડમાં જરૂર પડી અને તેથી રૂના ભાવ એકદમ વધી ગયા આ વખતે રૂના અનેક વેપારીઓ લાખો રૂપિયા કમાયેલા, તેમાં ગોકળદાસ શેઠે પણ લગભગ સવા કરોડ રૂપિયા મેળવેલા. અમેરિકાની એ મોટી લડાઇ સને ૧૮૬૪ માં એકદમ બંધ પડી અને તેથી રૂના ભાવ પણ એકદમ ગગડી ગયા, આ વખતે ઘણા વેપારીઓ પાઇમાલ થઇ ગયા, ગોકળદાસ શેઠે મેળવેલ મિલ્કતનો કેટલોક ભાગ પણ તણાઈ ગયો, છતાં એકંદરે તેમની પાસે સારી મિલ્કત રહી ગઇ.

શેઠ ગોકળદાસે ઇશ્વરે પોતાને આપેલ દ્રવ્યનો સારો ઉપયોગ કરેલો છે, અને સખાવતનાં ઘણાં જાણવા જેવાં તથા લોકોને ઉપયોગી થઈ પડે તેવાં કાર્યો તેમની મિલ્કતમાંથી થયેલાં છે અને હજુ પણ થવાનો સંભવ છે. પોતાની હૈયાતીમાં તેમણે સને ૧૮૫૮ માં પોતાના નામની બે અંગ્રેજી–ગુજરાતી નિશાળ સ્થાપવા રૂપિયા છપન હજાર બે કટકે સરકારને સોંપેલા, આ નિશાળો હાલ ચાલે છે, તે શિવાય રૂપિયા દોઢ લાખ સને ૧૮૬૭ માં પોતાના નામની એક હોસ્પીટલ સ્થાપવા સરકારને સોંપેલા, આ હોસ્પીટલ સને ૧૮૭૦માં ચાલુ કરવામાં આવેલી, જે હજુ પણ ચાલે છે, અને મુંબઈની એક ઉત્તમ હોસ્પીટાલ ગણાય છે, તે શિવાય પોતાના અવસાન વખતે તેમણે પોતાના વીલમાં નીચે પ્રમાણેની રકમો પરોપકારમાં ખરચવા ફરમાવેલું.

૧) ગરીબ હિંદુ વિદ્યાર્થીઓને મફત ખાવાપીવાની, રહેવાની, ભણવાની તથા ફતેહમંદ વિદ્યાર્થીઓને ઇનામ આપવાની યોજના માટે રૂા. છ લાખ અને

આઠ હજાર. ૨) ગોકળદાસ તેજપાળ ભાટિયા નિરાશ્રિત ફંડ સ્થાપી તેમાંથી જ્ઞાતિની વિધવાઓ તથા અનાથ બાળકોને મદદ કરવા, ગરીબ કુમારિકાઓને પરણાવવામાં ખરચવા, અને એવાંજ બીજાં કામોમાં વાપરવા રૂપિયા એક લાખને પંચાવન હજાર. ૩) પોતાની બે પુત્રીઓના ગુજરાન માટે રૂપિયા ચાળીસ હજાર જુદા કાઢેલા, જે રકમનું વ્યાજ તેમની હૈયાતી સુધી તેમને મળે અને તે પછી તે રકમ પોતે સ્થાપેલ કોઈપણ ધર્મખાતામાં આપી દેવી. ૪) રૂપિયા ૬૫૦૦૦, પોતાના વતન કોઠારામાં દેવાલયો તથા ધર્મશાળા વિગેરેમાં આપેલા. ૫) કોઠારાના તળાવના ફંડમાં રૂપિયા દસ હજાર આપેલા.

ઉપર પ્રમાણે લગભગ ૧૧ લાખ રૂપિયાની વ્યવસ્થા ધર્માદા કાર્યો માટે કરેલી, પણ પ્રસંગવશાત વીલમાં ફરમાવેલી લગભગ નવ લાખ રૂપિયાની રકમ પડી રહી અને વધીને ૨૩ લાખ ઉપર ગઈ. તેમાંથી રૂા. ૧૧ લાખ કેળવણીના કામોમાં, રૂા. સવા ત્રણ લાખ સામાન્ય ધર્માદામાં અને પોતાની કોમનાં નિરાશ્રિતોને મદદ કરવામાં, રૂા. સવા લાખ કેવળ ધાર્મિક કાર્યોમાં, રૂા. દોઢ લાખ પરચુરણ કામમાં અને રૂા. ૬૦ લાખ નિશાળો તથા બોર્ડીંગો આદિનાં મકાનો માટે કાઢેલા છે, આ મિલ્કતની વ્યવસ્થા ટ્રસ્ટીઓ કરે છે.

શેઠ ગોકળદાસનાં સખાવતી ખાતાંનો લાભ આજ સુધીમાં હજારો માણસોએ લીધેલા છે, લે છે અને ભવિષ્યમાં પણ લેશે. એમણે સ્થાપેલી એંગ્લો-વર્નાક્યુલર સ્કૂલોમાં, કન્યાશાળામાં તથા હાઈસ્કૂલમાં અનેક બાળાઓ અને બાળકો વિદ્યાભ્યાસ કરે છે,હાઈસ્કૂલના વિદ્યાર્થીઓમાં લગભગ ચોથો ભાગ મારી છે. એમની "ગોકળદાસ તેજપાળ હોસ્પીટલ"માં અનેક દુઃખી તથા દરદીઓની સારવાર થાય છે, એમની બોર્ડીંગ સ્કૂલમાં આશરે ૪૦ વિદ્યાર્થીઓનું ભરણ પોષણ થાય છે, અને શિક્ષણ મળે છે, તેમજ ત્યાં રહેતા વિદ્યાર્થીઓની લુગડાં લતાંની તથા બીજી સર્વ સગવડ ત્યાંથીજ થાય છે, અને વિદ્યાર્થી ગ્રેજ્યુએટ થાય ત્યાં સુધી તેને મદદ મળે છે. સંસ્કૃત પાઠશાળામાં ન્યાય, વેદાન્ત અને જ્યોતિષનું શિક્ષણ મફત અપાય છે, નિરાશ્રિત ફંડમાંથી વિધવાઓને માસિક રૂા. ૮) અને અનાથોને માસિક રૂા. ૫ મળે છે, ઉપરાંત જ્ઞાતિની ગરીબ કુમારિકાઓને પરણાવવામાં તથા ગુજરી ગયેલાં ગરીબ માણસોની ઉત્તર ક્રિયામાં પણ યોગ્ય મદદ અપાય છે.

આ પ્રમાણે એ પરોપકારી પુરૂષની સકમાઈ-માંથી અનેક માણસો મદદ મેળવે છે અને તેમનું પ્રતાપી નામ યાદ કરે છે, હિંદમાં આવા અનેક પરોપકારી પુરૂષો ઉત્પન્ન થાય એવી અમારી ભાવના છે. શેઠ ગોકળદાસ સને ૧૮૬૭ ના નવેમ્બર માસની ૧૯ મી તારીખે ૪૫ વરસની ઉમરે સ્વર્ગવાસી થયા હતા.

---

Gokaldass Tejpal.



**સ્વ. શેઠ ગોકળદાસ તેજપાળ.**
સુપ્રસિદ્ધ પરોપકારી ભાટિયા ગૃહસ્થ.

Late Sheth Morarji Gokaldass, C. I. E.



સ્વ. શેઠ મોરારજી ગોકળદાસ, સી. આઈ. ઈ.

એક મહાન ભાટિયા ગૃહસ્થ.

# સ્વ. શેઠ મોરારજી ગોકળદાસ. જે. પી. સી. આઈ. ઈ.

સુપ્રસિદ્ધ ભાટિયા ગૃહસ્થ શેઠ મોરારજી ગોકળદાસનો જન્મ સને ૧૮૩૪ ના અકટોબરની ૨૯ મી તારીખે-સંવત ૧૮૯૦ માં મુંબઇ મુકામે થયો હતો.

એમના વડિલો મૂળ કાઠીયાવાડમાં આવેલ પોરબંદર શહેરના વતની હતા, અને ત્યાં તેઓ વેપાર કરતા, જ્યાંથી મોરારજી શેઠના પિતા શેઠ ગોકળદાસ જીવણ સંવત ૧૮૭૪ માં મુંબઇ આવી વસેલા હતા.

મોરારજી શેઠની બાલ્યાવસ્થાનો ઘણોખરો ભાગ યાત્રાઓમાં વીતેલો હતો, તેમણે તે સમયે મળતું ગુજરાતી શિક્ષણ લીધેલું હતું, અને પાછળથી અનુકૂળતા મળતાં એક ખાનગી શિક્ષક રાખી અંગ્રેજી અભ્યાસ પણ કરેલો હતો, તેમના પિતા તેમને અગીયાર વરસની ન્હાની વયના મુકીને સને ૧૮૪૫ માં ગુજરી જવાથી મોરારજી શેઠ તેમના કાકાઓની દેખરેખ તળે ઉછરીને મોટા થયા હતા, બાળલગ્નનું એ વખતે પરિબળ હોવાથી મોરારજી શેઠનું લગ્ન પણ તેમની ન્હાની વયે કરવામાં આવ્યું હતું.

મોરારજી શેઠ બચપણથીજ ઘણા ચંચળ અને બુદ્ધિશાળી હોવા સાથે વ્યાપારી કુનેહની કુદરતી બક્ષીસ તેમને મળેલી હોવાથી તેઓ ન્હાની વયમાંજ પોતાના વડિલોના ચાલતા કાપડના ધંધામાં જોડાઇ ગયા હતા, જો કે એ પેઢી એમના કાકાઓની હોવા છતાં તેઓ જ્યારે તેમાં દાખલ થયા ત્યારે તેમને નોકર તરીકે રાખવામાં આવ્યા હતા, પરંતુ તેમની કુશળતાથી ધીમે ધીમે તેમને ભાગદાર બનાવવામાં આવ્યા હતા, એમની કાર્યદક્ષતાથી પેઢીના લાભમાં દીનપ્રતિદીન વૃદ્ધિ થતી જતી હતી. મોરારજી શેઠની વ્યાપારકુશળતાથી મેસર્સ ડબલ્યુ. એ. ગ્રાહામની કંપનીમાં તેમની સારા પગારે માગણી થયેલી, પરંતુ તે જગ્યાનો સ્વીકાર નહિ કરતાં તેમણે પોતાનો ધંધો સ્વતંત્ર રીતેજ ચાલુ રાખેલો. થોડા વખત પછી તેમની હુશિયારીથી મેસર્સ વોટસન બોગલ અને કંપનીના માલેકોએ તેમને પોતાના દલાલ નિમ્યા હતા જે કામ તેમણે કેટલાંક વરસો સુધી કર્યું હતું.

સને ૧૮૬૫ ની સાલ પછી કેટલીક મીલો તથા બેંકો નબળી પડી ગઇ હતી, અને તેના શેરોના ભાવ ઘણાજ ઓછા થઇ ગયા હતા, તે તકનો લાભ લઇ મોરારજી શેઠ કેટલીક મીલોના શેર ખરીદેલા, તેમાં તેમને સારો નફો થવાથી મીલ ઉદ્યોગ તરફ તેમનું લક્ષ ખેંચાયું અને ગ્રેટ ઇસ્ટર્ન નામની મીલ ખરીદી લેવા વિચાર કર્યો, પણ શેરમીનીયાના ૧૮૬૪-૬૫ ના વરસમાં તેમને નાણાં સંબંધી ધકકો લાગેલો હોવાથી તેઓ એકલા મીલ ખરીદી શકે તેમ નહોતા, તેથી પોતાના સ્નેહી સ્વ. શેઠ ગોકળદાસ તેજપાળને તેમણે ભાગદાર થવા સમજાવ્યા, પરંતુ તેઓ પણ થયેલ નુકશાનથી ચોંકી ગયેલા હોવાથી ના પાડી. આથી મોરારજી શેઠે

પણ વિચાર માંડી વાળ્યો. બીજે વરસે એ મીલ સારા પાયા પર આવી ગઈ અને મોરારજી શેઠ તેના ડીરેકટર નિમાયા. મીલના ડીરેકટર નિમાવાથી મીલ ઉદ્યોગમાં તેઓ રસ લેતા થયા અને એ ઉદ્યોગ તરફ તેમનું ધ્યાન વિશેષ ખેંચાયું. તેથી સને ૧૮૭૦ માં તેમણે શેઠ ખટાઉ મકનજી વિગેરે સાથે મળીને એક જ્યુટ મીલ ખરીદ કરી અને પાછળથી તેમાં ફેરફાર કરી કાપડની મીલ બનાવી ચાલુ કરી, એ મીલને તેમણે ઘણાજ સારા પાયા પર મુકવાથી તેમાં પૈસા રોકનારને સારો લાભ થયો, તેની સાથે મોરારજી શેઠને પોતાને પણ લાભ થવાથી સને ૧૮૭૪ માં તેમણે એક બીજી મીલ ખરીદ કરી અને તે પછી સોલાપુરમાં એક ત્રીજી મીલનું બાંધકામ પણ શરૂ કર્યું.

આ ત્રણે મીલોમાંથી એક પણ મીલ મોરારજી શેઠની સ્વતંત્ર માલેકીની નહિ હોવાથી તેનો વહીવટ ઉત્તમ ચાલતો નહિ, તેથી મોરારજી શેઠે કાં તો મીલ સ્વતંત્ર રીતે રાખી લેવાનો અને કાં તો આપી દેવાનો વિચાર કર્યો. છેવટે બે ભાગીદારોને અમુક રકમ અને શેઠ ખટાઉ મકનજીને એક મીલ આપી બાકીની બે મીલો તેમણે પોતાને સ્વાધીન કરી લીધી. આમાંની પહેલી મીલનું નામ "મોરારજી મીલ" અને બીજીનું નામ 'સોલાપુર મીલ' છે. આ મીલોને મોરારજી શેઠે ઘણાજ સારા પાયા પર મુકેલી અને હાલ તેનો વહીવટ તેમના વારસો ચલાવે છે.

ઉદ્યોગમાં લક્ષ આપી પૈસા પ્રાપ્ત કરવાની સાથે જનસમાજના હિતનાં કેટલાક કાર્યો મોરારજી શેઠે કરેલાં હતાં. સને ૧૮૭૬–૭૭ માં સોલાપુરમાં પડેલા દુકાળ વખતે તેમણે ગરીબોને માટે એક ફંડ એકઠું કરી સોલાપુરની પોતાની મીલમાં સસ્તા અનાજની દુકાન ખોલેલી અને જથ્થાબંધ અનાજ મગાવી પડતર ભાવે અથવા એથી પણ ઓછે ભાવે આપેલું. તેમની એ સેવાના બદલામાં નામદાર સરકાર તરફથી તેમને સી. એચ. આઈ. ઇ. નો માનવંત ઇલ્કાબ આપવામાં આવેલો હતો. આ શિવાય સને ૧૮૭૯–૮૦ ની અફગાનીસ્તાનની લડાઈમાં માર્યા ગયેલા સિપાઈઓની વિધવાઓ તથા બચ્ચાંઓના ફંડમાં પણ તેમણે સારી મદદ કરેલી, તે શિવાય સખાવતનાં બીજાં પણ કેટલાંક કાર્યો તેમના હસ્તે થયેલાં.

શેઠ મોરારજી સરકારમાં પણ સારી લાગવગ ધરાવતા હતા, અને નામદાર સરકાર તરફથી તેમને જે. પી. તથા સી. આઈ. ઇ. ના ઇલ્કાબો મળવા ઉપરાંત સને ૧૮૭૮ માં તે વખતના ગવર્નરે તેમને ધારાસભાના સભાસદ નિમ્યા હતા. ધારાસભાની તેમની કારકીર્દિ ઉજવળ નિવડી હતી અને કેટલાક કાયદાઓના સંબંધમાં તેમણે સારી ચર્ચા કરવાથી લોક લાગણી તેમના તરફ ખેંચાયેલી હતી, ધારાસભાના મેમ્બર નિમાવા ઉપરાંત તેઓ મુંબઈ તથા પુનાની મ્યુનીસીપાલીટીના પણ મેમ્બર નિમાયા હતા, તે શિવાય મુંબઈની યુનીવરસિટીના ફેલો, તેમજ મીલ ઓનર્સ એસોસીએશન, ચેમ્બર ઓફ કોમર્સ તથા બોમ્બે એસોસીએશન અને એવીજ બીજી સંસ્થાઓના તેઓ આગેવાન હતા. તેઓ સને ૧૮૮૦ ના અકટોબરની ૮ મી તારીખે ૪૬ વરસની વયે સ્વર્ગવાસી થયા હતા.

# સ્વ. જસ્ટીસ બદરૂદીન તૈયબજી.

હિંદના રાજદ્વારી પુરૂષોમાંના એક અગ્રેસર, પહેલા દેશી બારીસ્ટર, એક બાહોશ વકતા, મુંબઈની હાઈકોર્ટના એક પહેલા દેશી જડ્જ અને નેશનલ કોંગ્રેસના પહેલા મુસલમાન પ્રેસીડન્ટ તરીકેની નામના મેળવી જનાર સ્વ. જસ્ટીસ બદરૂદીનનો જન્મ સને ૧૮૪૪ના અકટોબરની ૮ મી તારીખે થયો હતો.

એમના પિતા તૈયબજી ખંભાતના પ્રખ્યાત વેપારી હતા અને પછીથી મુંબઇ આવી વસેલા હતા, તેમને ૭ પુત્રો હતા, તેમાંના પાંચમા પુત્ર મી. બદરૂદીન હતા, મુસલમાન કોમમાં જે વખતે કેળવણી બહુજ થોડી હતી તે વખતે શેઠ તૈયબજીએ પોતાના ૭ પુત્રોને ઉંચું શિક્ષણ આપવા માટે વિલાયત મોકલ્યા હતા. જેમાંથી મી. કમરૂદીન એક પહેલા દેશી સોલીસીટર તરીકે અને મી. બદરૂદીને પહેલા દેશી બારીસ્ટર તરીકે બહાર પડયા હતા.

મી. બદરૂદીને શરૂઆતનો ઉરદુ તથા ફારસી અભ્યાસ મુંબઇની મદ્રેસામાં કર્યા પછી એલફીસ્ટન ઇન્સ્ટીટયૂટમાં અંગ્રેજી અભ્યાસ માટે તેઓ દાખલ થયા હતા, જ્યાં થોડો અભ્યાસ કર્યા પછી સને ૧૮૬૦ના એપ્રીલ માસમાં એટલે કે પોતાની સોળ વરસની ન્હાની વયે તેઓ ઉંચી કેળવણી લેવા માટે વિલાયત ગયા હતા, ત્યાં મેટ્રિકની પરિક્ષા પસાર કરી આગળ અભ્યાસ શરૂ કરેલો પણ તબિયત બગડવાથી સને ૧૮૬૪માં તેમને સ્વદેશ પાછું આવવું પડયું હતું, સ્વદેશમાં એક વરસ રહેવાથી તેમની તબિયત સુધરી ગઇ અને તેથી તેઓ પાછા અભ્યાસ માટે વિલાયત ગયા, પણ તેમની આંખો નબળી પડી ગયેલી હોવાથી યુનીવરસીટીનો અભ્યાસ કરવાની ડાકટરોએ મના કરી તેથી કાયદાનો અભ્યાસ કરી બારીસ્ટર થવાનો તેમણે વિચાર કર્યો અને મિડલ ટેમ્પલ નામની કાયદાની શાળામાં દાખલ થયા ત્યાં અભ્યાસ કરી સને ૧૮૬૭માં બારીસ્ટરની પરિક્ષા પસાર કરી તેઓ સ્વદેશ પાછા આવ્યા અને મુંબઇની હાઇકોર્ટમાં બારીસ્ટર તરીકે ધંધો શરૂ કર્યો, તેમની વકતૃત્વ શકિત પ્રખર હોવાથી જ્યૂરી તથા જડ્જના મન પર તેઓ પોતાની વાતની સચોટ અસર કરી શકતા અને તેથી લગભગ ઘણા ખરા કેસમાં તેમને ફતેહજ મળતી, યૂરોપીયન બારીસ્ટરોની સામે તેઓ સારી ટકકર લેતા હતા, પોતાની હુશિયારીથી તેમણે ફાંસીની સજા પામેલા એક આરોપીને ખુનના તહોમતમાંથી મુકત કરાવ્યો હતો.

સને ૧૮૭૯માં માનચેસ્ટરથી હિંદ આવતાં કાપડ પરની જકાત સરકારે કાઢી નાખી, જેનું પરિણામ એ આવે કે વિલાયતી માલની હરિફાઇમાં દેશી માલ કોઇ પણ રીતે

ટકી શકે નહિ, તેથી તેની વિરૂધમાં પોકાર ઉઠાવી ઇંગ્લાંડની પાર્લામેન્ટને અરજ કરવા મુંબઇના આગેવાન શહેરીઓની એક સભા ફરામજી કાવસજી હૉલમાં મળી, તે વખતે મી. બદરૂદીને જાહેરમાં દેખાવ દીધો અને પોતાનું પહેલ વહેલું અસરકારક ભાષણ આપી લોકોનાં મન જીતી લીધાં, ત્યારથી તેઓ દરેક જાહેર સભામાં હાજર રહી અગ્રેસર તરીકે કામ કરવા લાગ્યા, તે પછી સને ૧૮૮૨માં તેમને મુંબઇના ગવર્નરની લેજીસ્લેટિવ કાઉન્સીલના એક મેમ્બર નિમવામાં આવ્યા હતા. ત્યાં પણ તેમણે ઘણું સારૂં કામ કર્યું હતું.

સને ૧૮૮૪માં હિંદના હિત માટે ઇન્ડીયન નેશનલ કોંગ્રેસની સ્થાપના થઇ ત્યારથીજ મી. બદરૂદીન તેના ચુસ્ત હિમાયતી હતા અને તેથી સને ૧૮૮૭માં મદ્રાસ મુકામે મળેલી ત્રીજી કોંગ્રેસના તેમને પ્રમુખ નિમવામાં આવ્યા હતા, એ પ્રમુખપદેથી તેમણે એક ઘણુંજ જાણવા જોગ ભાષણ આપ્યું હતું જેની પ્રશંસા રાજદ્વારી પુરૂષો તથા વર્તમાનપત્રોએ કરેલી હતી.

સને ૧૮૯૩માં ઑાન. જસ્ટીસ કાશીનાથ તેલંગ સ્વર્ગવાસી થવાથી મુંબઇની હાઇકોર્ટમાં તેમની ખાલી પડેલી જગ્યા પર મી. બદરૂદીનને નિમવા સરકારે ઠરાવ કર્યો પણ પોતાની આંખો નબળી હોવાથી તે જગ્યાનો તેમણે સ્વીકાર કર્યો નહિ, પરંતુ બે વરસ પછી પાછી એક બીજી જગ્યા ખાલી પડવાથી તે સ્વીકારવા સરકારે તેમને આગ્રહ કર્યો અને તે ઉપરથી તેઓ સને ૧૮૯૫માં હાઇકોર્ટના એક જડ્જ તરીકે નિમાયા હતા, જડ્જ તરીકેના પોતાના હોદ્દા દરમ્યાન તેમણે સારી કુશળતા બતાવવા સાથે ન્યાયને તેઓ ચાહતા હોવાથી એક ન્યાયપ્રિય અને બાહોશ જડ્જ તરીકે તેમણે સારી નામના મેળવેલી છે.

તેઓ સને ૧૯૦૬ના સપ્ટેમ્બર મહિનાની ૮ મી તારીખે સવંત ૧૯૬૨માં લગભગ છાસઠ વરસની વયે ગુજરી ગયા હતા, એમના પુત્રોમાંના હુસેનભાઇ તથા ફેઝભાઇ નામાંકિત ધારાશાસ્ત્રીઓ છે, મી. હુસેનભાઈ અત્રેની સ્મોલકોઝ કોર્ટના બીજા જડ્જનો માનવંતો હોદ્દો ધરાવે છે, મી. ફેઝભાઇ પણ મદ્રાસની સ્મોલકોઝ કોર્ટના જડ્જ હતા. પરંતુ હાલ મુંબઇમાં રહી બારીસ્ટરનો સ્વતંત્ર ધંધો કરે છે.



Late Justice Badrudin Tybjee.



સ્વ. જસ્ટીસ બદરૂદ્દીન તૈયબજી.

હિંદના એક રાજદ્વારી અગ્રેસર.

Late Sheth Sorabji Shapurji Bengalee, J. P., C. I. E.



**સ્વ. શેઠ સોરાબજી શાપુરજી બંગાળી, જે. પી., સી. આઈ. ઈ.**

ગરીબના મદદગાર અને સ્ત્રીકેળવણીના હિમાયતી.

# સ્વ. શેઠ સોરાબજી શાપુરજી બંગાળી.

જે. પી. સી. આઈ. ઇ. ઈત્યાદિ.

એક પત્રકાર, એક લેખક, કેળવણીના એક હિમાયતી, એક સુધારક, સ્ત્રીવૈદું સ્થાપવાની પહેલ કરનાર, રાજદ્વારી બાબતોમાં સલાહ આપનાર, મજુર વર્ગના મિત્ર અને ગરીબોના પિતા તરીકે લોકોમાં પ્રખ્યાતી પામેલા સ્વ. શેઠ સોરાબજી શાપુરજી બંગાળીનો જન્મ સને ૧૮૩૧ ના ફેબ્રુઆરીની ૧૫ મી તારીખે મુંબઇમાં થયો હતો. એમના વડિલો મૂળ કલકત્તાના વતની હોવાથી તેઓ બંગાળીના નામથી ઓળખાતા. શેઠ સોરાબજીના પિતા તેમની એક વરસની ન્હાની વય હતી ત્યારે ગુજરી જવાથી તેમને તેમનાં માતુશ્રી બાઇ બીખાઇજીએ ઉછેરીને મોટા કર્યા હતા.

છ વરસની વયે શેઠ સોરાબજીએ ગુજરાતી અભ્યાસ શરૂ કરેલો હતો અને ગુજરાતી અભ્યાસ પૂરો કર્યા પછી અંગ્રેજી અભ્યાસ માટે એલ્ફીન્સ્ટન સ્કૂલમાં જોડાયા હતા. એમના અંગ્રેજી શિક્ષકોમાં એક નવરોજજી ફરદુનજી સી. આઇ. ઇ. પણ હતા કે જેમની સાથે આગળ જતાં મિત્રાચારીથી જોડાઇને બન્ને ગૃહસ્થોએ કેટલાંક જાહેર કાર્યો કર્યાં હતા.

પંદર વરસની વયે શેઠ સોરાબજી સીલોન બેંકમાં પંદર રૂપિયાના પગારથી નોકર રહેલા હતા, એ બેંકનો વડો સાહેબ મી. ટર્નર તેમના પર સારી પ્રીતિ રાખતો અને જ્યારે થોડા વખત પછી તે બીજી નવી ખુલેલી કમરસીયલ બેંકના એજન્ટ તરીકે નિમાયો ત્યારે શેઠ સોરાબજીને પણ તે પોતાની સાથે લઇ ગયો અને તેમનો પગાર વધારીને વીસ રૂપિયા કરી આપ્યા. આ બેંકની નોકરીમાં તેઓ સને ૧૮૪૫ માં દાખલ થયા હતા, ત્યાં તેમના દાખલ થવા પછી તેમનો માયાળુ સાહેબ ટર્નર ગુજરી ગયો, અને તેથી તેઓ અમુક અંશે આધાર વિનાના થઇ પડયા, તો પણ ખંત રાખી તેમણે પોતાનું કામ જારી રાખ્યું અને ધીમે ધીમે તેઓ સારી પાયરી પર ચડયા, પરંતુ ઉમર વધવાની સાથે મહેચ્છાઓ પણ વધવા લાગી અને તેથી તેમણે પહેલા દેશી સોલીસીટર થવાનો વિચાર કર્યો, પરંતુ એ વેળાના અંગ્રેજ સોલીસીટરોએ એક દેશીને એવી રીતે આગળ વધતો અટકાવવાના ઇરાદાથી તેમને પોતાની પેઢીમાં આર્ટિકલ કલાર્ક તરીકે દાખલ કરવાનીજ સાફ ના પાડી. તેવામાં સને ૧૮૫૩ માં મરકન્ટાઇલ નામે નવી બેંક સ્થાપન થઇ ત્યાં શેઠ સોરાબજીને સારા પગારની નોકરી મળવાથી સંતોષ માની સોલીસીટર થવાનો વિચાર તેમણે માંડી વાળ્યો, એ બેંકની બે વરસની નોકરીમાં તેમણે સારી ચપળતા બતાવવાથી તેમને ડેપ્યુટી એકાઉન્ટન્ટનો ભારે અને જોખમી હોદ્દો આપવામાં આવ્યો. જેવો હોદ્દો મેળવવાને ભાગ્યશાળી થનાર દેશી તરીકે તેઓ પહેલાજ હતા,

આ જગ્યા પર પણ તેમણે સારૂં કામ કરવાથી તેમને એથી પણ ભારે હોદ્દો આપવાની બેંકના વડાએ ઇચ્છા બતાવી, પરંતુ એક દેશીની આવી રીતે ચડતી જોઇ યૂરોપીયન નોકરો ઘોંઘાટ કરવા લાગ્યા તેથી એ વાત એટલેથી અટકી ગઇ. અંગ્રેજોની આવી વર્તણુકથી નારાજ થઇને શેઠ સોરાબજીએ સને ૧૮૫૮માં પોતાનાં હોદ્દાનું રાજીનામું આપ્યું અને તેઓ મંચેરજી ફરામજી કામા નામના ગૃહસ્થના મદદનીશ તરીકે માસિક ૫૦૦) રૂપિયાના પગારથી જોડાયા, એ કંપનીમાં તેઓ ૭ વરસ સુધી રહ્યા. તે પછી મી. કામા એકાન્તવાસી થવાથી શેઠ સોરાબજી વરજીવનદાસ માધવદાસ તથા ભગવાનદાસ માધવદાસની સાથે જોડાયા, જ્યાં તેઓ જીવનના અંત સુધી રહ્યા હતા.

શેઠ સોરાબજી એક ઉત્સાહી લેખક હતા, અને તેથી પોતાની આર્થિક સ્થિતિ અનુકૂળ થયા પછી તેમણે જાહેર પત્રોમાં લેખો લખવા શરૂ કર્યા હતા, એટલુંજ નહિ, પણ સને ૧૮૪૯માં તેમણે જગતમિત્ર નામે ગુજરાતી માસિક કાઢવું શરૂ કર્યું હતું, જે તેમણે બે વરસ સુધી ચલાવ્યું હતું. વળી એજ અરસામાં તેમણે બે વરસ સુધી મુંબઇ સમાચારના અધિપતિ તરીકે પણ કામ કર્યું હતું.

સને ૧૮૫૧માં તેમણે સમાચારના અધિપતિનું પદ છોડીને જગતપ્રેમી નામે એક બીજું માસિક શરૂ કર્યું હતું. એ માસિક ત્રણ વરસ સુધી પૂર ફતેહમંદીથી ચાલ્યું હતું અને તેનાથી સોરાબજી શેઠને સારી નામના મળી હતી. સને ૧૮૫૭માં તેમણે સર જમશેદજી જીજીભાઈ ટ્રાન્સલેશન ફંડ તરફથી માગવામાં આવેલ એક ઇનામી નિબંધ લખી ૫૦૦) રૂપિયાનું ઇનામ મેળવ્યું હતું, તે ઉપરાંત રાસ્ત ગોફતાર પત્રની માલેકીમાં પણ તેમણે ભાગ રાખેલો અને અમુક વખત સુધી એ પત્રના અધિપતિ તરીકે કામ બજાવેલું.

સને ૧૮૬૩માં તેઓ યૂરોપની મુસાફરીએ ગયેલા, ત્યાંથી પાછા આવીને તેમણે ત્યાંના રૂ તથા લોખંડના ઉદ્યોગનું બ્યાન અત્રેના વર્તમાનપત્રોમાં પ્રગટ કર્યું હતું, તેમજ તેઓ પાછા આવ્યા ત્યારે તે વખતે ચાલતા શેરમેનિયામાં નહિ ઝંપલાવવા પ્રજાને ચેતાવી હતી. સને ૧૮૬૫ માં મુંબઇની મ્યુનીસીપાલીટીનો વહીવટ જે. પી. ઓના હાથમાં હતો, શેઠ સોરાબજી પણ એક જે. પી. હોવાથી તેઓ પણ મ્યુનીસીપાલીટીના મેમ્બર હતા અને તેમણે પ્રજાની સેવા બજાવી હતી. એ વખતે મ્યુનીસીપલ કમીશનર તરીકે પ્રખ્યાત આથર ક્રાફર્ડ હતો, તેણે મુંબઇને એકદમ સુધારી પારીસ બનાવી દેવાની ઇચ્છાથી મ્યુનીસીપાલીટીની આર્થિક સ્થિતિ લક્ષમાં રાખ્યા વગર ઉડાઉ ખર્ચ કરવા માંડયું, આ વખતે મ્યુનીસીપાલીટીના બીજા મેમ્બરો બેસી રહ્યા, પણ શેઠ સોરાબજી, સ્વ. નવરોજજી ફરદુનજી તથા સ્વ. ડો. બ્લેન્લી વિગેરેએ મી. ક્રાફર્ડના ઉડાઉ વહીવટની સામે બાથ ભીડી તેના પરિણામે સરકારે એ બાબતની તપાસ કરવા એક કમિટી નિમી, એ કમિટીના સભાસદોમાં દેશી ગૃહસ્થ તરીકે એકલા સોરાબજી શેઠ હતા, બાકીના બધા યૂરો-

પીયનો હતા. આ કમિટીમાં શેઠ સોરાબજીએ મી૦ ક્રાફર્ડના અંધેર વહીવટની વાત એવી સરસ રીતે રજુ કરી કે કમિટીમાં તેના કેટલાક મિત્રો હોવા છતાં સર્વનો અભિપ્રાય તેની વિરૂધ્ધ ગયો, તેથી મી૦ ક્રાફર્ડને એકદમ પોતાના હોદ્દાનું રાજીનામું આપવું પડ્યું. શેઠ સોરાબજીના આ પ્રયત્નથી પ્રજા તેમના પર ખુશી થઇ અને સરકારે પણ સને ૧૮૭૨ નો નવો મ્યુનીસીપલ એકટ ઘડતી વખતે એમની સૂચનાઓનો સ્વીકાર કર્યો.

સને ૧૮૭૬ માં તેમને મુંબઇની લેજીસ્લેટિવ કાઉન્સીલના મેમ્બરનો માનવંત હોદ્દો આપવામાં આવ્યો હતો. આ હોદ્દા દરમ્યાન તેમણે જે મહત્વનું કામ કર્યું તે એ હતું કે મીલોમાં બાળકોને ૧૨ થી ૧૩ કલાક સુધી કામ કરાવતા અને ન્હાનાં બચ્ચાંને પણ મીલના કામમાં જોડતા તે અટકાવવાનું હતું. આ બાબતને લગતો ખરડો તેમણે મુંબઇની ધારાસભામાં રજુ કર્યો, પણ ત્યાં તે પસંદ નહિ થવાથી શેઠ સોરાબજીએ એ ખરડાની નકલો વિલાયતના મજુરોના હિમાયતી ગૃહસ્થો પર તથા પાર્લામેન્ટના મેમ્બરો પર મોકલી. આના પરિણામે સને ૧૮૮૧ માં ફેકટરી એકટ ઘડવામાં આવ્યો. એ કાયદાની રૂએ હિંદુસ્થાનમાં કોઇપણ કારખાનામાં સાત વરસથી ઓછી ઉમરનાં બાળકને કામે લગાડવાની મના થઇ અને ૭ થી ૧૨ વરસની ઉમરનાં બાળક પાસેથી ૯ કલાકથી વધારે વખત કામ નહિ લેવાનું નક્કી થયું. સને ૧૮૮૨ માં તેમણે એજ્યુકેશન કમીશન સમક્ષ જુબાની આપી દાખલા દલીલોથી સાબિત કરી આપ્યુ હતું કે હજુ આ દેશમાં કેળવણી વિષે ઘણું કરવાનું બાકી છે. સને ૧૮૮૩ સ્ત્રીઓને માટે સ્ત્રી ડોકટરોની જરૂર સંબંધે જે હિલચાલ થયેલી તેમાં પણ તેમણે ઘણોજ આગળ પડતો ભાગ લીધેલો. સને ૧૮૮૭ માં તેમણે વિલાયતી કાપડ પરની જકાત કાઢી નાખવાની વિરૂધ્ધ વોઇસરોયને એક મજબૂત ભલામણવાળો પત્ર લખ્યો હતો. આ શિવાય બીજાં પણ ઘણાં જાહેર કાર્યોમાં તેમણે ભાગ લીધો હતો.

જાહેર પ્રજાની સેવા કરવાની સાથે શેઠ સોરાબજીએ પોતાની કોમની પણ સારી સેવા બજાવી હતી, અને તેઓ પારસી મેટ્રીમોનીયલ કોર્ટના એક સભાસદ હતા. તેઓ સ્ત્રી કેળવણીના ભારે હિમાયતી હતા અને તેથી સ્ટુડન્ટસ લીટરરી એન્ડ સાયન્ટીફીક સોસાઇટીના એક આગેવાન સભાસદ થયા હતા, એટલુંજ નહિ પણ તેમણે લગભગ રૂા. ૬૭૦૦૦) હજારના ખરચે એક કન્યાશાળા સ્થાપી હતી, જે હજુ પણ ચાલે છે. તેઓ સને ૧૮૯૩ માં લગભગ ૬૨ વરસની વયે ગુજરી ગયા હતા. એમની યાદી કાયમ રાખવા માટે મુંબઇની પ્રજાએ એમનું એક પુતળું બનાવીને સને ૧૯૦૦ માં ખુલ્લું મુકેલ છે.

# સ્વ. શેઠ વરજીવનદાસ માધવદાસ. જે. પી.

મુંબઇના સુપ્રસિધ્ધ માધવબાગ બંધાવનાર, અને જીંદગી પર્યંત મુંબઇની હિંદુ વસ્તીના હિતની હિલચાલમાં આગળ પડતો ભાગ લેનાર શેઠ વરજીવનદાસ નાતે કપોળ વાણિયા હતા, એમનો જન્મ સંવત ૧૮૭૩ ના માહા સુદ દસમ, સને ૧૮૧૭ ના જાન્યુઆરીની ૨૮ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમનું કુટુંબ અને સર મંગળદાસનું કુટુંબ એકજ છે. શેઠ વરજીવનદાસના વડવાઓ કાઠીયાવાડના દીવબંદરના ઘોઘલા ગામના મૂળ વતની હતા, જ્યાંથી શેઠ વરજીવનદાસની પાંચમી પેઢીએ થયેલા શેઠ રૂપજી ધનજી સંવત ૧૭૪૮ માં પ્રથમ મુંબઇ આવી વસ્યા હતા, રૂપજી ધનજીના પુત્ર મનોરદાસ ઘણા પ્રખ્યાત અને પ્રતાપી પુરૂષ હતા, તેમને મુંબઇની પ્રજા તરફથી નગરશેઠની પદવી મળેલી, તેમને પાંચ પુત્રો હતા તેમાંના એક પુત્ર રણછોડદાસને માધવદાસ નામે પુત્ર થયેલા. જેઓ વેપારી વર્ગમાં તથા સરકાર દરબારમાં સારૂ માન ધરાવતા હોવાથી સંવત ૧૮૯૩ માં જ્યારે તેઓ ગુજરી ગયા ત્યારે તે વખતના મુંબઇના ગવર્નરે તેમના કુટુંબ પર એક દિલાસાપત્ર મોકલાવેલો, તેમજ તેના પુત્રોને પોતાની પાસે બોલાવી શાલ પોશાક આપેલાં. શેઠ માધવદાસને પણ પાંચ પુત્રો હતા તેમાં વરજીવનદાસ સહુથી ન્હાના હતા.

શેઠ વરજીવનદાસે ગુજરાતી અભ્યાસ કર્યા પછી બોસવેલની તથા રેજીમેન્ટલ સ્કૂલમાં અંગ્રેજી કેળવણી લીધેલી, અને તે પછી પોતાના વડિલોના ચાલતા ધંધામાં તેઓ જોડાઇ ગયેલા, તેમના પાંચ ભાઇઓમાં નરોત્તમદાસની સાથે તેમને વિશેષ પ્રીતિ હતી અને તેથી ઘણા વખત સુધી તેઓ બન્ને ભાઇઓએ સાથે રહી રોજગાર ચલાવેલો, સને ૧૮૬૪ પછી વરજીવનદાસ શેઠે મહુમ સોરાબજી શાપુરજી બંગાળીની સાથે ભાગમાં ડબલ્યુ. એ. ગ્રાહામની કંપનીના ગેરંટી બ્રોકરનું કામ સ્વીકારેલું, એ કામમાં કંપનીને તેમણે સંતોષ આપવાથી સને ૧૮૯૩માં સોરાબજી શેઠના અવસાન પછી કંપનીએ એ કામ વરજીવનદાસ શેઠને એકલાનેજ સોંપેલું.

સને ૧૮૬૪ના શેરમેનિયામાં મુંબઇના ઘણા ગૃહસ્થોએ લાલચથી લલચાઇને ઝુકાવેલું અને પરિણામે પાયમાલ થઇ ગયેલા, તે વખતે વરજીવનદાસ શેઠ મન દૃઢ રાખી તેનાથી દૂર રહેલા, જેના પરિણામમાં બીજી કંપનીઓ તથા પેઢીઓ ભાંગી પડી જ્યારે એમની પેઢીને કંઇ આંચ આવી નહોતી.

ધંધામાં ધ્યાન આપી પોતાની આર્થિક સ્થિતિ સુધારવાની સાથે ઇશ્વરકૃપાથી મળેલ દ્રવ્ય પરોપકારના કાર્યોમાં વાપરવામાં, જાહેર હિલચાલમાં તથા જ્ઞાતિની હિલચાલમાં પણ વરજીવનદાસ શેઠે પ્રશંસાપાત્ર ભાગ લીધેલો. એમએ નેટિવ

ડીસ્પેન્સરીના એક ટ્રસ્ટી તથા ડીરેકટર, સ્વ. જગન્નાથ શંકરશેઠના ધર્માદા દવાખાનાના એક ટ્રસ્ટી અને પાછળથી ટ્રસ્ટીઓની બોર્ડના ચેરમન તરીકે કામ કરીને તેમણે પ્રજાની સેવા બજાવેલ છે, તેમજ સને ૧૮૭૩ થી ૧૮૭૮ સુધી અને તે પહેલાં પણ મ્યુનીસીપાલીટીમાં બિરાજીને તેમણે પ્રજાની સેવા કરેલી, સને ૧૮૯૩ના મુંબઇના હિંદુ મુસલમાનના હુલ્લડ વખતે તેમણે બન્ને પક્ષના આગેવાનોને પોતાને ત્યાં બોલાવી સમાધાન કરાવવા બનતો પ્રયત્ન કરેલો. સને ૧૮૮૧ તથા ૧૮૯૧ના વસ્તીપત્રક વખતે પણ તેમણે લોકોને સમજાવી ખરી હકીકત લખાવવા અને સરકાર તથા પ્રજાને એ કામ સરળ થઈ પડે તેવા પ્રયત્નો કરવા તજવીજ કરેલી. સને ૧૮૮૬ માં બાળલગ્નના તથા સને ૧૮૯૨માં સમતિવયના કાયદા ઘડાવવા કેટલાક સુધારકોએ તજવીજ કરેલી તેની વિરૂદ્ધમાં મોટી મોટી સભાઓ માધવબાગમાં ભરીને સરકારને લોકમત જણાવવાની અને હિંદુઓના ધર્મ તથા સંસાર સંબંધી કામોમાં સરકારે હાથ નહિ નાખવાની વિનંતિ કરી યોગ્ય દલીલોવાળી અરજી તે વખતના હિંદના વાઈસરોય પર મોકલાવેલી.

શેઠ વરજીવનદાસની લાયકાત તથા કુશળતાથી તેમને જાહેર પ્રજાએ, સરકારે તથા તેમની નાતે સારૂં માન આપેલું, સને ૧૮૪૧ માં તેમને નામદાર સરકાર તરફથી ગ્રાન્ડ જ્યુરીમાં બિરાજવાનું માન મળેલું, જે માન એ વખતે થોડાજ દેશી ગૃહસ્થોને મળતું, રોયલ એશિયાટિક સોસાઇટીના મેમ્બરનું માન પણ તેમને મળેલું. સને ૧૮૫૩માં નામદાર સરકારે તેમને જે. પી. બનાવેલા, સને ૧૮૭૭માં સરકારે તેમને મુંબઈ યુનીવરસિટીના ફેલોની પદવી આપેલી સને ૧૮૮૦માં તેમને મુંબઇ બેંકના ડીરેકટર નિમવામાં આવેલા, વળી તેજ વરસમાં તેમને પોર્ટ ટ્રસ્ટના એક ટ્રસ્ટી નિમેલા. ઉપર પ્રમાણે સરકાર તથા પ્રજા તરફથી માન મેળવવા સાથે જ્ઞાતિ તરફથી પણ તેમને સારૂં માન મળેલું, એમની કુશળતાથી એમના જ્ઞાતિબંધુઓની એમના પ્રત્યે મુળથીજ સારી લાગણી હતી, પરંતુ સને ૧૮૫૫થી તો જ્ઞાતિના મોટા ભાગે એક સભા ભરી તેમને પોતાની જ્ઞાતિના શેઠ નિમેલા.

શેઠ વરજીવનદાસના હસ્તે સખાવતનાં પણ કેટલાંક જાણવા લાયક કાર્યો થયાં છે, જેની નોંધ આ પ્રમાણે છે. ૧) રૂપિયા અઢી લાખના ખરચે મુંબઇનો સુપ્રસિદ્ધ માધવબાગ પોતાના પિતાશ્રીની યાદી કાયમ રાખવાના શુભ હેતુથી પોતાના ભાઈ નરોત્તમદાસની સાથે મળીને સને ૧૮૭૪માં તેમણે બંધાવેલ છે. ૨) રૂપિયા પચીસ હજાર માધવબાગમાં એક સદાવૃત્ત સ્થાપવાના ફંડમાં પોતાના ભાઈ નરોત્તમદાસની સાથે મળીને તેમણે આપેલા છે, આ રકમમાં તેમનાં બ્હેન લક્ષ્મીબાઇ તથા તેમના ભાઈ નરોત્તમદાસનાં પુત્રી ભાણીબાઇએ મળીને બીજા પચીસ હજાર ઉમેરેલા છે, એટલે એકંદરે એ રકમ પચાસ હજારની થઇ છે, જેમાંથી હંમેશાં અનાથોને સદાવૃત્ત આપવામાં આવે છે, ૩)

રૂપિયા પાંચ હજાર મુંબઇ યુનીવરસિટિને સને ૧૮૮૨માં આપેલા છે. જેના વ્યાજની રકમ સંસ્કૃત ભાષામાં બી. એ.ની પરિક્ષામાં ઉંચે નંબરે આવનાર વિદ્યાર્થીને "વરજીવનદાસ માધવદાસ સંસ્કૃત સ્કોલરશીપ" તરીકે આપવામાં આવે છે. ૪) એમના ભાઇ મુળજીભાઇએ મરતી વખતે રૂ. વીસ હજારની રકમ તેમને કોઈ પરોપકારના કામમાં ખરચવા આપેલી, એ રકમથી કાંઈ મોટું કામ થશે નહિ એવો વિચાર કરીને વરજીવનદાસ શેઠે તે રકમને એવાં કામમાં રોકી કે જે વધીને રૂ. એંસી હજારની થઇ, એટલે તેમણે માધવબાગ સામેની જગ્યા વેચાતી રાખીને ત્યાં એક સારી ધર્મશાળા પોતાના ભાઇના નામથી બંધાવી છે, અને એ ધર્મશાળાના ખર્ચ માટે દર મહિને લગભગ ૨૦૦) રૂ. મળે એવી એક બીજી જગ્યા લઇ રાખેલ છે, તે ઉપરાંત એ રકમના વધારામાંથી નાસિકમાં પણ રૂ. પાંચ હજારના ખરચે તેમણે એક ધર્મશાળા બંધાવેલ છે. ૫) સને ૧૮૮૮માં એમના ન્હાના પુત્ર રણછોડદાસ અઢાર વરસની વયે ગુજરી ગયા ત્યારે મરતી વખત તેમણે પોતાના પિતાશ્રીને કોઇ સારૂં પરોપકારનું કાર્ય કરી પોતાનું નામ અમર રહે તેવી તજવીજ કરવા ઇચ્છા બતાવેલી, તે ઇચ્છાને માન આપીને શેઠ વરજીવનદાસે સને ૧૮૯૧માં મુંબઇથી ચાર ગાઉ દૂર ગ્રીમ નામના ગામના સ્ટેશન નજીક પોતાની જમીન હતી તેના પર લગભગ રૂ. દોઢ લાખ ખરચીને એક સેનેટોરીયમ—આરોગ્યભૂવન પોતાના પુત્રના નામથી તેના સ્મારક અર્થે બંધાવેલ છે, વળી તેના નિભાવ માટે રૂ. વીસ હજાર જુદા રોકેલા છે. ૬) સને ૧૮૯૫માં એ આરોગ્યભૂવન નજીક રૂ. સોળ હજારના ખરચે એક ધર્માદા દવાખાનું તેમણે પોતાના નામથી ખોલેલ છે, અને તેના નિભાવ માટે રૂ. પચીસ હજાર જુદા મુકવા ઉપરાંત એ ઔષધાલયને લગતાં મકાનોના ભાડાંની ઉપજ પણ બક્ષીસ કરેલ છે, ૭) સને ૧૮૯૩માં એમના મિત્ર શેઠ સોરાબજી શાપુરજી બંગાળી ગુજરી ગયા તેના ઉઠમણામાં રૂ. એક હજાર તથા તેમના સ્મારક ફંડમાં રૂ. અઢી હજાર મળી કુલ રૂ. સાડા ત્રણ હજાર તેમણે આપેલા ૮) સને ૧૮૮૨માં તેમણે ભારમાર્તંડ પંડિત શ્રી ગટુલાલજીના સત્કાર માટે એક ફંડ ઉભું કરેલું જેમાં રૂ. અઢાર હજાર ભરાયેલા, તેમાંથી રૂ. આઠ હજાર માનપત્ર સાથે પંડિતજીને આપેલા અને બાકીની રકમ પંડિતજીના લાભાર્થે વાપરવા એલાયદી રાખી ટ્રસ્ટીઓને સોંપેલી. ૯) તેમના ભાઇ નરોત્તમદાસની સાથે લગભગ ચાળીસ વરસ સુધી તેમણે ધંધો ચલાવ્યો તે દરમ્યાન રૂ. પાંત્રીસ હજાર બન્નેના ભાગમાંથી જુદાં જુદાં પરોપકારનાં કાર્યોમાં અપાયેલા. ૧૦) સને ૧૮૮૪માં રૂ. પચીસ હજારનું એક ટ્રસ્ટ તેમણે કરેલું, જેના વ્યાજમાંથી દર ફાગણ મહિનામાં એમના મુળ પુરૂષ રૂપજી ધનજીના નામની ઉજાણી તેમની ન્યાતને અપાય છે.

શેઠ વરજીવનદાસ સને ૧૮૯૩ માં ૭૬ વરસની વયે સ્વર્ગવાસી થયા હતા.

---

Late Sheth Varjivandass Madhavdass, J. P.



સ્વ. શેઠ વરજીવનદાસ માધવદાસ, જે. પી.
મુંબઈનો સુપ્રસિદ્ધ માધવબાગ બંધાવનાર.

Late Babu Pannalal Puranchand, J. P.



સ્વ. બાબુ પન્નાલાલ પુરણચંદ, જે. પી.
સુપ્રસિદ્ધ જૈન ઝવેરી.

# સ્વ. બાબુ પન્નાલાલ પુરણચંદ જે. પી.

સુપ્રસિદ્ધ જૈન ઝવેરી બાબુ પન્નાલાલ ન્યાતે વીશા શ્રીમાળી વાણિયા, એમનો જન્મ સંવત ૧૮૮૫ ના કારતક વદ ૯ ના રોજ હિંદુઓનાં પવિત્ર ધામ કાશીમાં થયો હતો.

એમના પિતા મૂળ ગુજરાત પાટણના વતની હતા, પરંતુ નાની વયથીજ તેમનાં બ્હેન તેમને મારવાડ તરફ લઈ ગયાં હતાં, અને પોતાને સંતતિ નહિ હોવાથી પોતાના એ ન્હાનાભાઈને પોતાનાં બચ્ચાં માફક ગણી પ્રેમથી ઉછેરેલા હતા. જ્યારે બાબુ પુરણચંદજી વયમાં આવ્યા ત્યારે બ્હેનની ટુંકી પુંજી વડે ધંધો શરૂ કર્યો અને ધીમે ધીમે કલકત્તાના પ્રસિદ્ધ જૈન ઝવેરીઓની સાથે ઓળખાણ કરી પોતાના ધંધામાં સારી રીતે આગળ વધ્યા.

શેઠ પન્નાલાલની બાલ્યાવસ્થા કલકત્તામાં વ્યતિત થયેલી હતી, અને તેમણે તે સમયની રૂઢી મુજબ નાગરી, હિંદી તથા અંગ્રેજી ભાષાનો અભ્યાસ કર્યો હતો, લગભગ પંદર વરસની ઉમરે તેઓ કલકત્તાના લાલા બળદેવદાસજી નામના ઝવેરીને ત્યાં ધંધાનો અનુભવ લેવા માટે રહેલા હતા. પોતાના નાના અને પોતાના પિતા ઝવેરી હોવા છતાં અન્ય ઝવેરીને ત્યાં તેઓ ઉમેદવાર તરીકે રહ્યા તેનું કારણ એટલુંજ કે પરાયાની તાબેદારી ન્હાની વયમાં ઉઠાવવાથી માણસની શક્તિ અને બુદ્ધિનો વિકાસ થવા સાથે બીજો પણ ઘણો અનુભવ મળે છે, અને આજ કારણથી આપણા વેપારીઓ પોતાનાં સંતાનોને બીજાને ત્યાં કામ કરવા મોકલે છે. પોતાને ત્યાં બચ્ચાંને તાલીમ લેવા માટે રાખ્યું હોય તો તે કામ પર લક્ષ આપે નહિ, અને વાત્સલ્ય પ્રેમને લીધે વડિલો પણ બચ્ચાંને તાણીને કહે નહિ, જેનું પરિણામ ભવિષ્યમાં બાળકના હિતમાં સારૂં નજ આવે, જ્યારે પરાયાને ત્યાં ઠબકો મળવાની ધાસ્તીથી સ્વાભાવિક રીતેજ કામ કાળજી પૂર્વક કરવું પડે. આ સ્થિતિ શરૂઆતમાં મુશ્કેલ જણાય પણ ભવિષ્યમાં તેનું પરિણામ સારૂં આવે. પન્નાલાલજીના શેઠ બળદેવદાસજી કાર્યકુશળ અને બાહોશ ગૃહસ્થ હતા અને કલકત્તાના સેક્રટરીયેટના અમલદારોમાં સારી લાગવગ ધરાવતા, આવા ગુરૂના હાથ હેઠળ પન્નાલાલજીનું ભાવિ ઉંચું ઘડાય એ નિઃશંક હતું.

પન્નાલાલજી મૂળ ગુજરાતી હોવા છતાં, તેમના જીવનની શરૂઆત, જીંદગીનો લગભગ અરધો ભાગ તેમણે કલકત્તા અને એ તરફનાં બીજાં શેહેરોમાં ગાળેલો હોવાથી તેઓ “બાબુ” ની સંજ્ઞાથી ઓળખાતા હતા. સંવત ૧૯૦૧ માં પાટણમાં તેમનું લગ્ન થયું જે પત્નીથી તેમને ચુનીલાલ તથા અમીચંદ

નામના બે પુત્રો ઉત્પન્ન થયા. આ બે પુત્રોમાં એક પુત્ર બાબુ ચુનીલાલજી ગુજરી ગયા છે, અને ન્હાના પુત્ર અમીચંદ હૈયાત છે. સંસાર વ્યવહારમાં જોડાયાં તેમને બહુ વખત ન થયો, તેવામાં સંવત ૧૯૦૯ માં તેમના પિતાનો સ્વર્ગવાસ થવાથી વ્યવહારનો અને વ્યાપારનો સર્વ બોજો તેમના પર આવી પડયો, સાંસારિક જીવનમાં સ્વસ્થ થતાં વ્યાપારી જીવન ખિલવવાની તેઓ કોશિષ કરતા હતા તેટલામાં આ શોકજનક બનાવ બનવાથી એમના હૃદયને આઘાત થયો, તેમનો વ્યાપાર જોઈએ તેવો ખિલેલો નહોતો, ખિલવવા જેવું દ્રવ્યનું સાધન વારસામાં મળ્યું નહોતું, અને અધુરામાં પુરૂ સલાહકાર વડિલનો સ્વર્ગવાસ થયો વળી એજ અરસામાં એમનાં પત્ની પણ ગુજરી ગયાં તેથી પન્નાલાલજીને મન સંસાર શુન્ય અને નકામો થઈ પડયો. અંતરમાંથી ઉત્સાહ પણ ઉડી ગયો, પરંતુ દૈવ ઈચ્છાથી બંગાળાના સુપ્રસિદ્ધ ટાગોર કુટુંબના બાબુ જીતેન્દ્રમોહન ટાગોરનો તેમને સમાગમ થયો જેમણે પન્નાલાલજીને સારી સહાયતા કરી.

ચિત્ત સ્વસ્થ થયા પછી ઝવેરાતના ધંધામાં સાહસિક રીતે ઝીંપલાવવાનો પન્નાલાલજીને વિચાર થયો. તે વખતે બર્માના ઝવેરાતનો લોકોમાં ભારે મોહ હતો, કારણ કે બર્મા પ્રાંત એ વખતે તદ્દન અસ્વસ્થ સ્થિતિમાં હતો, અને ત્યાંથી ઉત્તમ ઝવેરાત મળી શકતું, વેપારીઓને એ ઝવેરાત નજીવી કિંમતે મળતું, કારણ કે ત્યાં કેળવણી નહિ હોવાથી ત્યાંના જંગલી લોકોને ઝવેરાતની કંઈ કિમ્મત હતી નહિ, અને તેથી નજીવી લાલચથી લલચાઇ તેઓ અમૂલ્ય ઝવેરાત આપી દેતા, જેવું હાલ આફ્રીકામાં બને છે.

બાબુ પન્નાલાલજી બીજા ત્રણ ગૃહસ્થોની સાથે સંવત ૧૯૧૧–૧૨ના અરસામાં દરિયા રસ્તે બર્મા ગયા અને રંગુન, આવા વિગેરે શહેરો જોઈ "રૂબી માઇન્સ"ના ફળદ્રુપ ક્ષેત્રમાં ગયા. આ મુસાફરીમાં તેમને સારો લાભ થયો, આર્થિક સ્થિતિમાં સુધારો થવા સાથે અનુભવમાં પણ વધારો થયો. આ મુસાફરી દરમ્યાન બનેલ એક બનાવ નોંધ લેવા જેવો છે. એક ગામડામાં તેમણે મુકામ કરેલો ત્યાં એક જંગલી માણસે તેમની પાસે જઈ પોતાની પાસેનો માલ ખરીદવા તેમને આમંત્રણ કર્યું અને તે માલ જોવા પોતાની સાથે ઝાડીમાં આવવા કહ્યું, તે ઉપરથી બાબુ પન્નાલાલજી અને તેમના ત્રણે સોબતીઓ તેની સાથે ગયા, અને તેમની તાજુબી વચ્ચે લગભગ બેથી ત્રણ કરોડનો માલ એ જંગલી માણસના હવાલામાં તેમણે જોયો, આ માલ તેમને નજીવી કિમતે મળતો હતો, પરંતુ કેટલાંક કારણોથી તેમણે તે લેવાનો વિચાર માંડી વાળ્યો. આ મુસાફરીમાં બર્માના રાજા થીબોની પણ મુલાકાત તેમને થયેલી. સાત માસ સુધી બર્મા પ્રાંતની મુસાફરી કરી તેઓ કલકત્તા પાછા ફર્યા. તે પછી તેઓ કાનપુર, લખનૌ વિગેરે શહેરોમાં ગયેલા જે વખતે સુપ્રસિદ્ધ ૧૮૫૭નો બળવો ત્યાં

ચાલુ હતો, ત્યાં થોડો વખત રહ્યા બાદ તેઓ કલકત્તા પાછા ગયા અને ત્યાં સંવત ૧૯૨૧ સુધી રહ્યા. સંવત ૧૯૨૧માં તેમણે કલકત્તા છોડયું અને લગભગ એક વરસ જુદાં જુદાં શહેરોની મુસાફરી કરી સંવત ૧૯૨૨માં મુંબઈ આવી રહ્યા, તે વખતથી તેમના જીવનના અંત સુધી તેઓ મુંબઈમાંજ રહેલા હતા, અને હવે તેમના વંશજો પણ મુંબઈમાં રહે છે.

કલકત્તાના વસવાટ દરમ્યાન જોધપુર તથા અલવરના મહારાજાને તેમણે સારો માલ આપી તેમની પ્રીતિ મેળવેલી, સંવત ૧૯૨૧માં કલકત્તા છોડયા પછી પ્રથમ તેઓ બનારસ ગયા, ત્યાંથી આગ્રા થઈ ભરતપુર ગયા અને ત્યાંના રાજ-કર્ત્તાની મુલાકાત લઈ કેટલોક માલ આપ્યો, તે પછી અલવર, જેપુર અને જોધપુર વિગેરે રાજ્યોમાં માલ વેચી જોધપુર રેસીડન્ટ સાથે ઓળખાણ કરી કેસરીયાજીની જાત્રાએ ગયા, તે પછી અમદાવાદ થઈ વડોદરા ગયા અને ત્યાંના મહારાજા ખંડેરાવને રૂા. પાંચ લાખનો માલ આપ્યો, તે પછી તેઓ પાટણ ગયા અને પુત્રોનાં લગ્ન કર્યાં.

સંવત ૧૯૨૨માં પહેલા સર સાલારજંગના વખતમાં તેઓ હૈદ્રાબાદ ગયા અને તે વખતના ત્યાંના નામદાર નિઝામ સરકારની મુલાકાત લઈ નવ લાખનો વકરો કર્યો. હૈદ્રાબાદમાં તેમની સારી કદર થઈ અને નામદાર નિઝામ સરકારનું પેટ્રનેજ–મુરબ્બીપણું તેમને મળેલું, હૈદ્રાબાદથી તેઓ મુંબઈ આવ્યા, ત્યારથી મુંબઈ સાથે તેમનો સંબંધ જોડાયો.

બાબુ પન્નાલાલજીએ સંવંત ૧૯૨૫ માં બીજીવાર લગ્ન કરેલું, તેમનાં એ પત્નીનું નામ પાર્વતીબાઈ હતું, તેઓ સાત્વિક વૃત્તિનાં અને શ્રદ્ધાળુ હતાં, એમના આગમન પછી પન્નાલાલજીની આર્થિક સ્થિતિમાં સારો સુધારો થયેલો, અને તેમનાથી પન્નાલાલજીને ચાર પુત્રો તથા ત્રણ પુત્રીઓની પ્રાપ્તિ થયેલી.

મુંબઈના નિવાસ દરમ્યાન બાબુ પન્નાલાલજીએ ગ્વાલીયર અને ઇંદોરના મહારાજા, હૈદ્રાબાદના મર્હુમ નિઝામ સરકાર, ત્રાવણકોરના મહારાજા, ભાવનગર, જમ્મુ–કાશ્મીર, વિજયનગર, ઉદેપુર, જુનાગઢ, ઝાલરાપટ્ટણ, ડુંગરપુર, ભોપાળ, પતિયાળા, કચ્છ, વઢવાણ, પાલીતાણા અને નેપાળ વિગેરે રાજ્યોમાં ઝવેરાત આપી સારી પ્રતિષ્ટા મેળવેલી, પતિયાળામાં તેમણે ૮૮૧૦૦૦) નો વકરો કરેલો, તે વખતે જે માલ પસંદગી માટે તેમણે રજુ કરેલો તેમાં નેપોલીયન બોનાપાર્ટની રૂા. નવ લાખની એક નેકલેસ પણ હતી. દેશી રજવાડા શિવાય લોર્ડ રીપન, રશીયાના હાલમાં માર્યા ગયેલા ઝાર નીકોલાસ, હાલના મહાન યુદ્ધને જન્મ આપનાર જર્મનીનો કયસર વીલીયમ, ડયુક ઓફ કોનોટ, લોર્ડ લેન્સડાઉન, લોર્ડ એલ્જીન વિગેરે પાશ્ચાત્ય રાજવંશીઓ તથા ઉમરાવોની સાથે પણ તેઓ પ્રસંગમાં આવેલા.

બાબુ પન્નાલાલજી સાધારણ સ્થિતિમાંથી આપબળે આગળ વધ્યા હતા અને ભાગ્યદેવીની કૃપાથી તથા પોતાની બાહોશીથી તેમણે લાખો રૂપિયા મેળવેલા હતા તેની સાથે ઇશ્વર કૃપાથી પોતાને મળેલ દ્રવ્યનો તેમણે પરોપકારમાં વ્યય પણ કર્યો હતો, કહેવાય છે કે લગભગ દસ લાખ રૂપિયા તેમણે શુભ કાર્યોમાં વાપરેલા હતા જેમાંના બે લાખ તેમની હૈયાતી સુધીમાં વાપરેલા અને આઠ લાખ પોતાના વીલમાં ફરમાવી ગયેલા. આ આઠ લાખ રૂપિયામાં ચાર લાખ રૂપિયા જૈનોને માટેજ વાપરવા તેમણે ફરમાવેલું છે.

બાબુ પન્નાલાલજી જૈન ધર્મના ચુસ્ત હિમાયતી હતા, તેઓ મુંબઇની જૈન એસોસીએશન ઑફ ઇન્ડીયાના પ્રમુખ હતા. સરકારમાં તથા દેશી રજવાડામાં તેમનું સારૂં માન હતું. અને તે વખતે કિમતી ગણાતો જે. પી. નો માનવંતો ઇલકાબ તેમને નામદાર સરકારે આપેલો હતો, એટલુંજ નહિ પણ ડયુક ઑફ એડીનબરોના કલકત્તાના આગમન વખતે મુંબઇના એક પ્રતિનિધિ તરીકે હાજર રહેવાનું આમંત્રણ તેમને કરવામાં આવ્યું હતું. તેઓ સંવત ૧૯૫૫ ના કારતક વદ ૮ ના રોજ બોત્તેર વરસની વયે મુંબઇમાં સ્વર્ગવાસી થયા હતા.

બાબુ પન્નાલાલજીના વંશમાં તેમનાં પ્રથમ પત્નીથી થયેલ બે પુત્રોમાંના ન્હાના અમીચંદભાઇ અને બીજાં પત્નીથી થયેલ ચાર પુત્રો અને ત્રણ પુત્રીઓમાં ત્રણ પુત્રો તથા એક પુત્રી હાલ હૈયાત છે, એમનાં પ્રથમ પત્નીનાં પુત્રોનાં નામ અગાઉ આવી ગયાં છે, બીજાં પત્નીથી થયેલ ચાર પુત્રોમાંના હૈયાત ત્રણ પુત્રોના નામ અનુક્રમે જીવણલાલજી, ભગવાનલાલજી અને મોહનલાલજી છે. જેઓ મુંબઇમાં સારી પ્રતિષ્ઠા ધરાવે છે, અને આગેવાન શહેરીઓમાં તેમની ગણના થાય છે.

# સ્વ. શેઠ લક્ષ્મીદાસ ખીમજી જે. પી

સુપ્રસિદ્ધ ભાટિયા સુધારક શેઠ લક્ષ્મીદાસ ખીમજીનો જન્મ સંવત ૧૮૮૬ના જેઠ વદ ૧૨, સને ૧૮૩૦ના જુન મહિનામાં મુંબઈ મુકામે થયો હતો.

તેમણે તે સમયમાં મળતું ગુજરાતી શિક્ષણ લીધા પછી તેઓ પોતાના વડિલના ચાલુ ધંધામાં જોડાયા હતા, જે ધંધાને તેમણે પોતાની દીર્ઘદ્રષ્ટિ તથા કુનેહથી સારી રીતે ખિલાવી સારો પૈસો તથા આબરૂ મેળવેલાં હતાં. તેમની હુશિયારી તથા લાયકાતથી સને ૧૮૬૩માં તેઓ જાણીતી વોલેસ કંપનીના ગેરંટી બ્રોકર નિમાયા હતા, આ કંપનીના દલાલ તરીકે લગભગ છેવટ સુધી તેમણે કામ કરેલું હતું અને કંપનીને સંતોષ આપવા સાથે પોતે પણ સારો પૈસો તથા આબરૂ સંપાદન કરેલાં હતાં.

ધંધામાં સારી રીતે જામ્યા પછી લક્ષ્મીદાસ શેઠે લોકસેવાનાં કાર્યો તરફ લક્ષ દોડાવ્યું હતું અને પોતાના જીવનના અંત સુધીમાં ઘણાં પ્રશંસાપાત્ર કર્યો તેમણે કરેલાં હતાં. સને ૧૮૫૫-૫૬ના અરસામાં તેઓએ જાહેરમાં ભાગ લેવો શરૂ કર્યો હતો, અને તેમનું પ્રથમ કાર્ય વેપારીઓ તથા પ્રજાને માધુ મોરાર નામના એક લુટારાની ટોળીના આગેવાનના જુલમમાંથી બચાવવાનું હતું. આ માધુ મોરાર રૂના જથ્થા તથા કાપડ વિગેરે માલની વખારોમાં પોતાની ટોળી લઈ જઇ ધોળે દિવસે લુંટ ચલાવવાનું કામ કરતો તથા વેપારીઓને દબાવી તેમની પાસેથી જુલમથી પૈસા કઢાવતો. તેના પત્તા તથા પુરાવા ઘણી મહેનતે લક્ષ્મીદાસ શેઠે મેળવી તેને પોલીસમાં પકડાવી શિક્ષા કરાવી વેપારીઓ તથા પ્રજાને ત્રાસમુકત કરી હતી.

સને ૧૮૫૭માં મુંબઇ સરકારે કાપડ ઉપર દસ ટકાની જકાત નાખવાથી, જથ્થાબંધ કાપડ વેચનારા અંગ્રેજ વેપારીઓએ સંપ કરી, થઇ ગયેલા સોદાના માલ ઉપર દેશી વેપારીઓ પાસેથી સેંકડે પાંચ ટકા વધારે લેવાનો વિચાર કર્યો, એ માલ એવો હતો કે જેના વગર દેશી વેપારીઓને ચાલે તેમ નહોતું. આવી રીતે દબાણમાં આવેલા વેપારીઓને મુકત કરવા માટે લક્ષ્મીદાસ શેઠે પોતાની અકકલનો ઉપયોગ કર્યો અને એકસંપ થઇ બેઠેલા અંગ્રેજ વેપારીઓને પડતા મુકી બારોબારથી માલ મગાવવાની તજવીજ કરી, આથી છાપરે ચડી બેઠેલા અંગ્રેજ વેપારીઓ નરમ થઇ ગયા અને તેમણે કબૂલત પ્રમાણે માલ પૂરો પાડયો.

સને ૧૮૫૭ના બળવાને બેસારી દેવામાં સરકારને ભારે ખર્ચ થયેલું હોવાથી તે ખર્ચનો ખાડો પુરી દેવા માટે સરકારે મુંબઇમાં ઇન્કમટેક્ષ-આવક વેરો નામનો નવો કર દાખલ કર્યો, અને વેપારીઓ પોતાની ખરી આવક જણાવશે નહિ એવું ધારી તેમના ચોપડા તપાસી તેમની ઉપજ નકકી કરવાનો ઠરાવ કર્યો, આથી વેપારીઓનો ભરમ ઉઘાડો પડી જવાની ધાસ્તી ઉભી થઈ અને વેપારી મંડળમાં ભારે

ગભરાટ ફેલાઈ રહ્યો, આ વખતે લક્ષ્મીદાસ શેઠે સરકાર તથા વેપારીઓની વચ્ચે પડી સારી સમજુત કરાવી અને બન્ને પક્ષનો વિશ્વાસ મેળવી તેઓ કહે તેટલી રકમ દરેક વેપારીએ સરકારને આપવી અને સરકારે તે લેવી એવો ઠરાવ કર્યો, અને તે પ્રમાણે તેનો અમલ પણ થયો. આ પ્રમાણે તેમણે કરેલી વેપારીઓની તથા સરકારની સેવાથી બન્ને પક્ષ તેમના પર ખુશી થયેલ અને તેમનો આભાર માનેલો.

સને ૧૮૬૦માં તેમણે મુંબઈમાં છુટથી ચાલતા જુગારને અને જુગારી ટોળીઓને દબાવી દેવા માટે તજવીજ કરેલી અને તે કામમાં પણ તેમને વિજય મળેલો. વળી મસ્કતમાં વેપાર અર્થે જઈ વસેલા તેમના જ્ઞાતિબંધુઓ નાત બહાર થવાની બીકે ત્યાં પોતાનાં બૈરાં છોકરાંને લઈ જતાં અચકાતાં અને એ બંધનથી તેઓ હેરાન થતા, તે બંધન સને ૧૮૭૯માં લક્ષ્મીદાસ શેઠે તોડી નાંખ્યું હતું. સુધારાના તેઓ ચુસ્ત હિમાયતી હોવા સાથે મક્કમ અને હિમ્મતવાળા હોવાથી વલ્લભી સંપ્રદાયના આચાર્યોના અનીતિમાન કાર્યો ઉઘાડાં પાડવાના કામમાં પ્રસિદ્ધ સુધારક કરસનદાસ મુળજીને તેમણે સારી મદદ કરેલી અને સુપ્રસિદ્ધ મહારાજ લાયબેલ કેસ ચાલેલો ત્યારે મહારાજોનાં ભોપાળાં ખુલ્લાં કરવામાં તનમન અને ધનનો ભોગ આપી ખાસ આગળ પડતો ભાગ લીધેલો. વિધવા વિવાહના પણ તેઓ હિમાયતી હતા અને અનીતિમાન વિધવાઓના હસ્તે થતું બાળહત્યાનું ભયંકર પાપ અટકાવવા માટે તેમણે પંઢરપુરમાં "બાળરક્ષક ગૃહ" સ્થાપવામાં આગળ પડતો ભાગ લીધેલો.

પ્રજાની તથા વેપારીઓની તેમજ સરકારની તેમણે વખતો વખત કિમતી સેવા કરેલી હતી, તેથી જાહેર તરફથી તેમની યોગ્ય કદર થયેલી હતી. વેપારી મંડળ પર તેમણે કરેલ ઉપકારના બદલામાં સને ૧૮૮૩માં મુળજી જેઠા મારકીટની બાજુમાં બંધાયેલ નવી કાપડ બજારને વેપારીઓએ "લક્ષ્મીદાસ ખીમજી કાપડ મારકીટ" એવું નામ આપી લક્ષ્મીદાસ શેઠે કરેલ ઉપકારની કદર કરી હતી, આ મારકીટ હજુ એજ નામથી ચાલુ છે. નામદાર સરકાર તરફથી તેમને સને ૧૮૬૩માં જે. પી. નો ઇલ્કાબ આપી તેમની કદર કરવામાં આવેલી અને પ્રજાજનોએ તેમને બે વખત પોતાના પ્રતિનિધિ તરીકે મ્યુનીસીપલ કોરપોરેશનમાં મોકલેલા, તેમની જ્ઞાતિએ પણ તેમની યોગ્ય કદર કરી ભાટિયા મહાજનના સેક્રેટરી, ટ્રેઝરર અને મેનેજર નિમેલા. લક્ષ્મીદાસ શેઠ કેળવણીના ચુસ્ત હિમાયતી હતા અને તેથી કેળવણીના ફેલાવા માટે તેમણે પદરથી દસ હજાર રૂપિયા આપેલા, તેઓ "લક્ષ્મીદાસ ખીમજી સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ"ના એજન્ટ અને મેનેજીંગ ડીરેકટર હોવા ઉપરાંત બીજી પણ કેટલીક કંપનીઓના ડીરેકટર તથા કેટલાએક સ્વર્ગસ્થ ગૃહસ્થોની મિલકતના ટ્રસ્ટી હતા, સુપ્રસિધ્ધ શેઠ ગોકળદાસ તેજપાળના ટ્રસ્ટી તરીકે નિમાઈ તેમણે સારી આબરૂ મેળવી હતી.

Late Sheth Laxmidass Khimji, J. P.



સ્વ. શેઠ લક્ષ્મીદાસ ખીમજી. જે. પી.

એક હિમ્મતવાન ભાટીયા સુધારક.

Late R. B. Sheth Vasanaji Khimaji, J. P.



સ્વ. રા. બા. શેઠ વસનજી ખીમજી, જે. પી.

ભાટીયા કોમના એક આગેવાન ગૃહસ્થ.

# સ્વ. રા. બા. શેઠ વસનજી ખીમજી. જે. પી.

સ્વ. શેઠ વસનજીભાઇ ન્યાતે ભાટિયા, એમનો જન્મ સંવત ૧૯૦૧ના વૈશાખ સુદ બીજ, તા. ૭ મી મે સને ૧૮૪૫ના રોજ જામખંભાળીયા મુકામે થયો હતો.

એમના પિતા રૂની દલાલીનો ધંધો કરતા અને સાધારણ રીતે પૈસે ટકે સુખી તથા પ્રતિષ્ઠાવાન હતા, શેઠ વસનજી ભાઇની બાલ્યાવસ્થાનાં થોડાં વરસો ખંભાળીયામાં વ્યતિત થયા બાદ તેમને મુંબઇ લાવવામાં આવ્યા, જ્યાં ગુજરાતી તથા અંગ્રેજીનો થોડો અભ્યાસ કર્યા બાદ સોળ વરસની વયે તેઓ પોતાના પિતા તથા કાકાની સાથે ધંધામાં જોડાઇ ગયા હતા.

પિતાના ધંધામાં તેઓ જોડાયા ખરા, પરંતુ એ ધંધામાં જીંદગી ગાળવાની તેમની ઇચ્છા નહોતી, એમની ઇચ્છા અને આશાઓ મહાન હતી જે રાત દિવસ એમના અંતરમાં ઉછળ્યા કરતી, ઇશ્વરે તેમની એ ઇચ્છા પૂરી કરી. સ્વ. શેઠ લક્ષ્મીદાસ ખીમજી કે જેઓ સુપ્રસિદ્ધ વૉલેશ કંપનીના ગેરંટી બ્રોકર હતા તેમનો વસનજી ભાઇને સમાગમ થયો અને એમના સમાગમથી સને ૧૮૬૭ માં વોલેશ કંપની સાથે વસનજી ભાઇનો સંબંધ જોડાયો. શેઠ વસનજીનો સંબંધ આ પેઢી સાથે કોઇ એવા શુભ સંજોગોમાં જોડાયો કે જે એમના અવસાન પછી હજુ પણ ચાલુ છે. અને એમના બે પુત્રો તથા ભત્રિજાના પુત્ર એ કંપનીનું કામકાજ કરે છે. વસનજી શેઠની બાહોશી, વેપારીઓ સાથેની લાગવગ તથા એમની વ્યાપારી કુનેહથી પ્રસન્ન થઇ વોલેશ કંપનીના માલેકોએ ઘઉં, બીઆં, રૂ તથા ઇમારતી લાકડાંનું પોતાનું તમામ કામકાજ વસનજી શેઠના ભરૂષા પર સોંપી દીધું હતું. મોતીના બજારના ગભરાટ વખતે પણ વોલેશ કંપનીને કેટલીક મુશ્કેલીઓમાંથી પાર ઉતારવા વસનજી શેઠે પ્રયાસ કરેલો હતો. વોલેશ કંપની હસ્તક સોલાપુરમાં ચાલતી લક્ષ્મી કોટન તથા વિષ્ણુ કોટન મીલોની આબાદી પણ વસનજી શેઠને આભારી છે. એ બન્ને મીલોમાં જોઇતું તમામ રૂ વસનજી શેઠ હસ્તક ખરીદ થતું હતું, જે પ્રમાણે હાલ પણ તેમના પુત્રો શ્રીયુત મથુરાદાસભાઇ તથા કરસનદાસભાઇ તથા તેમના ભત્રીજાના પુત્ર ભાઈ વિઠ્ઠલદાસ કાનજી હસ્તક થાય છે.

વસનજી શેઠની કુશળતાથી વોલેશ કંપનીને સારો લાભ થાય છે, એવું તેની એક હરીફ કંપનીને જણાતાં તે કંપનીએ પોતાનું કામ કરવા વસનજી શેઠને એક પત્ર લખ્યો. આ માગણીનો જો સ્વીકાર કરવામાં આવે તો વસનજી શેઠની વાર્ષિક આવક કે જે એ વખતે ત્રીસ હજાર રૂપિયા હતી તે વધીને એકદમ ત્રણ ગણી થાય તેમ હતું, પરંતુ વસનજી શેઠે એ એ માગણીનો સ્વીકાર કર્યો નહિ. જે શેઠના પ્રતાપે પોતાનો ભાગ્યોદય થયો હતો તેને નહિ ત્યાગતાં ઇશ્વર પર ભરૂષો રાખી તેનુંજ કામ

કરવું અને જો પોતાનું ભાગ્ય બળવાન હશે તો પરમાત્મા ત્યાંજ લાભ આપશે આવો તેમણે નિશ્ચય કર્યો. આવેલ પત્ર લઇ તેઓ પોતાના ઉપરી સાહેબ પાસે ગયા અને તે પત્ર તેમને બતાવ્યો. પત્ર જોઇ સાહેબ દિલગીર થઈ ગયો, કારણ કે તેને એમ લાગ્યું કે હવે તે વસનજી શેઠને ગુમાવી બેસશે, પરંતુ વસનજી શેઠે તેમની દિલગીરી દૂર કરી એ પત્રનો પોતે લખેલો નકારદર્શક જવાબ બતાવ્યો, જે જોઇને સાહેબ ચકિત થઈ ગયો, તેણે વસનજી શેઠને પુછયું કે "શું તમે ખરેખર આવેલ પત્રનો આ પ્રમાણે જવાબ આપવાના છો? એટલું બધું નુકશાન તમે કેમ સહન કરશો? અને અમારાથી તમને એવું કહેવાય પણ શી રીતે?" આના જવાબમાં વસનજી શેઠે કહ્યું કે "સાહેબ, અમે પ્રારબ્ધવાદી છીએ તેથી મને સંપૂર્ણ ખાત્રી છે કે વગર માગ્યે આટલી આવક મને મળે તેવો સંજોગ ઉભો થયો છે, તો એટલી આવક મારા નસીબમાં લખાઇ ચુકેલી હોવી જોઇએ અને તે હું ત્યાં નહિ જાઉં તો પણ આપની કંપનીમાંજ તેટલી આવક મને મળશે." એમના એ શબ્દો ખરા પડયા હતા.

વોલેશ કંપનીની મુકાદમી કરવા સાથે વસનજી શેઠે ધંધાની બાબતમાં એક બીજું પણ સાહસ કરેલું હતું, તે એ કે "ઓરીએન્ટલ એઇલિ એન્ડ ફ્લોર મીલ" નામની આટાની મીલ ફડચામાં જતાં તે તેમણે પોતાને આટાની મીલનો કંઇ અનુભવ નહિ હોવા છતાં બે લાખને એંતાલીસ હજાર રૂપિયામાં ખરીદ કરી હતી, આ મીલની પાછળ લગભગ રૂા. બાર લાખનો ખરચ કરી પોતાની કાર્યકુશળતાથી વસનજી શેઠે તેને એવી આબાદ સ્થિતિમાં મુકેલી કે એ મીલનો આટો આજે ફક્ત હિંદુસ્તાનમાંજ નહિ, પણ બરમા, સીલોન, સીંગાપુર અને છેક આફ્રીકાનાં બજારોમાં ઉત્તમ પંકિતનો ગણાય છે. આ મીલ પોતાની સ્વતંત્ર હોવા છતાં વસનજી શેઠે તેને "વોલેશ ફ્લોર મીલ" નામ આપી પોતાનું કૃતજ્ઞપણું બતાવી આપેલ છે.

મુંબઇના વ્યાપારી મંડળમાં શેઠ વસનજી ઘણુંજ સારૂં માન ધરાવતા હતા, કોલાબાના યૂરોપીયન અને દેશી વેપારીઓના મતભેદ વખતે વસનજી શેઠ વચ્ચે પડી સમાધાન કરતા, અને દેશી વેપારીઓના વાંધા વખતે પણ તેમનેજ લવાદ તરીકે ઘણીખરી વખતે પસંદ કરવામાં આવતા. કચ્છી વીસા તથા દશા વાણિયાઓની જ્ઞાતિનો મોટો ઝગડો પણ એમણેજ શાન્ત પાડયો હતો.

મુંબઇની પ્રથમ મરકી વખતે લોકોને સરકાર તરફથી ઘર ખાલી કરવાની ફરજ પડતાં રૈયતમાં કચવાટ ઉપજ્યો હતો, તે વખતે વસનજી શેઠે બહાર પડીને ઘેર ઘેર જાતે ફરી હલકા સરકારી નોકરો લોકો પર જે સખ્તાઇ વાપરતા હતા તે અટકાવી, દરદીઓને સારી સમજણ આપી રાજા તથા પ્રજા બન્નેની પ્રીતિ સંપાદન કરી હતી, આ શિવાય સરકારને બીજા પણ કેટલાક પ્રસંગોએ તેમણે મદદ

કરેલી હતી, જેના બદલામાં નામદાર સરકાર તરફથી સને ૧૮૯૪ માં તેમને જે. પી. તથા રાવબહાદુરનાં ઇલ્કાબો આપવામાં આવ્યા હતા, એટલુંજ નહિ પણ ઑનરરી માજીસ્ટ્રેટનો હોદો કાઢવામાં આવ્યો ત્યારથીજ તેમને તે હોદ્દા પર નિમવામાં આવ્યા હતા, જે કામ તેમણે સને ૧૯૧૧ સુધી બજાવી નાદુરસ્ત તબીયતને લીધે છોડી દીધું હતું. તે ઉપરાંત મ્યુનીસીપાલીટીના એક મેમ્બર તરીકે પણ સરકારે તેમને ચુંટી કાઢેલા હતા.

જ્ઞાતિના હિતને માટે પણ તેમણે પ્રશંસાપાત્ર પ્રયાસ કરેલો છે. સને ૧૯૦૦ માં કલ્યાણજી મોરારજી તથા લક્ષ્મીદાસ રવજી સંપટ ઇંગ્લાંડથી પાછા ફર્યા ત્યારે જુના વિચારવાળાઓએ તેમને નાત બહાર મુકવાનો વિચાર કર્યો, અને શેઠ લક્ષ્મીદાસ ખીમજીએ તેમને નાતમાં જમાડી નાતમાં એકદમ સુધારો દાખલ કરવાનો વિચાર કર્યો. આ પ્રસંગ એવો હતો કે જો બન્ને વિચારવાળાઓને સમજાવવામાં ન આવે તો જ્ઞાતિમાં તડાં પડી જાય. આ વખતે વસનજી શેઠે જુના વિચારવાળાઓને સમજાવવાનું બીડું ઝડપ્યું હતું. અને તે વખતે તડાં પડતા અટકાવ્યા હતા. ભાટિઆ ઓ વચે હરદ્વાર કમીશનનું કામકાજ પણ તેમનીજ ઑફીસમાં તેમની દેખરેખ તળે ચાલેલું. જ્ઞાતિની મોટામાં મોટી અને છેલ્લી સેવા જે વસનજી શેઠે બજાવેલી છે તે. "શ્રી મુંબઇ ભાટિયા મહાજન" ની સ્થાપના તથા તેના પ્રમુખપદના કામકાજની છે. આ મહાજન સ્થાપવાનું કારણ એ હતું કે શેઠ નરોતમ મોરારજી ગોકળદાસ તથા શેઠ ગોરધનદાસ ખટાઉ મકનજી વિલાયતથી આવ્યા ત્યારે મહાજન તરફથી તેમને યોગ્ય ઇન્સાફ આપવાના અખાડા થવા માંડયા, તેથી કેટલાક ગૃહસ્થોએ વસનજી શેઠને આ વાત કરી. તે વખતે વસનજી શેઠ નિવૃત્ત થઇ એકાન્ત ભોગવતા હતા અને તેમની તબીયત પણ સારી નહોતી છતાં કર્તવ્ય બુદ્ધિથી તેમણે કામ હાથમાં લીધું અને નવું ભાટિયા મહાજન સ્થાપ્યું. ડોકટરોની મના હોવા છતાં કલાકના કલાક બેસી તેમણે નવા મહાજનના ધારા ધોરણો તૈયાર કર્યા, તથા જુના મહાજને પડતા મુકેલા કેટલાક અગત્યના સ્વાલના ફડચા ઘણી ટુંક મુદતમાં કરી નાખ્યા. એમની પ્રેરણાથી આ મહાજન હસ્તક રૂા. એક લાખ કરતાં વધારે રકમનું એક ફંડ સ્થાપવામાં આવ્યું છે, જેમાં રૂા. પચીસ હજાર તેમણે પોતે આપેલા છે. આ ફંડ "કળા કૌશલ્ય ફંડ" કહેવાય છે. તે ઉપરાંત સૂતિકાગ્રહ તથા સ્ત્રી કેળવણીની પણ યોજનાઓ થયેલ છે, તેમની અનેક પ્રકારની જ્ઞાતિ સેવાના સ્મરણાર્થે આ મહાજન તરફથી તેમના સ્મારકનું એક ફંડ ખોલવામાં આવ્યું છે, જેમાં નવા તથા જુના મહાજનના અગ્રેસરોએ પણ સારી રકમો ભરેલ છે,

સખાવતની બાબતમાં વસનજી શેઠનો અભિપ્રાય એવો હતો કે "હવે જુના જમાનાના રિવાજ પ્રમાણે ધર્મશાળાઓ, સદાવૃતો કે વાવ તળાવો બંધાવવાની

જરૂર નથી, કારણ કે લોકોને હવે તેનો વિશેષ ખપ નથી, જેટલાં છે તેટલાં પુરતાં છે." આવો તેમનો અભિપ્રાય હોવાથી એ રસ્તે તેમણે પૈસા વાપરેલા નથી, પરંતુ સખાવતનાં બીજી રીતનાં જાણવા લાયક કાર્યો તેમણે કરેલાં છે જેની નોંધ નીચે પ્રમાણે છે.૧) ભયંકર છપનીયા દુકાળ વખતે હજારો રૂપિયા પોતાના તરફથી આપવા ઉપરાંત લગભગ સવા લાખ રૂપિયા પોતાના લાગતા વળગતામાંથી એકઠા કરી ઘણાં ગામનાં દુકાળ પીડિત માણસોને અન્નવસ્ત્રની તથા ઢોરોને ઘાસચારાની મદદ પહોંચાડી હતી. ૨) જામનગરમાં આણદાબાવાની ગાદી છે, તેના મહંત રામપ્રસાદજીએ છપનીયા દુકાળ વખતે લોકોને સારી મદદ કરવા સાથે નિરાધાર બાળકો એકત્ર કરવાનું શરૂ કરેલું, એ વાતની લોકોમાં ખબર પડતાં લોકો મહંતના દ્વાર આગળ બાળકોને રાતના મુકી જવા લાગ્યા આથી બાળકોની સંખ્યા બહુ વધી પડી. આ બાળકોની કંઇ ચોક્કસ વ્યવસ્થા થવા મહંતે વસનજી શેઠની સલાહ પુછતાં વસનજી શેઠે એક અનાથાશ્રમ બાંધવાનો નિશ્ચય કર્યો અને લગભગ પચાસ હજાર રૂપિયા એકઠા કરી આશ્રમનું કામ શરૂ કરી દીધું. આજે એ અનાથાશ્રમમાં લગભગ ૧૪૦ અનાથોનું પોષણ થાય છે. આ અનાથાશ્રમને માટે તેર હજાર રૂપિયાનું એક મકાન તથા દસ હજાર રૂપિયા ખરચી એક હુન્નરશાળા વસનજી શેઠે બંધાવી આપેલ છે. આ આશ્રમનું નામ "જામનગર આણદાબાવા અનાથાશ્રમ" છે. ૩) ઉતરાવસ્થામાં હવા ફેર માટે તેઓ લાનોલી ગયેલા ત્યારે ત્યાંના ગરીબ લોકોને માટે એકે ધર્માદા દવાખાનું નહિ હોવાની તેમને ખબર પડતાં પોતાના બંગલાના કમ્પાઉન્ડમાં "શ્રી વિષ્ણુ ધર્માદા દવાખાનું" તેમણે સ્થાપન કર્યું અને તેના નિભાવ અર્થે રૂ. ત્રીસ હજારનું ટ્રસ્ટ કર્યું છે. ૪) વળી કેટલાક મધ્યમ સ્થિતિના લોકો હવા ફેરને માટે ત્યાં આવતા તેમને ભાડાંનો ખરચ બહુ થતો અને તેથી ઘણાખરા માણસો હવા ફેરનો વિચાર માંડી વાળતા, આ સ્થિતિ વસનજી શેઠના ખ્યાલમાં આવતાં તેમણે "શ્રી કૃષ્ણ આરોગ્ય ભુવન" નામનું એક સેનેટોરીયમ રૂ. પચીસ હજારના ખરચે બંધાવ્યું અને દસ હજાર રૂ. તેના નિભાવ માટે જુદા કાઢયા. ૫) બનારસ સેન્ટ્રલ હિંદુ કોલેજમાં રૂ. દસ હજાર આપેલા. ૬) ભાટિઆ જ્ઞાતિ માટે સ્થાપેલાં કળાકૌશલ્ય ફંડમાં રૂા. પચીસ હજાર આપેલા. ૭) ભાટિયા કોમના હિતાર્થે પચીસ હજારનું ટ્રસ્ટ કરેલું છે. ૮) વિદ્યાર્થીઓને મદદ કરવા રૂા. છ હજારનું ટ્રસ્ટ કરેલું છે, ૯) પશુ પક્ષીઓ પર ગુજરતું ઘાતકીપણું અટકાવવાની હિલચાલ કરવા માટે જુનાગઢવાળા લાભશંકર લક્ષ્મીદાસને તેમણે કુટુંબના નિર્વાહની ચિંતા ન રહે તેવી સગવડ કરી આપી છે. ૧૦) મુંબઇ ઇલાકામાં દુકાળને પહોંચી વળવા રૂા. પચાસ હજારનું એક ટ્રસ્ટ સ્થાપેલ છે તેમજ ભુખ્યાંઓને અન્ન આપવા અને ગરીઓને કેળવણી આપવાનાં પણ ટ્રસ્ટો સ્થાપેલાં છે. આ શિવાય બીજાં ન્હાનાં ન્હાનાં સખાવતનાં અનેક કૃત્યો એમના હસ્તે થયલાં છે, જે સર્વને માટે તેમને ધન્યવાદ ઘટે છે, તેઓ તા. ૨૮ મી મે ૧૯૧૬ના રોજ પોતાની પાછળ બે પુત્રો મુકી ૬૯ વરસની વયે સ્વર્ગવાસી થયા હતા.

# સ્વ. શ્રીયુત ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ.

સુપ્રસિદ્ધ "ગુજરાતી" પત્રના સ્થાપક અને તંત્રી શ્રીયુત ઇચ્છારામભાઇ ન્યાતે દશા શ્રીમાળી વાણિયા, એમનો જન્મ સને ૧૮૫૭ ના ઓગષ્ટની ૨૩ મી તારીખે સુરત મુકામે થયો હતો.

એમનું મૂળ વતન સુરત, જ્યાં એમના વડિલો સારી પ્રતિષ્ટા ધરાવતા, તેમનું કુટુંબ નિમકસાર અથવા દેસાઇ નામથી ત્યાં ઓળખાય છે, એ દેસાઇગીરી એમના વડવાને અકબર બાદશાહના વખતમાં મળેલી, અને તે પછી જે જે નવા બાદશાહો થતા તે નવા નવા મહોરપટ્ટા કરી આપતા. બ્રિટીશ અમલ ચાલુ થતાં એમની દેસાઇગીરીને માટે વાંધો ઉઠાવવામાં આવ્યો, પરંતુ ઇચ્છારામ ભાઇના પિતાએ છેક પ્રિવિ કાઉન્શીલ સુધી લડી તે કાયમ રખાવેલ, આ દેસાઇગીરીનું વર્ષાસન હજુ પણ તેમને સુરતના કલેકટર તરફથી મળે છે.

શ્રીયુત ઇચ્છારામભાઇના પિતા સૂર્યરામે બ્રિટીશ સરકારના લશ્કરમાં લાંબો વખત સુધી નોકરી બજાવેલી હતી, તેમણે કંઇક કારણથી અઢાર વરસની ન્હાની વયે ઘરનો ત્યાગ કર્યો અને ડીસા કેમ્પમાં જઇ સિપાઇની નોકરી સ્વીકારી. તેઓ ફારસી ભાષામાં સારી પ્રવિણતા ધરાવતા. લશ્કરમાં તેઓ રસાલદાર સુધીના કે એવા કોઇ હોદ્દા સુધી ચડેલા હશે એવું એમને મળતા ૪૬) રૂપિયાના પેન્શન પરથી સમજી શકાય છે. તેમની નોંધ પરથી જણાય છે કે તેઓ પહેલી અફગાન લડાઇ વેળા લશ્કર સાથે છેક કાબુલ સુધી ગયલા, તેમજ સૈન્ય સાથે હિંદના બીજા ભાગોમાં પણ ફરેલા, એમનો સ્વર્ગવાસ ઇચ્છારામ ભાઇની બાળવયમાં થવાથી તેમના સંબંધે વિશેષ નોંધ થઇ શકી નથી.

શ્રીયુત ઇચ્છારામભાઇએ પાંચ વરસની વયે સુરતમાં તુળજારામ મહેતાજીની નિશાળમાં અભ્યાસ શરૂ કરેલો, તે પછી કિરપારામ મહેતાજીની નિશાળમાં અભ્યાસ કરેલો, તે અને તે પછી સુરત હાઇસ્કૂલમાં અભ્યાસ કરેલો, અઢાર વરસની વયે એમણે અભ્યાસ પૂરો કર્યો હતો.

એમનું લગ્ન એમની દસ વરસની વયે કરવામાં આવ્યું હતું, તે પછી ત્રણ વરસે સને ૧૮૭૦ માં એમના પિતા ગુજરી ગયા હતા, એ વખતે ઇચ્છારામ ભાઇ અંગ્રેજી ત્રીજા ધોરણમાં હતા. પિતાના અવસાનથી તેઓ તેમના વડિલ ભાઇ મંચ્છારામની દેખરેખ હેઠળ મોટા થયા હતા.

સને ૧૮૭૫ માં અઢાર વરસની વયે અભ્યાસમાંથી પરવારી ઇચ્છારામ ભાઇ સરકારી નોકરીમાં નાજર તરીકે દાખલ થયા, આ નોકરી એમણે દસ મહિના કરી તે પછી ડીસ્ટ્રીકટ પ્લીડરની પરિક્ષામાં બેઠા, પણ નાપાસ થયા.

શ્રીયુત ઇચ્છારામ ભાઇ પણ એમના પિતાજીની માફક કંઇક કૌટુંબિક કારણોથી રીસાઇને સને ૧૮૭૬ માં મુંબઇ આવ્યા, અને 'આર્ય મિત્ર' નામનું પત્ર ચાર માસ સુધી ચલાવ્યું, તે પછી સાત મહિના વોલેસ નામના યૂરોપીયનને ત્યાં નોકરી કરી અને તે પછી ૧૧ મહિના મુંબઇ સમાચારમાં નોકરી કરી. તે પછી માંદા પડવાથી પાછા સુરત ગયાં. ત્યાં જઇ 'સ્વતંત્રતા' નામનું માસિક કાઢયું. આ માસિકના બીજા અંકમાં તે વખતના વાઇસરોય લૉર્ડ લીટને સ્થાપેલ 'લાઇસન્સ ઍકટ' સબંધી એક ઘણોજ કડક લેખ હતો. આ અંક પ્રસિધ્ધ થયા પછી સુરતમાં હુલ્લડ થયું, જો કે એ હુલ્લડનાં કારણો કંઇક બીજાં હશે, પરંતુ સત્તાવાળાઓએ એ લેખને પણ એ હુલ્લડનું એક કારણ ગણ્યું અને તેને ફીતુરી ઠરાવી તેના પ્રકાશક ઇચ્છારામ ભાઈ તથા તેમના ભાગદાર મિત્ર જેવચરામ કેશવરામને સને ૧૮૭૮ ના મે માસમાં પકડીને પરેજ કર્યા, તે પછી જુન મહિનામાં બીજા છ જણાને રાજદ્રોહી માની પકડવામાં આવ્યા. એ છ જણાની વિરૂધ્ધમાં જો સાક્ષી આપવાનું ઇચ્છારામભાઈ તથા તેમના મિત્ર કબૂલ કરે તો તેમને મુકત કરવા જણાવ્યું, પણ તેમણે તેમ કરવા ના પાડી. આ કેસમાં ઇચ્છારામભાઇએ સ્વ. સુપ્રસિધ્ધ ધારાશાસ્ત્રી સર ફીરોજશાહને તથા મી. ગીલને પોતાના બારીસ્ટર નિમેલા, અને એ બાહોશ ધારાશાસ્ત્રીની કુશળતાથી તેઓ આ કેસમાંથી મુકત થયા હતા. જો કે ઇચ્છારામભાઇ મુકત થયા ખરા, પરંતુ તે પછી તેમનું 'સ્વતંત્રતા' માસિક છાપવાની કોઇ છાપખાનાવાળાએ હામ ભીડી નહિ, છેવટ 'ગુજરાત મિત્ર' ના અધિપતિએ તે ચલાવ્યું, પણ તે લાંબો વખત ચાલ્યું નહિ. 'સુરત રાયટ કેસ' માંથી મુક્ત થયા પછી ઇચ્છારામભાઇ તથા તેમના મિત્રે એક અંગ્રેજી પત્ર કાઢયું, પરંતુ તે પણ ત્રણ ચાર મહિનાથી વધારે વખત ચાલ્યું નહિ. સુરતમાં જોઇએ તેવી અનુકૂળતા નહિ આવવાથી ઇચ્છારામભાઇ મુંબઇ આવ્યા અને સ્વ. સર મંગળદાસની સહાયથી "ગુજરાતી" પત્ર કાઢવું શરૂ કર્યું. એ વખત એવો હતો કે હિંદુ માલેકીનું કોઇ પણ સારૂં પત્ર મુંબઇમાં હતું નહિ અને એવાં એક પત્રની ખાસ જરૂર હતી, સર મંગળદાસે સારી મદદ આપવાનું કબૂલ કરવા સાથે ખોટના જોખમદાર થવાનું પણ કબૂલ કર્યું અને તેથી સને ૧૮૮૦ ના જુનની છઠ્ઠી તારીખે "ગુજરાતી" પત્રનો જન્મ થયો. પત્રનું નામ કવિ નર્મદાશંકરે પાડી આપેલું. પત્ર શરૂઆતમાં આઠ પેજનું કાઢવામાં આવેલું અને તે 'કયસરે હિંદ' અને 'ફ્રોર્ટ પ્રિન્ટીંગ પ્રેસ' માં છપાતું. પત્રનાં ગ્રાહકો વરસની આખરે ૧૪૫ હતાં અને ૨૦૦ નકલો મફત અપાતી હતી. પત્રની આવી સ્થિતિ જોઇને સ્વ. શેઠ લખમીદાસ ખીમજી તેની વહારે આવ્યા અને પોતાના ઓળખીતાઓને ભલામણ કરી તથા ચીઠ્ઠીઓ લખી ગ્રાહકો વધારવાની તજવીજ કરી પણ ૧૮૮૧ ની આખરે ૨૦૦ થી વધારે ગ્રાહકો થયાં નહિ.

આ અરસામાં વૃજેશજી મહારાજનો 'બેગી કેસ' ઉપસ્થિત થયો અને તે સંબંધી લખાણ ગુજરાતી પત્રમાં આપવા માંડયું, તેથી ગ્રાહકોની સંખ્યા તડામાર વધવા લાગી. આની સાથે દેશી રાજ્યના અંધેરની કેટલીક બાબતો ચર્ચવી પણ શરૂ કરી અને તેથી કાઠીયાવાડમાં "ગુજરાતી" પત્રનો સારો પગ પેસારો થયો. ૧૮૮૨ માં ગ્રાહકોની સંખ્યા ૯૦૦ ની અને ૧૮૮૩ની આખરે ૧૧૫૦ જેટલી હતી.

આટલો વખત સુધી ગુજરાતી પત્ર બીજાના છાપખાનામાં છપાતું હતું અને તેને લીધે કેટલીક અડચણો વેઠવી પડતી હતી, તેથી ઇચ્છારામભાઇએ ઘરનું પ્રેસ કરવાનો વિચાર કર્યો અને સર મંગળદાસે પ્રેસ લેવા માટે ત્રણ હજાર રૂપિયા આપ્યા, તે વડે પ્રેસ લઇ સને ૧૮૮૪ના જાન્યુઆરીથી પોતાના પ્રેસમાંથી "ગુજરાતી" કાઢવું શરૂ કર્યું. સર મંગળદાસે "ગુજરાતી" પત્રને પગભર કરવા માટે એટલા વખતમાં લગભગ તેર હજાર રૂપિયાની મદદ આપેલી હતી.

સને ૧૮૮૫ માં ઇચ્છારામભાઇએ "હિંદ અને બ્રિટાનીયા" નામનું પુસ્તક બહાર પાડયું, એના લખાણે ખળભળાટ ઉપજાવ્યો અને ઇચ્છારામ ભાઇ પકડાવાનો ભય ઉપસ્થિત થયો; પરંતુ ઇશ્વર કૃપાથી એમને કાંઇ આંચ આવી નહિ, ઉલટો એથી ગુજરાતી પત્રને લાભ થયો; એ પુસ્તક ગુજરાતી પત્રનાં ગ્રાહકોને ભેટ આપવાનું નક્કી કરવાથી પત્રના ગ્રાહકોની સંખ્યામાં ઘણોજ વધારો થયેલો.

આ બનાવ પછી થોડાં વરસે મુંબઇના સ્મશાન–સોનાપુરમાં મુડદાં બાળવા માટે ક્રિમેટોરિયમ–ભઠ્ઠી દાખલ કરવાનો સોનાપુર કમિટીએ વિચાર કર્યો અને ભઠ્ઠી લાવીને ગોઠવી પણ ખરી, આ બાબતની વિરૂદ્ધમાં કેટલાક જુના વિચારના ગૃહસ્થો તથા વિદ્વાનોએ સ્વ. ભારતમાર્તંડ પંડિત ગટ્ટૂલાલજીની સરદારી હેઠળ જબરો વાંધો ઉઠાવ્યો અને તેથી વાત રસાકસી પર ચડી. સર મંગળદાસ સોનાપુર કમિટીમાં હતા. અને તેઓ સુધરેલા વિચારના હોવાથી ભઠ્ઠીની તરફેણમાં હતા; એટલુંજ નહિં પણ એ બાબતની હિમાયત કરવામાં તેમણે આગળ પડતો ભાગ લીધો હતો. શ્રીયુત ઇચ્છારામભાઈ સનાતન ધર્મના ચાહક હતા અને લોકોની એ ભઠ્ઠી વિરૂદ્ધની વલણ વાજબી હતી એવી તેઓની માન્યતા હોવાથી તેમણે ભઠ્ઠીની વિરૂદ્ધ લેખ લખવા શરૂ કર્યા. સર મંગળદાસનું વાજીંત્ર ગણાતું "ગુજરાતી" પત્ર કાંઇ લખે અને સર મંગળદાસ કાંઈ બોલે એ સ્થિતિ સર મંગળદાસના સંબંધમાં વિચિત્ર થઇ પડી અને તેથી તેમણે ગુજરાતી પત્રમાં ભઠ્ઠીની તરફેણનું લખાણ આવવું જોઇએ એવી ઇચ્છા બતાવી. આ વખતે ઇચ્છારામભાઇની સ્થિતિ સુડી વચ્ચે સોપારી જેવી થઇ પડી. એક બાજુ પોતાનો આશ્રયદાતા અને બીજી બાજુ લોકોની વાજબી વલણ તથા પોતાના અંતરનો અવાજ. એ બન્નેમાંથી કોને તાબે થવું? એ બાબતનો

બારીકીથી વિચાર કરતાં બીજી બાજુ તેમને પસંદ પડી અને તેમણે પોતાના નિશ્ચય મુજબ ભઠ્ઠીની વિરૂધ્ધમાં સજ્જડ પોકાર ઉઠાવ્યો. પરિણામે એ ભઠ્ઠી સોનાપુરમાંથી ઉપડી ગઇ.

પત્રનું કામકાજ સારી રીતે થાળે પડયા પછી ઇચ્છારામભાઇએ ટાઇપ બનાવવાનું કારખાનું ઇ. સ. ૧૯૦૦માં કહાડયું. અને તેને ખીલવવાને નાણાંની જરૂર પડતાં ઇ. સ. ૧૯૦૫માં પોતાના મિત્ર મગનલાલ ઠાકોરદાસ મોદીને ભાગીદાર બનાવ્યા. તેમની સ્થાપેલી ટાઇપ ફાઉન્ડરી 'ગુજરાતી ટાઇપ ફાઉન્ડરી 'નામથી પ્રસિધ્ધ છે, અને ઇલાકાની એક ઉત્તમ ફાઉન્ડરી ગણાય છે.

ઉપયોગી ગ્રંથો પ્રસિધ્ધ કરવા તરફ પણ ઇચ્છારામભાઇએ સારૂં લક્ષ આપેલું અને વૈદક, વેદાન્ત, ઇતિહાસ, નાટક, નોવેલ, કાવ્ય ઇત્યાદિ વિવિધ વિષયોના ૧૨૦ ગ્રંથો એમની હૈયાતી સુધીમાં એમણે પ્રસિધ્ધ કરેલા, જેમાંના કેટલાક પોતે રચેલા, કેટલાક બીજાઓ પાસે લખાવેલા અને કેટલાક જુના લોકોપયોગી ગ્રંથોની પુનરાવૃત્તિઓ કરાવેલી, કેટલાંક ઉપયોગી સંસ્કૃત પુસ્તકોનાં ભાષાંતર પણ તેમણે કરાવેલાં ટુંકમાં ગુજરાતી સાહિત્યને સમૃધ્ધિવાન કરનારાઓની નામાવળિમાં ઇચ્છારામભાઇનું નામ પણ એક અગ્રેસર તરીકે મુકીએ તો તે કંઇ ગેરવાજબી કહેવાય નહિ.

શ્રીયુત ઇચ્છારામભાઇની ઇચ્છા છાપખાનાં તથા વર્તમાનપત્રોનું સંગીન જ્ઞાન લોકોને આપવાની હતી અને તેટલા માટે તેને લગતી શાળાઓ કાઢવાનો તેમનો ઇરાદો હતો, ઉપરાંત એક ગુજરાતીના હાથે દૈનિક પત્ર નિકળેલું જોવાની પણ તેમની ઇચ્છા હતી, પરંતુ એમની એ ઇચ્છા પૂરી થાય તે પહેલાં તેઓ સ્વર્ગમાં સિધાવી ગયા.

શ્રીયુત ઇચ્છારામભાઇ સ્વતંત્ર વિચારના અને જરા કડક સ્વભાવના હોવાથી એમના લેખમાં પણ એમનો એ સ્વભાવ ઉતરતો અને તેથી વાંચનારને વાંચવામાં રસ આવતો. તેઓ ભલભલા અમલદારો તથા ખુદ ગવર્મેન્ટની પણ ભૂલ હોય તો તે સ્પષ્ટ શબ્દોમાં બતાવતા અને તેથી લોકોની એમના પ્રત્યે સારી લાગણી રહેતી. સને ૧૯૧૦માં પ્રેસ એકટ દાખલ થયા પછી ઇચ્છારામભાઇએ પોતાની–વર્તમાનપત્રોની સ્વતંત્રતા છીનવી લેવાઇ છે એમ માની લખવું બંધ કરેલું અને તે પછી બે વરસે એટલે કે સને ૧૯૧૨ના ડીસેમ્બરની ૫ મી તારીખે તેઓ પોતાની પાછળ પાંચ પુત્રો તથા ત્રણ પુત્રીઓ મુકી સ્વર્ગમાં સિધાવી ગયા. હવે એમનું બધું કામકાજ એમના બે બાહોશ પુત્રો મણિલાલભાઇ તથા નટવરલાલભાઇ ચલાવે છે.

---

Late Mr. Itchharam Suryaram Desai.



**સ્વ. શ્રીયુત ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ.**

સુપ્રસિદ્ધ ગુજરાતી પત્રના સ્થાપક, માલેક અને તંત્રી.

Late Sheth Talakchand Manekchand, J. P.



સ્વ. શેઠ તલકચંદ માણેકચંદ, જે. પી.
જૈન કોમના એક આગેવાન ગૃહસ્થ.

# સ્વ. શેઠ તલકચંદ માણેકચંદ. જે. પી.

સ્વ. શેઠ તલકચંદભાઇ ન્યાતે વીસા ઓસવાળ વાણિયા હતા, તેઓ સુરતના વતની હતા, જ્યાં તેમનો જન્મ ઇ. સ. ૧૮૪૩ ના મે મહિનાની ૧૨ મી તારીખે થયો હતો.

તેમણે પોતાનો અભ્યાસ સુરતમાંજ કરેલો હતો, અને ઉમર લાયક થતાં ધંધાર્થે તેઓ મુંબઇ આવેલા હતા, જ્યાં થોડા વખતમાં વેપારી મંડળમાં તેઓ જાણીતા થઈ પડયા હતા. મુંબઇમાં આવ્યા પછી થોડાજ વખતે તેમણે શેઠ શાપુરજી બરજોરજી ભરૂચા સાથે જોડાઇને "તલકચંદ એન્ડ શાપુરજી" નામની એક પેઢી સ્થાપી હતી, અને એ બન્ને ગૃહસ્થોની કુશળતા તથા વ્યાપારી કુનેહથી એ પેઢીનો વહીવટ ઉત્તમ રીતે ચાલતો હતો, હજુ પણ એ પેઢી મોજુદ છે અને મુંબઇની પ્રખ્યાત તેમજ પ્રતિષ્ટિત પેઢીઓમાંની એક ગણાય છે. એ પેઢી પૂર્વ તરફના દેશો સાથે તેમજ મુંબઇની બેંકો, મીલ માલેકો, રૂ તથા સુતરના વેપારીઓ તેમજ બીજા વ્યાપારી મંડળો સાથે બહોળા પ્રમાણમાં કામકાજનો સબંધ ધરાવે છે.

શેઠ તલકચંદભાઇ સ્વભાવે શાન્ત અને દયાળુ હતા, ગુપ્ત સખાવતના તેઓ હિમાયતી હોવાથી ઘણા નિરાધાર માણસોને, વિદ્યાર્થીઓને તથા મુંગાં પ્રાણીઓની સંસ્થાઓને ગુપ્ત મદદ આપ્યા કરતા. મુંગાં પ્રાણીઓ પ્રત્યે તેમને વિશેષ લાગણી હતી અને તેથી લેડી સાકરબાઇની એવા પ્રકારની હોસ્પીટલના ઉદય કરવામાં તન અને મનથી શ્રમ લેવા ઉપરાંત ધનની પણ સહાયતા તેમણે આપેલી હતી. જૈન ધર્મના તેઓ ચુસ્ત હિમાયતી હતા અને એ ધર્મ પ્રત્યેની તેમની લાગણી ઘણી સારી હતી, જૈન ધર્મની દરેક હિલચાલમાં તેઓ હમેશા આગળ પડતો ભાગ લેતા અને તેના હિતને માટે બનતો યત્ન કરતા. જૈન એસોસીએશન ઓફ્ ઇન્ડીઆ તથા જૈન પંચાયત ફંડ સ્થાપવામાં તેમણે અગ્રેસર તરીકે ભાગ લીધો હતો અને કેટલોક વખત તેના તેઓ પ્રમુખ હતા. પાલીતાણા દરબાર અને જૈન કોમ વચ્ચેના વાંધાનું સમાધાન કરાવવામાં તેમણે લીધેલો ભાગ જૈનોથી ભુલી શકાય તેમ નથી, એ કાર્યમાં તેમણે ઘણો શ્રમ લીધો હતો અને તેના બદલામાં તે વખતે કોમ તરફથી તેમનો આભાર મનાયેલો હતો.

પોતાના ધંધામાં પણ તેઓ કુશળ હતા અને તેથી તેમના ધંધાર્થી ભાઇઓ તેમને સારૂં માન આપવા સાથે વખતો વખત તેમની સલાહ લેતા, જાહેરમાં તથા સરકાર દરબારમાં પણ તેઓ સારૂં માન ધરાવતા હતા, અને એમના મૃત્યુ અગાઉ થોડાં વરસે નામદાર સરકારે તેમને જે. પી. નો માનવંત ઇલ્કાબ આપી તેમની લાયકાતની કદર કરેલી હતી. તેઓ સને ૧૮૯૭ ના ફેબ્રુઆરીની ૧૨ મી તારીખે ચોપન વરસની ઉમરે પોતાની પાછળ ત્રણ પુત્રો તથા ત્રણ પુત્રીઓ મુકી મુંબઇ મુકામે સ્વર્ગવાસી થયા હતા, એમના માનમાં શેરબજાર તથા કેટલીક બેંકો વિગેરે બંધ રાખવામાં આવ્યાં હતાં, અને લાગતાવળગતાઓએ ભારે દિલગીરી બતાવી હતી.

# સ્વ. જાવજી દાદાજી ચોધરી. જે. પી.

પૈસા વગર, યુનીવરસિટીની ઉંચી ડીગ્રી મેળવ્યા વગર કે મોટા પુરૂષોની લાગવગ વગર આગળ વધી શકાતું નથી એવી માન્યતા ઘણા માણસોના મગજમાં જડ ઘાલી બેઠી હોય છે, પરંતુ એ માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે. દુનિયામાં વખણાઇ ગયેલા માણસોમાંના મોટા ભાગને ઉપરની કોઇ પણ બાબતની અનુકૂળતા નહિ હોવા છતાં તેઓ ફક્ત જાતમહેનત અને આત્મબળથીજ આગળ વધી દુનિયામાં પંકાઈ ગયા છે. એવા પુરૂષોમાં સ્વ. શેઠ જાવજી દાદાજીની ગણના પણ થઇ શકે છે.

જાવજી શેઠનું જીવન વધારે રહસ્યવાળું તો એટલા માટે છે કે તેઓ સહી કરવા કેટલું પણ ભણેલા નહિ હોવા છતાં સંસ્કૃત, મરાઠી તેમજ ગુજરાતી સાહિત્યના અનેક ઉપયોગી ગ્રંથો ઉત્તમ રીતે તેમણે પ્રસિધ્ધ કરેલા હતા, પોતે છેક નિર્ધન સ્થિતિમાં જન્મેલ હોવા છતાં જાત મહેનતથી પૈસાપાત્ર થયા હતા, બે રૂપિયાના પગારથી જીવન શરૂ કરેલું હોવા છતાં આગળ જતાં દર મહિને લગભગ ચાર હજાર રૂપિયા ફકત નોકરોને પગાર તરીકેજ આપવા શક્તિવાન થયા હતા, જે ધંધામાં પોતે બે રૂપિયે નોકર રહેલા હતા તેજ ધંધાની પોતે પહેલ કરનાર, તેને ખીલવનાર અને તેમાં સારૂં નામ કાઢવાને ભાગ્યશાળી થયા હતા, એટલુંજ નહિ પણ એમના જન્મ વખતે એમને કોઇ જાણતું પણ નહિ હોવા છતાં એમના અવસાન વખતે સેંકડો માણસો દિલગીર થયાં હતાં, અને અંગ્રેજી, ગુજરાતી, મરાઠી તથા હિંદી વર્તમાનપત્રોએ એમના શોકજનક અવસાનની નોંધ લઇ દિલગીરી બતાવી હતી, આવાં આવાં કારણોથી જાવજી શેઠનું જીવન એક મહત્વનું ચારિત્ર્ય ગણાય છે.

શેઠ જાવજીના વડવાઓ મૂળ થાણા જીલ્લાના શાહપુર તાલુકાના વીંડે ગામના વતની હતા, જ્યાંથી જાવજી શેઠના વડદાદા મુંબઇ આવી વસ્યા હતા. શેઠ જાવજીનો જન્મ ક્યારે થયો તેની તિથીની ચોક્કસ ખબર કોઇને નથી, પરંતુ સને ૧૮૩૯ માં મુંબઇ મુકામે એમનો જન્મ થયાનું જણાય છે,

એમની બાલ્યાવસ્થા તોફાન મસ્તીમાં અને રખડવામાં વ્યતિત થયેલી હતી, તેમનાં માતાપિતા બીનકેળવાયેલ હોવા સાથે પૈસે ગરીબ હોવાથી જાવજીને કેળવણી લેવાનો આગ્રહ કોઇએ કરેલો નહોતો, તેવીજ રીતે શેઠ જાવજીમાં પણ કેળવણી પ્રત્યે કુદરતી ચાહના નહોતી, આથી તેઓ અભણ રહી ગયા.

શેઠ જાવજી દસ વરસની વયે માત્ર બે રૂપિયાના માસિક પગારથી અમેરિકન મિશન પ્રેસમાં ટાઇપ ઘસવાના કામ ઉપર નોકર રહ્યા, જ્યાં ધીમે ધીમે તેમનો પગાર વધીને સાત રૂપિયા થયેલો, અને એ છાપખાનામાં દસ વરસ સુધી એમણે નોકરી કરેલી, તે પછી તે પ્રેસ ટાઇમ્સ ઑફ ઇન્ડીયાવાળાએ વેચાણ રાખવાથી

જાવજી શેઠ પણ ત્યાં નોકર રહ્યા, જ્યાં તેમનો પગાર વધારીને દસ રૂપિયા કરવામાં આવ્યો, ત્યાં દોઢ વરસ નોકરી કર્યા પછી તેર રૂપિયાના પગારથી તેઓ ઇંદુ પ્રકાશ પ્રેસમાં નોકર રહ્યા, અને ત્યાં પણ લગભગ તેટલોજ વખત નોકરી કર્યા પછી ઓરીએન્ટલ પ્રેસમાં ત્રીસ રૂપિયાના પગારથી ટાઇપ પાડવાના કામ ઉપર તેઓ નિમાયા. આ એમના ભાગ્યોદયની પ્રથમ નિશાની.

ઓરીઅન્ટલ પ્રેસની નોકરીથી ટાઇપ પાડવાનું કામ જાવજી શેઠને બરોબર આવડી ગયું, અને તેથી તેમણે નોકરીની પરતંત્રતાવાળી ધુસરીમાંથી મુક્ત થઇ પોતાનું ઘરનું ટાઇપ બનાવવાનું કારખાનું કાઢવા વિચાર કર્યો, પરંતુ પોતાની પાસે બિલકુલ પૈસા નહિ હોવાથી તેઓ મુંઝાવા લાગ્યા. તેમના મામાની સ્થિતિ કાંઇક સારી હોવાથી તેઓ તેમની પાસે ગયા અને ધંધો કરવા માટે ઉછીના પૈસા માગ્યા. જે આપવા પ્રથમ તો તેમણે હા પાડી, પણ પછી આડમાં ઘરેણાં મુકી પૈસા લઇ જવાનું કહ્યું. પોતાના મામાની આવી વિચિત્ર વર્તણુકથી જાવજી શેઠનું મન ઉદાસ થઇ ગયું અને તેઓ વીલે મોઢે મામાને ત્યાંથી ચાલતા થયા, પરંતુ એમની વાતચિત દરમ્યાન એમના મામાને ત્યાં એક મારવાડી બેઠેલો તેને જાવજી શેઠ પ્રત્યે લાગણી થવાથી તે પણ ઉઠીને જાવજી શેઠની પાછળ ગયો અને રસ્તામાં તેમને બધી હકીકત પુછી. મારવાડીને વાતચિત દરમ્યાન તેમનો વિશ્વાસ આવવા સાથે તેમના પર લાગણી ઉત્પન્ન થવાથી જાવજી શેઠને જોઇતા ૭૦૦ રૂપિયા તેણે ધીર્યા, તે પૈસાથી જાવજી શેઠે સને ૧૮૬૪ માં કોલભાટ વાડીમાં ટાઇપ બનાવવાનું એક ન્હાનું કારખાનું સ્થાપન કર્યું. તે પછી પાંચ વરસે અમુક સંજોગો ઉભા થતાં તેમને છાપખાનું કાઢવાની જરૂર જણાઇ અને તે મુજબ સને ૧૮૬૯ માં તેમણે એક ન્હાનું છાપખાનું કરી તેનું "નિર્ણય સાગર" નામ રાખ્યું. આ "નિર્ણય સાગર" પ્રેસ તે મુંબઈ ઇલાકાનું એક પ્રથમ પંક્તિનું છાપખાનું છે, અને એ છાપખાનાની એવી ઉત્તમ નામના તેના સ્થાપક સ્વ. શેઠ જાવજીની મહેનત તથા કાર્યકુશળતાને આભારી છે, વિશેષ આનંદની વાત એ છે કે એ છાપખાનું સ્થાપન થયું ત્યારથી આજ સુધીમાં તેની કીર્તિ જરા પણ ઝાંખી પડી નથી.

નિર્ણયસાગર પ્રેસ સ્થાપન કર્યા પછી સંસ્કૃત, મરાઠી તથા ગુજરાતી ભાષાના અનેક લોકોપયોગી જુના તથા નવા ગ્રંથો જાવજી શેઠે વિદ્વાનો તથા શાસ્ત્રીઓ પાસે તૈયાર કરાવી પ્રસિધ્ધ કરેલા છે, જે ગ્રંથોએ પણ એમની ફાઉન્ડરી તથા છાપખાનાની માફક સારી પ્રતિષ્ટા મેળવેલી છે.

શેઠ જાવજી તદ્દન નિર્ધન સ્થિતિમાંથી આપબળે વધેલા હતા, અને તેઓ સ્વભાવે છેક ભોળા તથા પ્રમાણિક હતા, તેમના પ્રમાણિકપણાનો તથા નિખાલસ વૃત્તિનો એક દાખલો એવો છે કે, તેઓ "બાળબોધ" નામનું એક માસિક કાઢતા, તેના લેખો વિગેરેથી પ્રસન્ન થઇ વડોદરા સરકારે તેમને એક હજાર

રૂપિયા ઇનામ આપ્યા, આ રૂપિયા તેમણે પોતે નહિ રાખતાં બાળબોધના લેખકને મોકલાવ્યા, લેખક મહાશય પણ એવા કે એમણે એ રૂપિયા પાછા શેઠને ત્યાં ધકેલી દીધા, પરંતુ જાવજી શેઠે તેમને સમજાવ્યું કે, આ ઇનામ મળેલું છે તે તેની સારી છપાઇ કે બહારની ચોખ્ખાઇ વિગેરેને માટે નહિ, પરંતુ સારા લેખ અને સારી ભાષાને માટે મળેલું છે. અને એમ હોવાથી તમારે તે ઇનામ સ્વીકારવુંજ પડશે, અંતે શેઠના આગ્રહથી બાળબોધના લેખકે ઇનામનો સ્વીકાર કર્યો, પરંતુ તે બધી રકમ પોતે નહિ રાખતાં તેમાંના ૩૦૦) ત્રણસો રૂપિયા કારખાનાનાં માણસોને મિજબાની આપવામાં ખરચી નાખ્યા.

એમના ભોળાપણાનો એક દાખલો નીચે પ્રમાણે છેઃ—એમના એક સ્નેહીએ એક વખત એમને વાત કરી કે "નાસિક જેવાં નાનાં શહેરમાં પણ વકૃત્વ સભાઓ સ્થાપન થઈ છે અને આવાં મોટાં મુંબઇ શહેરમાં એવી એક પણ સભા નથી, એ ઘણી દિલગીરીની વાત છે." આ વાત જાવજી શેઠે સાંભળી ખરી, પણ વકૃત્વ સભા એટલે શું? એની તેમને ખબર નહિ હોવાથી એ વખતે તો તેઓ કંઈ બોલ્યા નહિ, ફક્ત મનમાં એટલું ધ્યાન રાખ્યું કે આ જે કામને માટે કહે છે તે કાંઇ ઉપયોગી હોવું જોઇએ. તે પછી એક વખત પ્રસંગ આવતાં તેમણે પોતાના એ મિત્રને પુછયું કે તમે પેલું કહેતા હતા તે શું છે અને એમાં કેટલું ખર્ચ થાય? એમના મિત્રે જવાબ આપ્યો કે શરૂઆતમાં લગભગ ત્રણસો રૂપિયા ખર્ચ થાય. તે ઉપરથી જાવજી શેઠે કહ્યું કે "ઠીક છે ત્યારે ત્રણસો રૂપિયા લઇ જાવ અને એક દિવસ એ સભા થવા દીઓ, જોઇએ એમાં કેવી ગમ્મત પડે છે." વાંચનાર! આ એમનું કેવું ભોળાપણું? પરંતુ એટલું ખ્યાલમાં રાખવાનું છે કે આ ભોળપણમાં હૃદયની ઉદારતાનો સમાવેશ પણ થઇ જાય છે, એમના આ ભોળપણથી મુંબઇમાં "મહારાષ્ટ્ર વૃક્તૃત્વોત્તેજક" નામની સભા સ્થાપન થઈ, જે હજુ પણ છે, કહેવું જોઇએ કે એમના મિત્રે એમના ભોળપણનો લાભ નહિ લેતાં એક ઉઘરાણું કરી ત્રણસો રૂપિયા એકત્ર કર્યા જેમાં જાવજી શેઠ પાસેથી માત્ર ૨૫) રૂપિયા લીધા, અને સભાની ઉત્પતિનો બધો યશ તેમને આપ્યો.

એમના ભોળપણનો એક બીજો દાખલો એવો છે કે:—સને ૧૮૯૨ માં સરકારે તેમને જસ્ટીસ ઓફ ધિ પીસનો ઇલ્કાબ આપ્યો, તે મળ્યા પછી તેમના ઉપરોકત મિત્ર તેમને મળ્યા ત્યારે જાવજી શેઠે તેમને કહ્યું કે "આ ઇલ્કાબનો અર્થ પણ હું સમજતો નથી, તો પછી મને તે શા માટે આપવો જોઇએ? સરકાર રાજારામ શાસ્ત્રી જેવાને મુકી આવી પદવી મારા જેવાને આપે છે એ તે શું કહેવાય?" આ ઉપરાંત એમના ભોળપણના, નિખાલસપણાના અને નિરભિમાન પણાના બીજા પણ કેટલાક દાખલા છે, તેઓ સને ૧૮૯૨ ના એપ્રીલની ૫ મી તારીખે પોતાની પાછળ બે પુત્રો મુકી ૫૩ વરસની વયે ગુજરી ગયા હતા.

Late Sheth Javji Dadaji Chaudhari, J. P.



સ્વ. શેઠ જાવજી દાદાજી ચૌધરી, જે. પી.
સુપ્રસિદ્ધ નિર્ણયસાગર છાપખાનાના સ્થાપક.

Late Mr. Tukaram Javii Chaudhari, J. P.



સ્વ. તુકારામ જાવજી ચોધરી, જે. પી.

# સ્વ. તુકારામ જાવજી ચોધરી જે. પી.

મુંબઇના સુપ્રસિદ્ધ 'નિર્ણયસાગર' છાપખાનાના સ્થાપક સ્વ. શેઠ જાવજી દાદાજી ચોધરીના વડા પુત્ર તુકારામનો જન્મ સને ૧૮૬૪ના એપ્રીલ મહિનાની ૯મી તારીખે મુંબઈ મુકામે થયો હતો, એક બાજુ એમનો જન્મ થયો અને બીજી બાજુ સ્વ. શેઠ જાવજીના હસ્તે પોતાની માલેકીની ટાઇપ ફાઉન્ડરીનો પાયો નખાયો, તેથી ભાઈ તુકારામનો જન્મ શુભ શુકનનો ગણાયો; એટલુંજ નહિ પણ એમના જન્મ પછીજ જાવજી શેઠના ભાગ્યનો ઉદય થયો એમ એમના સંબંધીઓએ માન્યું.

સ્વ. જાવજી શેઠે પોતે અભ્યાસ નહિ કરેલો હોવાથી ધંધામાં પોતાને ઘણી મુશ્કેલીઓ નડેલી તે બાબત લક્ષમાં લઇને પોતાના પુત્રને નિશાળે બેસાડયો, જ્યાં તેમણે મરાઠી છ ધોરણ તથા અંગ્રેજી ચાર ધોરણનો અભ્યાસ કરી જરૂર જોગું જ્ઞાન મેળવી લીધું, તે પછી એમનો વિચાર પોતાના વડિલને તેમના ધંધામાં મદદગાર થવાનો થવાથી તેઓ કારખાનામાં જોડાયા.

સ્વ. જાવજી શેઠે તેમને પોતાની ફાઉન્ડરીના અધ્યક્ષ રા. રા. રાણુ રાવજી આરૂ જે. પી.ના હાથ નીચે ટાઇપ બનાવવાનું કામ શિખવા માટે રાખ્યા, જ્યાં ત્રણ વરસ સુધી નિયમિત રીતે અને કાળજી પૂર્વક કામ કરી તેમણે એ બાબતનું જ્ઞાન મેળવી લીધું જે આગળ જતાં એમને બહુ ઉપયોગી અને લાભકારક થયું.

ભાઇ તુકારામે ફાઉન્ડરીના કામમાં એટલું બધું લક્ષ આપ્યું કે તેઓ તેને લગતાં કામમાં જોઇએ તેવા માહેતગાર થઇ ગયા, અને એમને એવી રીતે હુશિયાર થઇ ગયેલા જોઇ જાવજી શેઠે એ ખાતાંનો બોજો પોતાના માથેથી ઉતારી તે ખાતાનું તમામ કામકાજ તુકારામને સોંપી દીધું.

આ પ્રમાણે વડા પુત્ર તુકારામને જેમ ફાઉન્ડરીનું કામ સોંપી દીધું તેજ પ્રમાણે તેથી ન્હાના પુત્ર વિઠોબાને છાપખાનાનું કામ સોંપી દેવાનો જાવજી શેઠનો વિચાર હતો, અને વિઠોબા પણ એક ભવિષ્યસૂચક યુવક હતા. ઇશ્વરકૃપાથી જો તેઓ જીવ્યા હોત તો જરૂર છાપખાનાનું કામ સંભાળી લેત, પરંતુ સને ૧૮૯૦માં ભર જુવાન વયે તેઓ ગુજરી ગયા અને એમના અકાળ મરણથી જાવજી શેઠના અંતરને સખત આઘાત થયો. તે વખતથી જાવજી શેઠનો ઉત્સાહ નરમ પડી ગયો તેની સાથે તેમનું શરીર પણ નરમ પડી ગયું અને એ દુઃખના પરિણામેજ તેઓ બે વરસ પછી ગુજરી ગયા.

પિતા તથા બંધુના અવસાનથી આખા કારખાનાંનો તમામ બોજો ભાઇ તુકારામ પર આવી પડયો, જે તેમણે ધીરજથી સંભાળી લીધો. ફાઉન્ડરીના કામનો અનુભવ તો તેમને હતોજ એટલે એ કામમાં કાંઇ મુશ્કેલી પડે તેમ નહોતું, પરંતુ છાપખાનાના કામમાં તેઓ પૂરતા માહેતગાર નહોતા, તેથી શરૂઆતમાં એ ખાતાંના

માણસો મારફત કામ લેવું શરૂ કર્યું અને ધીમેધીમે માહેતગાર થઈ ગયા પછી બધું કામ સંભાળી લીધું.

અત્રે એક બાબતની નોંધ કરવાની ખાસ જરૂર છે, અને તે એ કે જાવજી શેઠે પોતાના કારખાનાનાં માણસો લાયક અને વિશ્વાસપાત્ર શોધેલાં હતાં, અને તેઓ માણસોની સાથે જુદાઇ કે અભિમાન નહિ રાખતા હોવાથી માણસો તેમને એક વડિલ જેવાજ ગણતા. ભાઈ તુકારામે પણ માણસોની સાથે પોતાના વડિલના જેવુંજ સારૂં વર્તન રાખ્યું, જેથી માણસો પણ એમના પર પૂરી પ્રીતિ રાખતાં, એટલુંજ નહિ પણ તુકારામ શેઠ જાવજી શેઠ જેવાજ મળવાથી તેમને જાવજી શેઠની ગેરહાજરી જણાઈ નહિ.

ભાઇ તુકારામે કારખાનાની લગામ હાથમાં લીધા પછી કારખાનાની કીર્તિમાં તથા કામકાજ વિગેરેમાં ઘણો વધારો કરી "બાપ કરતાં બેટો સવાઇ' જેવું કર્યું. સને ૧૯૭૨માં જાવજી શેઠ ગુજરી ગયા ત્યારે મરાઠી ટાઇપ ૨૦ જાતના હતા તે તુકારામે વધારીને ૪૦ જાતના કર્યા, ગુજરાતી ટાઈપ ૧૫ જાતના હતા તે વધારીને ૨૫ જાતના કર્યા, અંગ્રેજી ટાઇપ નહોતા તે ૬૦ જાતના કર્યા, હિબ્રુ ટાઇપ બે જાતના હતા તે પાંચ જાતના કર્યા, કેનેડી ટાઇપ એકને બદલે ૧૩ જાતના કર્યા, તે શિવાય અખંડ મરાઠી ટાઈપ તૈયાર કર્યા. સંસ્કૃત પુસ્તકો ૧૯૩ જાતનાં હતાં તે વધારીને ૪૦૦ જાતનાં કર્યાં, મરાઠી તથા હિંદી પુસ્તકો ૧૫ જાતનાં હતાં તે વધારીને ૫૦ જાતનાં કર્યાં, ઉપરાંત બે કેનેડી પુસ્તકો ઉમેર્યાં, અને કારખાનાનાં માણસો ૨૫૦ હતાં તે વધીને ૩૭૫ થયાં. ટુંકમાં ૨૬ વરસ કારખાનું એમના હાથમાં રહ્યું એ અરસામાં તેમાં તેમણે ઘણોજ સુધારો વધારો કરી દીધો, તે ઉપરથી તેમની હુશિયારી તથા કાર્યકુશળતાનો ખ્યાલ વાંચનારને આવી શકશે.

ઉપર પ્રમાણે ધંધામાં ધ્યાન આપી તેને આબાદ કરવાની સાથે ભાઇ તુકારામે જ્ઞાતિહિતનાં તથા લોકહિતનાં પણ કેટલાક કાર્યો કર્યાં હતાં. મરાઠા પ્લેગ હોસપીટલ, મરાઠા એજ્યુકેશન સોસાઇટી, ફર્ગ્યુસન કોલેજ અને મરાઠા ઐકયેચ્છુ સભા ઇત્યાદિ સંસ્થાઓને તેમણે મદદ કરેલી હતી; એટલુંજ નહિ પણ મરાઠા પ્લેગ હોસપીટલનું મકાન પણ તેમણે પોતાના પિતાજીના પુન્યાર્થે તથા સ્મરણાર્થે બંધાવી આપેલ છે, ઉપરાંત તેઓ વિદ્યાર્થિઓ તથા ગરીબોને પણ વખતો વખત બનતી મદદ કરતા. તેમની લાયકાતથી નામદાર સરકારે તેમને જે. પી.નો ઇલ્કાબ પણ આપેલો હતો. તેઓ સને ૧૯૧૮માં એટલે કે હાલમાંજ ૫૪ વરસની વયે ગુજરી ગયા છે, એમના ખેદજનક અવસાનની નોંધ ઘણાં વર્તમાનપત્રોમાં લઈ તેમના મરણ માટે દિલગીરી બતાવી હતી, એમના અવસાનથી નિર્ણયસાગર છાપખાનાનો તમામ બોજો એમના ન્હાના ભાઇ પાંડુરંગ પર આવેલો છે, જે એમણે બાહોશીથી સંભાળી લીધો છે.

# સ્વ. શેઠ જેરાજભાઈ પીરભાઈ. જે. પી.

સ્વ. શેઠ જેરાજભાઇ ન્યાતે ખોજા, એમનો જન્મ સને ૧૮૩૨–સંવત ૧૮૮૯માં કચ્છ ભારાપરમાં થયેલો હતો, એમના વડિલો મૂળ કચ્છના વતની હતા, જ્યાંથી જેરાજભાઇના પિતા પીરભાઇ સને ૧૮૪૨માં મુંબઇ આવેલા હતા. તે વખતે જેરાજભાઇની ઉમર દસ વરસની હતી, અને તેમના પિતાશ્રી તેમને પણ પોતાની સાથે લાવ્યા હતા.

શેઠ પીરભાઇ કચ્છના એક મોટા વેપારી હતા અને મુંબઇમાં આવ્યા પછી તેમણે પોતાનો વેપાર સારા પાયા પર ચાલુ કર્યો હતો, એ વખતે જો કે અંગ્રેજી કેળવણીનો વિશેષ ફેલાવો નહોતો, છતાં પણ જેરાજભાઇને તેમના પિતાશ્રીએ અંગ્રેજી શિક્ષણ આપેલું હતું.

વીસ વરસની કુમળી વયે શેઠ જેરાજભાઇ ધંધામાં જોડાયા હતા અને પોતાના પિતાશ્રીને વેપારમાં મદદગાર થઇ પડયા હતા, તે વખતે એમના પિતાનો વેપાર કલકત્તા, કરાંચી, કાઠીયાવાડ, ઇંગ્લાંડ, ચીન, મોરીસીયસ તથા ઝાંઝીબાર સાથે હતો. શેઠ જેરાજભાઇ વેપારમાં ઘણા કુશળ હોવાથી બધો વેપાર સંભાળી લઇને તેને તેમણે સારી રીતે ખીલાવ્યો હતો, તેઓ વેપારમાં એટલા બધા કુશળ હતા કે ઘણા જુના તથા મોટી ઉમરના વેપારીઓ પણ એમની સલાહ પુછવા આવતા. પોતાની કુનેહથી વ્યાપારમાં તેમણે ઘણો પૈસો તથા સારી આબરૂ સંપાદન કરેલાં હતાં, એટલુંજ નહિ પણ મેળવેલા પૈસાનો તેમણે ઉપયોગ પણ ઘણોજ સારો કરેલો હતો.

કેળવણીને ઉત્તેજન આપવામાં, ગરીબ અને નિરાધારોને મદદ કરવામાં, માંદાઓની સારવારમાં, ધર્મશાળાઓ વિગેરે બંધાવવામાં તેમજ ગરીબ જ્ઞાતિબંધુઓને મદદ આપવાના કામમાં શેઠ જેરાજભાઇએ લાખો રૂપિયા ખરચીને પોતાના પૈસાનો સદ્‌ઉપયોગ કરવા સાથે પોતાનું નામ અમર કરેલું છે.

સખાવતનાં ન્હાનાં મોટાં ઘણાં કાર્યો એમના હસ્તે થયેલાં, જેમાનાં કેટલાંકની નોંધ નીચે પ્રમાણે છે. ૧) સને ૧૮૬૪માં તેમણે કચ્છ ભારાપરમાં એક નિશાળ સ્થાપી હતી. ૨) મુંબઇ યુનીવર્સિટીમાં અભ્યાસ કરતા મુસલમાન વિદ્યાર્થીઓને માટે સ્કોલરશીપ સ્થાપેલી. ૩) સને ૧૮૭૧માં રૂા. પચાસ હજારના ખરચે એક ભુજમાં તથા એક માંડળમાં એવી રીતે બે ધર્મશાળાઓ બંધાવેલી. ૪) સને ૧૮૭૩માં ગરીબ જ્ઞાતિબંધુઓને મદદ કરવાના હેતુથી પોતાના નામનું એક ટ્રસ્ટ ફંડ રૂા. ત્રીસ હજાર

રોકી સ્થાપન કર્યું હતું. ૫) મુંબઇમાં ડોંગરી મુકામે એક પાણીની ટાંકી બંધાવી હતી. ૬) સને ૧૮૮૪માં પોતાના નામથી રૂા. ૧૫ હજારના ખરચે મુંબઇમાં ખોજા મોહોલામાં એક કન્યાશાળા સ્થાપી હતી. ૭) સને ૧૮૮૬માં વાંદરા તથા પુનામાં રૂા. નેવું હજારના ખરચે સેનેટેરીયમો સ્થાપેલ હતાં અને ૮) મુંબઇની સુપ્રસિદ્ધ મોહમેડન હાઇસ્કૂલ "અંજુમને ઇસ્લામ"ની સ્થાપના કરવામાં તેમણે ઘણોજ આગળ પડતો ભાગ લીધો હતો, ત્રીસ હજાર રૂા. તેમાં પોતાના તરફથી આપવા ઉપરાંત પોતાની લાગવગથી લાખો રૂપિયા ભરાવી આપેલા હતા.

શેઠ જેરાજભાઇની સખાવતો જો કે બધી બાબતમાં વખાણવા લાયક છે, પરંતુ કેળવણીના ફેલાવા માટે તેમણે સહુથી વિશેષ પ્રયાસ કરેલો છે, અને સહુથી વિશેષ પૈસો તેમણે એ રસ્તે વાપરેલો છે, જે વખતે કેળવણીનો પ્રચાર બહુજ ઓછો હતો તે વખતે તેનો ફેલાવો કરવા બનતો પ્રયત્ન કરનાર અને તેને માટે પોતાની દોલતનો ઉપયોગ કરનાર કેળવણીના ચાહક આ નરને ખરેખર ધન્યવાદ ઘટે છે. તેમની કોમ તરફથી સને ૧૮૮૬માં તેમણે કોમની બજાવેલી સેવાને માટે તથા કોમ પ્રત્યેની ઉત્તમ લાગણીને માટે સભા ભરી માનપત્ર આપવામાં આવ્યું હતું, જે સભામાં શહેરના ઘણા આગેવાન સદ્‌ગૃહસ્થોએ હાજરી આપી હતી.

એક આગેવાન વેપારી, એક સુપ્રસિદ્ધ શહેરી, એક સખાવતી નર અને કોમમાં કેળવણીનો ફેલાવો કરનાર જેરાજભાઇ યૂરોપીયન ગૃહસ્થો તથા નામદાર સરકારના પણ માનીતા અને વિશ્વાસપાત્ર હતા, નામદાર સરકાર તરફથી તેમની લાયકાતને માટે તેમને જે. પી.નો ખેતાબ આપવામાં આવ્યો હતો, જે જાતના માનની એ વખતે ઘણી કિમ્મત હતી અને થોડા ગ્રહસ્થોજ તે મેળવાને ભાગ્યશાળી થતા, ઉપરાંત નામદાર સરકારે તેમને મ્યુનીસીપાલીટીના તથા પોર્ટટ્રસ્ટના મેમ્બર નિમી તેમની લાયકાતની કદર કરેલી હતી.

શેઠ જેરાજભાઇ સને ૧૮૮૭ના જુલાઇની ૧૫મી તારીખે પોર્ટટ્રસ્ટના મેમ્બર તરીકેના પોતાના હોદ્દાની રૂએ વિકટોરીયા ડોકનું કામ તપાસતા હતા, તેવામાં તેમનો પગ લપસવાથી પડી ગયા, અને તેના દરદથી તેજ માસની ૨૯મી તારીખે પોતાની પાછળ નૂરમહમદ તથા કાસમઅલી નામના બે પુત્રો મુકીને ગુજરી ગયા.

Late Sheth Jairajbhai Pirbhai, J. P.



સ્વ. શેઠ જેરાજભાઈ પીરભાઈ, જે. પી.

ખોજા કોમના એક મહાન અગ્રેસર.

Late Mr. Noormahmad Jairajbhai Pirbhai.



સ્વ. શેઠ નુરમહમદ જેરાજભાઈ પીરભાઈ.

સુપ્રસિદ્ધ નરબાગના સ્થાપક.

# સ્વ. શેઠ નૂરમહમદ જેરાજભાઈ પીરભાઈ.

સ્વ. શેઠ નૂરમહમદ, સ્વ. શેઠ જેરાજભાઈ પીરભાઈના વડા પુત્ર થાય તેમનો જન્મ સંવત ૧૯૧૨, સને ૧૮૬૬ ના મે માસની ૨૬ મી તારીખે મુંબઈ મુકામે થયો હતો. તેઓ પોતાના પિતાના જેવા ઉદાર અને કેળવણીના હિમાયતી હતા ઇશ્વર કૃપાથી જો તેમનું આયુષ્ય લંબાયું હોત તો તેમના હસ્તે કેળવણીના ફેલાવાના તથા સખાવતનાં ઘણાં જાણવા લાયક કાર્યો થાત, પરંતુ કમનસીબે એકત્રીસ વરસની ભર યુવાન વયે ક્રૂર કાળે તેમને ઝડપી લીધા, છતાં પણ એટલી ટુંક વયમાં તેમણે લાખો રૂપિયા સખાવતનાં કામમાં વાપરેલા છે, અને પોતાનું નામ અમર કરેલું છે.

એમના હસ્તે થયેલ સખાવતનાં કાર્યોની ટુંક નોંધ આ પ્રમાણે છે, ૧) રૂા. ૫૬૨૫) ના ખર્ચે લેડી સાકરબાઈ હોસ્પીટલમાં ઘોડાઓને માટે તેમણે એક તબેલો પોતાનાં માતુશ્રીને નામે બંધાવેલો. ૨) પોતાના મૂળ વતન કચ્છ માંડવીમાં સખ્ત પ્લેગ ચાલેલો તે વખતે પોતાની કોમ માટે પોતાના ખર્ચે પ્લેગ હોસ્પીટલ ખોલેલી, જેમાં તેમને લગભગ રૂા. દસ હજારનો ખર્ચ થયેલો, તે ઉપરાંત ૩) મુંબઇમાં રૂ. ૧૫૦૦૦૦) દોઢ લાખના ખરચે તેમણે પોતાના નામ પરથી "નૂર બાગ" નામની એક અતિ રમણિય અને ઉપયોગી જગ્યા સ્થાપન કરેલ છે, જે કાયમને માટે ઉનાળી તથા લગ્ન વિગેરેના ઉપયોગ માટે તેમની કોમને ખપમાં આવે છે, અને સ્વ. શેઠ નૂરમહમદની યાદ લોકોને આપ્યા કરે છે, આ નૂરબાગ રહેશે ત્યાં સુધી નૂરમહમદ શેઠનું નામ તેમની કોમમાંથી ભુલાશે નહિ.

શેઠ નૂરમહમદ એમની કોમના પ્રખ્યાત ગૃહસ્થ સર કરીમભાઇ ઇબ્રાહિમને ત્યાં પરણેલા હતા, અને એમનાં પત્ની પણ પોતાના પતિ જેવાં ઉદાર હતા, તેમણે પોતાના સ્વ. પતિએ બંધાવેલ નૂરબાગમાં તેમના મૃત્યુ પછી દસ હજાર રૂા. ઉમેરેલા હતા, તે શિવાય પ્રિન્સેસ મેરી જીમખાનામાં રૂા. વીસ હજાર ખરચી એક પેવીલીઅન બંધાવ્યું છે. મોસ્લેમ યુનીવર્સીટીમાં રૂા. ૭૫૦૦) આપેલા હતા અને ઇ. સ. ૧૯૦૪-૫માં નામદાર શહેનશાહ જ્યોર્જ પ્રિન્સ ઑફ વેલ્સ તરીકે હિંદુસ્થાનમાં આવેલા ત્યારે તેમની યાદગીરી માટે બ્રિટિશ મ્યુઝીયમ મુંબઇમાં સ્થાપવા માટે રૂા. એક લાખ આપવાની પહેલ આ બાઇએ કરેલી હતી, તેઓ પોતાના પતિ તથા સાસરાની માફક કેળવણીનાં પણ હિમાયતી હતાં અને તેથી પૂનામાં એક કન્યાશાળા સ્થાપવા તેમણે રૂા. એક લાખ આપેલા હતા, પરંતુ એ કન્યાશાળાનું કામ પુરૂં થયાં પહેલાં તેઓ ગુજરી ગયાં હતાં.

શેઠ નૂરમહમદભાઇ પણ સને ૧૮૯૭ના ઓગષ્ટ માસની ૨૦મી તારીખે એકત્રીસ વરસની ભર યુવાન વયે ગુજરી ગયા હતા.

# સ્વ. શેઠ ગીરધરદાસ જેઠાભાઈ. જે. પી.

સ્વ. શેઠ ગીરધરદાસભાઈ ન્યાતે હાલાઈ લુહાણા. એમનો જન્મ હિંદુઓનાં પવિત્ર ધામ દ્વારકાપુરીમાં સંવત ૧૯ જના શ્રાવણ સુદ બીજને બુધવારના રોજ થયો હતો.

એમના વડિલો દ્વારકામાં નગરશેઠનું ઉપનામ ધરાવતા. એમના પિતા જેઠાભાઈ દેવજી દ્વારકાથી સંવત ૧૮૯૦માં ધંધાર્થે પ્રથમ મુંબઈ આવેલા. મુંબઈ આવીને તેમણે ગામઠી કાપડની દુકાન ખોલેલી, તેની સાથે તેઓ કમીશન એજન્ટનું કામ પણ કરતા, પરંતુ ભાગ્યદેવીની અકૃપાથી ધંધામાં તેમને બિલકુલ લાભ થયો નહિ. ઉલટા કરજદાર થઈ ગયા અને ગુજરી ગયા ત્યારે વારસામાં ગીરધરદાસભાઈ માટે રૂપિયા ત્રણ હજારનું કરજ મુકી ગયા. આ કરજ ગીરધરદાસભાઈએ ત્રીસ વરસે ચુકાવ્યું હતું. ધન્ય છે તેમની એવી વૃત્તિને.

શ્રીયુત ગીરધરદાસભાઈની બાલ્યાવસ્થા દ્વારકામાંજ વ્યતિત થયેલી, તેમજ તેમનો શરૂઆતનો ગુજરાતી ચાર ચોપડી સુધીનો અભ્યાસ પણ દ્વારકામાંજ થયેલો. તે પછી તેઓ મુંબઈમાં આવેલા, અને બુદ્ધિવર્ધક સ્કુલમાં ગુજરાતી સાત ચોપડી અને અંગ્રેજી ત્રણ ચોપડીનો અભ્યાસ તેમણે કરેલો,

ગીરધરદાસભાઈ મુંબઈ આવ્યા ત્યારે તેમના પિતાની પડતી દશા હતી અને તે પછી દિવસે દિવસે સ્થિતિ વધારે નબળી થવાથી ગીરધરદાસભાઈને અભ્યાસ બંધ કરી ધંધે લાગવાની જરૂર પડી. બાર વરસની કુમળી વયે ઘરને મદદ કરવા માટે કેળવણીનો ભોગ આપી તેઓ સ્વ. શેઠ કાળીદાસ જુઠાને ત્યાં માસિક આઠ રૂપિયાના પગારથી નોકર રહ્યા. ત્યાં આઠ માસ નોકરી કર્યા બાદ શેઠ કાળીદાસ જુઠાએ પોતાની નવી દુકાન કાળીદાસ ધરમશીના નામની ખોલીને ત્યાં ગીરધરદાસભાઈની નિમણુક કરી જ્યાં તેમણે સાત વરસ સુધી નોકરી કરી. આ અરસામાં ગીરધરદાસ ભાઈએ વેપારનું જ્ઞાન સારી રીતે મેળવેલું અને કાર્યકુશળતાથી પોતાના શેઠની પણ પ્રીતિ સંપાદાન કરેલી તેથી સંવત ૧૯૩૬ના કારતક સુદ એકમથી તેમને એ પેઢીના એક ભાગીદાર બનાવવામાં આવ્યા. ગીરધરદાસભાઈ જે પેઢીમાં આઠ દસ રૂપિયાના પગારથી નોકર રહેલા તેજ પેઢીના તેઓ એક માલેક બન્યા. કાર્યકુશળ માણસને શું દુર્લભ છે?

ધંધામાં ધ્યાન રાખવા સાથે ધાર્મિક કાર્યોમાં અને પરોપકારની બાબતમાં પણ ગીરધરદાસભાઈ સારૂં લક્ષ આપતા, પરોપકારનાં ઘણાં કાર્યો તેમના હસ્તે

થયેલાં છે જેમાંના મુખ્ય મુખ્યની નોંધ આગળ આપેલી છે. ધર્મપ્રત્યે તથા ધાર્મિક સંસ્થાઓ અને શહેરો પ્રત્યે તેમને સારી લાગણી હોવાથી ત્રણ ચાર વખત તેઓ સહકુટુંબ જાત્રાએ ગયેલા અને પોતાના જીવનમાં લગભગ પંદર વીસ હજારનો જાત્રામાં તેમણે ખરચ કરેલો.

પોતાની લોહાણા જ્ઞાતિને માટે પણ ગીરધરદાસભાઈ ઘણીજ સારી લાગણી રાખતા, અને જ્ઞાતિહિતનાં કાર્યોમાં આગળ પડતો ભાગ લેતા જેના પ્રતાપે તેઓ જ્ઞાતિના એક અગ્રેસર લેખાતા અને હજુ પણ જ્ઞાતિ શુભેચ્છકોમાં તેમની ગણના થાય છે. જ્ઞાતિમાં કેળવણી વધારવા માટે તેમણે કેટલીક સ્કોલરશીપ તથા બોર્ડીંગ વિગેરે સ્થાપેલ છે, જેની વિગતવાર નોંધ આગળ આપેલ છે. તે શિવાય જ્ઞાતિ બંધુઓને તેમણે વખતો વખત સારી મદદ આપેલી છે.

શ્રીયુત ગીરધરદાસભાઇ કાપડ બજારમાં સારૂં માનપાન ધરાવવા સાથે જાહેરમાં પણ તેમનું માન સારૂં હતું. કાપડ બજારના સેક્રેટરી તરીકે તેમણે પાંચ વરસ સુધી કામ કરેલું. જાહેરની કેટલીક પેઢીઓ તથા કંપનીઓમાં તેઓ આગેવાન હતા, અને કેટલીક સંસ્થાઓ તથા કેટલાક ગૃહસ્થોના તેઓ ટ્રસ્ટી પણ હતા.

સાધારણ સ્થિતિમાંથી આપ બળે આગળ વધીને ગીરધરદાસભાઇએ સારો પૈસો તથા આબરૂ મેળવેલાં હતાં અને ઇશ્વરે તેમને આપેલ સંપતિનો તેમણે ઉપયોગ પણ સારો કરેલો હતો. તેમની હૈયાતીમાં તેમના હસ્તે જે સખાવતનાં કાર્યો થયેલાં તેમાંનાં કેટલાંકની નોંધ નીચે પ્રમાણે છે.

૧) સંવત ૧૯૫૦માં તેમણે દ્વારકામાં એક અન્નક્ષેત્ર સ્થાપેલું જ્યાં આગળ દરરોજ ત્રીસ અનાથોને અન્નદાન આપવામાં આવે છે. ૨) પોતાની જ્ઞાતિના વિદ્યાર્થીઓને પુસ્તકોની મદદ આપવાનું તેમણે ૧૯૫૦થી ચાલુ કરેલું. જે હજુ ચાલુ છે. ૩) સંવત ૧૯૬૦માં જ્ઞાતિના છોકરા છોકરીઓ માટે બે સ્કોલરશીપ તેમણે સ્થાપેલ છે. ૪) સંવત ૧૯૬૬માં રૂ. આઠ હજાર આપી દ્વારકામાં (સ્વજ્ઞાતિના શેઠ મુળજી પેરાજ સાથે જોડાઇ) “ગીરધરદાસ જેઠાભાઇ અને મુળજીભાઇ પેરાજ લોહાણા બોર્ડીંગ” સ્થાપેલ છે. ૫) ૧૯૫૬ના દુકાળ વખતે મુંબઇ, દ્વારકા અને ભાણવડ વિગેરે સ્થળોએ અનાજ વિના હેરાન થતાં માણસો માટે રસોડાં ખુલ્લાં મુકાવેલાં અને પોતાનાં વતન દ્વારકાનાં ઢોરો માટે સસ્તા ભાવે ઘાસ આપવાનો બંદોબસ્ત કરેલો. ૬) રૂ. પંદર હજાર જુદે જુદે વખતે કરેલી યાત્રામાં ખરચેલા. ૭) રૂ. પંદર હજાર પોતાની માતુશ્રીની ઉત્તર ક્રિયામાં, જ્ઞાતિ ભોજનમાં તથા લ્હાણામાં વાપરેલા.

આટલી સખાવત પોતાની હૈયાતીમાં કરવા ઉપરાંત પોતે ગુજરી ગયા ત્યારે પોતાના વીલમાં પણ લગભગ રૂા. સાઠેક હજારની સખાવત ફરમાવી ગયા છે, જેમાંની મુખ્ય મુખ્ય રકમો આ પ્રમાણે છે.

૧) રૂ. પચીસ હજારના ખરચે મુંબઇ, મલાડ અથવા બીજી કોઇ જરૂરની જગ્યાએ એક સેનેટોરીયમ સ્થાપવું, જેનો લાભ પ્રથમ જ્ઞાતિબંધુને આપવો. ૨) રૂ. દસ હજારની રકમ એમના તરફથી દ્વારકામાં ચાલતાં અન્નક્ષેત્ર માટે જે રકમ જુદી કાઢેલ છે તેમાં ઉમેરવી અને તેના વ્યાજમાંથી ગરીબોને અનાજ આપવાનું, ગાયોને ઘાસ આપવાનું કબૂતરોને ચણ નાખવાનું અને ઢોરોને માટે પાણીનો અવેડો ભરવાનું કામ ચાલુ રાખવું. ૩) રૂ. છ હજાર જુદા કાઢીને તેના વ્યાજમાંથી જ્ઞાતિના વિદ્યાર્થીઓને પુસ્તકોની મદદ, તથા દર વરસે ઓર્ફનેજમાં ઓખાની બે ગુણો આપવી. ૪) પોતાની જ્ઞાતિનો મુંબઇનો કોઇપણ યુનીવર્સીટીમાં અભ્યાસ કરતો વિદ્યાર્થી બીજી ભાષાની પરિક્ષામાં ઉંચે નંબરે પાસ થાય તેને રૂ. પાંચ હજારનું જે વ્યાજ આવે તે આપવું. આમાં સંસ્કૃત ભણનારને પહેલી પસંદગી આપેલી છે. ૫) હાલાઇ સારસ્વત જ્ઞાતિના સંસ્કૃતમાં ઉંચે નંબરે પાસ થનાર વિદ્યાર્થીને રૂ. એક હજારનું વ્યાજ આપવું. ૬) રૂ. એક હજાર દ્વારકામાં પોતાના નામથી ચાલતી બોર્ડીંગમાં આપવા. ૭) રૂ. એક હજારનું વ્યાજ હાલાઇ મહાજન નિરાશ્રિત ફંડમાં આપ્યે જવું. ૮) રૂ. દોઢ હજારના વ્યાજમાંથી દ્વારકામાં પોતાની જ્ઞાતિના વિદ્યાર્થી તથા કન્યાને એક એક સ્કોલરશીપ આપવી. આ શિવાય બીજી ઘણી પરચુરણ રકમો, દેવમંદિરોમાં, ધાર્મિક તથા કેળવણીની સંસ્થાઓમાં અને પોતાના ઘરના તથા દુકાનના નોકરોને આપવાનું લખી ગયા છે.

શ્રીમાન ગીરધરદાસભાઇની લાયકાતથી પ્રસન્ન થઇ નામદાર સરકારે ઇ. સ. ૧૯૦૮મા તેમને જે. પી. નો ઇલ્કાબ આપી તેમની લાયકાતની કદર કરેલી હતી, આ ખુશાલીના પ્રસંગે મુંબઇના કાપડના વેપારીઓની મંડળી તરફથી, હાલાઇ લોહાણા જ્ઞાતિ તરફથી તથા જામનગર અને રાજકોટની જ્ઞાતિ તરફથી તેમને માનપત્રો આપવામાં આવેલાં હતાં. સરકાર તરફથી જે. પી. નો ઇલ્કાબ મેળવવાને ભાગ્યશાળી થવા ઉપરાંત દ્વારકાના શ્રીમાન શંકરાચાર્ય તરફથી "સુનીતિ ભસ્કર" નો ઇલ્કાબ મેળવવાને પણ ગીરધરદાસભાઇ ભાગ્યશાળી થયેલા હતા.

આ પરોપકારી અને ભાગ્યશાળી પુરૂષ સંવત ૧૯૬૯ ના ચૈત્ર સુદ ૩ ના રોજ મલાડ મુકામે ૫૪ વરસની વયે સંતતિમાં પોતાની પાછળ ચાર પુત્રીઓ મુકી સ્વર્ગવાસી થયા હતા, હવે એમની દુકાનનો વહીવટ એમના બે બાહોશ ભાણેજ રામજીભાઇ તથા હરીદાસભાઇ ચલાવે છે.

Late Sheth Girdhardass Jethabhai, J. P.



સ્વ. શેઠ ગીરધરદાસ જેઠાભાઈ, જે. પી.
લોહાણા કોમના એક અગ્રેસર.

Late Sheth Damodardass Gordhandass Sukhadwala, J. P.



**સ્વ. શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા, જે. પી.**

લોહાણા કોમના એક દાનવીર ગૃહસ્થ.

# સ્વ. શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા જે. પી.

સ્વ. શેઠ દામોદરદાસ ન્યાતે ઘોઘારી લોહાણા, એમનો જન્મ સંવત ૧૯૦૪ના શ્રાવણ સુદ બીજના રોજ—સને ૧૮૪૮માં જામનગર તાબાના આટકોટ ગામમાં થયેલો.

એમના વડિલો મૂળ સીમાસી બરવાળાના વતની હતા, ત્યાંથી તેઓ નીચેના કારણસર આટકોટ આવીને વસ્યા હતા. સંવત ૧૮૬૯ની લગભગમાં દ્વારકાના વાઘેરોનું એક ધાડપાડુ ટોળું તેમના ગામમાં આવેલું, તે વખતની રાજ્યવ્યવસ્થા આજના જેવી પદ્ધતિસર નહિ હોવાથી ગામનું રક્ષણ કરવાનાં પુરતાં સાધનો નહોતાં, તેથી ગામના ઘણાખરા લોકો બની શકે તેટલી ઉપયોગી મિલ્કત લઇને, અને કેટલાક તો પોતાનો પ્રાણ લઇને નાસી છૂટયા, પરંતુ ગામના કેટલાક રજપૂતો અને બીજા બહાદુર માણસો ધાડપાડુઓની સામે થયા. સામા થનારામાં દામોદરદાસના પિતા ગોરધનદાસ તથા તેમના મોટાભાઈ કલ્યાણજી તથા દામોદરદાસના કાકા માધવજી પણ હતા. તેઓ બધા બહાદુરીથી લડવા છતાં ધાડપાડુઓની સંખ્યા વિશેષ અને તેમનાં સાધનો સબળ હોવાથી તેમની જીત થઇ અને તેમણે ગામ લુંટયું. આ ઝપાઝપીમાં દામોદરદાસના કાકા માધવજી ધાડપાડુઓને હાથે પકડાઇ ગયા. તેમના હાથ પગમાં ઘરેણાં હતાં તે નહિ નિકળવાથી ધાડપાડુઓએ તેમના હાથપગ કાપી નાખ્યા જેની વ્યાધિથી તેઓ થોડાજ કલાકમા ગુજરી ગયા. આ બનાવથી પોતાના વતન પર કંટાળી ગોરધનદાસ તથા કલ્યાણજીએ તેનો ત્યાગ કર્યો અને ઉપર બતાવેલ આટકોટ ગામમાં તેઓ આવી વસ્યા. કે જ્યાં આગળ શેઠ દામોદરદાસનો જન્મ થયો, આ આટકોટ છે તો નાનું ગામડું પણ ત્યાં આગળ કચ્છના લાખા ફુલાણી અને ગુજરાતના મુળરાજ સોલંકી વચ્ચે મોટી લડાઇ થયેલી હોવાથી તે ઇતિહાસમાં સારી રીતે પ્રસિદ્ધ છે.

આટકોટમાં થોડાં વરસ રહ્યા પછી દામોદરદાસના પિતા ગોરધનદાસ તથા તેમના મોટા ભાઇ કલ્યાણજી મુંબઈ આવ્યા અને તેમણે સુખડનો વેપાર શરૂ કર્યો. સુખડ એ પારસી લોકોની ધર્મક્રિયામાં એક ઘણીજ અગત્યની અને પવિત્ર વસ્તુ હોવાથી પારસીની સારી ઘરાકી ગોરધનદાસને હતી, અને તે વખતના ઘણા નામાંકિત પારસીઓની સાથે તેમને પિછાણ હતી. તેઓ સુખડના મોટા વેપારી હોવાથી સુખડવાળાના નામથી લોકોમાં ઓળખાતા.

શેઠ દામોદરદાસે સાત વરસની વયે પોતાનો અભ્યાસ શરૂ કરેલો, અને પોતાની ચાલાકી તથા ગામઠી મહેતાજીની ઉત્તમ શિક્ષણ પધ્ધતિના પ્રભાવે એક વરસમાં

લખવા વાંચવા જેટલું તથા હિસાબ કરવા જેટલું જ્ઞાન મેળવેલું, અંગ્રેજી ભણવાથી નાસ્તિક થઈ જવાય છે, એવી એમના પિતાની માન્યતા હોવાથી તેમણે પોતાના પુત્રને અંગ્રેજી ભણવા ના પાડી, પરંતુ દામોદરદાસની વૃત્તિ તિવ્ર હોવા સાથે તેમના પિતાના કેટલાક સુધરેલા સ્નેહીઓએ સલાહ આપવાથી તેમને એલ્ફીન્સ્ટન હાઈસ્કૂલમાં દાખલ કરવામાં આવ્યા. મુંબઈના સુપ્રસિદ્ધ સોલીસીટર મી. મુળજી ભવાનીદાસ બારભાયા તથા મી. ગોકળદાસ રૂપજી મોદી તેમના સહાધ્યાયી હતા. એક વરસ દામોદરદાસે અભ્યાસ કર્યો, તે પછી એમના પિતા કે જેઓ જુના વિચારના હતા તેમને પોતાના એકના એક પુત્રને પરણાવી સંસાર સુખનો લ્હાવો લેવાનો વિચાર થવાથી તેમનાં લગ્ન કર્યાં. ખરેખર! આ એમની ગંભીર ભૂલ હતી. જે ઉમરે લગ્ન જેવી જીંદગીની અગત્યની અને ગંભીર બાબતનો બાળકને ખ્યાલ પણ ન હોય, સપ્તપદીની પવિત્ર પ્રતિજ્ઞાઓ બોલી તો શું પણ સાંભળી કે સમજી પણ ન શકતું હોય તેવી નાની ઉમરે "બાળ લગ્ન" કરી પોતાનાં સંતાનોની જીંદગી વ્યર્થ કરવી એ અજ્ઞાન માતાપિતાની ભયંકર અને દેશને પાયમાલ કરનારી ભૂલ છે.

બાળવયમાં સ્ત્રીરૂપી જોતરૂં ગળામાં પડવાથી દામોદરદાસના અભ્યાસમાં ખલેલ પડવા માંડી, છતાં પણ જેમ તેમ કરીને અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી તેમણે પોતાનો અભ્યાસ લંબાવ્યો, તે પછી તેમને સ્કૂલ છોડવાની ફરજ પડી. "ફરજ પડી" એમ એટલા માટે લખ્યું છે કે એમના પિતાએ ધાર્યું કે હવે છોકરો વધારે ભણશે તો હિંદુ ધર્મ પરથી તેની શ્રદ્ધા ઉઠી જશે અને તેથી તેમણે દામોદરદાસને અભ્યાસ કરતા અટકાવી પોતાના ધંધામાં સામેલ કર્યા, એ ધંધામાં પણ દામોદરદાસે સારી કુશળતા બતાવી. અને એમના પિતા ગુજરી ગયા તે પછી સાત આઠ વરસ સુધી દામોદરદાસે સુખડની દુકાન ચલાવી, એમની દુકાન કોટમાં બજારગેટમાં હતી, સુખડના વેપારીઓ વધી જવા સાથે તેમાં કાંઈ કસ નહિ રહેવાથી દામોદરદાસે સુખડની દુકાન બંધ કરી અને થોડો વખત રબ્બર તથા હાથીદાંતનો વેપાર કર્યો, આ ધંધામાંથી તેમનું ધ્યાન રૂની દલાલી તરફ ખેંચાયું તેથી બીજા બધા ધંધા પડતા મુકી રૂની દલાલીનો ધંધો તેમણે શરૂ કર્યો, જે તેમના અંત પર્યંત ચાલુ હતો. પોતાની કુનેહ તથા ભાગ્યદેવીની કૃપાથી રૂના તેઓ એક મોટા દલાલ થયા અને એ ધંધામાં તેમણે સારી આબરૂ તથા પુષ્કળ દ્રવ્ય પ્રાપ્ત કર્યું. મુંબઈની જે પ્રખ્યાત કંપનીઓ તથા મીલોના તેઓ દલાલ હતા તેનાં નામઃ—મીતસુઈ બુશાન કયશા લીમીટેડ, મેસર્સ બ્રેડબરી બ્રેડીની કંપની, કોલાબા લેન્ડ, ઈન્ડો ચાયના, જ્યુબિલી, કુરલા, કોરોનેશન, એલ્ફીન્સ્ટન અને જીવરાજ બાલુ વિગેરે વિગેરે.

ઉપરની કંપનીઓ તથા મીલોના રૂના દલાલ તરીકે કામ કરી તેમને દામોદરદાસે સંતોષ આપેલો, જેના બદલામાં હજુ પણ તેમનું નામ માનપૂર્વક યાદ કરવામાં આવે છે.

ધંધામાં ધ્યાન આપી તેમાંથી પુષ્કળ પૈસા પેદા કરી એ પૈસાનો તેમણે સખાવતનાં કાર્યોમાં ઉપયોગ કરેલો હતો, એમની લગભગ બધી દોલત સખાવતનાં કાર્યોમાંજ વપરાયેલી છે. પોતાની વાર્ષિક પચાસથી સાઠ હજારની આવકમાંથી પોતાને જોઇતું જરૂરનું દ્રવ્ય રાખી બાકીનું બધું તેઓ પરોપકારમાં ખરચી નાખતા, પોતે એક પ્રતિષ્ઠિત અને પ્રખ્યાત ગૃહસ્થ હોવા છતાં તેમજ સારી આવકવાળા હોવા છતાં પોતાને માટે એક બંગલો તો શું પણ એક સાદું મકાન પણ એમણે બંધાવ્યું નહોતું. એમની લગભગ બધી દોલત સખાવતનાં કાર્યોમાંજ વપરાયેલ છે, લગભગ આઠ લાખ રૂપિયા જેવડી મોટી રકમ એમના હસ્તે પરોપકારનાં કાર્યોમાં વપરાયેલ છે, તેમના હસ્તે થયેલાં શુભ કાર્યોમાંનાં કેટલાંકની નોંધ નીચે પ્રમાણે છે.

૧) ચાર લાખ રૂપિયાના ખરચે મુંબઇમાં "ધિ પિપલ્સ ફ્રી રીડીંગરૂમ અને લાઇબ્રેરી" તેમણે સ્થાપેલ છે. ૨) એક લાખ રૂપિયા કલકત્તાના બ્રહ્માસમાજને આપેલા. ૪) રૂ. દસ હજાર પોતાની જ્ઞાતિનાં અનાથ બાળકો માટે "અનાતવાળા અને સુખડવાળા ઓર્ફનેજ" સ્થાપવામાં આપેલા. ૫) વિલાયત તેઓ ગયેલા ત્યારે ત્યાં રાજા રામમોહનરાયની કબર ખરાબ હાલતમાં હતી તે તેમણે સુધરાવેલી ૬) બોર-વૉર વખતે દેશી લશ્કરને મદદ કરવા માટે અત્રેથી પાંચ ડાકટરો મોકલાવેલા અને તેમાં રૂા. દસ હજાર ખરચ કરેલા, જેના બદલામાં બ્રિટિશ સેનાપતિ લોર્ડ રોબર્ટસે પત્ર લખી તેમનો આભાર માનેલો. ૭) અન્ત્યંજ વર્ગને કેળવણી આપવાની તથા બીજી મદદ કરેલી. ૮) મુંબઇના પહેલા પ્લેગ વખતે લોકોને મદદ કરેલી. ૯) કોલાબા ખાતે નાઇટ સ્કૂલ સ્થાપેલી જે હજુ ચાલુ છે. ૧૦) તારદેવની "દાદાભાઇ પુઅર બોયઝ સેમીનરી એન્ડ લાઇબ્રેરી"ને મદદ કરેલી. ૧૧) મુંબઇ પ્રાર્થના સમાજની જગ્યામાં રાજા રામમોહનરાય આશ્રમ તથા પ્રો. ભંડારકર લાઇબ્રેરી સ્થાપેલી. ૧૨) માથેરાનમાં કરસનદાસ મુળજી લાઇબ્રેરી સ્થાપેલી. ૧૩) કરાંચીના "ધિ જ્યોર્જ કલાર્ક રીડીંગરૂમ"ને મદદ કરેલી ૧૪) ભરૂચની લાઇબ્રેરીને મદદ કરેલી. ૧૫) અત્રેની ઝવેરીલાલ લાઇબ્રેરીને મદદ કરેલી. ૧૬) માથેરાન તથા મુંબઇમાં દરિયા કિનારે બાંકડા મુકાવેલા. ૧૭) અનેક ગ્રંથકારો વિદ્યાર્થીઓ, લાઇબ્રેરીઓ તથા કેળવણીની સંસ્થાઓને મદદ કરેલી, ટુંકમાં એમના હસ્તે સખાવતનાં ઘણાં કાર્યો થયેલાં, પરંતુ તેઓ જાહેરમાં પોતાનું નામ આપતા નહિ તેથી તેમની સખાવતોની સંપૂર્ણ વિગત મળી શકતી નથી.

યૂરોપ, ચીન, જાપાન અને અમેરિકાની મુસાફરી તેમણે બે વખત કરેલી, પોતે ઘણા છુટા વિચારના અને સુધારક હતા, મૂર્તિ પૂજામાં એમને શ્રદ્ધા નહોતી, પરંતુ ઈશ્વરનું અસ્તિત્વ કબૂલ કરતા અને પ્રાર્થના સમાજમાં નિયમિત જતા, વિધવા વિવાહ તથા પુનઃર્વિવાહના હિમાયતી હતા અને પોતાના મુરબ્બીપણા નીચે

તેવા વિવાહો કરાવી જોડાંઓને ભેટ સોગાદ આપતા, કસરતના શોખીન હતા તેથી સર દીનશા પીટિટ કસરતશાળાના સેક્રેટરીનું કામ કરતા, પોતે જાતે પણ કસરત કરતા, તરવાની કસરતના બહુજ શોખીન હતા. સ્ત્રી કેળવણી તથા સુધારા સંબંધે રાસ્ત ગોફતારમાં લેખ આપતા. બ્રહ્મસમાજ પ્રત્યે અતિશય લાગણી હતી, તેથી તેના સિદ્ધાંતો ફેલાવવા પોતાના ખરચે પંડિતો દેશ વિદેશ મોકલતા. સારી આવક ધરાવતા છતાં તદ્દન સાદી સ્થિતિમાં રહેતા, સ્વભાવે ઉદાર હતા, પરંતુ આંધળી સખાવત કરતા નહિ, સાધુ બાવાને બહુ મદદ આપતા નહિ, નિરાધાર કે અપંગ હોય તો મદદ કરતા, જ્ઞાતિબંધનથી વિરૂદ્ધ હતા, છતાં પોતાની લુહાણા જ્ઞાતિના હિતને માટે બનતો યત્ન કરતા અને જ્ઞાતિબંધુને જરૂરની મદદ આપતા, મુંબઈમાં ભરાયેલ પહેલી લોહાણા કોન્ફરન્સની સ્વાગત કમિટિના તેઓ પ્રમુખ નિમાયા હતા અને જીવ્યા હોત તો એકાદ કોન્ફરન્સના પ્રમુખ પણ થાત.

બાળવયમાં થયેલાં લગ્નથી દામોદરદાસને એક પુત્ર તથા એક પુત્રી ઉત્પન્ન થયેલાં પરંતુ ૯ વરસની ઉમરનો થઈને પુત્ર અને ૨૫ વરસની થઈને પુત્રી ગુજરી ગઈ હતી, તેમજ તેમનાં પત્ની લાડકોરબાઈ પણ દામોદરદાસની જુવાન વય હતી ત્યારે ગુજરી ગયેલાં, તે પછી તેમણે બીજું લગ્ન કર્યું નહોતું, તેઓ ગુજરી ગયા ત્યારે સંતતિમાં પોતાનાં શુભ કાર્યો મુકી ગયા છે, એમના કુટુંબમાં હાલ એમના એક પિત્રાઈ ભાઈ—વાઘજી કલ્યાણજી હૈયાત છે.

શ્રીમાન દામોદરદાસ ઘણુંજ સારૂં મિત્રમંડળ ધરાવતા હતા, અને એમનો ઉદય તથા એમની સખાવતોનો પ્રવાહ કેટલેક અંશે એમના મિત્રમંડળને આભારી છે તેમના મિત્રોમાં ખાસ કરીને પારસી ગૃહસ્થો વિશેષ હતા સર દીનશાહ એદલજી વાચ્છા, સોરાબજી શાપુરજી બંગાળી, ખરશેદજી રૂતમજી કામા, બેરામજી મેરવાનજી મલબારી, કેખશરૂ કાબરાજી, કાવસજી મેરવાનજી શરાફ અને સર નારાયણ ચંદાવરકર જેવા મુંબઈના પ્રસિદ્ધ શહેરીઓ તેમના અંગત મિત્ર હતા અને બનતાં સુધી દામોદરદાસ દરેક કાર્યમાં પોતાના મિત્રોની સલાહ લેતા.

આ પ્રતાપી અને આપબળે આગળ વધેલ ભાગ્યશાળી પુરૂષ સને ૧૯૧૩ના નવેમ્બરની ૧૧ મી તારીખે સંવત ૧૯૭૦માં પોતાની પાછળ કાંઈ પણ સંતતિ મુકયા શિવાય પોતાની બધી મિલ્કત ધર્માદામાં આપીને સ્વર્ગવાસી થયા હતા.

# સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ. જે. પી.

પાંચમા અને હાલના બેરોનેટ.

હાલના નામદાર સર જમશેદજીનો જન્મ સને ૧૮૭૮ના માર્ચ માસની છઠ્ઠી તારીખે થયો હતો, તેમનું ન્હાનપણનું નામ શેઠ રૂસ્તમજી કાવસજી ખરશેદજી હતું, અને હાલ તેઓ નામદાર પહેલા સર જમશેદજીની ગાદી પર પાંચમાં બેરોનેટ તરીકે બિરાજે છે.

નામદાર સર જમશેદજી સને ૧૯૦૮ માં બેરોનેટની ગાદી પર આવેલા છે, અને તે વખતથી એ ગાદીને શોભાવે તેવી રીતે તેઓ વરતે છે, તેમને બેરોનેટની ગાદી મળ્યા પછી સમસ્ત પારસી કોમે એક જાહેર સભા ભરી તેમને કોમના તથા પારસી પંચાયતના વડા તરીકેનો હોદ્દો આપેલ છે, જે હોદ્દાની જોખમભરી ફરજ બજાવવા તેઓ પોતાથી બનતું કરે છે, એવી લોકવાણી છે.

કોમના એક આગેવાન તરીકેની સર જમશેદજીની કારકીર્દિ જેમ ઉજ્વળ છે, તેવીજ રીતે એક શહેરી તરીકેની તેમની કારકીર્દિ પણ તેવીજ ઉજ્વળ છે, પારસી કોમના વડા, પારસી પંચાયતના પ્રમુખ, સર જમશેદજી બેનીવોલન્ટ ઇન્સ્ટીટયુટના પ્રમુખ અને એવીજ બીજી પ્રખ્યાત પારસી સંસ્થાઓના જેમ તેઓ આગેવાન છે, તેવીજ રીતે કેટલીક જાહેર સંસ્થાઓ તથા વેપારી મંડળીઓના પણ તેઓ આગેવાન છે; એટલુંજ નહિ પણ સ્થાનિક મ્યુનીસીપાલીટીના એક સભાસદ તરીકે પણ તેઓ કેટલોક વખત થયાં નિમાયેલા છે.

સર જમશેદજી નામદાર સરકાર તરફથી પણ માનચાંદ મેળવવાને ભાગ્યશાળી થયેલા છે, નામદાર સરકારે તેમને જે. પી.નો ઇલ્કાબ, ગવર્નરની ધારાસભાના સભાસદનું માન અને સને ૧૯૧૫ની સાલને માટે મુંબઇના શેરીફનો માનવંત હોદ્દો આપી તેમની લાયકાતની યોગ્ય કદર કરેલી છે.

નામદાર સર જમશેદજી સરખા લાયક પુરૂષને પરમાત્મા દીર્ઘઆયુષ્ય અર્પણ કરે અને ભવિષ્યમાં તેમના હસ્તે તેમના પ્રતાપી વડિલોના જેવાં અનેક લોકોપયોગી કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.

Sir Jamshedji Jijibhai, J. P., Present Baronet.



સર જમશેદજી જીજીભાઈ, જે. પી.

પાંચમા અને હાલના બેરોનેટ.

Sir Dinshaw Manekji Petit, J. P., Present Baronet.



સર દીનશાહ માણેકજી પીટિટ, જે. પી.

બીજા અને હાલના બેરોનેટ.

# સર દીનશા માણેકજી પીટિટ, બેરોનેટ. જે. પી.

## બીજા અને હાલના બેરોનેટ.

હાલના નામદાર બીજા સર દીનશા માણેકજી પીટિટ બેરોનેટનું ન્હાનપણનું નામ જીજીભાઈ ફરામજી હતું, તેઓ પહેલા સર દીનશાજીના પુત્ર ફરામજી શેઠના પુત્ર થાય, તેમનો જન્મ સને ૧૮૭૩ના જુન માસની સાતમી તારીખે મુંબઈમાં થયો હતો.

મુંબઈની ફોર્ટ હાઈસ્કૂલમાં અને તે પછી એક બાહોશ અંગ્રેજી શિક્ષકના હાથ નીચે અંગ્રેજી કેળવણી લીધા બાદ શેઠ જીજીભાઈ પોતાના વડિલની ઓરીએન્ટલ સ્પીનીંગ એન્ડ વીવીંગ મીલ્સના કામકાજમાં જોડાઈ ગયા હતા, આ મીલ ઉપરાંત બીજી મીલના વહીવટમાં પણ તેમનો હાથ હતો.

એમના પિતા ફરામજી શેઠ કે જેઓ પહેલા સર દીનશાજીના અવસાન પછી બીજા બેરોનેટ તરીકે ગાદીએ આવનાર હતા, તેઓ પોતાના પિતાજીની હૈયાતી દરમ્યાનજ ગુજરી જવાથી શેઠ જીજીભાઈ બીજા બેરોનેટ તરીકે નક્કી થયા હતા, અને તેથી સને ૧૯૦૧ના જુનની પાંચમી તારીખે પહેલા સર દીનશાજી સ્વર્ગવાસી થયા પછી બેરોનેટની ગાદી તેમને મળી હતી.

બેરોનેટની ગાદી પર આવ્યા પછી સર દીનશાજીએ જાહેર હિલચાલોમાં તથા પોતાની કોમને લગતા સવાલોમાં આગળ પડતો ભાગ લેવો શરૂ કરેલો, જે પ્રમાણે હાલ પણ તેઓ સર્વ હિલચાલોમાં બનતો ભાગ લીએ છે.

સર દીનશાજી, મ્યુનીસીપાલીટીના એક આગેવાન સભાસદ, ધારાસભાના મેમ્બર, સુલેહના અમલદાર, પારસી પંચાયતના એક ટસ્ટી, મુંબઈના એક શ્રીમંત ગૃહસ્થ, એક મોટા મીલ માલેક, એક પ્રતિષ્ટિત શહેરી અને કેટલીક જાહેર તથા તેમની કોમની સંસ્થાઓના આગેવાન છે.

સર દીનશાજીનાં પત્ની પણ એક દયાવંત અને પરોપકારી બાનુ છે, તેઓ મુંબઈનાં સ્ત્રીમંડળમાં આગળ પડતો દરજ્જો ભોગવે છે, અને સખાવતની તથા જાહેર હિલચાલોમાં સારો ભાગ લીએ છે.

નામદાર સર દીનશાજીને પરમાત્મા દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને તેમના હસ્તે પણ તેમના પ્રતાપી વડિલનાં જેવાં લોકહિતનાં તથા સખાવતનાં અનેક શુભ કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.

# સર કાવસજી જહાંગીરજી બેરોનેટ. જે. પી.

### ત્રીજા પારસી બેરોનેટ.

હાલના નામદાર સર કાવસજી જહાંગીરજીનું મૂળ નામ જહાંગીરજી હતું, અને તેઓ પહેલા સર કાવસજીના વડાભાઇ હીરજી જહાંગીરના વડા પુત્ર શેઠ જીવણજીના પુત્ર થાય, પરંતુ પહેલા સર કાવસજીને પુત્ર નહિ હોવાથી તેમણે જહાંગીરજીને દત્તક લીધા હતા. તેમનો જન્મ સને ૧૮૫૨માં થયો હતો. તેમણે શરૂઆતમાં પ્રોપ્રાયેટરી હાઇસ્કૂલમાં અને તે પછી એલ્ફીન્સ્ટન કોલેજમાં કેળવણી લીધી હતી.

સર કાવસજી તથા તેમનાં પત્ની લેડી ધનબાઇએ વિલાયતની મુસાફરી અનેક વખત કરેલ છે, તેઓ પ્રથમ સને ૧૮૮૪માં વિલાયત ગયાં હતાં. સને ૧૮૯૪ની તેમની ચોથી વખતની મુસાફરી વખતે લંડનમાં તેમને સર નાઇટનો ઘણોજ માનવંત ઇલ્કાબ આપવામાં આવ્યો હતો. જે ઇલ્કાબનો ચાંદ મહારાણી વિકટોરીયાના હસ્તે મેળવવા તેઓ ભાગ્યશાળી થયા હતા. ત્યાં તેમણે ઇમ્પીરીયલ ઇન્સ્ટીટયુટ નામની સંસ્થામાં "રેડીમની હૉલ" બંધાવવા માટે બે લાખ રૂપિયાની બાદશાહી રકમ મદદ તરીકે આપેલી હતી, તે પછી તેમણે સને ૧૯૧૨ માં મુંબઇની સાયન્સ કોલેજમાં રૂા. આઠ લાખ આપેલા હતા અને તેમની એ સખાવતથી પ્રસન્ન થઇ નામદાર સરકારે તેમને બેરોનેટનો ઘણોજ માનવંતો ઇલ્કાબ આપેલો હતો, પારસી કોમમાં સર જમશેદજી અને સર દીનશા પીટિટ પછી ત્રીજા બેરોનેટ થનાર સર કાવસજી છે.

સર કાવસજી મુંબઇના એક આગેવાન શહેરી છે, અને મુંબઇમાં તેઓ સારૂં માનપાન તથા ભારે લાગવગ ધરાવે છે. તેઓ એક જસ્ટીસ ઓફ ધિ પીસ, એક મ્યુનીસીપલ કોરપોરેટર, ધારાસભાના એક વખતના સભાસદ, એક આગેવાન મીલ માલેક, પારસી પંચાયતના એક માનવંત ટ્રસ્ટી અને એ ઉપરાંત બીજી પણ કેટલીક ન્હાની મ્હોટી સંસ્થાઓ તથા વેપારી કંપનીઓના આગેવાન છે, વિશેષમાં હાલમાં નામદાર સરકારે તેમને સને ૧૯૧૯ની સાલને માટે મુંબઇના શેરીફનો અત્યંત માનવંત હોદ્દો આપેલો છે.

સર કાવસજીનાં પત્ની લેડી ધનબાઇ પણ એક પરોપકારી અને મુંબઇનાં આગેવાન બાનુ છે, તેઓ સ્ત્રીઓને લગતી જાહેર હિલચાલોમાં આગળ પડતો ભાગ લીએ છે, તેમના પુત્ર પણ એક કેળવાયેલા અને બાહોશ ગૃહસ્થ છે, અને સને ૧૯૧૯ની સાલને માટે તેઓ મુંબઇની મ્યુનીસીપાલીટીના પ્રમુખ નિમાયેલા છે.

Sir Kavasjee Jehangirji Readymony, Baronet.



સર કાવસજી જહાંગીરજી રેડીમની, બેરોનેટ.

Sir Dorabji Jamshedji Tata. Knight. J. P.



સર દોરાબજી જમશેદજી તાતા. નાઈટ, જે. પી.

# સર દોરાબજી જમશેદજી તાતા. નાઈટ. જે. પી.

હિંદના મહાન ઉદ્યોગી પુરૂષ સ્વ. શેઠ જમશેદજી નસરવાનજી તાતાના વડા પુત્ર સર દોરાબજી તાતાનો જન્મ સને ૧૮૫૯ના ઓગસ્ટની ૨૭ મી તારીખે થયો હતો.

તેમણે અત્રેની હાઇસ્કૂલ તથા કેંબ્રીજની યુનીવરસીટીમાં પોતાની અંગ્રેજી કેળવણી લીધેલી હતી અને તે પછી તેઓ પોતાના પિતાની પેઢીમાં જોડાઇ ગયા હતા, જે પેઢીનાં કામકાજમાં તેઓ સારૂં લક્ષ આપતા અને એમના પિતા જ્યારે અમુક સંચાકામ કે હુન્નરનો અનુભવ લેવા યુરોપ અમેરિકા જતા ત્યારે પાછળથી સર દોરાબજી પેઢીનું સર્વ કામકાજ ચલાવતા.

તાતા કંપની આજે હુન્નર ઉદ્યોગમાં એક મહાન કંપની તરીકે ગણાય છે, તેનું કારણ શેઠ જમશેદજીની કુશળતાને આભારી છે, તેવીજ રીતે તેના હાલના માલેક સર દોરાબજીને પણ આભારી છે. સર દોરાબજીએ સદરહુ કંપનીને ખીલવવામાં ઘણોજ શ્રમ લીધેલો છે, અને એમના શ્રમનું સંતોષકારક પરિણામ આવેલું છે.

પોતાના પિતાએ સ્થાપવા ધારેલ તાતા આયર્ન એન્ડ સ્ટીલ કંપની તથા તાતા હાઇડ્રો ઇલેકટ્રીક કંપનીને વ્યવસ્થિત અને આબાદ કરવા ઉપરાંત સર દોરાબજીએ આંધ્રાવેલી પાવર સપ્લાઇ કંપની, તાતા ઇન્ડસ્ટ્રીયલ બેંક, તાતા ઓઇલ મીલ્સ કંપની, અમદાવાદની એડવાન્સ મીલ, ટાટા મીલ્સ, ડેવીડ મીલ્સ, સ્ટાન્ડર્ડ મીલ્સ તાતા ઇન્ડીયનન સીમેન્ટ કંપની ઇત્યાદિ અનેક નવીન ધંધાની પ્રવૃતિઓ ચાલુ કરેલ છે, અને એ સર્વ કંપનીઓને નમૂનેદાર ખાતાં બનાવેલ છે, જેના પ્રતાપે હુન્નર ઉદ્યોગ અને આર્થિક આબાદીમાં તાતા કંપની એક ઉત્તમ પેઢી ગણાય છે, વિશેષમાં હાલમાં તેમણે ત્રીસ કરોડની થાપણવાળી "ઇન્ડીયન પ્રુડેન્સીયલ એસ્યુરન્સ કંપની" નામની નવી વીમા કંપની સ્થાપેલી છે, જેની જોડની બીજી કોઇ પણ એવી કંપની હાલ હિંદુસ્તાનમાં નથી.

સર દોરાબજી હુન્નર ઉદ્યોગમાં જેમ પ્રવિણ છે, તેવીજ રીતે તેઓ દિલના પણ દયાળુ અને ઉદાર છે, અને સખાવતનાં કાર્યોમાં લાખો રૂપિયા કાઢી આપે છે, ચેપી દરદોનાં મૂળની શોધખોળ માટે સરકાર તરફથી એક કોલેજ સ્થાપાવાની છે તેને દર વરસે મદદ તરીકે એક લાખ રૂપિયા આપવા સર દોરાબજીએ જણાવેલું છે, તે ઉપરથીજ તેમની ઉદારતાનો ખ્યાલ આવી શકશે.

સર દોરાબજી પોતાની કોમમાં, જાહેરમાં, વેપારી મંડળોમાં અને સરકારમાં ભારે માન ધરાવે છે, અને નામદાર સરકારે તેમને જે. પી. નો તથા સને ૧૯૧૨માં સર નાઇટનો ઘણોજ માનવંત ઇલકાબ તેમને આપી તેમની યોગ્ય કદર કરેલી છે. સને ૧૯૧૫ની ઇન્ડીયન ઇન્ડસ્ટ્રીયલ કોન્ફરન્સના તેઓ પ્રમુખ ચુંટાયેલા હતા અને તેવીજ રીતે ઇન્ડીઅન ઇન્ડસ્ટ્રીયલ કમીશનના એક સભાસદ પણ ચુંટાયેલા હતા, વિશેષમાં છેલ્લી મહાન લડાઇ વેળા તેમણે સરકારને લડાઇનાં સાધનો બનાવવાના કામમાં ભારે મદદ કરેલી છે.

# સર શાપુરજી બરજોરજી ભરૂચા. નાઈટ.જે. પી.

સાધારણ સ્થિતિમાંથી આપબળે આગળ વધેલા, પારસી કોમના એક મહાન અગ્રેસર, સખાવતે બહાદુર ગૃહસ્થ, એક આગેવાન મીલ માલેક તથા બાહોશ નાણાં શાસ્ત્રી, અને જુના શેર બજારના સ્થંભ રૂપ ગણાતા સર શાપુરજી ભરૂચાનો જન્મ ભરૂચમાં થયો હતો, જન્મ સમયે તેમના પિતાની આર્થિક સ્થિતિ સાધારણ હતી. પિતાની સ્થિતિ સાધારણ હોવાથી સર શાપુરજી બચપણમાં ઉંચી કેળવણી લઇ શકયા નહોતા, અને ન્હાની વયે તેમને ધંધે લાગવાની જરૂર પડી હતી. ધંધાને માટે તેઓ મુંબઇ આવેલા હતા અને તેમણે પોતાના ધંધાની શરૂઆત સને ૧૮૬૩માં કરેલી હતી, તેમણે પ્રથમ એકલાએજ ધંધાની શરૂઆત કરેલી, પરંતુ થોડા વખત પછી તેઓ સુરતના સુપ્રસિદ્ધ જૈન ગૃસ્થ શેઠ તલકચંદ માણેકચંદની સાથે જોડાયા હતા અને તલકચંદ એન્ડ શાપુરજીના નામની પેઢી ખોલી હતી, જે પેઢી મુંબઇની એક આબરૂદાર પેઢી ગણાયછે અને મુંબઇની બેંકો, મીલો, અને રૂ તથા સુતરના વેપારીઓ તેમજ બીજા વેપારી મંડળોની સાથે બહોળા પ્રમાણમાં કામકાજનો સંબંધ ધરાવવાને માટે સુવિખ્યાત છે.

સને ૧૮૬૯થી સર શાપુરજીએ મીલ ઉદ્યોગની શરૂઆત કરેલી અને એ ઉદ્યોગમાં ધીમે ધીમે આગળ વધી તેમણે સારી નામના તથા પુષ્કળ પૈસો મેળવેલો. તેઓ એક મહાન વેપારી, મીલ માલેક, બાહોશ નાણાંશાસ્ત્રી, અને શેર બજારના પ્રમુખ તરીકે સારી રીતે પ્રખ્યાત છે. એક નાણાંશાસ્ત્રી તરીકેની તેમની કુશળતાથી સને ૧૮૯૩માં સરકારે નિમેલ હર્શેલ કમિટીએ બીજા નાણાંશાસ્ત્રીઓની સાથે તેમનો પણ અભિપ્રાય માગેલો હતો.

એક ધંધાદારી તરીકેની સર શાપુરજીની કારકીર્દિ જેમ ઉજ્વળ છે, તેવીજ રીતે તેમની જાહેર કારકીર્દિ પણ વખાણવા લાયક છે. તેઓ પોતાની કોમમાં, જાહેર પ્રજામાં અને સરકારમાં સારૂં માન ધરાવે છે અને તેથી નામદાર સરકારે તેમને જે. પી. નો ઇલ્કાબ, સને ૧૯૧૧ની સાલને માટે મુંબઇના શેરીફનો હોદ્દો, અને સને ૧૯૧૨ માં સર નાઇટનો માનવંત ઇલ્કાબ આપી તેમની લાયકાતની કદર કરેલ છે.

સર શાપુરજીએ યૂરોપની મુસાફરી પણ કરેલી છે, અને એ મુસાફરી દરમ્યાન તેઓ ઇંગ્લાંડ ગયેલા ત્યારે માજી હિંદી વજીર લોર્ડ મોરલીની મુલાકાતનું માન તેમને મળ્યું હતું. સર શાપુરજીની કારકીર્દિમાં જે કંઇ ખાસ જાણવા જેવું છે તે તેમનું ઉદાર અંતઃકરણ છે; અને અંતરની એમની ઉદારતાને લીધેજ સર્વ કોઇના મનમાં તેમને માટે સારૂં માન રહેછે, સખાવતનાં કાર્યોમાં તેઓ તડાકાબંધ હજારો બલકે લાખો રૂપિયા આપી દીએ છે, અને આજ સુધીમાં એવી રીતે લાખો રૂપિયા તેમણે આપેલા છે, તેઓ જીવદયાના ભારે હિમાયતી અને ગરીબોના ખરા મદદગાર છે.

Sir Shapurji Burjorji Bharucha, Kt., J. P.



**સર શાપુરજી બરજોરજી ભરૂચા, નાઈટ, જે. પી.**

મુંબઈના એક આગેવાન મીલમાલિક અને પરોપકારી શહેરી.

Sir Ibrahim Rahimtulla, Kt., J. P., C. I. E.



**સર ઈબ્રાહિમ રહિમતુલ્લા, નાઈટ, જે. પી., સી. આઈ. ઈ.**

ખોજા કોમના એક મહાન અગ્રેસર અને મુંબઈની એક્ઝીક્યુટિવ કાઉન્સીલના સભાસદ.

# સર ઈબ્રાહિમ રહિમતુલ્લા નાઈટ.

જે. પી. સી. આઇ. ઇ. ઇત્યાદિ.

---

સર ઇબ્રાહિમ રહિમતુલ્લાનો જન્મ સને ૧૮૬૨ના મે મહિનામાં મુંબઇ મુકામે થયો હતો, એમના પિતા એક શ્રીમંત વેપારી હતા, અને અંગ્રેજી કેળવણી પ્રત્યે તેમને સારી લાગણી હતી, તેથી પોતાના ત્રણે પુત્રોને તેમણે અંગ્રેજી શિક્ષણ આપેલું હતું. સર ઇબ્રાહિમના પિતા જો વધારે વખત જીવ્યા હોત તો સર ઇબ્રાહિમ ઉંચી કેળવણી મેળવી શકત અને ભવિષ્યમાં એક બાહોશ ધારાશાસ્ત્રી નિવડત, પરંતુ તેમની ન્હાની વય હતી ત્યારેજ એમના પિતા ગુજરી જવાથી એમને પોતાનો અભ્યાસ બંધ કરી પોતાના મોટા ભાઇ મહમદભાઇની સાથે ધંધામાં જોડાવું પડ્યું હતું.

ધંધામાં સર ઇબ્રાહિમે સારૂં લક્ષ આપેલું હતું અને રહિમતુલ્લા કાદરભાઇ એન્ડ કંપની નામની તેમની પેઢીને સારા પાયા પર મુકવામાં તેમણે શ્રમ લીધો હતો. ધંધો કરવાની સાથે કેળવાયેલા હોવાથી જાહેર હિલચાલમાં પણ તેઓ લક્ષ આપતા અને તેથી સને ૧૮૯૨માં તેઓ માંડવી વિભાગ તરફથી મ્યુનીસીપાલીટીના એક સભાસદ તરીકે ચુંટાયા હતા. તે વખતથી મ્યુનીસીપાલીટીના એક આગેવાન તરીકે ઘણાં વરસો સુધી તેમણે કામકાજ કરેલું છે, સને ૧૮૯૫માં તેઓ સ્ટેન્ડીંગ કમિટિના મેમ્બર ચુંટાયા હતા અને સને ૧૮૯૮માં બીજી વખત એ કમિટીના મેમ્બર ચુંટાવા ઉપરાંત તેઓ તેના પ્રમુખ પણ નિમાયા હતા, મુંબઇની મ્યુનીસીપાલીટીની સ્ટેન્ડીંગ કમિટીના પહેલા મુસલમાન પ્રમુખ તરીકેનું માન સર ઇબ્રાહિમ ખાટી ગયા છે. મુંબઇમાં પહેલો સખત પ્લેગ ફાટી નિકળ્યો તેની લોકોને તેમજ સત્તાવાળાઓને ચેતવણી આપનાર તેઓજ હતા, અને પ્લેગ શરૂ થયા પછી પ્લેગ કમિટિ તરફથી લોકોને તેમણે બનતી મદદ કરેલી હતી. તેઓ મ્યુનીસીપાલીટીની જોઇન્ટ સ્કુલ્સ કમિટીના એક મેમ્બર તરીકે પણ ચુંટાયા હતા, ટુંકમાં મુંબઇની મ્યુનીસીપાલીટીના એક આગેવાન સભાસદ તરીકે સર ઇબ્રાહિમે ઘણાં વરસ કામ કરેલું છે.

સને ૧૮૯૯માં તેઓ પોતાની લાયકાતથી મુંબઇની લેજીસ્લેટિવ કાઉન્સીલના એક મેમ્બર ચુંટાયેલા અને તે પછી ઇમ્પીરીયલ કાઉન્સીલ તથા એકઝીક્યુટિવ કાઉન્સીલના મેમ્બર ચુંટાયેલા છે. હાલ તેઓ મુંબઇની એકઝીક્યુટિવ કાઉન્સીલમાં બિરાજે છે અને લોકોની બનતી સેવા કરે છે, તેમની સર્વ સેવાઓમાં મુંબઇ ઇલાકાની તેમણે પ્રાથમિક કેળવણીના સંબંધમાં છેલ્લી બજાવેલી સેવા ખાસ નોંધ લેવા જોગ છે. કહેવાની જરૂર નથી કે લોર્ડ વિલીંગડનની વિદાયગીરી વખતે મુંબઇમાં

પ્રાથમિક કેળવણી ફરજીયાત દાખલ કરવા માટે જે ગ્રાંટ–મદદ માગેલી હતી,તે કરતાં પણ વધારે ગ્રાંટ એ કામને માટે સર ઇબ્રાહિમે મેળવી આપેલી છે, જેને માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

સર ઇબ્રાહિમની લાયકાતથી અને તેમણે કરેલી પ્રજાની સેવાથી પ્રજાનો તેમના પ્રત્યે સારો પ્રેમ છે, તેવીજ રીતે તેમની જ્ઞાતિમાં પણ તેમને માટે સારી લાગણી છે. વિશેષમાં નામદાર સરકારે પણ તેમને કેટલાક ઇલ્કાબો આપીને તેમની યોગ્ય કદર કરેલી છે. તેમને પ્રથમ અને ૧૮૯૪માં જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો અને પછીથી સી. આઈ. ઈ. નો તથા સર નાઇટનો ઘણોજ માનવંતો ઇલ્કાબ તેમને આપવામાં આવેલ છે.

સર ઇબ્રાહિમ એક આગેવાન વેપારી, એક શ્રીમંત શહેરી તેમની કોમમાં તેમજ સરકારમાં અને જાહેર પ્રજામાં માનપાન ધરાવનાર ગૃહસ્થ, અને મુંબઇની એકઝીક્યુટિવ કાઉન્સીલના એક મોભાદાર સભાસદ છે, ઉપરાંત તેઓ નવા શેર બજારના સ્થાપનાર તથા તેના પ્રમુખ તરીકે પણ સુવિખ્યાત છે. તેઓ થોડાજ વખત પહેલાં સુરત મુકામે મળેલી ઓલ ઇન્ડીયા મોહમેદન એજ્યુકેશનલ કાનફરન્સના પ્રમુખ ચુંટાયા હતા.

# સર કરીમભાઈ ઈબ્રાહિમ બેરોનેટ. જે. પી.

આપબળે આગળ વધેલા અને સખાવતે બહાદુર ગણાતા ખોજા કોમના એક મહાન અગ્રેસર અને મુંબઇના એક પ્રથમ પંક્તિના વેપારી તથા મીલ માલેક સર કરીમભાઇનો જન્મ સને ૧૮૪૦માં માંડવી મુકામે થયેલો હતો.

એમના વડિલો મૂળ કચ્છમાં આવેલ ભૂજના વતની હતા અને પાછળથી માંડવી વેપારનું મોટું મથક થતાં તેઓ માંડવી જઇ વસ્યા હતા. સર કરીમભાઇના પિતા શેઠ ઇબ્રાહિમ એક વેપારી હતા અને ઝાંઝીબાર તથા મુંબઈ સાથે તેઓ વેપાર ચલાવતા; તેઓ વેપારને માટે સને ૧૮૪૩માં મુંબઈ આવી વસ્યા હતા, જે વખતે તેમના ત્રણ પુત્રોમાંથી સહુથી ન્હાના કરીમભાઇની ઉમર ત્રણ વરસની હતી, અને જ્યારે તેઓ ગુજરી ગયા ત્યારે સર કરીમભાઈની ઉમર સોળ વરસની હતી.

સર કરીમભાઇએ ધંધાની શરૂઆત સોળ વરસની ઉમરે કરેલી અને પ્રથમ પોતાના પિતાના નામથી હોંગકોંગ અને સાંગાઇમાં પેઢીઓ ખોલેલી, તેમાં ફતેહ મળવાથી પાછળથી કલકત્તામાં તેમણે પોતાના નામની પેઢી ખોલેલી, તે પછી સને ૧૮૯૫માં તેમણે જાપાનમાં પેઢી ખોલેલી અને ઠેકાણે ઠેકાણે તેની શાખાઓ સ્થાપેલી. ભાગ્યદેવીની કૃપાથી વેપારમાં સારો લાભ થવાથી તેમણે મુંબઈમાં એક મીલ પણ ઉભી કરેલી અને તેમાંથી સારો નફો મેળવ્યા પછી તે વેચી નાખી, તે પછી તેમણે ન્યુ પ્રિન્સ ઓફ વેલ્સ મીલ્સ કંપની લીમીટેડની એજન્સી રાખી, અને તે પછી સને ૧૮૮૮માં તેમણે 'કરીમભાઇ મીલ્સ' નામની પોતાની મીલ સ્થાપી, જે આજે પણ એમના તાબામાં છે. ધીમે ધીમે મીલ ઉદ્યોગમાં તેઓ ઘણાજ આગળ વધેલા છે અને કામકાજનો બોજો ઉપાડી લે તેવા બાહોશ પુત્રો તેમને હોવાથી એક પછી બીજી મીલ સ્થાપવાનું તેમણે ચાલુ રાખેલું, જેના પ્રતાપે હાલ તેઓ લગભગ નવ મીલોની માલેકી ધરાવે છે, અને તેમની મીલો ઇલાકાની ઉત્તમ મીલો ગણાય છે.

સર કરીમભાઈએ ઉદ્યોગમાંથી લાખો રૂપિયા મેળવેલા છે, અને આજે કરોડ પતિમાં તેમની ગણના થાય છે, ટુંકમાં પોતાની જાતે તેમણે ઘણોજ પૈસો મેળવેલો છે, અને તેવીજ રીતે મળેલ પૈસાનો સખાવતનાં કાર્યોમાં તેમણે સદઉપયોગ પણ કરેલો છે, એમના તરફથી આજ સુધીમાં લગભગ પંદરથી વીસ લાખ રૂપિયા સખાવતનાં કાર્યોમાં વપરાયેલા છે. એમના હસ્તે થયેલ સખાવતનાં કાર્યોમાંનાં કેટલાંકની નોંધ નીચે પ્રમાણે છે.

૧) રૂપિયા પોણાપાંચ લાખ સાયન્સ કોલેજને. ૨) રૂા. ત્રણ લાખ નામદાર શહેનશાહ, જ્યોર્જ પાંચમા પ્રિન્સ ઓફ વેલ્સ તરીકે સને ૧૯૦૪-૫માં હિંદુસ્તાન

માં આવેલા ત્યારે તેમનીચાદીમાં બ્રિટિશ મ્યુઝીયમ સ્થાપવાનું નકકી થયેલું તેમાં આપેલા. ૩) પોતાની કોમના અનાથો માટે ઓર્ફનેજ સ્થાપવા રૂપિયા એક લાખ આપેલા. ૪) પોતાના વતન કચ્છમાંડવીમાં તેમણે પોતાના નામથી એક કન્યાશાળા સ્થાપેલ છે. ૫) પોતાના પિતાના નામથી એક ભવ્ય મુસાફરખાનું બંધાવેલ છે. ૬) મુંબઇની અંજુમને ઇસ્લામ પણ મોટે ભાગે એમની સખાવતને આભારી છે. આ શિવાય બીજાં પણ ઘણાં કાર્યો એમના હસ્તે થયેલાં છે.

સર કરીમભાઇ એમની કોમના એક મહાન અગ્રેસર લેખાય છે, અને વખતોવખત એમની કોમે એમને માનપત્રો વિગેરે આપી યોગ્ય કદર કરેલી છે, તેવીજ રીતે મુંબઇની પ્રજાએ પણ તેમને માન આપેલ છે, એટલુંજ નહિ પણ નામદાર સરકારે પણ સને ૧૮૮૩માં જે. પી. નો અને તે પછી સર નાઇટનો અને તે પછી બૅરોનેટનો ઘણોજ માનવંતો ઇલ્કાબ તેમને આપેલ છે.

સર કરીમભાઇની મિલ્કત, સખાવત તથા ધંધાને લગતી બાબતો જેમ નોંધ લેવા લાયક છે, તેમજ સંતાનોની બાબત પણ નોંધ લેવા લાયક છે. ઇશ્વર કૃપાથી બીજી બધી બાબતોની માફક એ બાબતમાં પણ તેઓ પૂરેપૂરા ભાગ્યશાળી છે. તેમને છ પુત્રો થયેલા તેમાંના એક ગુજરી ગયા છે, બે ન્હાના છે અને ત્રણ પુત્રો, શેઠ મહમદભાઇ, સર ફાઝલભાઈ અને શેઠ રહિમતુલ્લા એટલા બધા પ્રખ્યાત અને આગળ પડતા છે કે એમની ઓળખાણ આપવાની બિલકુલ જરૂર નથી, છતાં એમના સંબંધે જેમને વિશેષ જાણવું હોય તેમણે આ પુસ્તકમાં એમનાં જુદાં વૃત્તાંતો છપાયેલાં છે તે વાંચવાં.

Sir Curimbhai Ibrahim Baronet, J. P.



સર કરીમભાઈ ઈબ્રાહિમ, બેરોનેટ, જે. પી.

ખોજા કોમના એક મહાન અગ્રેસર.

Sir Fazulbhai Curimbhai Ibrahim, Kt., J. P.



**સર ફાઝલભાઈ કરીમભાઈ ઇબ્રાહિમ. નાઇટ. જે. પી.**

ખોજા કોમના એક મહાન અગ્રેસર અને હિંદના એક આગેવાન રાજદ્વારી.

# સર ફાઝલભાઈ કરીમભાઈ નાઈટ. જે. પી.

ખોજા કોમના એક મહાન અગ્રેસર, હિંદના એક આગેવાન રાજદ્વારી અને મુંબઈના એક અગ્રસર શહેરી સર ફાઝલભાઈનો જન્મ સને ૧૮૭૨માં મુંબઈ મુકામે થયો હતો.

મુંબઈની હાઈસ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લીધા પછી તેઓ પોતાના પિતાના નામથી ચાલતી પેઢીમાં જોડાઈ ગયેલા અને એ પેઢીને ખિલવવા તરફ એટલું બધું લક્ષ આપેલું કે ટુંક વખતમાં એક પછી એક નવી મીલો એમની પેઢી તરફથી સ્થપાતી ગઈ છે અને બીજાં પણ કેટલાક કામકાજ તેમના તરફથી ચાલુ થયેલ છે. ટુંકમાં શેઠ કરીમભાઈ ઈબ્રાહિમની પેઢીના સર ફાઝલભાઈ આત્મા જેવા છે.

એક વેપારી તરીકેની સર ફાઝલભાઈની કારકીર્દિ જેવી ઉજ્વળ છે. તેવીજ બલકે તેથી પણ વિશેષ ઉજ્વળ તેમની જાહેર કારકીર્દિ છે, મુંબઈની વેપારી ચેમ્બરના, મીલ માલેકોની મંડળીના, મ્યુનીસીપાલીટીના, પોર્ટ ટ્રસ્ટના અને એવાંજ બીજાં વેપારી તથા જાહેર મંડળોના એઓ એક અગ્રેસર હોવા ઉપરાંત તેના પ્રમુખના માનવંત હોદ્દા મેળવવાને પણ તેઓ ભાગ્યશાળી થયેલા છે, ઉપરાંત મુંબઈની લેજીસ્લેટિવ કાઉન્સિલના એક સભાસદ તરીકે પણ તેઓ ચુંટાયેલા અને ત્યાં સારૂં કામ કરવાથી વડી ધારાસભાના મેમ્બર તરીકે તેમની ચુંટણી થયેલી, જે હોદ્દો હાલ પણ તેઓ ભોગવે છે, અને ધારાસભાના એક આગેવાન સભાસદ લેખાય છે, ઉપરાંત એક આગેવાન રાજદ્વારી તરીકે પણ તેમની ગણના થાય છે. રાજદ્વારી પક્ષે તેઓ મોડરેટ મંડળના હિમાયતી છે.

સર ફાઝલભાઈની લાયકાત અને કુશળતાથી મુંબઈના એક આગેવાન શહેરી અને ખોજા કોમના એક મહાન અગ્રેસર તરીકે તેમની ગણના થાય છે, ઉપરાંત નામદાર સરકાર તરફથી જે. પી. તથા સરનાઈટના માનવંત ઇલકાબ મેળવવાને પણ તેઓ ભાગ્યશાળી થયેલા છે; એટલુંજ નહિ પણ સને ૧૯૧૭ માં મળેલી આઠમી વૈદક કોન્ફરન્સના પ્રમુખ તરીકે પણ તેમની લાયકાતથી તેમની ચુંટણી થયેલી હતી, ઉપરાંત વ્યાપાર તથા ઉદ્યોગમાં તેઓ કુશળ હોવાથી હિંદી સરકાર તરફથી નિમાયલા "રોયલ ઇન્ડસ્ટ્રીયલ કમીશન" ના એક સભાસદ તરીકે પણ તેઓ ચુંટાયા હતા.

સર ફાઝલભાઈ સ્વભાવે શાન્ત, હસમુખા, મિલનસાર અને સાધારણ માણસો પ્રત્યે પણ સારી લાગણી રાખનારા દયાળુ ગૃહસ્થ છે. એમની આજ સુધીની કારકીર્દિ ઉજ્વળતા ભરી છે, અને ભવિષ્યની કારકીર્દિ એથી પણ ઉજ્વળ નિવડવાનો સંભવ છે.

# સર વિઠ્ઠલદાસ દામોદરદાસ નાઈટ.

ભાટિયા કોમના એક મહાન અગ્રેસર અને એ કોમના એકના એક સર નાઇટ શેઠ વિઠ્ઠલદાસનો જન્મ સંવત ૧૯૩૦ ના માગસર સુદ ૧ ને સોમવારે સને ૧૮૭૩ ના ડીસેમ્બરની પહેલી તારીખે મુંબઇ મુકામે થયો હતો.

સને ૧૮૯૧ માં ૧૭ વરસની ઉમરે મેટ્રિકની પરિક્ષા પસાર કર્યા પછી તેઓ કોલેજમાં જોડાયા હતા, અને કોલેજમાં અભ્યાસ વધારવાની સાથે પોતાના પિતાની સાથે પોતાના વડિલ ઠાકરસી મુળજીના નામથી ચાલતી પેઢીમાં જોડાઇને ધંધાનું જ્ઞાન મેળવવું પણ તેમણે શરૂ કર્યું હતું. તેઓ એવી રીતે અભ્યાસ તથા ધંધામાં જોડાયા પછી થોડાજ વખતે એમના પિતા ગુજરી જવાથી એમને પોતાનો અભ્યાસ મુકી દેવો પડયો હતો, અને ધંધામાં ધ્યાન આપવાની જરૂર પડી હતી.

સર વિઠ્ઠલદાસ ન્હાની વયથી પોતાના વડિલની પેઢીમાં જોડાયા હતા, છતાં તેઓ બાહોશ અને ચંચળ હોવા સાથે કાર્યકુશળ અને દિર્ઘ દષ્ટિવાળા હોવાથી પેઢીના સર્વ કામકાજની માહિતી તેમણે ટુંક વખતમાં મેળવી લીધી હતી, અને પોતાની કુનેહથી પેઢીને તેમણે અત્યારે ઘણાજ સારા પાયા પર મુકેલ છે, તેઓ હાલ એ પેઢીના એક સ્થંભ રૂપ છે. શેઠ ઠાકરસી મુળજીની પેઢી ચાર મીલોની એજન્સી અને સુપ્રસિધ્ધ મુળજી જેઠા કાપડ મારકીટમાં અરધો ભાગ ધરાવે છે, તે ઉપરાંત સર વિઠ્ઠલદાસ બીજી પણ કેટલીક મીલો, બેંકો, કંપનીઓ તથા વેપારી પેઢીઓના આગેવાન છે. તેઓ દેશી વેપારી ચેમ્બરના તથા મીલ માલેકોની મંડળીના પણ એક આગેવાન સભાસદ છે, અને એ બન્ને ખાતાંઓના પ્રમુખ પણ નિમાઇ ચુકેલા છે.

સર વિઠ્ઠલદાસની વ્યાપારી કારકીર્દિની માફક તેમની જાહેર કારકીર્દિ પણ ઉજ્વળ છે, અને મ્યુનીસીપાલીટી તથા મુંબઇની ધારાસભાના સભાસદ નિમાઇને તેમણે બનતી લોક સેવા બજાવેલ છે, જાહેર પ્રજામાં તથા તેમની જ્ઞાતિમાં તેમનું માન પાન સારૂં છે અને નામદાર સરકારે પણ તેમને સર નાઇટ જેવો ઘણોજ માનવંત ઇલ્કાબ આપી તેમની લાયકાતની યોગ્ય કદર કરેલ છે.

સર વિઠ્ઠલદાસ જો કે ગર્ભશ્રીમંત છે, છતાં તેમણે જાત મહેનત તથા બુધ્ધિબળથી પોતાને મળેલ મિલ્કતમાં સારો વધારો કરેલ છે, અને ઇશ્વર કૃપાથી પોતાને પ્રાપ્ત થયેલ દ્રવ્યનો સખાવતનાં કાર્યોમાં સારો ઉપયોગ કરેલ છે, કેળવણીનો ફેલાવો કરવાના તેઓ ચુસ્ત હિમાયતી હોવાથી એ રસ્તે તેમણે સહુથી વધારે પૈસા આપેલ છે. એમની સખાવતનો કુલ્લ આંકડો લાખો રૂપિયાનો છે. હાલમાં તેઓ પોતાનાં પત્ની સાથે જાપાન, યૂરોપ તથા અમેરિકાની મુસાફરીએ ગયેલા છે.

Sir Vithaldass Damodardass Thakarshi, Kt.



સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરસી, નાઈટ.

ભાટિયા કોમના એક મહાન અગ્રેસર.

Sir Jagmohandass Varjivandass, Kt.



**સર જગમોહનદાસ વરજીવનદાસ, નાઈટ.**

કપોળ જ્ઞાતિના શેઠ.

# સર જગમોહનદાસ વરજીવનદાસ નાઈટ.

મુંબઇની કપોળ જ્ઞાતિના શેઠ, અને એ જ્ઞાતિના એકના એક સરનાઇટ શેઠ જગમોહનદાસનો જન્મ સંવત ૧૯૨૯ ના કારતક સુદ ૮ ના રોજ મુંબઇમાં થયો હતો. ન્હાની વયે ગુજરાતી કેળવણી લીધા પછી મેટ્રિક સુધી અંગ્રેજી અભ્યાસ કરીને સર જગમોહનદાસ અઢાર વરસની કુમળી વયે પોતાના પિતાના નામથી ચાલતી પેઢીમાં ધંધાર્થે જોડાઇ ગયા હતા.

શેઠ જગમોહનદાસના વડિલોમાં ઘણા પુરૂષો પ્રખ્યાત અને પ્રતાપી થઈ ગયેલા છે, તેમના પિતા શેઠ વરજીવનદાસ માધવદાસ પણ મુંબઇના એક મહાન શહેરી થઇ ગયા છે, અને એમના નામથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. એમના સબંધી વિશેષ હકીકત જાણવી હોય તેમણે આ પુસ્તકમાં એમનું જુદું વૃતાંત છપાયેલું છે તે વાંચવું. સર જગમોહનદાસના વડા ભાઇ ત્રિભુવનદાસ પણ મુંબઇના એક પ્રખ્યાત અને આગેવાન શહેરી છે.

સર જગમોહનદાસ જો કે ઇશ્વરકૃપાથી ગર્ભશ્રીમંત છે, તો પણ તેમણે પોતાનાં બુદ્ધિબળથી પોતાની મિલ્કતમાં સારો વધારો કરેલો છે, અને ઇશ્વર કૃપાથી પ્રાપ્ત થયેલ દ્રવ્યનો સખાવતનાં કાર્યોમાં પણ બનતો ઉપયોગ કરેલો છે, અને હજુ કરે છે એમના હસ્તે સખાવતનાં જે કાર્યો થયેલ છે તેની નોંધ નીચે પ્રમાણે છે. ૧) રૂા. સવા બે લાખ વ્યાપારી કેળવણીને માટે મુંબઇની યુનીવરસીટીને ૨) પોતાના વડિલ બંધુ સાથે મળીને પોતાના પિતાના સ્મરણાર્થે કપોળ બોર્ડિંગ સ્કૂલ સ્થાપવામાં રૂા. પચીસ હજાર. આ રકમ વધીને અત્યારે લગભગ ત્રણ ગણી થયેલ છે, ૩) તેજ મુજબ પોતાના પિતાના નામની એક દવાશાળા બાંધવામાં રૂા. વીસ હજાર અને તેના નિભાવ માટે રૂા. પચીસ હજાર અને ૪) સંવત ૧૯૬૮ ના ભયંકર દુકાળ વખતે મુંબઇના તથા બહાર ગામના તેમના ગરીબ જ્ઞાતિબંધુઓના સંકટ નિવારણ અર્થે લગભગ રૂા. ચાર હજાર.

સર જગમોહનદાસ તેમની કોમમાં જેમ સારૂં માન ધરાવે છે, તેવીજ રીતે સરકાર તરફથી પણ સને ૧૯૧૨ માં સર નાઇટનું માન મેળવવાને ભાગ્યશાળી થયેલા છે, વળી સને ૧૯૦૦ થી ૧૯૦૬ સુધી તેઓ ભુલેશ્વર વોર્ડ તરફથી મ્યુનીસીપાલીટીના એક પ્રતિનિધી તરીકે ચુંટાયા હતા, આ શિવાય લેડી નોર્થકોટ ઓર્ફનેજ, શેઠ નરોત્તમદાસ માધવદાસની ગાંડાની ઇસ્પીતાળ, શિવ આરોગ્યભુવન ઇત્યાદિ સાર્વજનિક સંસ્થાઓ અને તેમની જ્ઞાતિની કેટલીક સંસ્થાઓના, તેમજ કેટલીક વેપારી કંપનીઓ તથા પેઢીઓના અને તેમની જ્ઞાતિના તેઓ આગેવાન છે, તેઓ સ્વભાવે શાન્ત, મિલનસાર અને દયાળુ દિલના છે.

# સર દીનશા એદલજી વાચ્છા. નાઈટ જે. પી.

સુપ્રસિદ્ધ દેશભકત સર દીનશા એદલજી વાચ્છાનો જન્મ સને ૧૮૪૪ના ઓગષ્ટની બીજી તારીખે મુંબઈમાં થયો હતો. અભ્યાસની શરૂઆત તેમણે ઘણી નાની ઉમરે કરેલી અને અગીયાર વરસની ઉમરે ગુજરાતી અભ્યાસ પૂરો કરી સને ૧૮૫૫માં તેઓ એલ્ફીસ્ટન ઈન્સ્ટીટયૂશનમાં દાખલ થયેલા, ત્યાં ત્રણ વરસ અભ્યાસ કર્યા પછી તેઓ એલ્ફીસ્ટન કોલેજમાં ગયા હતા. પોતાનો અભ્યાસ આગળ વધારી ગ્રેજ્યુએટ થવાની તેમની ઘણી ઇચ્છા હતી, પરંતુ એમના પિતાને પોતાના વેપારમાં એમની જરૂર પડવાથી દીનશાજીને અભ્યાસ બંધ કરવો પડયો હતો.

સર દીનશાજીને એમના પિતાએ વ્યાપારી તાલીમ સારી રીતે આપવાથી તેઓ એ બાબતમાં આગળ જતાં ખિલી નિકળ્યા અને આજે તેઓ મીલ ઉદ્યોગના તથા હિંદના અન્ય સમસ્ત વ્યાપારના એક મહાન ભોમિયા તરીકે તથા એક બાહોશ નાણાંશાસ્ત્રી તરીકે સારી રીતે પ્રખ્યાત છે, નાણાંશાસ્ત્રી તરીકેની તેમની કુશળતાથી સને ૧૮૬૪ના શેરમેનીયા વખતે પડી ભાગેલી કેટલીક બેંકોના લીકવીડેટર તરીકે તેઓ નિમાયેલા અને લેણદારોને લાભ થાય તેવો ફડચો કરવા તેમણે બનતું કરેલું, તેવીજ રીતે બર્મા બેંક પડી ભાગી ત્યારે તેની એડવાઇઝરી બોર્ડના પ્રમુખપદેથી તેમણે લેણદારોને લાભ થાય તેવો ફડચો કરેલો, વળી એ બાબતની તેમની કુશળતાથી કરન્સી કમીશન તથા રોયલ કમીશનમાં પણ તેઓ ચુંટાયેલા, અને સરકારની અર્થીણની રાજનીતિના સબંધમાં પણ તેમણે યોગ્ય સૂચનાઓ કરેલી.

એક બાહોશ ધંધાદારી અને વ્યાપાર ઉદ્યોગ તથા નાણાંશાસ્ત્રી તરીકેની સર દીનશાજીની કારકીર્દિ જેવી ઉજ્વળ છે, તેવીજ, એક ઉસ્તાદ લેખક, મુંબઇની મ્યુનીસીપાલટીના એક મહાન આગેવાન અને એક સુપ્રસિદ્ધ રાજદ્વારી તરીકેની સર દીનશાજીની કારકીર્દિ ઉજવળ છે, લેખકતરીકે તેઓ ઘણાં વરસો થયાં બહાર પડેલા છે અને પ્રસિદ્ધ વર્તમાનપત્રોમાં મનન કરવા યોગ્ય લેખો લખવા ઉપરાંત કેટલાંક પુસ્તકો પણ તેમણે રચેલાં છે, મુંબઇની મ્યુનીસીપાલટીમાં ચાળીસ વરસ સુધી લોકસેવા બજાવ્યા પછી હાલમાંજ તેઓ નિવૃત્ત થયા છે. મ્યુનીસીપાલીટીની તેમની કારકીર્દિ ઘણી ઝળકતી છે, અને કોરપોરેશનની સભાઓમાં કોઇની પણ શરમ કે બીક રાખ્યા વગર સાચું અને પોતાને વાજબી લાગતું હોય તે નિડરપણે કહી દેવા માટે તેમણે ભારે કીર્તિ મેળવેલી છે, વાજબી વાત માટે કોઇની પણ કૃપા કે અકૃપાની દરકાર રાખ્યા વગર દઢતાથી લડવું એ એમનો સિદ્ધાંત હતો, અને એમના એ સ્વભાવથી તેઓ મુંબઇની મ્યુનીસીપાલીટીમાં એક અગત્યના મેમ્બર થઇ પડયા હતા, કહેવું જોઇએ કે હાલ મુંબઇની મ્યુનીસીપાલીટીમાં પડેલી એમની ખોટ પુરાવી મુશ્કેલ છે. રાજદ્વારી પક્ષે હાલમાં સર દીનશાજી મોડરેટ પક્ષમાં છે, અને કોંગ્રેસથી તેઓ અલગ થઇ ગયા છે, છતાં હિંદુસ્થાનનું હિત એમને હૈડે છે અને હિંદનું હિત કરવામાં તેઓ પાછી પાની નહિ કરે એ નિઃશંસય છે. એક વખત તેઓ કોંગ્રેસના ચુસ્ત હિમાયતી હતા અને તેના પ્રમુખનો માનવંતો હોદ્દો મેળવવાને પણ ભાગ્યશાળી થયા હતા. એમના બોધક ચરિત્રનું એક જુદું પુસ્તક થવાની ખાસ જરૂર છે.

Sir Dinshaw Edalji Wachha, Knight, J. P.



સર દીનશા એદલજી વાચ્છા, નાઈટ. જે. પી.

હિંદના એક આગેવાન રાજદ્વારી.

Sir Narayan Ganesh Chandavarkar, Kt., J. P.



**સર નારાયણ ગણેશ ચંદાવરકર, નાઈટ, જે. પી.**

હિંદના એક આગેવાન રાજદ્વારી અને સમાજસુધારક.

# સર નારાયણ ગણેશ ચંદાવરકર નાઈટ.

**બી. એ. એલ્. એલ્. બી. જે. પી. ઈત્યાદિ.**

સર નારાયણ ન્યાતે સારસ્વત બ્રાહ્મણ, એમનો જન્મ કાનડા જીલ્લામાં આવેલ હોનાવર મુકામે સને ૧૮૫૫ના ડીસેમ્બરની બીજી તારીખે થયેલો હતો.

સર નારાયણના વડિલની આર્થિક સ્થિતિ સાધારણ હતી અને તેઓ વકીલાત કરતા હતા. સર નારાયણ એમના દાદા-મામાને ત્યાં ઉછરીને મોટા થયા હતા, તેમની બાલ્યાવસ્થા તેમની જન્મભૂમિમાંજ વ્યતિત થયેલી હતી અને અભ્યાસની શરૂઆત પણ તેમણે ત્યાંજ કરેલી હતી.

સને ૧૮૬૯માં એટલે કે ચૌદ વરસની ઉમરે સર ચંદાવરકરને મુંબઇ લાવવામાં આવ્યા હતા, અને મુંબઇ આવ્યા પછી એલ્ફીન્સ્ટન કોલેજમાં તેમણે અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો હતો. અભ્યાસમાં તેઓ કુશળ હતા અને કેટલાંક ઇનામો તેમણે મેળવેલાં હતાં. સને ૧૮૭૨માં મેટ્રિકની અને સને ૧૮૭૫માં બી. એ. ની પરિક્ષા તેમણે ઉંચે નંબરે પસાર કરી "જેમ્સટેલર" ના નામથી અપાતું ઇનામ મેળવ્યું હતું.

બી. એ. ની પરિક્ષા પસાર કર્યા પછી તેઓ ધંધામાં જોડાયા હતા અને શરૂઆતમાં "ઇંદુપ્રકાશ" પત્રના અધિપતિ નિમાયા હતા અને અગીયાર વરસ જેટલી લાંબી મુદત સુધી તેઓ તે હોદ્દા પર રહ્યા હતા. એમના અધિપતિપણા નીચે એ પત્રે સારી પ્રસિદ્ધિ મેળવી હતી.

સને ૧૮૮૦માં સર ચંદાવરકરે એલ્. એલ્. બી. ની પરિક્ષા ઉંચે નંબરે પસાર કરી હતી અને તે પછી હાઇકોર્ટના વકીલ તરીકેનો ધંધો તેમણે શરૂ કર્યો હતો, જેમાં તેમણે આગળ જતાં ભારે ફતેહ મેળવી હતી અને હાઇકોર્ટના જડ્જ જેવા માનવંત હોદ્દા સુધી તેઓ પહોંચ્યા હતા.

સને ૧૮૮૫માં ઇંગ્લાંડમાં પાર્લામેન્ટની ચુંટણી થવાની હતી તેથી ત્યાંના મત આપનારાઓ આગળ આ દેશના લોકોની વાજબી ફરિયાદો જાહેર કરવા માટે દરેક ઇલાકામાંથી પ્રતિનિધિઓ મોકલવામાં આવેલા, તે વખતે મુંબઇ ઇલાકા તરફથી સર ચંદાવરકરને મોકલવામાં આવ્યા હતા, અને તેમણે ત્યાં જઇને સચોટ ભાષણો કરેલાં હતાં જેની ત્યાંના લોકો પર સારી અસર થઇ હતી. ત્યાંથી આવ્યા પછી તેમણે પોતાને મળેલ અનુભવ છપાવીને પ્રસિદ્ધ કર્યો હતો.

સર ચંદાવરકરે જાહેર સભાઓમાં ભાષણો આપવાની શરૂઆત સને ૧૮૮૬થી કરેલી, અને ત્યારથી આજ સુધીમાં અનેક જાહેર ભાષણો તેમણે આપેલાં છે, અને તેઓ એક સારા વક્તા ગણાય છે. સને ૧૮૮૬માં લેડી ડફરીન ફંડની શાખા મુંબઇમાં ખોલવા માટે તે વખતના ગવર્નર લોર્ડ રેના પ્રમુખપણા નીચે એક મોટી જાહેર સભા ભરાયેલી તે વખતે સર ચંદાવરકરે સારૂં ભાષણ આપેલું હતું. સને

૧૮૮૭માં તેઓ ગીરગામ વોર્ડ તરફથી મ્યુનીસીપાલટીના એક મેમ્બર ચુંટાયા હતા અને સને ૧૮૯૧માં બીજી વખત પણ ચુંટાયા હતા, પરંતુ થોડા વખત પછી કામકાજના બોજાને લીધે તેમણે સભાસદ તરીકેનું રાજીનામું આપ્યું હતું. તેઓ સ્વ. જસ્ટીસ તેલંગના ચાહક હતા. અને સને ૧૮૮૯માં જ્યારે જસ્ટીસ તેલંગ હાઈકોર્ટના જડ્જ નિમાયા ત્યારે તેમની જગ્યાએ સર ચંદાવરકર બોમ્બે પ્રેસીડન્સી એસોસીએશનના સેક્રેટરી નિમાયા હતા. સને ૧૮૯૬માં તેઓ પ્રોવિન્સીયલ કોન્ફરન્સના પ્રમુખ નિમાયેલા અને સને ૧૮૯૭માં લેજીસ્લેટિવ કાઉન્સીલના એક સભાસદ થયેલા. રાજદ્વારી તથા કોંગ્રેસની હિલચાલમાં સર ચંદાવરકર મૂળથીજ સારો ભાગ લેતા હતા અને સને ૧૯૦૦ની સાલમાં લાહોર મુકામે મળેલી સોળમી નેશનલ કોંગ્રેસના પ્રમુખના ઘણોજ માનવંતો હોદ્દો મેળવવા તેઓ ભાગ્યશાળી થયા હતા. એજ અરસામાં સ્વ. જસ્ટીસ મહાદેવ ગોવિંદ રાનાડે રજા પર ગયેલા તેમની જગ્યાએ તેઓ હાઇ કોર્ટના જડ્જ નિમાયા હતા અને સને ૧૯૦૧માં જસ્ટીસ રાનાડેનો સ્વર્ગવાસ થતાં તેમની જગ્યાએ તેઓ કાયમ થયા હતા, તે પછી ૧૯૦૨માં સર લૉરેન્સ જેન્કીન્સે એમને હાઈકોર્ટની ઓરીજીનલ સાઇડપર નિમ્યા હતા. તેઓ સને ૧૯૧૩ ના માર્ચની આખર સુધી જડ્જના માનવંત હોદ્દા પર રહ્યા હતા અને તે પછી રીટાયર થયા હતા.

સને ૧૯૦૩માં તેઓ લેડી ડફરીન ફંડના વાઇસ પ્રેસીડન્ટ નિમાયા હતા અને ૧૯૧૩ સુધી એ હોદ્દા પર રહ્યા હતા. સને ૧૯૦૭ માં તેઓ મુંબઇની રોયલ એશિયાટિક સોસાઇટીની શાખાના મેમ્બર ચુંટાયા હતા અને ૧૯૧૩ સુધી રહ્યા હતા, પાછા હાલમાં તેઓ એ સંસ્થાના મેમ્બર નિમાયેલા છે.

ઉપર લખેલી હકીકતથી સમજી શકાય છે કે સર ચંદાવરકરે એક બાહોશ વકતા, લેખક, પત્રકાર, ધારાશાસ્ત્રી, ન્યાયમૂર્તિ, આપણી નેશનલ કોંગ્રેસના એક મોભાદાર આગેવાન અને એક રાજદ્વારી અગ્રેસર તરીકે સારી નામના મેળવી છે, આ ઉપરાંત તેઓ મુંબઇની યુનીવરસીટીના પણ એક મહાન આગેવાન છે અને ઘણાં વરસ થયાં તેના ફેલો ચુંટાવા ઉપરાંત સને ૧૯૦૯ થી ૧૯૧૨ સુધી તેના વાઇસ ચાન્સેલરનો માનવંત હોદ્દો મેળવવાને પણ ભાગ્યશાળી થયા હતા. અને હાલ પણ તેઓ યુનીવરસીટીના એક આગેવાન તથા સલાહકારિણી કમિટીના સભાસદ છે. વિશેષમાં તેઓ સને ૧૯૧૩ માં ઇંદોર રાજ્યના દીવાનના માનવંત હોદ્દા પર પણ નિમાયા હતા, એટલુંજ નહિ પણ સને ૧૮૮૭ માં જે. પી. નો અને સને ૧૯૧૦ માં સર નાઈટનો ઘણોજ માનવંત ઇલ્કાબ નામદાર સરકારે પણ તેમને આપેલ છે. સર ચંદાવરકર એક મહાન સુધારક છે, અને તેથી તેવી સંસ્થાઓમાં તેઓ આગળ પડતો ભાગ લે છે. મુંબઇની પ્રાર્થના સમાજના તેઓ આત્મા જેવા છે.

# સર તેમુલજી ભીખાજી નરીમાન નાઈટ.

## જે. પી., એલ. એમ., એફ. સી. પી. એસ. ઇત્યાદિ.

સર તેમુલજી ભીખાજી નરીમાનનો જન્મ સને ૧૮૪૮ ના સપ્ટેમ્બરની ત્રીજી તારીખે નવસારી મુકામે થયો હતો, એમના વડવાઓ ત્યાં આગળ પારસી કોમના ધર્મગુરૂ હતા, એમના પિતા શેઠ ભીખાજી પણ ધર્મગુરૂ હતા, પણ પાછળથી તેઓ વેપારમાં જોડાયા હતા અને મુંબઇમાં કાપડની દુકાન સ્થાપી હતી.

સર તેમુલજીએ પોતાના અભ્યાસની શરૂઆત સને ૧૮૫૯ માં નવસારીમાંજ કરેલી હતી, અને બે વરસ ગુજરાતી અભ્યાસ કર્યા પછી અંગ્રેજી અભ્યાસ શરૂ કરેલો હતો, તેની સાથે ઝંદ તથા પેહેલવી ભાષા શિખવી પણ શરૂ કરી હતી. સને ૧૮૬૨ માં તેમને મુંબઈ લાવવામાં આવેલા અને બાકીનો અંગ્રેજી અભ્યાસ તેમણે મુંબઈમાં પૂરો કરી સને ૧૮૬૫ માં મેટ્રિકની પરિક્ષા આપેલી. એ પરિક્ષા પસાર કર્યા પછી તેમના પિતાએ તેમને ડાકટર બનાવવાના ઈરાદાથી ગ્રાંટ મેડિકલ કોલેજમાં દાખલ કરેલા, પરંતુ મુડદાં ચીરવાના ત્રાસજનક દેખાવોથી કંટાળી તેઓ ત્યાંથી નિકળી ગયેલા અને એલ્ફીન્સ્ટન કોલેજમાં જોડાયેલા, પણ ત્યાં તોફાન મસ્તી કરવાથી તેમની સ્કોલરશીપ છીનવી લેવામાં આવી, તેથી તેમણે કોલેજ પણ છોડી દીધી અને પોતાના પિતાની કાપડની દુકાને જવા લાગ્યા, પરંતુ ત્યાં પણ તેમને માફક નહિ આવવાથી તેમના પિતાજીના સમજાવવાથી સને ૧૮૬૬માં તેઓ પાછા ગ્રાંટ મેડિકલ કોલેજમાં દાખલ થયા, અને ત્યાં અભ્યાસ ચાલુ કરી સને ૧૮૭૦ માં પહેલી એલ. એમ. ની પરિક્ષા પસાર કરી સ્કોલરશીપ મેળવી, તે પછી બે વરસે એલ. એમ. ની છેવટની પરિક્ષા પસાર કરી રૂપિયા ૨૫૦) નું ઇનામ મેળવ્યું. વૈદક અભ્યાસ દરમ્યાન સર તેમુલજી મીડવીફરીના વિષયમા ભારે પ્રવિણ હતા, અને એ વિષયની તેમની કુશળતા તથા ચાહનાને લીધેજ તેઓ ભવિષ્યમાં પારસી સુવાવડખાનાના સ્થાપક થઇ શકયા.

ન્હાની વયમાં સર તેમુલજીને કસરતનો પણ ભારે શોખ હતો અને એક બાહાશ ક્રિકેટર તથા કુસ્તીબાજ તરીકે તેઓ પંકાતા હતા, તરવાના પણ તેઓ ભારે શોખીન હતા અને તરવાની મોજ મેળવવા જતાં એક વખત નવસારીમાં અને એક વખત મુંબઇમાં જીંદગીના જોખમમાં આવી પડયા હતા. મુંબઇમાં તરતાં બુડી જતાં તેમને બચાવનાર સુપ્રસિદ્ધ સ્વ. શેઠ દામોદરદાસ સુખડવાળા હતા.

વૈદક પરિક્ષાઓ પસાર કર્યા પછી સર તેમુલજીએ પોતાનું સ્વતંત્ર દવાખાનું ખોલેલું હતું, જે દવાખાનું આજે પણ મોજુદ છે. એક ડાકટર તરીકે સર તેમુલજીએ મુંબઈમાં અને ખાસ કરીને પારસી કોમમાં સારી પ્રખ્યાતિ મેળવેલી છે.

પોતાના ધંધામાં ધ્યાન આપી તેમાં આબાદી મેળવવાની સાથે સર તેમુલજીએ વૈદક સંસ્થાઓ, ધર્માદા સંસ્થાઓ તથા જાહેર સંસ્થાઓ અને હિલચાલોમાં પણ આગળ પડતો ભાગ લીધેલો છે અને લીએ છે. જુદી જુદી વૈદક પરિક્ષાઓના પરિક્ષક તરીકેનું માન મેળવવા ઉપરાંત વૈદક કોન્ફરન્સો, કમિટીઓ તથા વૈદક સંસ્થાઓના આગેવાન હોવાનું માન મેળવવાને પણ તેઓ ભાગ્યશાળી થયા છે, જે બધાંનું વર્ણન કરવાની અત્રે જગ્યા નહિ હોવાથી ટુંકમાં એટલુંજ કહેવું બસ થશે કે સર તેમુલજી મુંબઇના એક અગ્રેસર ડોકટર છે, અને સરકારમાં તેમનું સારૂં માન છે. કેટલીક પરિક્ષાઓના પરિક્ષક તરીકેનું જે માન તેમણે મેળવેલું છે, તેવું માન તેમની અગાઉ કોઇ પણ હિંદીને મળ્યું નહોતું એમ કહેવાય છે. તેઓ સને ૧૯૦૪માં લંડનની ઓબસ્ટ્રેટ્રિકલ સોસાઇટીના ફેલો પણ ચુંટાયા હતા.

સર તેમુલજી જે સંસ્થાઓમાં આગેવાન છે તેમાં કામા તથા આલબ્લેસ હોસ્પીટલો, ગરીબ જરથોસ્તીઓના રહેઠાણની કારોબારી મંડળી, નસરવાનજી પાટિટ ઓર્ફનેજની કારોબારી મંડળી, સર કાવસજી નવસારી હાઇ સ્કૂલની કારોબારી મંડળી, નસરવાનજી જહાંગીરજી વાડીયા ચેરીટી ફંડ, નસરવાનજી પીટિટ ચેરીટી ફંડ અને પીરોજબાઈ ચેરીટી ફંડ ઈત્યાદિ મુખ્ય છે.

સને ૧૮૭૮માં સર તેમુલજી ફ્રીમેશન લોજમાં દાખલ થયા હતા, ત્યારથી લોજની પણ કિમતી સેવા તેમણે બજાવેલ છે, અને એ સંસ્થાના પણ તેઓ એક આગેવાન છે. વળી એમણે મુંબઈની પ્રથમ મરકી વખતે પણ મુંબઇના શહેરીઓની સારી સેવા બજાવેલી હતી. પરંતુ આ સર્વ કરતાં સર તેમુલજીની કારકીર્દિને વિશેષ ઝેબ આપે તેવું કૃત્ય તે પારસી સુવાવડખાનાની સ્થાપનાનું છે. આ સુવાવડખાનાનું તેમણે સને ૧૮૮૭માં સ્થાપેલ હતું, અને તેને આબાદ કરવામાં તેમણે પોતે, તેમનાં ધણીયાણીએ તથા તેમના પુત્રે અથાગ શ્રમ લઇ એ ખાતાંને એક નમૂનેદાર અને પારસી કોમને ઉપયોગી ખાતું બનાવેલ છે. આ ખાતાંને માટે તેમણે લીધેલ અથાગ શ્રમની કદર કરીને સને ૧૮૯૯ માં ત્યાં આગળ તેમનું પુતળું તથા તેમનાં ધણીયાણીની ઓઇલ પેઇન્ટીંગની છબી મુકવામાં આવેલ છે.

સર તેમુલજી નામદાર સરકાર તરફથી સને ૧૮૮૩માં જે. પી. નો તથા સને ૧૯૧૪ માં સર નાઇટનો ઘણોજ માનવંતો ઇલ્કાબ મેળવવાને પણ ભાગ્યશાળી થયેલા છે, વળી તેઓ સને ૧૮૯૯ માં તથા પાછા સને ૧૯૧૭ માં મુંબઇની લેજીસ્લેટિવ કાઉન્સીલના સભાસદ તરીકે પણ ચુંટાયેલા અને ચાલુ સાલના ફેબ્રુઆરી મહિનામાં મેડિકલ સર્વિસમાં સુધારો કરવાનું કમિશન નિમાયેલું તેમાં દેશી મેમ્બર તરીકે તેઓ એકજ હતા.

Sir Temuljee Bhikajee Nariman, Kt., J. P.



**સર તેમુલજી ભીખાજી નરીમાન નાઈટ, જે. પી.**

મુંબઈના એક નામાંકિત ડાક્ટર અને પારસી સુવાવડખાનાના સ્થાપક.

Sir Bhalchandra Krisnaji Bhatvdekar, Kt.



**સર ભાલચંદ્ર કૃષ્ણાજી ભાટવડેકર, નાઈટ.**

મુંબઈના એક આગેવાન શહેરી અને એક બાહોશ ડાકટર.

# સર ભાલચંદ્ર કૃષ્ણાજી ભાટવડેકર નાઈટ.

જે. પી., એલ. એમ. એન્ડ. એસ. ઇત્યાદિ.

મુંબઇમાં એક બાહોશ ડાકટર તરીકે નામના મેળવનાર સર ભાલચંદ્રનો જન્મ સને ૧૮૫૨ના ફેબ્રુઆરીની ૧૯મી તારીખે પનવેલ નજીક પળસ્પે ગામમાં થયો હતો.

એમના પિતા ત્યાંના એક પ્રસિદ્ધ વૈદ્ય હતા, અને તેમણે આકાશ સૌંદર્ય, માધવ નિદાન, વૈદક સાર સંગ્રહ, મેઘદૂત અને સુભાષિત રત્નાકર ઇત્યાદિ ગ્રંથો પણ રચેલા છે

સર ભાલચંદ્રને ન્હાની વયે મુંબઈ લાવવામાં આવ્યા હતા અને મરાઠી અભ્યાસ શરૂ કરાવ્યો હતો, તે પૂરો થયા પછી અંગ્રેજી શિક્ષણ આપવું શરૂ કર્યું હતું. સને ૧૮૬૮માં એટલે કે સોળ વરસની ઉમરે સર ભાલચંદ્રે મેટ્રિકની પરિક્ષા પસાર કરી હતી, તે પછી તેઓ વૈદક અભ્યાસને માટે ગ્રાંટ મેડિકલ કોલેજમાં જોડાયા હતા, ત્યાં તેમણે ઘણીજ ખંતથી અભ્યાસ કરેલો હતો અને સને ૧૮૭૩માં એટલે કે એકવીસ વરસની ઉમરે એલ. એમ. એન્ડ એસ.ની પરિક્ષા પહેલે નંબરે પસાર કરી સોનાનો ચાંદ તથા ૨૫૦) રૂપિયાનાં પુસ્તકોનું ઇનામ મેળવ્યું હતું.

આ પરિક્ષામાં પસાર થયા પછી સને ૧૮૭૪માં તેઓ સરકારની વૈદક ખાતાંની નોકરીમાં જોડાયા હતા, અને મુંબઇમાં સર જમશેદજી જીજીભાઇ હોસ્પીટલમાં તેમને નોકરી મળી હતી, ત્યાંથી તેમની બદલી વાંદરા અને ત્યાંથી પાલણપુર થયેલી હતી, પાલણપુરમાં તેમણે ઘણું સંતોષકારક કામ કરેલું હતું અને તેનો રિપોર્ટ સ્ટેટ સેક્રેટરી પાસે જતાં તે વખતના હિંદના સ્ટેટ સેક્રેટરી લૉર્ડ સેલ્સબેરીએ સર ભાલચંદ્રને માટે સારો અભિપ્રાય આપ્યો હતો. પાલણપુરમાં સર ભાલચંદ્રની તબિયત સારી નહિ રહેવાથી તેમણે પોતાની વસઇ બદલી કરાવી હતી, ત્યાં થોડો વખત તેઓ રહ્યા તે પછી વડોદરાના દીવાને તેમને વડોદરા બોલાવ્યા હતા અને ત્યાંની દેશી સાયન્સ કોલેજના તેમને પ્રિન્સીપાલ નિમ્યા હતા. તે પછી તેઓ પોતાની લાયકાત અને કુશળતાથી મહારાજાના ખાસ વૈદ અને ચીફ મેડિકલ ઑફીસરના હોદ્દા પર રૂપિયા એક હજારના પગારથી નિમાયા હતા. વડોદરામાં રહ્યા પછી તેમની ખ્યાતિ ગુજરાત કાઠીયાવાડમાં સારી ફેલાઇ હતી. સર ભાલચંદ્ર વડોદરામાં સને ૧૮૮૫ સુધી રહ્યા હતા અને તે પછી એક વરસની રજા લઇ તેઓ મુંબઇ આવેલા હતા અને વડોદરા પાછા જવાનો તેમનો વિચાર નહિ હોવાથી મુંબઇમાં ખાનગી દવાખાનું ખોલેલું હતું. આ દવાખાનું આજે પણ મોજુદ છે અને સર ભાલચંદ્રે

તેને પોતાની લાયકાત, કુશળતા તથા દિલસોજ વૃત્તિથી સારા પાયા પર મુકેલ છે, એક ડાકટર તરીકેની તેમની ખ્યાતિ અને વર્તણુક પ્રશંસાપાત્ર છે, અને સાંભળવા મુજબ પોતાના દરદીઓને માટે તેઓ સારી કાળજી રાખે છે.

પોતાના ધંધામાં ધ્યાન આપી તેમાં આબાદી તથા પ્રખ્યાતિ મેળવવાની સાથે જાહેર હિલચાલોમાં પણ સર ભાલચંદ્રે આગળ પડતો ભાગ લીધેલો છે, અને એમની વૈદક કારકીર્દિની માફક એમની જાહેર કારકીર્દિ પણ ઉજવળતા ભરી છે.

હિંદી નેશનલ કોંગ્રેસના એક હિમાયતી તરીકે કોંગ્રેસનાં કામકાજમાં તેમણે આગળ પડતો ભાગ લીધેલો છે, મ્યુનીસીપાલીટીના એક આગેવાન સભાસદ, તેની સ્ટેન્ડીંગ કમિટીના સભાસદ અને તેના પ્રમુખના માનવંત હોદ્દા પર તેઓ ત્રણ વરસ સુધી બિરાજેલા છે, મુંબઈ યુનીવરસિટીના એક ફેલો સિન્ડીક તથા ડીન તરીકે પણ તેઓ નિમાયેલા છે, અને ગવર્નરની લેજીસ્લેટિવ કાઉન્સીલના એક સભાસદ તરીકે તથા પોર્ટટ્રસ્ટના એક મેમ્બર તરીકે પણ તેઓ ચુંટાયેલા છે, ઉપરાંત પ્રેસીડન્સી એસોસીએશન, સોનાપુર કમિટી અને કાર્લા હિંદુ સેનેટોરીયમ તથા બીજી પણ કેટલીક સાર્વજનિક તથા વૈદક સંસ્થાઓમાં તેમણે આગળ પડતો ભાગ લીધેલો છે; એટલુંજ નહિ પણ નામદાર સરકાર તરફથી પણ જે. પી. અને સર નાઈટના ઘણાજ માનવંત ઇલ્કાબ મેળવવાને તેઓ ભાગ્યશાળી થયેલા છે.

સર ભાલચંદ્ર એક બાહોશ ડાકટર હોવા ઉપરાંત એક વિદ્વાન પણ છે અને મરાઠી તથા અંગ્રેજી ભાષાનું તેમનું જ્ઞાન ઘણા ઉંચા પ્રકારનું છે. તેમણે મરાઠી ભાષામાં સાર્વજનિક આરોગ્યતા, વનસ્પતિ શાસ્ત્રનાં મૂળતત્વ અને અબળા સંજીવન નામનાં પુસ્તકો રચવા ઉપરાંત અંગ્રેજી તથા મરાઠી ભાષામાં કેટલાક વૈદક નિબંધો પણ લખેલા છે.



# શેઠ મથુરાદાસ ગોકળદાસ જે. પી.

મુંબઈના એક આગેવાન શહેરી અને મહાન મીલ માલેક સુપ્રસિધ્ધ શેઠ મથુરાદાસ ગોકળદાસનો જન્મ સંવત ૧૯૨૭ માં થયો હતો.

એમના વડિલો મૂળ કચ્છ કોઠારાના વતની હતા, જ્યાંથી એમના પ્રપિતામહ શેઠ ધરમશી પ્રથમ મુંબઇ આવી વસ્યા હતા, અને ધીમે ધીમે તેઓ ઉદ્યોગમાં સારી રીતે ફાવી જતાં તેમના વંશજો મીલ ઉદ્યોગમાં જોડાયા હતા, શેઠ મથુરાદાસના વડિલોમાં મીલ ઉદ્યોગની પ્રથમ શરૂઆત તેમના પિતાએ કરી હતી.

શેઠ મથુરાદાસે ગુજરાતી તથા અંગ્રેજી કેળવણી મુંબઇમાંજ લીધેલી છે, અને લગભગ મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી તેઓ પોતાના વડિલોના ચાલતા રૂના તથા મીલના ઉદ્યોગમાં જોડાઈ ગયેલા હતા, જે ઉદ્યોગ તેઓ હાલ પણ કરે છે.

શેઠ મથુરાદાસ જો કે ગર્ભશ્રીમંત સ્થિતિમાં જન્મેલા અને ઉછરેલા છે, છતાં પોતાના ઉદ્યોગમાં તેમણે ઘણુંજ પ્રશંસાપાત્ર લક્ષ આપેલું છે અને પોતાની બાહોશીથી તથા કાર્યકુશળતાથી પોતાના ઉદ્યોગને તેમણે એટલો બધો ખીલાવ્યો છે કે અત્યારે તેઓ મુંબઇના એક પ્રથમ પંક્તિના રૂના વેપારી તથા મીલ એજન્ટ ગણાય છે; એટલુંજ નહિ પણ મુંબઇ ઇલાકામાં વધારે મીલોની એજન્સી ધરાવનાર તેઓ છે, તેમની એજન્સી નીચે લગભગ દસ મીલો ચાલે છે, એ ઉપરાંત બીજી મીલો તથા કંપનીઓમાં પણ તેઓ ડીરેકટર છે, ટુંકમાં મુંબઈ ઇલાકાના પ્રથમ પંક્તિના મીલ માલેકોમાં મથુરાદાસ શેઠનો દરજ્જો ઘણો ઉંચો છે.

મીલોના કામકાજ પર દેખરેખ રાખવાનો બોજો મથુરાદાસ શેઠ પર વધારે પડતો રહેતો હોવાથી રાજકિય, સામાજીક કે જાહેર હિલચાલમાં તેઓ ઘણુંજ ઓછું લક્ષ આપી શકે છે, પરંતુ સરતનો તેમને ભારે શોખ હોવાથી તે બાબત તરફ તેઓ સારૂં લક્ષ આપે છે, અને સરતના ઘણા ઉમદા ઘોડાઓની માલેકી તેઓ ધરાવે છે. શેઠ મથુરાદાસને સંતતિમાં પાંચ પુત્રો છે, જેમાંના સહુથી મોટા પુત્રનું નામ પુરૂષોત્તમદાસ છે, તેઓ અભ્યાસ પુરો કરીને પોતાના પિતાના ચાલતા ધંધામાં જોડાઇ ગયેલા છે, તેઓ એક ચિત્રકાર છે અને સુપ્રસિધ્ધ માસિક વીસમી સદીમાં એમનાં ચિત્રો આવતાં હોવાથી એ માસિકના વાંચનારાઓથી એમનું નામ અજાણ્યું નહિ હોય.

શ્રીમાન મથુરાદાસ શેઠને પરમાત્મા દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને મીલ ઉદ્યોગમાં તથા રૂના ધંધામાં જેમ તેમણે નામના મેળવી છે, તેવીજ રીતે લોકહિતનાં, સખાવતનાં તથા જાહેર કાર્યોમાં પણ તેઓ નામના મેળવી એવી અમારી શુભેચ્છા છે.

Sheth Mathuradass Gokaldass, J. P.



શેઠ મથુરાદાસ ગોકળદાસ, જે. પી.
મુંબઈના એક આગેવાન મીલમાલેક.

Sheth Hansraj Pragaji Thakarshi.



**શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી.**

મુંબઈના એક આગેવાન શહેરી અને ભાટિયા કોમના અગ્રેસર.

# શેઠ હંસરાજ પ્રાગજી ઠાકરસી.

મુંબઇની ભાટિયા જ્ઞાતિના એક મહાન અગ્રેસર અને વેપારી શેઠ ઠાકરસી મુળજીના નામાંકિત કુટુંબમાં શેઠ હંસરાજ ભાઇનો જન્મ સંવત ૧૯૩૫ના પોષ સુદી એકમના રોજ મુંબઈ મુકામે થયો હતો.

એમના વડિલોમાં આડત દયાળ નામના એક પુરૂષ થઇ ગયા, જેઓ મૂળ જામ ખંભાળીયાના વતની હતા, પરંતુ ન્હાની ઉમરે તેમનાં માતુશ્રી સ્વર્ગવાસી થવાથી તેઓ સંવત ૧૮૦૫માં પોતાની દસ વરસની વયે પોતાને મોશાળ વરવાળા જઇ વસ્યા હતા, તેમણે મોટા થયા બાદ કેટલોક પરચુરણ રોજગાર કરેલો અને તે પછી પોતાની આધેડ ઉમરે સંવત ૧૮૪૦માં તેઓ મસ્કત બંદર તરફ વેપાર અર્થે ગયેલા, એ સમયે આગબોટ વિગેરેનાં સાધનો તથા પદ્ધતિસરની રાજ્યવ્યવસ્થા નહિ હોવાની સાથે ચાંચિયા લોકોનો ઉપદ્રવ હોવાથી દરિયાની મુસાફરી ઘણી ભયપ્રદ ગણાતી. આવા સમયમાં પણ શેઠ આડત તથા તેમના પુત્ર મુળજીએ દરીયાનો વેપાર ખેડેલો અને તે પછી શેઠ મુળજીના પુત્ર શેઠ ઠાકરસી અઢાર વરસની વયે સંવત ૧૮૬૩માં ત્રણ હજાર કોરીનો માલ એક વહાણમાં ભરી વેપાર અર્થે મુંબઇ આવ્યા, તે વખતથી આ કુટુંબનો મુંબઈમાં પ્રવેશ થયો. શેઠ ઠાકરસીએ મુંબઇમાં આવીને કેવી રીતે રોજગારની શરૂઆત કરી તથા તેને ખિલવ્યો તે હકીકત આ પુસ્તકમાં તેમનું જુદું વૃત્તાંત છપાયેલું છે તેમાં દર્શાવેલ છે, તેમજ તેમના વંશ વારસોની હકીકત પણ તેમાં દર્શાવેલ છે, માટે એમનાં સંબંધી જેમને વધારે જાણવાની ઇચ્છા હોય તેમણે એમનું એ વૃત્તાંત વાંચવું.

શેઠ હંસરાજના પિતા શેઠ પ્રાગજી તે ભાગ્યશાળી શેઠ ઠાકરસી મુળજીના ચોથા પુત્ર થાય, તેમનો જન્મ સંવત ૧૯૦૬ના ચૈત્ર વદ ત્રીજને દિવસે તેમના વતન વરવાળામાં થયો હતો. તેઓ ગુજરાતી, અંગ્રેજી તથા સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી યોગ્ય ઉમરે પોતાના વડિલના ધંધામાં જોડાઇ ગયા હતા, પરંતુ સાહિત્યનો તેમને શોખ હોવાથી ધંધામાંથી વખત મેળવી તેઓ સંસ્કૃત ભાષાનો અભ્યાસ તથા તેની ખિલવણી કરવામાં વખતનો ઉપયોગ કરતા. સંસ્કૃત સાહિત્યમાં તેમણે વ્યાકરણ, પંચ મહાકાવ્ય, ધર્મશાસ્ત્ર, જ્યોતિષ, અલંકાર તથા પિંગળનો અભ્યાસ કરેલો, અને ભગવદ્‌ગીતાનું દોહરામાં ભાષાન્તર કરી પ્રસિદ્ધ કરેલું, તથા જુદાં જુદાં સંસ્કૃત પુસ્તકોમાંથી સારા સારા શ્લોક તારવી કાઢીને "પ્રમાણ સહસ્રી" નામે એક ગ્રંથ તૈયાર કરી પ્રસિદ્ધ કરેલો. આ શિવાય 'સદ્ધર્મોદ્ધારક' નામે એક સભા તેમણે સ્થાપેલી અને 'ભારતાર્થ પ્રકાશ' નામે માસિક પ્રકટ કરી મહાભારત તથા વાલ્મિકી રામાયણ વિગેરેનાં ગુજરાતીમાં ભાષાંતર કરવાનું કામ તેમણે શરૂ કરેલું, તે શિવાય

ખગોળવિદ્યાનો શોખ થવાથી તેમણે એક મોટું દુરબીન વિલાયતથી મંગાવી પોતાના બંગલામાં ગોઠવ્યું હતું, ટુંકમાં શેઠ હંસરાજના પિતા શેઠ પ્રાગજી એક સાહિત્ય પ્રેમી અને વિદ્યાવિલાસી ગૃહસ્થ હતા. તેઓ સાડત્રીસ વરસની ન્હાની વયે સંવત ૧૯૪૩ના વૈશાક વદ ૧૪ના રોજ મુંબઇ મધ્યે સ્વર્ગવાસી થયા હતા. જો તેઓનું આયુષ્ય લંબાયું હોત તો સાહિત્યની વિશેષ સેવા તેમના હસ્તે થઇ હોત.

શેઠ હંસરાજનાં માતુશ્રીનું નામ પ્રેમકુંવર ઉર્ફે પ્રેમાબાઇ હતું અને તેઓ શેઠ પ્રાગજીના બીજી વારનાં પત્ની હતાં, તેઓ હંસરાજભાઇને ફકત દસ દિવસની ન્હાની વયના મુકીને સ્વર્ગવાસી થયેલાં અને તે પછી હંસરાજ ભાઇના પિતાશ્રી એમને છ વરસની વયના મુકીને સ્વર્ગવાસી થયેલા, ટુંકમાં હંસરાજભાઇએ માતા પિતાનું સુખ બિલકુલ ભોગવ્યું નથી.

ઉપર પ્રમાણે ન્હાની વયમાં માતાપિતાનો સ્વર્ગવાસ થવાથી હંસરાજભાઇ પોતાના કાકા શેઠ નારણદાસને ત્યાં ઉછરી મોટા થયેલા, તેમણે અભ્યાસની શરૂઆત ન્હાની વયે કરેલી અને સને ૧૮૯૦માં ગુજરાતી અભ્યાસ પૂરો કર્યા પછી તેઓ ફોર્ટ હાઇસ્કૂલમાં અંગ્રેજી અભ્યાસ માટે દાખલ થયેલા, ત્યાં તેમણે પાંચ વરસ અભ્યાસ કર્યા પછી તેઓ ન્યુ હાઇસ્કૂલમાં દાખલ થયેલા અને ત્યાં મેટ્રિક સુધી અભ્યાસ કરી સ્કૂલ છોડેલી.

અભ્યાસમાંથી મુકત થયા પછી સંવત ૧૯૫૪ના માગસર વદ ૭ના રોજ શેઠ પ્રેમજી જીવણના ભત્રીજા શેઠ જીવરાજ હરજીવનનાં પુત્રી શ્રીમતી સુંદરબાઇ સાથે શેઠ હંસરાજભાઇનું લગ્ન કરવામાં આવ્યું, તે વખતથી તેઓ તેમના કાકા નારણદાસ શેઠને ત્યાંથી તેમના બીજા કાકા શેઠ ગોવિંદજીને ત્યાં જઇ રહ્યા. શેઠ ગોવિંદજીના હાથ નીચે કેળવાયાથી તેમના કેટલાક ગુણો શેઠ હંસરાજભાઇમાં તરૂણ વયથી કુદરતી રીતેજ ઉતરેલા છે.

લગ્ન થયા પછી હંસરાજભાઇ પોતાના વડિલોના ચાલતા ધંધામાં જોડાઇ ગયેલા જે ધંધો તેઓ હાલ પણ કરે છે, અને પોતાની પેઢીના બહોળા વહીવટ ઉપર હંસરાજભાઇ બારીક ધ્યાન આપે છે, એમની પેઢીની એજન્સી નીચે ચાર મીલો ચાલે છે, જેમાં દર વરસે લગભગ પચાસ હજાર ગાંસડી રૂની જરૂર પડે છે, અને રૂની ખરીદીનો મુંબઇનો તથા બહારગામનો વહીવટ હંસરાજભાઇની દેખરેખ નીચે ચાલે છે, રૂની પરિક્ષા તથા હિસાબમાં તેઓ ઘણા કાબેલ છે, તે ઉપરાંત ઓફીસનું તથા નાણાં સંબંધી વહીવટનું કામ પણ તેઓ કરે છે, એટલુંજ નહિ પણ મુળજી જેઠા કાપડ મારકીટમાં એમની પેઢીનો અરધો ભાગ છે તેને લગતું કેટલુંક કામ તથા ન્યુ પીસ ગુડઝ બજારને લગતું કેટલુંક કામ પણ તેઓ કરે છે, અને પોતાના રોજગાર ઉપર દર રોજ લગભગ દસ કલાક ધ્યાન આપે છે. આ

પ્રમાણે ધંધામાં ધ્યાન આપવા ઉપરાંત ધર્મનાં, પરોપકારનાં, રમત ગમતનાં, વિદ્યાને ઉત્તેજન આપવાનાં અને રાજકિય તથા જાહેર હિલચાલોને લગતાં કાર્યોમાં પણ હંસરાજભાઇ સારૂં ધ્યાન આપે છે.

શેઠ હંસરાજભાઇ પણ તેમના પિતાશ્રીના જેવા વિદ્યાવિલાસી અને વિદ્યોત્તેજક છે, તેમના બંગલામાં એક સારૂં પુસ્તકાલય છે, અને ઘણા વિદ્વાનો વખતોવખત તેમની પાસે આવે છે, વિદ્યાને ઉત્તેજન આપવાનો શોખ હોવાથી ઘણા વિદ્યાર્થીઓને તેમણે આજ સુધીમાં અભ્યાસને માટે મદદ આપેલી છે, અને એમના આશ્રયથી ભણેલા કેટલાક વિદ્યાર્થીઓ અત્યારે સારી પાયરી પર છે. એમના આશ્રયથી કેળવાયેલ પુષ્કરણા જ્ઞાતિનો એક વિદ્યાર્થી હાલ સિંગાપુર મધ્યે મેડિકલ ખાતામાં સારા હોદ્દા પર છે, અને દર મહિને રૂા. ૫૦૦) પાંચસોનો પગાર મેળવે છે. એક બીજો વિદ્યાર્થી બી. એ. થઇને વડોદરા રાજ્યમાં નોકરી કરે છે, અને હાલ તે એ રાજ્યની એક અંગ્રેજી શાળાના હેડ માસ્તરના હોદ્દા પર છે, વળી એક વિદ્યાર્થીને અંગ્રેજી અભ્યાસ કરાવ્યા બાદ મીલમાં કાપડખાતામાં સારી પાયરી અપાવેલ છે, વિશેષમાં હાલ પણ કેટલાક વિદ્યાર્થીઓ એમને ત્યાં રહી કોલેજનું શિક્ષણ લે છે, અને છૂટક છૂટક મદદ તો તેમણે અનેક વિદ્યાર્થીઓને આપેલી છે તથા હજુ આપે છે. આ શિવાય કેળવણીને ઉત્તેજન આપવા માટે તેમણે પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે એક સ્કોલરશીપ સ્થાપવા રૂપિયા દસ હજાર મુંબઇ યુનીવરસીટીને આપેલા છે, જેના વ્યાજમાંથી બી. એ.ની પરિક્ષામાં રસાયણ શાસ્ત્રના વિષયમાં પહેલે નંબરે આવનારને સ્કોલરશીપ આપવામાં આવે છે, તે ઉપરાંત તેમના પિતાશ્રીએ રચેલ પ્રમાણ સહસ્ત્રીનું પુસ્તક વિદ્યાર્થીઓ તથા વિદ્વાનોમાં જ્ઞાનના ફેલાવા અર્થે મફત આપવા માટે તેમણે રૂપિયા ત્રીસ હજાર જુદા કાઢેલા છે, જેના વ્યાજમાંથી દર ચોથે વરસે એ પુસ્તક છપાવી યોગ્ય જનોને મફત આપવામાં આવે છે, વળી પુના સેવાસદન તરફથી દરેક ગામડામાં એક સ્ત્રી શિક્ષક તથા સ્ત્રી ડોકટર મોકલવાની યોજના ઘડાયેલી તેના ફંડમાં પણ હંસરાજભાઇએ રૂપિયા પાંચ હજાર ભરેલા, તે શિવાય કેળવણીનો ફેલાવો થાય તેવાં બીજાં પણ કેટલાંક કાર્યોને હંસરાજભાઇએ આજ સુધીમાં સારૂં ઉત્તેજન આપેલું છે અને હજુ પણ આપ્યે જાય છે. વિદ્યાને ઉત્તેજન આપવાનાં એમનાં સર્વ કાર્યોમાં સહુથી વિશેષ નોંધ લેવા લાયક અને એમની કારકીર્દિ તથા સખાવતોને વિશષ ઝેબ આપે એવું કાર્ય હાલમાં તેમણે જાહેર કરેલ આર્ટસ કોલેજની સ્થાપનાનું છે, મુંબઇની અંદર એવી જાતની એક કોલેજ સ્થાપવા માટે હંસરાજભાઇએ સવાથી દોઢ લાખ રૂપિયાની ગંજાવર રકમ જાહેર કરી પોતાની ઉદારતા બતાવી આપેલ છે, અને ઈશ્વરે પોતાને આપેલ દ્રવ્યનો સદ્ઉપયોગ કરેલો છે, જેને માટે એ સખી નરને ધન્યવાદ ઘટે છે.

કેળવણીને ઉત્તેજન આપનારાં કાર્યોમાં રકમબંધ પૈસા આપવા ઉપરાંત લોકહિતને ટેકો આપનારી અન્ય રાજદ્વારી તથા જાહેર હિલચાલોમાં પણ શેઠ હંસરાજભાઇએ સારો ભાગ લીધેલો છે, અને હજુ પણ લે છે, તેમજ એવી બાબતમાં તેઓ જરૂર પડે ત્યાં નાણાની સહાયતા પણ આપે છે, કલકત્તા, મદ્રાસ, બનારસ અને મુંબઇની છેલ્લી ત્રણ નેશનલ કોંગ્રેસોમાં એક ડેલીગેટ તરીકે તેમણે હાજરી આપેલી, અને ૧૯૧૫ની મુંબઇની કોંગ્રેસ વખતે તેઓ સ્વાગત કમિટીમાં પણ નિમાયેલા, તે કોંગ્રેસના પ્રમુખ સર સત્યેન્દ્ર પ્રસન્ન સિંહને આવકાર આપવાના સરઘસની યોજના એમણેજ તૈયાર કરેલી. એ સરઘસ એવું તો દમામદાર બનેલું કે પોતાને મળેલ એવાં અનૂપમ માન માટે સર સિંહે પોતાના હૃદયની ઉંડી લાગણી પોતાના ભાષણમાં બતાવેલી, અને હંસરાજભાઇને ખાનગીમાં તેઓ મળેલા ત્યારે એ બાબત તેમનો આભાર માનેલો. આ શિવાય સને ૧૯૧૭ની મુંબઇની ખાસ કોંગ્રેસમાં પણ હંસરાજભાઇ સેક્રેટરી નિમાયેલા અને મતભેદને લીધે વિકટ થઇ પડેલ એ કોંગ્રેસની બેઠકને ફતેહમંદ બનાવવા બીજા ગૃહસ્થોની સાથે તેમણે પણ શ્રમ લીધેલો. કોંગ્રેસની હિલચાલ તથા બેઠકોમાં રસ પૂર્વક ભાગ લેવા ઉપરાંત સર્વન્ટસ ઓફ ઇન્ડીયા સોસાઇટી તરફ પણ હંસરાજભાઇ સહાનુભૂતિ ધરાવે છે અને એ સંસ્થાને રૂપિયા પાંચ હજારની મદદ તેમણે આપેલી છે, તેમજ સ્વરાજ્ય પ્રાપ્તિને અર્થે પ્રયત્ન કરનારી હોમરૂલ લીગમાં પણ તેઓ જોડાયા છે અને એ ખાતાંને પણ તેમણે પાંચ હજાર રૂપિયાની મદદ કરેલી છે, આ શિવાય બોમ્બે પ્રેસીડન્સી એસોસીએશન, પ્રોવિન્સીયલ કોંગ્રેસ કમિટી, ઇન્ડીયન મરચન્ટસ ચેમ્બર એન્ડ બુરો, એ.રીએન્ટ કલબ તથા હિંદી મરચંટસ કલબ જેવી કેટલીક સંસ્થાઓના તેઓ સભાસદ છે.

રમતગમતનો પણ હંસરાજભાઇને શોખ છે, અને તેઓ હિંદુ જીમખાનાના એક આગેવાન મેમ્બર છે, લોનટેનીસનો તેમને સારો શોખ છે, અને તરવાનો પણ તેમને ઘણો શોખ હોવાથી તેઓ દરોજ બે કલાક સ્વીમીંગ બાથમાં તરવા જાય છે. વળી સંગીત, ચિત્રકળા તથા શિલ્પકળા પ્રત્યે પણ તેમની લાગણી છે. પેડર રોડ પરના એમના સુંદરવિલાસ નામના બંગલાના દીવાનખાનાની છતમાં વિષ્ણુ ભગવાનના દસ અવતારનું સીમેન્ટનું કોતરકામ જે એમણે મોટે ખરચે તૈયાર કરાવ્યું છે, તે શિલ્પકળાનો એક નમૂનો છે.

ધર્મધ્યાન પ્રત્યે પણ હંસરાજભાઇ સારી લાગણી રાખે છે. શ્રી નાથદ્વારાના મંદિર ખાતે તેમણે લગભગ રૂા. પંદર હજાર વાપરેલા છે, તથા સંવત ૧૯૭૨ના અધિક માસમાં પોતાને ત્યાં અષ્ટોતેર સત પારાયણ બેસારી તે કાર્યમાં રૂપિયા વીસ હજાર તેમણે વાપરેલા હતા. વળી પોતાનાં માતુશ્રીના સ્મરણાર્થે રૂા. ત્રીસ હજાર ખરચી એક સદાવૃત જુનાગઢના ગીરનાર પર્વતની પથ્થરચટ્ટીની જગ્યામાં

તેમણે સ્થાપેલ છે, અને રતલામ જંકશન નજીક શેઠ રણછોડદાસ પ્રેમજીના ટ્રસ્ટી તરીકે તેમણે એક ધર્મશાળા બંધાવી છે, વિશેષમાં પોતાના સ્વ. કાકા ગોવિંદજી ભાઇના સ્મરણાર્થે એમનાં બે પુત્રીઓને ભાટિયા ગ્રહ સ્થાપવાની સલાહ પણ તેમણેજ આપેલી અને એ મકાનનું તમામ કામકાજ પોતાની દેખરેખ નીચે કરાવેલું, આ મકાન ગીરગામ બેક રોડ પર આવેલું છે, અને તે રૂા. પોણા બે લાખને ખરચે તૈયાર થયેલું છે, તેને ખુલ્લું મુકવાની ક્રિયા સને ૧૯૧૦માં તે વખતના ગર્વનરના હસ્તે થયેલી અને ત્યારથી મધ્યમ સ્થિતિના ભાટિયા કુટુંબો એ મકાનનો લાભ લીએ છે.

આ ચરિત્રના નાયક શેઠ હંસરાજભાઇના હસ્તે સખાવતનાં પણ ઘણાં જાણવા જેવાં કાર્યો થયેલાં છે, જેમાંનાં મુખ્ય મુખ્યની નોંધ નીચે પ્રમાણે છે.

૧) રૂા. સવા લાખ મુંબઇમાં એક આર્ટસ કોલેજ સ્થાપવા માટે તેમણે જાહેર કરેલા છે, એ રકમ કદાચ ઓછી પડે તો રૂા. પચીસ હજાર બીજા આપવા તેમણે જણાવેલ છે. ૨) પોતાનાં માતુશ્રીના સ્મરણાર્થે ગીરનાર પર્વત પર સદાવ્રત સ્થાપવા માટે રૂપિયા ત્રીસ હજાર. ૩) પોતાના પિતાએ રચેલ પ્રમાણ સહસ્ત્રીની પુનરાવૃત્તિ માટે રૂા. ત્રીસ હજાર. ૪) રૂા. દસ હજાર મુંબઇની યુનીવરસીટીને. શેઠ પ્રાગજી ડાકરસી સ્મારક સાયન્સ સ્કોલરશીપ' સ્થાપવા માટે ૫) રૂા. પંદર હજાર શ્રી નાથદ્વારામાં ૬) રૂા. વીસ હજાર અષ્ટોતેર સત પારાયણમાં ૭) રૂા. પાંચ હજાર સર્વન્ટસ ઑફ ઇન્ડીયા સોસાઈટીને ૮) રૂા. પાંચ હજાર પુના સેવાસદનને ૯) રૂા. પાંચ હજાર મુંબઇ હોમરૂલ લીગમાં ૧૦) રૂા. અઢી હજાર બનારસ યુનીવરસિટીમાં ૧૧) રૂા. સાત હજાર રાજકોટના ભાટિયા વિદ્યાર્થી ભૂવનમાં ૧૨) રૂા. એક હજાર સુરતના બાલાશ્રમમાં ૧૩) રૂા. એક હજાર ભાટિયા બાળરક્ષક વિદ્યાલયમાં ૧૪) રૂા. એક હજાર સંવત ૧૯૬૯ના દુકાળ ફંડમાં તથા રૂા. એક હજાર એ પ્રસંગે વઢવાણ કેમ્પમાં કેટલકેમ્પ ઉઘાડવા ૧૫) રૂા. એક હજાર સુરત આર્ટસ કોલેજમાં ૧૬) રૂા. એક હજાર બનારસ નેશનલ કોલેજમાં ૧૭) રૂા. એક હજાર જમનાબાઇ સકકઈ મેમોરીયલ ફંડમાં ૧૮) રૂા. એક હજાર સુરત વનિતા વિશ્રામમાં.

આ શિવાય રૂા. ૫૦૦) તથા તેની નીચેની ઘણી રકમો જુદી જુદી સંસ્થાઓમાં તેમણે આપેલ છે, જેની નોંધ વિસ્તાર થવાથી અત્રે આપેલી નથી, વળી હાલમાં સંવત ૧૯૭૫ના દુકાળ પ્રસંગે તેમણે પોતાના નામ પરથી "શેઠ હંસરાજ પ્રાગજી કેટલકેમ્પ" ખોલવા માટે રૂપિયા વીસ હજાર આપેલા છે જે સર્વ સખાવતોને માટે શેઠ હંસરાજભાઇને ધન્યવાદ ઘટે છે,

શેઠ હંસરાજભાઇ જેવા પરોપકારી અને ઉજ્વળ કારકીર્દિના ગૃહસ્થને પરમાત્મા દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને એમના હસ્તે ભવિષ્યમાં આથી પણ વિશેષ સખાવતનાં તથા લોકહિતનાં કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.

# શેઠ મુળરાજ ખટાઉ મકનજી. જે. પી.

મુંબઇની ભાટિયા કોમના એક અગ્રેસર, એક બાહોશ મીલ એજન્ટ અને ઉદાર શહેરી શેઠ મુળરાજનો જન્મ સને ૧૮૬૮ના ઓગષ્ટની ૨૭મી તારીખે થયો હતો.

એમના વડિલો મૂળ કચ્છ કોઠારાના વતની હતા, જ્યાંથી શેઠ ખટાઉ મકનજી પ્રથમ મુંબઇ આવી વસ્યા હતા, તેઓ શરૂઆતમાં શેઠ જીવરાજ બાલુને ત્યાં નોકર રહ્યા હતા, જે નોકરી લાંબો વખત કર્યા પછી સને ૧૮૬૦ ની અમેરિકાની લડાઇ વખતે અનુકૂળતા થતાં તેઓ પોતાના મિત્રોની સાથે મીલ ઉદ્યોગમાં જોડાયા હતા, અને ધીમે ધીમે ખટાઉ મકનજી નામની પોતાની એક સ્વતંત્ર મીલ તેમણે ચાલુ કરી હતી. તેઓ પોતાની પાછળ ગોરધનદાસ તથા મૂળરાજ નામના બે પુત્રો મુકી સ્વર્ગવાસી થયેલા.

મુળરાજ શેઠે જરૂર જોગો ગુજરાતી અભ્યાસ કર્યા પછી તેઓ અંગ્રેજી અભ્યાસને માટે હાઈ સ્કૂલમાં દાખલ થયેલા અને મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી પોતાના વડિલના ચાલતા મીલ ઉદ્યોગમાં જોડાઈ ગયેલા, જે ધંધો તેઓ હાલ પણ ચલાવે છે, અને પોતાની કુશળતાથી એ ધંધાને તેમણે સારી રીતે ખિલાવ્યો છે, હાલ એમની એજન્સી નીચે ખટાઉ મકનજી, તથા બોમ્બે યુનાઇટેડ નામની બે મીલો હોવા ઉપરાંત તેઓ સોલાપુર મીલમાં ડીરેકટર છે અને કટની સીમેન્ટ મેન્યુફેકચરીંગ કંપનીમાં પણ તેમનો સારો ભાગ છે, આ સિવાય બીજી પણ કેટલીક જોઈન્ટ કંપનીઓમાં તેઓ ભાગીદાર છે. વળી કેટલીક વીમા કંપનીઓની એજન્સી પણ તેમના હાથમાં છે, ટુંકમાં મુળરાજ શેઠની એક વેપારી તરીકેની તથા મીલ એજન્ટ તરીકેની કારકીર્દિ ઉજવળ છે.

હુન્નર ઉદ્યોગમાં ધ્યાન આપી તેમાંથી પૈસો તથા આબરૂ મુળરાજ શેઠે મેળવેલ છે, અને મળેલ પૈસાનો સખાવતનાં કાર્યોમાં તેમણે સદ્‌ઉપયોગ પણ કરેલો છે, એમની સખાવત જો કે ઘણો વખત થયાં ચાલુ છે, પરંતુ સને ૧૯૧૯ થી તેઓ એક સખાવતે બહાદુર નર તરીકે વિશેષ પ્રસિદ્ધિમાં આવેલ છે, કારણકે એ વરસમાં એમણે એક તડાકે ત્રીસ હજાર પાઉંડ એટલે કે લગભગ સાડાચાર લાખ રૂપિયા સખાવતના કાર્યોમાં આપવા માટે જાહેર કરેલા હતા.

મુળરાજ શેઠ મુંબઇના એક આગેવાન શહેરી છે, અને જાહેર પ્રજામાં, સરકારમાં તથા તેમની કોમમાં તેઓ સારૂં માનપાન ધરાવે છે, તેઓ હાલમાં યૂરોપ તથા અમેરિકાની મુસાફરીએ ગયેલા છે.

Sheth Mulraj Khatau, J. P.



શેઠ મૂળરાજ ખટાઉ, જે. પી.

મુંબઈના એક આગેવાન મીલમાલેક.

Sheth Narottam Morarji Gokaldass, J. P.



શેઠ નરોત્તમ મોરારજી ગોકળદાસ, જે. પી.

મુંબઈના એક આગેવાન મીલમાલેક.

# શેઠ નરોત્તમદાસ મોરારજી ગોકળદાસ. જે. પી.

ભાટિયા કોમના એક અગ્રેસર, અને મુંબઇના બાહોશ મીલ એજન્ટ શેઠ નરોત્તમદાસનો જન્મ સને ૧૮૭૭ના એપ્રીલની બીજી તારીખે પોરબંદર મુકામે થયો હતો.

એમના વડિલો મૂળ પોરબંદરના વતની હતા. જ્યાંથી એમના દાદા શેઠ ગોકળદાસ જીવણ સંવત ૧૮૭૪માં મુંબઇ આવી વસ્યા હતા. શેઠ નરોત્તમદાસના પિતા સ્વ. શેઠ મોરારજી ગોકળદાસ એક સુપ્રસિધ્ધ અને પ્રતાપી પુરૂષ થઇ ગયા છે, જેમની કારકીર્દિ પ્રખ્યાત હોવાથી અત્રે તે સંબંધે વિશેષ લખવાની જરૂર નથી.

શેઠ નરોત્તમદાસે પોતાનું અંગ્રેજી શિક્ષણ મુંબઇની ન્યુ હાઇસ્કૂલમાં લીધેલું હતું, અને તેઓના ખાનગી અંગ્રેજી શિક્ષક મુંબઇના આગેવાન શહેરી અને હિંદના રાજદ્વારી અગ્રેસર સર નારાયણ ગણેશ ચંદાવરકર હતા. મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી શેઠ નરોત્તમદાસ પોતાના પિતાના ચાલતા મીલ ઉદ્યોગમાં જોડાઇ ગયા હતા, જે ધંધાને તેમણે પોતાની બાહોશીથી સારી રીતે ખિલાવેલો છે, અને અત્યારે એક બાહોશ મીલ એજન્ટમાં તેમની ગણના થાય છે. મોરારજી મીલ અને સોલાપુર નામની પોતાની બે મીલોનો વહીવટ કરવા ઉપરાંત બીજી મીલોમાં પણ તેઓ ડીરેકટર તથા ભાગીદાર છે, તે ઉપરાંત કેટલીક વેપારી કંપનીઓ તથા બેંકો વિગેરેની વ્યવસ્થામાં પણ તેઓ આગળ પડતો ભાગ લે છે.

પોતાનો ધંધો કુશળતા પૂર્વક કરવાની સાથે શેઠ નરોત્તમદાસ શહેરની જાહેર હિલચાલો તથા જ્ઞાતિની હિલચાલોમાં પણ બનતો ભાગ લીએ છે, તેમની જ્ઞાતિના નવા મહાજનના તેઓ અગ્રેસર છે, અને ભાટિયા કોમની બીજી કોન્ફરન્સની સ્વાગત કમિટિના તેઓ પ્રમુખ નિમાયા હતા, તે ઉપરાંત જાહેર હિલચાલોમાં મ્યુનીસીપાલીટી, મીલ ઓનર્સ એસોસીએશન તથા દેશી વેપારી ચેમ્બરના આગેવાન તરીકે તેમણે સારો ભાગ લીધેલો છે, વળી તેમની લાયકાતથી નામદાર સરકારે તેમને જે. પી.નો ઇલ્કાબ આપેલો છે, તથા સને ૧૯૧૨ની સાલને માટે મુંબઇના શેરીફ નિમેલા હતા, વળી સર નાઇટનો માનવંત ઇલ્કાબ પણ તેમને મળવાનો હતો, પરંતુ તેનો તેમણે અસ્વીકાર કરેલો.

શેઠ નરોત્તમદાસ સને ૧૯૧૩માં પહેલી વાર વિલાયતની મુસાફરીએ ગયેલા, અને હાલમાં બીજી વખત તેઓ વિલાયતની મુસાફરીએ ગયેલા છે, પહેલી મુસાફરી વખતે તેમણે હવાઇ વિમાનની સહેલ કરેલી જેનો ફોટો લંડન ટાઇમ્સમાં આવેલો. હવાઈ વિમાનની મુસાફરી કરનાર દેશી ગૃહસ્થ તરીકે ઘણું કરીને શેઠ નરોત્તમદાસ પહેલા છે.

# શેઠ કરીમભાઈ આદમજી પીરભાઇ.

વોહરા કોમના એક મહાન અગ્રેસર અને આપબળે કરોડપતિ થએલા સ્વ. શેઠ આદમજી પીરભાઇના ત્રીજા પુત્ર શેઠ કરીમભાઇનો જન્મ સને ૧૮૭૦ માં મુંબઇ મુકામે થયો હતો.

એમના પિતા સ્વ. સર આદમજી પીરભાઇ એક મહાન ઉદ્યોગી પુરૂષ થઇ ગયા છે, અને મુંબઇ ઇલાકામાં તંબૂઓ બનાવવાની પહેલ કરનાર તરીકે તેમણે ભારે પ્રખ્યાતિ મેળવેલી છે, એમના સંબંધી વિશેષ હકીકત જાણવી હોય તેમણે આ પુસ્તકમાં એમનું જુદુ વૃત્તાંત છપાયેલું છે તે વાંચવું.

શેઠ કરીમભાઇ અંગ્રેજી મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી પિતાના ચાલતા કારખાનામાં પોતાના બીજા ભાઇઓ સાથે જોડાઇ ગયેલા છે, જે કારખાનાને ખીલવવા માટે તેમણે ભારે લક્ષ આપેલ છે. હાલ એમની પેઢીની એજન્સી નીચે તંબૂઓનું ભવ્ય કારખાનું, ચામડાની ઉપયોગી ચીજો બનાવવાનું કારખાનું કાપડની મીલ તથા માથેરાન સ્ટીમ લાઇટ રેલ્વે વિગેરે ઘણી આબાદ સ્થિતિ પર ચાલે છે, તે ઉપરાંત માથેરાન સ્ટીમ ટ્રામ્વે તેમણે થોડો વખત થયાં ચાલુ કરેલ છે, જેથી ત્યાંની પ્રજાને અને ત્યાં જનારને ઘણી સગવડ થઇ છે, ટુંકમાં હુન્નર ઉદ્યોગનાં પોતાનાં કારખાનાંઓને તેમણે પોતાના પિતાની માફક સારી રીતે ખિલાવી ઉદ્યોગી પુરૂષ તરીકે નામના મેળવેલી છે.

વિશેષ આનંદની વાત એ છે કે શેઠ કરીમભાઇ ઉદ્યોગમાં જેમ કુશળ છે, તેવીજ રીતે સખાવતનાં કાર્યો કરવામાં પણ ઉત્સાહી છે, અને આજ સુધીમાં તેમના હસ્તે ઘણી મોટી સખાવત થયેલ છે, જેને માટે એ પરોપકારી અને દયાળુ ગૃહસ્થને ધન્યવાદ ઘટે છે.

શેઠ કરીમભાઇના મોટા ભાઇ શેઠ મહમદભાઇ તથા તેમના બીજા ભાઇઓ પણ લાયક તેમજ બાહોશ ગૃહસ્થો છે, અને તેઓ બધાની મહેનત તથા કુશળતાથી તેમનાં હાથ નીચેનાં ખાતાંઓ ઘણા સારા પાયા પર ચાલે છે.

શેઠ કરીમભાઇની કારકીર્દિમાં જે કંઇ ખાસ નોંધ લેવા જેવું છે, તે એમનું ઉદાર અને દયાળુ અંતઃકરણ તથા એમની અનૂપમ સાદાઇ છે. એમની ઉદારતા તથા સાદાઇનો ખરો ખ્યાલ એમની જાતિ મુલાકાતથી થઇ શકે તેમ છે. પરમાત્મા એમના જેવા લાયક ગૃહસ્થને હમેશાં સુખ શાન્તિમાં રાખવા સાથે દીર્ઘ આયુષ્ય અર્પણ કરે એવી અમારી શુભેચ્છા છે.

Sheth Karimbhai Adamjee Peerbhai.



શેઠ કરીમભાઈ આદમજી પીરભાઈ.
એક આગેવાન મીલ માલેક અને ઉદાર શહેરી.

Sheth Jehangirjee Bomanjee Petit, J. P.



શેઠ જહાંગીરજી બમનજી પીટિટ, જે. પી.

પીટિટ ખાનદાનના કુળદીપક ગૃહસ્થ.

# શેઠ જહાંગીરજી બમનજી પીટિટ. જે. પી.

મુંબઇની પારસી કોમના એક અગ્રેસર, એક આગેવાન વેપારી તથા મીલ માલેક, અને એક પ્રતિષ્ઠિત શહેરી શેઠ જહાંગીરજી બમનજી પીટિટનો જન્મ સુપ્રસિદ્ધ પીટિટ કુટુંબમાં સને ૧૮૭૯ માં થયો હતો.

શેઠ જહાંગીરજીના વડિલો એટલા બધા પ્રખ્યાત અને પ્રતાપી થઇ ગયા છે કે એમને સર્વ કોઇ સારી રીતે જાણે છે. એમના દાદા સર દીનશા માણેકજી પીટિટ એક મહાન દાનેશ્વરી તેમજ ઉદ્યોગી પુરૂષ હતા, તેમણે પોતાની જીંદગીમાં લગભગ તેંત્રીસ લાખ રૂપિયા સખાવતમાં વાપર્યાનું કહેવાય છે, તેઓ મુંબઇના મીલ ઉદ્યોગના પિતા ગણાય છે, અને હિંદુસ્થાનના બીજા બેરોનેટ તરીકેનું માન પણ તેઓ મેળવી ગયા છે, તેમનું જુદું વૃત્તાંત આ પુસ્તકના બીજા વિભાગમાં છપાયેલું છે, તે વાંચવાથી એમના સંબંધી વધારે હકીકત જાણવામાં આવશે.

શેઠ જહાંગીરજીના પિતા શેઠ બમનજી પણ એવાજ એક પ્રતાપી પુરૂષ થઇ ગયા છે, અને તેઓ પણ પોતાના વડિલોના અનુકરણીય પગલે ચાલી સારી નામના મેળવી ગયા છે, એક સખાવતે બહાદુર ગૃહસ્થ તરીકે, પારસી કોમના એક અગ્રેસર તરીકે અને એક પ્રતિષ્ઠિત શહેરી તરીકે તેમણે સારી નામના મેળવી છે, તેઓ મુંબઇ બેંકના એક ડીરેકટર તથા મુંબઇની લેજીસ્લેટીવ કાઉન્સીલના એક સભાસદ હતા અને બીજી જાહેર હિલચાલોમાં પણ તેમણે સારો ભાગ લીધો, વિશેષમાં તેઓ એક ઉદાર ગૃહસ્થ હતા અને તેમની જીંદગીમાં તેમણે લગભગ સાડા તેર લાખ રૂપિયા સખાવતનાં કાર્યોમાં વાપર્યા હતા, એમનાં સખાવતનાં સર્વ કાર્યોમાં "ધિ બમનજી દીનશા પીટિટ, પારસી જનરલ હોસપીટલ" ઘણી પ્રખ્યાત છે, જે ખાતાંને માટે એ પરોપકારી ગૃહસ્થે લગભગ રૂપિયા સાડા સાત લાખ આપેલા. એક મીલ માલેક તરીકે મજુર વર્ગના હિતને માટે તેઓ કાળજી રાખતા અને મજુરો પાસેથી નિયમિત બાર કલાક કામ લેવાની હદ બાંધવામાં તેમણે આગેવાની લીધી હતી.

શેઠ જહાંગીરજીએ શરૂઆતની અંગ્રેજી કેળવણી સેંટ ઝેવીયર હાઈસ્કૂલમાં લીધેલી અને તે પછી વધારે અભ્યાસ પણ તેમણે તેજ કોલેજમાં કરેલો, બી. એ. સુધી અભ્યાસ કરી સને ૧૮૯૯ માં તેમણે કોલેજ છોડેલી અને તે પછી ધંધાને માટે તેમણે પોતાના નામની પેઢી ખોલેલી, જે પેઢી હજુ પણ ચાલે છે, અને મુંબઇની આગેવાન વેપારી પેઢીઓમાં તેની ગણના થાય છે. આયાત નિકાશનો ધંધો સારી રીતે ચલાવવા ઉપરાંત વીમા કંપનીઓની કેટલીક એજન્સીઓ પણ આ પેઢી પાસે છે.

પોતાની સ્વતંત્ર પેઢી સ્થાપી તેને સારા પાયા પર મુકયા પછી શેઠ જહાંગીરજી સને ૧૯૦૧માં પોતાના પિતાની પેઢીમાં જોડાયેલા અને એ પેઢીમાં તેઓ સને ૧૯૧૬ સુધી ભાગીદાર હતા. વળી સને ૧૯૧૨માં તેઓ મેસર્સ દીનશા માણેકજી પીટિટ એન્ડ સન્સની પેઢીમાં જોડાયેલા અને પોતાની એ પેઢીની એજન્સી નીચે ચાલતી મીલોના વહીવટમાં તેઓ આગળ પડતો ભાગ લીએ છે, આ પેઢીની એજન્સી નીચે પાંચ મીલો ચાલે છે જે સઘળી મીલોના વહીવટમાં જહાંગીરજી શેઠનો હાથ છે, આ પાંચે મીલોમાં મળીને લગભગ બાર હજાર માણસો કામ કરે છે. આ શિવાય બીજી પણ કેટલીક કંપનીઓના ડીરકટરનો માનવંત હોદ્દો જહાંગીરજી શેઠ ધરાવે છે. આ બધી હકીકતથી સારી રીતે સમજી શકાય છે કે જહાંગીરજી શેઠની વેપારી કારકીર્દિ ઘણી ઝળકતી છે.

વેપાર તથા મીલ ઉદ્યોગમાં લક્ષ આપી તેને ખીલવવાની સાથે જાહેર હિલચાલમાં પણ જહાંગીરજી શેઠ ઘણું સારૂં લક્ષ આપે છે, જાહેર હિલચાલોમાં ભાગ લેવાની શરૂઆત તેમણે ન્હાની ઉમરે કરેલી અને સમય જતાં તેમાં વધારે ને વધારે ભાગ લેવાનું તેમણે ચાલુ રાખેલું. ભયંકર છપનીયા દુકાળ વખતે તેમણે એક નવીન યોજના ઘડી બેઆનાફંડ સ્થાપેલું, જે ફંડ મારફત તેમણે લગભગ ત્રીસ હજાર રૂપિયા એકઠા કરી તેમાંથી દુકાળીયાંઓને અનાજ વિગેરેની મદદ આપેલી, તે પછી તેમણે રેટ પેયરસ એસોસીએશન, વિકટોરીયા મેમોરીયલ અંધશાળા, સ્ટીમ લોંડરી, ઝોરાસ્ત્રીયન એસોસીએશન ઇત્યાદિ સંસ્થાઓની સ્થાપનામાં આગેવાની લીધેલી, વળી પારસીઓને માટે સસ્તા ભાડાંનાં મકાનો પૂરાં પાડવાની યોજના પણ તેમણે ઘડેલી. આ બધી બાબતો એમના જાહેર જીવનની શરૂઆતમાં બનેલી, સમય જતાં તેઓ જાહેરની મહાન હિલચાલોમાં આગળ પડેલા અને તેને પ્રતાપે હાલ તેઓ સંખ્યાબંધ સંસ્થાઓના અગ્રેસર છે.

મુંબઇની મ્યુનીસીપાલીટીના મેમ્બર તરીકે તેઓ આજે લગભગ અઢાર વરસ થયાં ઉપરા ઉપર ચુંટાયા કરે છે અને મ્યુનીસીપાલીટીના એક આગેવાન તથા ઉપયોગી સભાસદ તરીકે તેમણે સારી પ્રખ્યાતી મેળેવેલી છે, બોમ્બે પ્રેસીડન્સી એસોસીએશનના તેઓ પંદર વરસ થયાં સભાસદ છે અને છેલ્લાં પાંચ વરસ થયાં તેઓ તેના એક સેક્રેટરી તરીકે કામ કરે છે. તે શિવાય પારસી જનરલ હોસપીટલ, વિકટોરીયા સ્મારક અંધશાળા, અને ઈન્ડીયન ઈકોનોમીક સોસાઇટી તથા ધિ ઇમ્પીરીયલ ઇન્ડીયન સીટીઝશનશીપ એસોસીએશનના તેઓ સ્થાપક તથા સેક્રેટરી છે, હોસ્પીટલને માટે એમણે આજ સુધીમાં લગભગ પાંત્રીસ લાખ રૂપિયા તથા અંધશાળાને માટે લગભગ ચાર લાખ રૂપિયા એકઠા કર્યા છે અને બીજાં કેટલાંક જાહેર ફંડોને માટે પણ તેમણે લાખો રૂપિયા એકઠા કર્યા છે, જેનો કુલ

આંકડો લગભગ એક કરોડનો થાય છે. વળી જહાંગીરજી શેઠ દેશી વેપારી ચેમ્બર તથા મીલ ઓનર્સ એસોસીએશન જેવી વેપારી સંસ્થાઓના પણ એક મોભાદાર અગ્રેસર છે અને એ બન્ને ખાતાંઓના પ્રમુખના માનવંત હોદ્દા ભોગવવાને પણ તેઓ ભાગ્યશાળી થયેલા છે; એટલુંજ નહિ પણ પારસી પંચાયત તથા પારસી ચીફ મેટ્રિમોનીયલ કોર્ટ જેવી એમની કોમની મહાન સંસ્થાઓના પણ તેઓ સભાસદ છે. ટુંકમાં શેઠ જહાંગીરજી પોતાની લાયકાત તથા કુશળતાથી મુંબઇની ઘણી આગેવાન સંસ્થાઓમાં ઉત્તમ દરજ્જો ધરાવે છે. વળી તેમની ઔદ્યોગિક કુશળતાથી તેઓ ચાલુ વરસમાં મળેલી ઔદ્યોગિક પરિષદ્‌ના પ્રમુખ તરીકે ચુંટાયા હતા.

એક વક્તા તરીકે પણ જહાંગીરજી શેઠ કુશળતા ધરાવે છે, અને જુદા જુદા ઘણા વિષયો પર તેમણે જુદે જુદે પ્રસંગે ભાષણો આપેલાં છે, તથા નિબંધો લખેલા છે.

ટુંકમાં એક વેપારી, એક મીલમાલેક, એક મ્યુનીસીપલ કોરપોરેટર, એક વકતા, એક અગ્રેસર પારસી ગૃહસ્થ તથા એક પ્રતિષ્ઠિત શહેરી તરીકેની શેઠ જહાંગીરજીની આજ સુધીની કારકીર્દિ નોંધ લેવા લાયક છે, અને તેમની ભવિષ્યની કારકીર્દિ આ કરતાં પણ વધારે ઉજ્વળ નિવડશે એવો સંભવ છે.

શેઠ જહાંગીરજીએ યૂરોપ તથા અમેરિકા વિગેરે દેશોની મુસાફરી પણ એક કરતાં વધારે વખત કરી છે અને તે દેશોના વેપાર રોજગાર તથા રીતરિવાજોનો અનુભવ મેળવેલો છે.

શેઠ જહાંગીરજી જેવા બાહોશ અને ઉલટમંદ ગૃહસ્થને પરમાત્મા દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને ભવિષ્યમાં એમના હસ્તે હજુ બીજાં અનેક લોકહિતકારી કાર્યો થાય, તેમજ તેમની બુલંદ કારકીર્દિ હજુ પણ વધારે ઉજ્વળ થાય એવી અમારી શુભેચ્છા છે.



# શેઠ મહમદભાઈ કરીમભાઈ ઈબ્રાહિમ. જે. પી.

સર કરીમભાઇ ઇબ્રાહિમના વડા પુત્ર અને એમની બેરોનેટની ગાદીના ભવિષ્યના વારસ શેઠ મહમદભાઇનો જન્મ સને ૧૮૯૭ ના સપ્ટેમ્બરની ૧૧ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના વડિલો મૂળ કચ્છના વતની હતા, જ્યાંથી શેઠ મહમદભાઇના પિતામહ શેઠ ઇબ્રાહિમ પબાની પ્રથમ વેપાર અર્થે મુંબઇ આવી વસ્યા હતા, તે વખતથી તેમના વંશજોએ મુંબઇનેજ પોતાનું નિવાસ સ્થાન બનાવેલું છે.

શેઠ મહમદભાઇએ પ્રોપ્રાયેટરી હાઇસ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લીધેલું અને થોડો વખત અભ્યાસ કર્યા પછી તેઓ પોતાના પિતાની પેઢીમાં જોડાઇ ગયેલા, જે પેઢીમાં તેઓ આજે પણ કામ કરે છે, અને મુંબઇના એક આગેવાન વેપારી તથા મીલ માલેક ગણાય છે.

પેઢીના કામમાં ધ્યાન આપવાની સાથે જાહેર હિલચાલમાં પણ મહમદભાઇ શેઠ બનતું લક્ષ આપે છે. મુંબઇની મ્યુનીસીપાલીટીમાં તેઓ લગભગ વીસ વરસ થયાં મેમ્બર તરીકે ચુંટાતા, અને છેક હમણા સુધી તેઓ મ્યુનીસીપાલીટીમાં હતા. વળી એમના પિતાજી વૃદ્ધ અવસ્થાને લીધે પોર્ટ ટ્રસ્ટમાંથી નિવૃત્ત થયા ત્યારે તેમની જગ્યાએ શેઠ મહમદભાઇને તેમની લાયકાતથી સરકારે ચુંટી કાઢેલા છે, જે હોદ્દા પર તેઓ હાલ પણ છે, વળી આ વરસે ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટમાં એક સરકારી બેઠક ખાલી થતાં તે જગ્યાએ નામદાર સરકારે શેઠ મહમદભાઇને નીમી તેમની કદર કરેલી છે, વળી નામદાર સરકારે તેમની લાયકાતથી તેમને જે. પી. નો ઇલ્કાબ તથા ઑનરરી માજીસ્ટ્રેટનો હોદ્દો પણ શરૂઆતથી આપેલો જે હોદ્દાનું હાલમાં શેઠ મહમદભાઇએ રાજીનામું આપેલું છે. આ બધી હકીકત ઉપરથી સારી રીતે સમજી શકાય છે કે શેઠ મહમદભાઇ સરકારના એક વિશ્વાસુ છે, આ નવાં વરસની ખુશાલીમાં પણ નામદાર સરકારે શેઠ મહમદભાઇને કયસરે હિંદનો સોનાનો ચાંદ આપેલો છે.

શેઠ મહમદભાઈ એક ગર્ભશ્રીમંત અને પૈસાપાત્ર ગૃહસ્થ હોવા છતાં સ્વભાવે ઘણા શાન્ત, દયાળુ અને ઉદાર અંતઃકરણના છે, પોતાની કોમને લગતી હિલચાલો તથા કોમહિતકારી કાર્યોમાં પણ બનતો ભાગ લીએ છે અને પોતાના જ્ઞાતિબંધુઓ માટે સારી લાગણી રાખે છે.

શેઠ મહમદભાઈ જેવા ભલા સ્વભાવના અને લાયક સદ્દગૃહસ્થને પરમાત્મા દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે, અને તેમના હસ્તે ભવિષ્યમાં લોકહિતનાં અનેક શુભ કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.

Sheth Mahamadbhai Karimbhai Ebrahim, J. P.



**શેઠ મહુમદભાઈ કરીમભાઈ ઈબ્રાહીમ, જે. પી.**
સર કરીમભાઈ ઇબ્રાહિમની ગાદીના ભવિષ્યના બેરોનેટ.

Sheth Rahimtulla Karimbhai Ebrahim, J. P.



શેઠ રહિમતુલ્લા કરીમભાઈ ઈબ્રાહિમ, જે. પી.
મુંબઈની મ્યુનીસીપલ કોરપોરેશનના સને ૧૯૧૮ ની સાલના પ્રમુખ.

# શેઠ રહિમતુલ્લા કરીમભાઈ ઈબ્રાહિમ. બી. એ. જે. પી.

શેઠ રહિમતુલ્લાભાઈનો જન્મ સને ૧૮૮૬ના મે માસની ૨૭ મી તારીખે મુંબઈમાં થયો હતો. એમના પિતા સર કરીમભાઈ ઇબ્રાહિમ મુંબઈના એક સુપ્રસિદ્ધ શ્રીમંત ગૃહસ્થ છે, અને ખોજા કોમમાં તેઓ ઉંચો દરજ્જો ધરાવે છે. તેમની કોમમાં બેરોનેટનો ઈલ્કાબ મેળવવાને ભાગ્યશાળી થનાર તેઓ એકલાજ છે. હુન્નર ઉદ્યોગમાં કરીમભાઈ ઇબ્રાહિમની કંપની આગળ પડતી છે, અને મીલ ઉદ્યોગના તેઓ એક મોટા આગેવાન લેખાય છે, શેઠ રહિમતુલ્લાના વડાભાઈઓ શેઠ મહમદભાઈ તથા સર ફાઝલભાઈ ઘણા પ્રખ્યાત ગૃહસ્થો છે, તેમના સંબંધી વિશેષ હકીકત આ પુસ્તકમાં તેમનાં છપાયેલાં વૃત્તાંતોથી જાણી શકાશે.

શેઠ રહિમતુલ્લાએ સને ૧૯૦૩માં મેટ્રિકની પરિક્ષા પસાર કરેલી હતી અને તે પછી ઉંચી કેળવણી લેવા માટે તેઓ એલ્ફીસ્ટન કોલેજમાં દાખલ થયા હતા, જ્યાં ચાર વરસ અભ્યાસ કરી સને ૧૯૦૭માં તેમણે બી. એ.ની પરિક્ષા પસાર કરી હતી.

અભ્યાસમાંથી મુક્ત થયા પછી શેઠ રહિમતુલ્લાભાઈ પોતાના પિતાના નામથી ચાલતી પેઢીમાં જોડાઇ ગયેલા છે, અને એ પેઢીને ખિલવવા તરફ તથા એ પેઢીના મુખ્ય આધારરૂપ મીલ ઉદ્યોગ તરફ તેઓ સારૂં લક્ષ આપે છે.

ધંધામાં ધ્યાન આપવાની સાથે જાહેર હિલચાલમાં પણ તેઓ બનતું લક્ષ આપે છે, અને હાલ તેઓ મ્યુનીસીપાલીટીના એક અગ્રેસર લેખાય છે. મ્યુનીસી-પાલીટીના સભાસદ તરીકે પહેલ વહેલા તેઓ સને ૧૯૧૩માં પરેલ વોર્ડ તરફથી ચુંટાયા હતા અને તે પછી તેમની કુશળતાથી સને ૧૯૧૬માં તેઓ સ્ટેન્ડીંગ કમિટીમાં દાખલ થઇ શકયા હતા, જ્યાંથી આગળ વધી સને ૧૯૧૮માં તેઓ મ્યુનીસીપાલીટીના પ્રમુખપદના અતિ માનવંત હોદ્દા પર ચડયા હતા.

મ્યુનીસીપાલીટીના પ્રમુખ તરીકેની શેઠ રહિમતુલ્લાની કારકીર્દિ ઉજ્વળ અને વખાણને પાત્ર નિવડેલી છે, અને જ્યારે એ હોદ્દાથી તેઓ નિવૃત્ત થયા ત્યારે વર્તમાનપત્રોએ તથા મ્યુનીસીપાલીટીના મેમ્બરોએ તેમના પ્રમુખપદને માટે સંતોષ બતાવવા સાથે પોતાની ફરજ બરોબર બજાવવા માટે તેમને ધન્યવાદ આપેલો હતો.

શેઠ રહિમતુલ્લાની આજ સુધીની કારકીર્દિ ઉજ્વળ નિવડેલી છે, અને એમની ભવિષ્યની કારકીર્દિ આથી પણ વધારે ઝળકતી નિવડશે એવો સંભવ છે.

# શેઠ નસરવાનજી નવરોજજી વાડીયા. સી. આઇ. ઇ. જે. પી.

મુંબઇના એક આગેવાન મીલ એજન્ટ શેઠ નસરવાનજી વાડીયાનો જન્મ સને ૧૮૭૩ના મે મહિનાની ૩૦મી તારીખે મુંબઇ મુકામે થયો હતો.

એમના પિતા શેઠ નવરોજજી નસરવાનજી વાડીયા મીલ ઉદ્યોગના એક અનુભવી તરીકે તથા એક બાહોશ એન્જીનીયર તરીકે ઘણી સારી નામના મેળવી ગયા છે, તેઓ સરકારના પણ પ્રીતિપાત્ર હતા અને તેથી જે. પી. તેમજ સી. આઇ. ઇ.ના ઇલ્કાબ નામદાર સરકારે તેમને આપવા ઉપરાંત મુંબઈના ત્રણ ગવર્નરોએ તેમને પોતાના કાઉન્સીલમાં નિમેલા હતા. અને મુંબઇ સરકાર તથા હિંદી સરકાર તરફથી કેટલાક ગંભીર પ્રસંગોએ તેમની સલાહ લેવામાં આવતી. વળી તેઓ એક સખાવતે બહાદુર પુરૂષ પણ હતા અને ગુજરી ગયા ત્યારે પાંચ લાખની નાદર રકમ ગરીબ માણસોને માટે સસ્તાં ભાડાંની ચાલીઓ બાંધવા માટે ટ્રસ્ટીઓને સોંપી ગયા છે.

શેઠ નસરવાનજીએ સેંટ ઝેવીયર કોલેજમાં અંગ્રેજી કેળવણી લીધેલી અને સને ૧૮૯૦માં એટલે કે સત્તર વરસ જેટલી ન્હાની વયે મેટ્રિકની પરિક્ષા ઉંચે નંબરે પસાર કરેલી હતી, તે પછી તેઓ પિતાની પેઢીમાં જોડાઇ ગયેલા હતા. જે પેઢીને ખીલવવા તરફ તેમણે સારૂં લક્ષ આપ્યું જેના પ્રતાપે હાલ એમની પેઢી એક ઉત્તમ પેઢી ગણાય છે, અને તેઓ પોતે એક બાહોશ મીલ એજંટ ગણાય છે, એમની પેઢીએ આજ સુધીમાં કેટલીક મીલો બાંધી આપેલ છે અને કેટલીક મીલોમાં સંચાઓ પૂરા પાડેલ છે, જેનાં નામઃ—ક્રેસંટ, ફાઝલભાઈ, પર્લ, લક્ષ્મી કોટન, વિષ્ણુ કોટન અને પ્રેમીયર મીલ્સ છે, ઉપરાંત પોતાની એજન્સી નીચે ટેક્ષટાઇલ, તથા સ્પ્રીંગ નામની બે મીલો તથા ધિ બોમ્બે ડાઇંગ એન્ડ મેન્યુફેકચરીંગ કંપની લીમીટેડ નામનું રંગનું કારખાનું ચાલે છે.

શેઠ નસરવાનજી ધંધા સબંધી વિશેષ માહિતી મેળવવા માટે કેટલીક વખત વિલાયત પણ જઇ આવેલા છે, પ્રથમ તેઓ સને ૧૯૦૧માં વિલાયત ગયેલા હતા, જે વખતે તેઓ ત્યાંના ઇન્સ્ટીટયૂટ ઑાફ મિકેનીકલ એન્જીનીયરના સભાસદ નિમાયા હતા. સને ૧૯૧૬માં જ્યારે તેઓ સહકુટુંબ વિલાયત ગયા ત્યારે એમની મુસાફરી દરમ્યાન જે સ્ટીમરમાં તેઓ હતા તે સ્ટીમરને ટોરપીડોથી ઉડાડી નાખેલી, પરંતુ સુભાગ્યે તેમાંના કોઇ ઉતારૂને ઇજા થઇ નહોતી.

શેઠ નસરવાનજી વાડીયા પોતાની લાયકાત, કુશળતા અને મીલ ઉદ્યોગની પ્રવિણતાને લીધે મુંબઇના મીલ માલેકોમાં સારો દરજ્જો ધરાવે છે, અને મીલ ઓનર્સ એસોસીએશનના તેઓ આગેવાન છે, સને ૧૯૧૧માં તેઓ તેના પ્રમુખ પણ નિમાયા હતા, વળી સને ૧૯૧૭માં ઇન્ડીયન કોટન કમિટીના એક સભાસદ તરીકે પણ તેઓને ચુંટીને નામદાર સરકારે તેમની કુશળતાની કદર કરેલી હતી. તેઓ શહેરની બીજી જાહેર હિલચાલોમાં પણ બનતો ભાગ લીએ છે.

Sheth Nusarwanji Navrojaji Vadia, J. P., C. I. E.



**શેઠ નસરવાનજી નવરોજજી વાડીયા,** જે. પી., સી. આઈ. ઈ.

મુંબઈના એક આગેવાન મીલમાલેક.

Mr. Cavasji Jehangirji Readymony, M. A., J. P., O. B. E.



**શેઠ કાવસજી જહાંગીરજી રેડીમની, એમ. એ., જે. પી., ઈત્યાદિ.**

મ્યુનીસીપાલીટીના સને ૧૯૧૯ ની સાલના પ્રમુખ.

# શેઠ કાવસજી જહાંગીરજી રેડીમની.

એમ. એ. જે. પી. ઇત્યાદિ.

સર કાવસજી જહાંગીરજીની ગાદીના ભવિષ્યના બેરોનેટ અને મુંબઇની મ્યુનીસીપાલીટીના ચાલુ વરસના પ્રમુખ શેઠ કાવસજીનો જન્મ સને ૧૮૭૯માં મુંબઇ મુકામે થયો હતો.

એમના પિતા સર કાવસજી જહાંગીરજી મુંબઇના એક ઘણાજ નામાંકિત ગૃહસ્થ છે, અને મુંબઇ શહેરમાં જે ગણ્યા ગાંઠયા બેરોનેટ છે તેમાં તેઓ પણ એક છે, તેમના સબંધી વિશેષ હકીકત જાણવાની જેમની ઇચ્છા હોય તેમણે આ પુસ્તકમાં એમનું જુદું વૃત્તાંત છપાયેલું છે, તે વાંચવું.

શેઠ કાવસજીએ પોતાનું શરૂઆતનું અંગ્રેજી શિક્ષણ મુંબઇની સેંટ ઝેવીયર હાઇસ્કૂલમાં લીધેલું અને તે પછી તેમને વિલાયત જવાનું થવાથી આગળની ઉંચી કેળવણી માટે તેઓ કેમ્બ્રીજની સેંટ જોન કોલેજમાં દાખલ થયેલા. સને ૧૯૦૦માં બી. એ.ની અને સને ૧૯૦૫માં એમ. એ.ની ડીગ્રી તેમણે મેળવેલી.

અભ્યાસ પૂરો કર્યા પછી તેઓ પોતાના વડિલના નામથી ચાલતી પેઢીમાં જોડાઇ ગયા છે, જે પેઢીમાં તેઓ હાલ પણ છે, અને એ પેઢીની એજન્સી નીચે ચાલતી મીલો વિગેરેના વહીવટમાં સારૂં લક્ષ આપે છે.

શેઠ કાવસજીની જાહેર કારકીર્દિમાં તેમની મ્યુરીસીપલ કારકીર્દિ વધારે ઝળકતી છે, તેઓ ઘણાં વરસ થયાં મ્યુનીસીપાલીટીના એક સભાસદ ચુંટાયેલા છે, તે વખતથી આજ સુધી તેઓ મ્યુનીસીપાલીટીના કામકાજમાં આગળ પડતો ભાગ લીએ છે. સને ૧૯૧૫–૧૬ની સાલને માટે તેઓ મ્યુનીસીપાલીટીની સ્ટેન્ડીંગ કમિટીના પ્રમુખ ચુંટાયેલા હતા અને હાલમાં ૧૯૧૯–૨૦ની સાલને માટે મ્યુનીસીપાલીટીના પ્રમુખ નિમાયેલા છે.

શેઠ કાવસજી જાહેર હિલચાલમાં પણ બનતો ભાગ લીએ છે, અને તેમની કોમમાં તથા સરકારમાં તેઓ સારૂં માનપાન ધરાવે છે, તેમની લાયકાતથી નામદાર સરકારે તેમનેજે. પી. તથા ઓડર ઑફ ધિ બ્રિટિશ એમ્પાયરના ઇલ્કાબ આપેલા છે.

# શેઠ હાજી યુસુફ હાજી ઈસમાઈલ સોબાણી. જે. પી.

કચ્છી મેમણ કોમના એક અગ્રેસર, એક આગેવાન શહેરી, મીલ એજન્ટ તથા વેપારી શેઠ હાજી યુસુફનો જન્મ સને ૧૮૫૬માં મુંબઈ મુકામે થયો હતો.

જરૂર જોગો અંગ્રેજી અભ્યાસ કર્યા પછી તેઓ પોતાના મોટા ભાઈના નામથી ચાલતી હાજી મહમદ હાજી ઈસમાઈલની પેઢીમાં જોડાઈ ગયા હતા, જે પેઢી સને ૧૮૬૬માં એમના મોટાભાઈ હાજી મહમદે સ્થાપી હતી અને કટપીસની આયાતનું તથા બીજું કેટલુંક કામકાજ કરતી હતી.

સદરહુ પેઢીમાં જોડાયા પછી શેઠ હાજી યુસુફે એ પેઢીને ખીલવવા તરફ સારૂં લક્ષ આપેલું, જેના પ્રતાપે એ પેઢી અત્યારે સારા પાયા પર ચાલે છે, અને તેની એજન્સી નીચે એલ્ફીસ્ટન નામની એક મીલ પણ છે, જે મીલ સને ૧૯૦૩માં એ પેઢીએ ખરીદ કરેલી છે. શેઠ હાજી યુસુફ આ પેઢીમાં સને ૧૮૭૦ના જાન્યુઆરીની પહેલી તારીખે એટલે કે પોતાની ચૌદ વરસની તદન ન્હાની ઉમરે જોડાયા હતા, જે વાતને આજે લગભગ પચાસ વરસ થયા છે.

પોતાની પેઢીના કામકાજમાં ધ્યાન આપી પોતાના ધંધાને સારી રીતે ખિલવવા ઉપરાંત જાહેર હિલચાલોમાં, કોમની હિલચાલોમાં તથા સખાવતનાં કાર્યોમાં પણ શેઠ હાજી યુસુફે સારૂં ધ્યાન આપેલું, મ્યુનીસીપાલીટીના સભાસદ તરીકે તેમણે ઘણાં વરસ સુધી કામ કરેલું અને જાહેરની બીજી હિલચાલોમાં પણ બનતો ભાગ લીધેલો.

કેળવણી પ્રત્યે તેમની ચાહના હોવાથી સને ૧૮૯૩માં તેમણે પોતાની કોમને માટે એક કન્યાશાળા સ્થાપેલી, અને તે શિવાય મુંબઈની અંજુમને ઈસલામની સ્થાપનામાં તેમણે રૂા. ત્રીસ હજારની મદદ આપેલી, વળી પોતાના પુત્ર સીદીક મહમદની યાદગીરી માટે તેમણે એક લાઈબ્રેરી પણ સ્થાપેલી, અને સેંટ ઝેવીયર કોલેજમાં ભણતા પોતાની કોમના વિદ્યાર્થીને મદદ કરવા માટે સ્કોલરશીપ પણ સ્થાપેલ છે, આ પ્રમાણે કેળવણીને ઉત્તેજન આપનારાં કેટલાંક કાર્યો શેઠ હાજી યુસુફના હસ્તે થયેલાં છે.

શેઠ હાજી યુસુફ સરકાર દરબારમાં પણ સારૂં માનપાન ધરાવે છે, અને સરકાર તરફથી જે. પી. તથા ઑનરરી માજીસ્ટ્રેટના ઇલકાબ મેળવવાને પણ ભાગ્યશાળી થયા છે.

પોતાના વેપારને ખીલવવા માટે તેમણે બે વખત વિલાયતની મુસાફરી પણ કરેલી છે. સંતતિમાં તેમને મી. ઉમર તથા મી. ઓસમાન નામના બે પુત્રો છે, જેઓ અભ્યાસમાંથી પરવારી હાલ પેઢીના કામકાજમાં જોડાઈ ગયા છે. મી. ઉમરના વિચારો રાજદ્વારી છે, અને હોમરૂલ લીગના એક અગ્રેસર તથા સેક્રેટરી તરીકેની તેમની કારકીર્દિ સુપ્રસિદ્ધ છે.

Sheth Hormusji Manekji Mehta.



શેઠ હોરમસજી માણેકજી મ્હેતા.

આપબળે આગળ વધેલા એક બાહોશ મીલ એજન્ટ.

# શેઠ હોરમસજી માણેકજી મહેતા.

મુંબઈની સુપ્રસિદ્ધ એચ. એમ. મહેતા એન્ડ કંપનીના સ્થાપક તથા માલેક શેઠ હોરમસજી માણેકજી મહેતાનો જન્મ સને ૧૮૭૧માં મુંબઈમાં થયો હતો.

એમના માતા પિતાની હાલત ગરીબ હોવા છતાં તેમણે પોતાના પુત્રને સારી કેળવણી આપવા બનતી કોશિષ કરી હતી, અને હોરમસજી શેઠે ફોર્ટ હાઈસ્કૂલ તથા એલ્ફીન્સ્ટન હાઈસ્કૂલમાં અભ્યાસ કરી સને ૧૮૯૦માં મેટ્રકની પરિક્ષા પસાર કરી હતી.

તે પછી પૈસા સબંધી સ્થિતિ સારી નહિ હોવાથી આગળ અભ્યાસ નહિ વધારતાં તેઓ પંદર રૂપિયાના ટુંક પગારથી અત્રેની ટંકશાળામાં નોકર રહ્યા હતા, આ નોકરી એક વરસ કર્યા પછી તેઓ પચાસ રૂપિયાના પગારથી ચાઈના મીલ્સમાં અસીસટન્ટ એકાઉન્ટન્ટ તરીકે નિમાયા હતા. આ નોકરી દરમ્યાન તેમને મીલને લગતાં કામકાજનો અનુભવ મેળવવાની સારી તક મળી હતી. આ નોકરી કેટલોક વખત કર્યા પછી સને ૧૮૯૪માં તેઓ ડી. આર. ઉમરીગરની કંપની કે જે મીલ સ્ટોર સપ્લાયરનું કામ કરતી હતી તેમાં જોડાયા હતા, અને બે વરસ સુધી એ કંપનીના હેડ સેલ્સમેન તરીકે કામ કર્યું હતું, તે પછી તેમણે નોકરીમાંથી છુટા થઈ સ્વતંત્ર ધંધો કરવાનો વિચાર કર્યો અને સને ૧૮૯૭માં એચ. એમ. મહેતા એન્ડ કંપની નામની પોતાની પેઢી સ્થાપી અને "મીલ સ્ટોર્સ સપ્લાઈ એન્ડ ટ્રેડીંગ કંપની ઓફ ઈન્ડીયા" નામની એક લીમીટેડ કંપની સ્થાપી. આ કંપનીને પોતાની કુશળતાથી ધીમે ધીમે વધારી હાલ ઘણા મક્કમ પાયા પર લાવી મુકી છે, અને આપબળથી એ વેપારમાં આગળ વધી એમણે સારી નામના મેળવી છે.

સને ૧૯૦૪માં તેઓ ઉદ્યોગમાં એક પગલું આગળ વધ્યા અને અમદાવાદના પ્રખ્યાત શહેરી તથા બાહોશ મીલ એજંટ શેઠ મંગળદાસ ગીરધરદાસ પારેખ સાથે જોડાઈ મુંબઈની વિકટોરીયા મીલ ભાગમાં વેચાતી લીધી. આ મીલ એમણે ખરીદ કરી ત્યારે નબળી હાલતમાં હતી, પરંતુ એ બન્ને ગૃહસ્થોની ખંત તથા હુશિયારીથી ધીમે ધીમે સુધરીને હાલ સારા પાયા પર આવી ગઈ છે. મીલ ઉદ્યોગમાં એક મીલના કામકાજને અરેડે ચડાવ્યા પછી તેમણે જ્યુબિલી નામની બીજી મીલ ભાગીદારીમાં ખરીદ કરી છે, અને તે પછી સને ૧૯૧૮માં જબલપુરની રાજા ગોકળદાસ નામની મીલની એજન્સી મેળવી છે.

શેઠ હોરમસજીએ પોતાની હુશિયારીથી પોતાના ધંધાને બહોળા વિસ્તારમાં ફેલાવેલો છે, અને ધંધા સંબંધી અનુભવ તથા સાધનો મેળવવા માટે તેઓ ચાર

વખત વિલાયત જઇ આવેલા છે, અને હાલમાં પાંચમી વખત વિલાયત ગયા છે, ઇંગ્લાંડના ઉદ્યોગનાં મુખ્ય શહેરો માંચેસ્ટર તથા ગ્લાસગોમાં શેઠ હોરમસજીએ પોતાની એચ. એમ. મહેતાની પેઢીના આડતીયા રાખેલા છે, અને અમદાવાદમાં એ પેઢીની શાખા રાખેલી છે.

મીલ ઉદ્યોગ ઉપરાંત વીમાના ઉદ્યોગ તરફ પણ હોરમસજી શેઠે પોતાની નજર દોડાવી છે અને "ઝેનીથ લાઇફ ઇન્સ્યુરન્સ કંપની" નામની જીંદગીના વીમાની કંપની પોતાની એજન્સી નીચે કાઢી ધીમે ધીમે તેને પગભર કરી છે, વળી હાલમાં તેમણે "ધિ બ્રિટિશ ઇન્ડીયા જનરલ ઇન્સ્યુરન્સ કંપની લીમીટેડ" નામની એક બીજી વીમા કંપની પણ ચાલુ કરેલ છે.

વળી કલકત્તાના જાણીતા વેપારી મી. ટી. આર. પ્રાટ સાથે જોડાઇ એમણે મોટરનો વેપાર પણ હાથમાં લીધેલો છે અને લુઇક, સ્ટેન્ડર્ડ તથા સ્ટ્રીપલબુધ નામના જાણીતા બનાવનારાઓની મોટરોના તેઓ એજન્ટ નિમાયા છે, તે શિવાય બી. પી. નાળીયેરવાળાની કંપની, ક્રોમ્પટનની જાણીતી ઇલેકટ્રિક કંપની તથા પૂના ઇલેકટ્રીક કંપનીના મેનેજમેન્ટમાં પણ હોરમસજી શેઠનો હાથ છે.

શેઠ હોરમસજીએ મુંબઇમાં એક નવી બેંક સ્થાપવાની યોજના પણ રચી રાખી છે, અને વિલાયતથી પાછા ફર્યા પછી એ બેંકને હસ્તીમાં લાવવાનો એમનો ઇરાદો છે.

શેઠ હોરમસજીએ ગરીબ સ્થિતિમાંથી ધંધાની શરૂઆત કરી જાત મહેનતથી આગળ વધ્યા છે, અને એક પ્રસિદ્ધ વેપારી તથા બાહોશ મીલ એજન્ટ તરીકે સારી નામના મેળવી છે, ગરીબ સ્થિતિનો એમને અનુભવ હોવાથી ગરીબ માણસો પ્રત્યે તેઓ સારી લાગણી રાખે છે, અને તેમને બનતી મદદ આપે છે. એમના હસ્તે આજ સુધીમાં સારી સખાવત થઈ છે અને હજુ થયા કરે છે, તેઓ સ્વભાવે નમ્ર અને મિલનસાર તથા માયાળુ છે.

શેઠ હોરમસજીને સંતતિમાં બે પુત્રીઓ અને ચાર પુત્રો છે. ચાર પુત્રોમાંના બે એમની પેઢીમાંજ જોડાયેલા છે, એક ઇંગ્લાંડમાં અભ્યાસ કરે છે અને એક અમેરિકામાં છે.

# સ્વ. લૅડી સાકરબાઈ દીનશાજી પીટિટ.

મુંબઈના મીલ ઉદ્યોગના પિતા અને એક દાનવીર શહેરી સ્વ. સર દીનશા માણેકજી પીટિટનાં ધણીયાણી લૅડી સાકરબાઇ પીટિટનો જન્મ સને ૧૮૨૭ના જાન્યુઆરીના ૨૭મી તારીખે મુંબઇમાં થયો હતો.

બરોબર એમની દસ વરસની ઉમરે એટલે કે સને ૧૮૩૭ના ફેબ્રુઆરીની ૨૭મી તારીખે એમનાં લગ્ન સર દીનશાજી સાથે થયાં હતાં. જો કે આ લગ્ન બાળલગ્ન હતાં, છતાં પણ તે ઘણાંજ ફતેહમંદ નિવડેલાં હતાં અને અરધી સદી કરતાં પણ વધારે વખત એ દંપતિનો સંસાર સુખરૂપ ચાલ્યો હતો; એટલુંજ નહિ પણ ૫૩ વરસના લાંબા ગૃહસ્થાશ્રમ પછી પણ જ્યારે લૅડી સાકરબાઇ ગુજરી ગયાં ત્યારે સર દીનશાજી ઓછા દિલગીર થયા નહોતા, આ કાંઇ દંપતિનો જેવો તેવો પ્રેમ કહેવાય નહિ. હાલના કહેવાતા પ્રેમ કરતાં અંતરનો આ ખરો પ્રેમ અનેક દરજ્જે વધુ વખાણને પાત્ર છે.

લૅડી સાકરબાઇએ બાલ્યાવસ્થામાં કાંઇ પણ કેળવણી લીધેલી હોય એમ જણાતું નથી, તેમજ હાલના જેવી ચિત્રકળાની, ગાવા બજાવવાની ભરવા ગુંથવાની કે એવીજ બીજી કોઇ પણ કેળવણી તેમણે લીધેલી નહોતી, પરંતુ દીન દુઃખીનાં આંસુ લુછી તેમને મદદ કરવાની, પરોપકારી કાર્યોમાં લક્ષ રાખવાની, વ્યવહારિક બાબતોમાં પતિને યોગ્ય સલાહ તથા સહાયતા આપવાની, ધર્મ ઉપર આસ્થા રાખવાની અને વિશુદ્ધ અંતઃકરણ રાખવાની ઉત્તમ કેળવણી, કે જે પ્રાણી માત્રને ભૂષણ રૂપ થઇ પડે છે તેવી કેળવણી કુદરતી રીતેજ તેમને વારસામાં મળેલી હતી, અને એમનું નામ જે અમર રહ્યું છે અને હજુ પણ રહેશે એ એમની એ કેળવણીને લીધેજ.

સર દીનશાજીના હસ્તે સખાવતનાં ઘણાં મોટાં મોટાં કાર્યો થયેલાં છે, અને તેમાં લૅડી સાકરબાઇનો હાથ હતો, તે ઉપરાંત તેઓ પોતે ખાનગી રીતે પણ કેટલાંક ગરીબ કુટુંબોને તથા અન્ય દુઃખી માણસોને મદદ આપતાં, તેઓ પોતાના પતિના જન્મ દિવસે દર વરસે મુંબઇની તથા બહારગામની અગીયારીઓમાં ધૂપ દાનીનું દાન કરતાં અને એમાં દરેક વખતે એમને ૪૦૦) ચારસો રૂપિયા ખરચ થતા, મુંગા પ્રાણીઓ પ્રત્યેની તેમની લાગણી ઘણી હતી અને તેથી તેમણે જાનવરોને માટે રૂપિયા પચાસ હજારના ખરચે એક દવાખાનું બંધાવેલ છે, જે હજુ એમના નામથી ચાલે છે, આ દયાળુ બાઇ સને ૧૮૯૦ના માર્ચની ૫મી તારીખે લગભગ ૬૪ વરસની વયે ગુજરી ગયાં હતાં.

Late Lady Sakarbai Dinshaw Petit.



સ્વ. લેડી સાકરબાઈ દીનશા પીટિટ.

Late Dinbai Nussarvanji Petit.



સ્વ. બાઈ દીનબાઈ નસરવાનજી પીટિટ.

# સ્વ. દીનબાઈ નસરવાનજી પીટિટ.

મુંબઇ ઇલાકામાં દાનવીર પુરૂષો તો ઘણા થયા છે, પરંતુ ગંજાવર રકમની સખાવત કરનાર સ્ત્રીઓ હજુ આંગળીને ટેરવે ચડાવવા જેટલી પણ ભાગ્યેજ થયેલી છે, મુંબઇ ઇલાકામાં થયેલી દાનવીર સ્ત્રીઓમાં નીચેની સ્ત્રીઓ મુખ્ય છે. એક તો સુપ્રસિદ્ધ દાનવીર શેઠ નવરોજજી વાડીયાનાં માતુશ્રી મોટલાં બાઇ, બીજાં અમદાવાદનાં સુપ્રસિદ્ધ શેઠ હઠીસીંગના પત્ની હરકોર શેઠાણી, ત્રીજાં આ દીનબાઈ, ચોથાં બાઇ હમાબાઇ ફરામજી પીટિટ અને પાંચમાં લોહાણા કોમમાં પ્રસિદ્ધિ પામેલાં સ્વ. માતુશ્રી કાનબાઇ, જેમાંના કોઇની સખાવત પંદર લાખ રૂપિયાથી ઓછી નથી.

બાઇ દીનબાઇનો જન્મ સને ૧૮૩૧ના જુલાઇની ૧૨ મી તારીખે મુંબઈમાં થયો હતો, એમના પિતા શેઠ જમશેદજી દાદાભાઇ એક પરોપકારી ગૃહસ્થ હતા અને એમની ઉદારતા દીનબાઇને વારસામાં મળી હતી.

બાઇ દીનબાઇનો એકનો એક પુત્ર જમશેદજી તેત્રીસ વરસની જુવાન વયે ગુજરી જવાથી એમના હૃદયને સખત આઘાત થયેલો, અધુરામાં પૂરૂં તે પછી થોડા વખતે એમના ધણી નસરવાનજી શેઠ પણ ગુજરી ગયા, આથી એ બાઇનું અંતર બહુ દુઃખાયું અને એ દુઃખનો દિલાસો ખોળવા માટે તેમણે અન્ય દુખીઓનાં દુખ દૂર કરવાનું કામ શરૂં કર્યું. એમનું મકાન નિરાધાર અને ગરીબોના આશ્રય સ્થાન રૂપ થઇ પડયું અને ત્યાંથી દરેક માગનારને મદદ મળવા માંડી, બાઇ દીનબાઇએ દુઃખી દરદીઓને છૂટે હાથે એટલી બધી મદદ આપી કે ગરીબ લોકોમાં એમનું નામ માતુશ્રી છપાઇ ગયું.

આ પ્રમાણે ગરીબોને મદદ આપવાની સાથે દીનબાઇએ પોતાના પતિ તથા પુત્રના સ્મરણાર્થે પણ કેટલાંક કાર્યો કરવાનો વિચાર કર્યો અને રૂપિયા સાત લાખની ગંજાવર રકમ મુંબઇની મ્યુનીસીપાલીટીને પોતાના પતિની યાદગીરી અર્થે તેમના નામનો એક જાહેર હૉલ બંધાવવા માટે આપી; એટલુંજ નહિ પણ પોતાના પુત્રના સ્મરણાર્થે પણ દવાશાળા, કન્યાશાળા, નિશાળ વિગેરે કેટલીક સાર્વજનિક સંસ્થાઓ સ્થાપન કરી. મુંબઇમાં પહેલવહેલી મરકી ફાટી નિકળી તે વખતે પણ દીનબાઇએ મુંબઇની ગરીબ પ્રજાને સારી મદદ કરેલી. આ સખાવતે બહાદુર, પરોપકારી અને દયાવંત બાઇ સને ૧૮૯૮ના સપ્ટેમ્બરની બીજી તારીખે ગુજરી ગયાં હતાં.

# સ્વ. જમનાબાઈ નગીનદાસ સક્કઈ.

મુંબઈનાં "ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ"નાં પ્રમુખ અને મંડળને સારી સ્થિતિમાં લાવનાર શ્રીમતી જમનાબાઇ સક્કઇનો જન્મ સંવત ૧૯૧૮ના શ્રાવણ સુદ ૧૫ને દિવસે સને ૧૮૬૨માં સુરત મુકામે થયો હતો, તેઓ ન્યાતે મોઢ વાણિયા હતાં.

એમના પિતાનું નામ શેઠ તુલસીદાસ વ્રજદાસ અને માતાનું નામ મણિબાઇ હતું, શેઠ તુલસીદાસ એક લાખોપતિ ગૃહસ્થ હતા અને તેમના ભાઇ તાપીદાસ વ્રજદાસ એક પરોપકારી તથા શ્રીમંત ગૃહસ્થ તરીકે મુંબઈમાં સારી પ્રસિદ્ધિ મેળવી ગયા છે, તેમની પેઢી તાપીદાસ વ્રજદાસના નામથી ચાલતી.

શ્રીમતી જમના બ્હેન એક શ્રીમંત પિતાનાં પુત્રી હોવાથી બચપણમાં લાડકોડમાં ઉછરેલાં હતાં, એ વખતે સ્ત્રી કેળવણીનો પ્રચાર નહોતો છતાં જમના બ્હેને શાળામાં જઇ ગુજરાતી શિક્ષણ લીધેલું, અને પછીથી ઘર આગળ થોડો અંગ્રેજી અભ્યાસ પણ કરેલો.

એમનાં લગ્ન લગભગ તેર વરસની ઉમરે સુરત નિવાસી સ્વ. નગીનદાસ ભક્તિદાસ સક્કઇ સાથે થયાં હતાં. જેમની ઉમર જમના બ્હેન કરતાં બે વરસ મોટી હતી, એમના પિતાએ અગાઉ બાબાસાઇ અને સક્કઈ રૂપિયાના ચલણ વખતે ચોકસી તરીકે કામ કરેલું હોવાથી તેમની અટક સક્કઇ પડેલી હતી. રા. નગીનદાસના કુટુંબની આર્થિક સ્થિતિ સાધારણ હતી. લગ્ન થયા પછી નગીનદાસે મુંબઇમાં પ્રીવિયસ સુધી અભ્યાસ કર્યો હતો તે પછી તેઓએ મીલો વિગેરેમાં ટુંકા પગારની નોકરી કરેલી હતી અને કેટલાંક વરસ એવી નોકરી કર્યા પછી ઇનકમટેક્ષ ખાતામાં ચાળીસ રૂપિયાના પગારથી દાખલ થયા હતા, ત્યાં બાર વરસની નોકરી દરમ્યાન ધીમે ધીમે તેમનો પગાર વધીને દોઢસો રૂપિયા થયો હતો. તે પછી તેઓ મુંબઇ બેંકમાં સાડા ત્રણસો રૂપિયાના પગારથી ડેપ્યુટી શરાફ તરીકે દાખલ થયા હતા, અને પંદર વરસ પછી એજ બેંકના હેડ શરાફ તરીકે આઠસો રૂપિયાના પગારથી તેમની નિમણુક થઇ હતી, જે હોદ્દો બે વરસ ભોગવ્યા બાદ તેઓ સ્વર્ગવાસી થયા હતા.

શ્રીમતી જમના બ્હેન જ્યારે પરણીને સાસરે ગયાં ત્યારે તેમના પતિની સ્થિતિ સાધારણ હતી, પરંતુ શ્રીમંતનાં પુત્રી જમના બ્હેને એ સ્થિતિમાં પણ સંતોષ માની ઉત્તમ રીતે પોતાનો ગૃહસ્થાશ્રમ ચલાવ્યો હતો. પોતાની જીંદગીમાં એમણે બાર બાળકોને જન્મ આપેલો હતો, પરંતુ ઇશ્વરની અકૃપાના યોગે એમાનું એક પણ બાળક ઉછરીને મોટું થયું નહોતું. પોતાનાં બાળકો નહિ ઉછરવાથી તેમણે પોતાનાં સગાં સંબંધીઓનાં બાળકોને પોતાને ત્યાં રાખી પાળીપોષી મોટાં કરેલાં હતાં.

મુંબઈમાં સને ૧૯૦૩માં ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ સ્થાપન થયું અને તેનાં પહેલાં પ્રમુખ તરીકે જમનાબાઇની નિમણુક થઇ, તે પછી દર વરસે તેઓજ પ્રમુખ તરીકે ચુંટાતાં ગયાં અને પોતાના અવસાન સુધી એ સંસ્થાના પ્રમુખ તરીકેનો માનવંત હોદ્દો ભોગવ્યો હતો; એટલુંજ નહિ પણ સ્વ. પારસી કવિ શ્રીયુત બેરામજી મેરવાનજી મલબારીએ સને ૧૯૦૮માં સ્થાપેલ સેવા સદનનાં પણ તેઓ ઉપપ્રમુખ હતાં. તેમણે સ્ત્રી પુરૂષોના ધર્મ, કેળવણી, નીતિ રીતિ તથા આચારવિચાર વિગેરે વિષયો પર જુદે જુદે વખતે અને જુદે જુદે સ્થળે પોતાના અવસાન સુધીમાં એકસો ને પંદર ભાષણો આપેલાં હતાં. તેમજ સને ૧૯૦૭થી હિંદના દાદાની દરેક જયંતિના દિવસે તેઓ સ્ત્રી મંડળ તરફથી સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન લઇ સવારના પહોરમાં વેસાવા ખાતે જઇ મહર્ષિ દાદાભાઇને અભિનંદન આપતાં હતાં.

હિંદુ સ્ત્રી મંડળ તથા સેવાસદન એ બે સંસ્થાઓમાં ભાગ લેવા ઉપરાંત વનિતા વિશ્રામ તથા જૈન મહિલા સમાજ અને એવીજ બીજી સ્ત્રીઓની સર્વ સંસ્થાઓમાં તેમણે ઉત્સાહપૂર્વક આગળ પડતો ભાગ લીધેલો હતો.

કર્મવીર મહાત્મા ગાંધીએ દક્ષિણ આફ્રીકામાં ચલાવેલ સત્યાગ્રહ વખતે પણ તેમણે ભાષણો કરી બે વખત ફંડ ઉઘરાવી સારી રકમો એકઠી કરી મોકલાવી હતી, તેમજ ત્યાંની ઇન્ડીયન વીમેન્સ એસોસીએશને સત્યાગ્રહની મદદ માટે ત્યાં ભરેલાં પ્રદર્શનમાં મદદ કરવા માટે અત્રેથી રૂ. એક હજારની કિમ્મતના નમૂનાઓ અન્ય બ્હેનોની સાથે મળી મોકલાવ્યા હતા.

ગુજરાત કાઠીયાવાડના દુકાળ વખતે પણ તેમણે ભાષણો આપી મુંગા પ્રાણીઓ તથા ગરીબ કુટુંબોને મદદ કરવા માટે લગભગ એકવીસ હજાર રૂપિયા એકઠા કીધા હતા અને કેટલીક બ્હેનોને સાથે લઇ પંચમહાલ, ગુજરાત તથા કાઠિયાવાડમાં જાતે જઇ લાગટ ત્રણ મહિના સુધી ગામડાંઓમાં મુસાફરી કરી ઘણોજ શ્રમ લઇ મદદ આપવાને પાત્ર ગરીબ માણસો તથા ઢોરોને બનતી મદદ આપી હતી. આ મુસાફરીમાં તેમને થયેલ ખર્ચના બે હજાર રૂપિયા તેમણે પોતાના ઘરમાંથી આપ્યા હતા.

મુંબઇનાં સ્ત્રી મંડળને સારા પાયા પર મુકવા સાથે ભાવનગરમાં ત્યાંની કેટલીક આગેવાન બ્હેનોની ઇચ્છાથી તેમણે મંડળની શાખા ખોલી હતી, જેનાં શરૂઆતનાં સેક્રેટરી તરીકે સૌ. હરિસુખગૌરી વામનરામ મ્હેતા, સૌ. મણિલક્ષ્મી મોરારજી તન્ના અને સૌ. મોંઘીબાઇ પરમાનંદદાસ ઠક્કર નિમાયાં હતાં. શ્રીમતી જમના બ્હેન સને ૧૯૧૫ના જુલાઇ મહિનામાં ત્યાં ગયાં હતાં તે વખતે એક

જાહેર સભા ભરી તેમને મંડળ તરફથી માનપત્ર આપવામાં આવ્યું હતું. એ વખતે તેઓએ રૂ. ૧૦૦) મંડળને આપી તેનાં લાઇફ મેમ્બર તરીકે પોતાનું નામ નોંધાવ્યું હતું, અને ત્યાં સ્ત્રી શિક્ષણના વર્ગો શરૂ કરવા માટે એ વરસના ખર્ચના રૂ. ત્રણસેં તેમણે આપ્યા હતા.

સ્ત્રી જાતિના ઉદય માટે, તેમાં કેળવણીનો તથા જ્ઞાનનો ફેલાવો કરવા માટે તેમજ દરેક રીતે સ્ત્રી જાતિની ઉન્નતિ કરવા માટે શ્રીમતી જમનાબ્હેને પ્રશંસાપાત્ર શ્રમ લીધો હતો અને એમની વિશેષ ખૂબી તો એ હતી કે ફક્ત તન અને મનથી નહિ, પરંતુ ધનથી પણ તેમણે સહાયતા કરી હતી. પોતાની સ્થિતિ બહુ શ્રીમંત નહિ હોવા છતાં તેમણે પોતાની હૈયાતીમાં હજારો રૂપિયા દાનમાં આપેલા હતા, એટલુંજ નહિ પણ પોતાના મૃત્યુ વખતે જુદી જુદી સંસ્થાઓમાં દાન આપવા તેઓ સત્તર હજાર રૂપિયા ફરમાવી ગયાં છે. આ આદર્શ સેવિકા સને ૧૯૧૬ના એપ્રીલની ૮ મી તારીખે ૫૪ વરસની વયે સ્વર્ગવાસી થયાં હતાં, એમના અમર આત્માને નિયંતા સ્વર્ગમાં શાન્તિ આપે અને એમના જેવી અનેક સન્નારીઓ હિંદમાં પ્રકટ થાય એવી શુભેચ્છા છે.

Late Mrs. Jamnabai Sakkai.



સ્વ. જમનાબાઈ સક્કઈ.

ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના પ્રમુખ.

Late Mrs Ambalaxmi Vishwanath Vaidya.



સ્વ. અંબાલક્ષ્મી વિશ્વનાથ વૈદ્ય,
મુંબઇના પ્રસિદ્ધ બારીસ્ટર વિશ્વનાથ પ્રભુરામનાં પત્ની.

# સ્વ. અંબાલક્ષ્મી વિશ્વનાથ વૈદ્ય.



મુંબઇના સુપ્રસિદ્ધ બારીસ્ટર શ્રીયુત વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યનાં પત્ની સ્વ. શ્રીમતી અંબાલક્ષ્મીનો જન્મ સને ૧૮૮૨માં મોરબીમાં થયો હતો.

એમના પિતાની આર્થિક સ્થિતિ સાધારણ હતી, તેમનું નામ ભટ્ટજી પોપટ ગોવિંદરામ હતું અને તેઓ કથા વાંચવાનો ધંધો કરતા હતા.

શ્રીમતી અંબાલક્ષ્મીએ પિતાને ઘેર સાધારણ ગુજરાતી અભ્યાસ કરેલો, પરંતુ એમના પિતા પુરાણી તથા જોશી હોવાથી કથાઓ તરફ એમનું લક્ષ બચપણથીજ સારૂં હતું, અને તેને લીધે એમની ધર્મ તરફની રૂચિ તથા પુરાણિક ગ્રંથો તરફની પ્રીતિ આગળ જતાં ખીલી નિકળી હતી.

સને ૧૮૯૫માં તેર વરસની વયે એમનાં લગ્ન કરવામાં આવેલાં, અને લગ્ન પછી ચાર વરસે એટલે કે સને ૧૮૯૯માં એમને એક પુત્રની પ્રાપ્તિ થયેલી, જેનું નામ લક્ષ્મીનારાયણ છે, અને હાલ તે સેંટ ઝેવીયર કોલેજમાં ઇન્ટરનો અભ્યાસ કરે છે.

સને ૧૯૦૨માં શ્રીમતી અંબાલક્ષ્મીના સસરા શ્રીયુત પ્રભુરામ જીવનરામ વૈદ્ય સ્વર્ગવાસી થયા, અને તે વખતથી ઘરમાં બીજું કોઇ વડિલ માણસ નહિ હોવાથી ઘરનો બોજો એમના ઉપર આવી પડયો, આ વખતે એમની ઉમર માત્ર વીસ વરસનીજ હતી, છતાં એમણે ઘરનું તમામ કામકાજ સંભાળી લીધું, અને કુશળતાથી ઘરનું તંત્ર ચલાવ્યું.

સને ૧૯૦૫થી સ્ત્રીઓને લગતી જાહેર હિલચાલોમાં ભાગ લેવા અંબાલક્ષ્મીએ શરૂ કરેલો અને સેવાસદન તથા ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ ઇત્યાદિ સંસ્થાઓનાં સભાસદ થઇ તેમાં કામકાજ કરવા લાગ્યાં, તેમજ એકાદ બે કન્યાશાળાઓના કામકાજમાં પણ ધ્યાન આપવાનું શરૂ કર્યું.

શ્રીમતી અંબાલક્ષ્મીને ગુજરાતી સાધારણ જ્ઞાન હતું, જે અનુકૂળતા મળતાં એમણે વધાર્યું, તેની સાથે સંસ્કૃત જ્ઞાનમાં પણ વધારો કર્યો અને જરૂર જણાવાથી અંગ્રેજી જ્ઞાન પણ એમણે મેળવી લીધેલું.

શ્રીમતી અંબાલક્ષ્મીની [illegible] કારકીર્દિમાં પણ બાબતો ખાસ નોંધ લેવા જેવી છે, એક તો એ કે એમની જ્ઞાતિમાં લાજ કાઢવાનો રિવાજ હતો, તેને એમણે તિલાંજલી આપેલી હતી. બીજું એ કે કોઇ પણ બ્રાહ્મણ રસોઇયાના હાથની રસોઇનો સ્વીકાર કરીને પેટા જ્ઞાતિબંધનનું એમણે જડમૂળ કાપ્યું હતું; એમના આ બે સુધારાનું મહત્વ એમની જ્ઞાતિની પરિસ્થિત લક્ષમાં લેતાં જેવું તેવું નથી,

બલકે તેમાં તેમણે અપૂર્વ હિમ્મત બતાવી છે, અને એમના વિદ્વાન તથા સંસ્કારી પતિની શુભેચ્છાને માન આપવા માટેજ એમણે આ પગલાં ભરેલાં, જો કે એમનાં આ વર્તનથી એમનાં સ્નેહી સંબંધીઓએ શરૂઆતમાં ટીકા કરેલી, પરંતુ તે બાબત તરફ તેમણે લક્ષ આપ્યું નહોતું હવે તો એમની જ્ઞાતિમાંથી એ રિવાજ નિકળી જવા માંડયા છે.

શ્રીમતી અંબાલક્ષ્મીની કારકીર્દિની ત્રીજી નોંધ લેવા લાયક બાબત એ છે કે મુંબઇ જેવા સ્થળ સંકોચવાળા પ્રદેશમાં પણ પોતાને આંગણે પોતાની જ્ઞાતિના કેટલાક વિદ્યાર્થીઓને તેઓ નિભાવતાં, એમનું ઘર એ વિદ્યાર્થીઓનું ભૂવન ગણાતું, અને જાતે સાંકડ ભોગવીને પણ વિદ્યાર્થીઓને સગવડ કરી આપતાં. દરેક વિદ્યાર્થી સ્કુલ યા કોલેજમાં વખતસર હાજરી આપી શકે એવી કાળજી રાખતાં. દર વરસે પરિક્ષાઓ ખલાસ થયા પછી ગામના તથા બહાર ગામના વિદ્યાર્થીઓનો મેલાવડો એમને ત્યાં મળતો, અને જુદા જુદા વિદ્યાર્થીઓ સાથે જુદા જુદા વિષયની ચર્ચા તેઓ રસપૂર્વક કરતાં

વિદ્યાર્થીઓ પરિક્ષામાં સફળ થાય તે પ્રસંગ અંબાલક્ષ્મી ઉત્સવ જેવો ગણતાં અને તે દિવસે રસોઇઆ પાસે મિષ્ટાન કરાવી વિદ્યાર્થીઓને જમાડતાં, અને ઉંચે નંબરે પાસ થનાર વિદ્યાર્થીને પોતાના પૂજ્ય સસરાના સ્મરણાર્થે સ્થાપવામાં આવેલ ઇનામ આપતાં. તેઓ સ્વભાવે ઘણાં શાન્ત, માયાળુ, સમભાવવાળાં અને પતિપરાયણ હતાં, એમના પતિની સર્વ આજ્ઞા અને ઇચ્છાને માન આપવામાં તેઓ પોતાનું મહત્વ અને નારી જન્મનું સાર્થક સમજતાં, અને પતિને પ્રભુ તુલ્ય ગણી તેમની સેવા કરતાં. તેઓ સને ૧૯૧૨ માં ત્રીસ વરસની યુવાન વયે સ્વર્ગવાસી થયાં હતાં.

Late Mrs. Manekbai Kothare.



સ્વ. સૌ. માણેકબાઈ કોઠારે,
લેડીઝ સારીવર્ક ક્લબનાં પ્રમુખ.

Late Kanbai Kandawalan.



**સ્વ. માતુશ્રી કાનબાઈ કાંદાવાળાં,**

લોહાણા જાતિનાં એક ઉદાર અને આગેવાન બાનુ.

અનેક જગ્યાએથી એમની છબીની માગણી થતી હોવા છતાં આ બાઈએ પોતાની હયાતીમાં પોતાનો ફોટો પડાવેલો ન હોતો; એટલુંજ નહિ પણ પાસે રહેનારા માણસો અજાણતાં પોતાની છબી પાડી ન લીએ, તેમજ તેને માટે આગ્રહ ન કરે તે માટે તેમને સખત સોગંદ આપ્યા હતા. તેથી તેમના અંત સુધી તેમની છબી પાડવામાં આવી ન હોતી. છેવટ છેક અવસાન કાળે સુતેલી સ્થિતિમાં એમની છબી લેવામાં આવી, અને એના પરથી એક ઓઇલ પેઇન્ટીંગ બસ્ટ તૈયાર કરવામાં આવ્યું છે. સદરહુ ઓઇલ પેઇન્ટીંગ એવું છે કે એના પરથી ફોટો ખેંચવામાં આવે છે, તે બિલકુલ સારો આવતો નથી, ખાસ કરીને ચહેરો બિલકુલ આવતોજ નથી. ઘણીજ મુશ્કેલીએ, ઘણા કાચ બગાડ્યા પછી, અને ઘણા ફોટોગ્રાફરો પાસે આ પેઇન્ટીંગ મોકલાવ્યા પછી આવેલ ફોટાનો બ્લોક બનાવી અત્રે છાપવામાં આવ્યો છે.

—પ્રકાશક.

# સ્વ. માતુશ્રી કાનબાઈ કાંદાવાળાં.

મુંબઈમાં મોટી, સાહસિક વ્યાપારી, અને દાનેશ્વરી એવી જે કેટલીક કોમો છે, તેમાં લોહાણા કોમ પણ એક અગ્રસ્થાન ભોગવે છે, એ કોમમાં એવા એવા પ્રતાપી દાનેશ્વરી અને સાહસિક વ્યાપારી ગૃહસ્થો થઇ ગયા છે, અને હાલ પણ હૈયાતી ભોગવે છે, કે જેમને લીધે લોહાણા કોમની કીર્તિ સૂર્યની માફક ઝળકયા કરે છે. આ કોમમાં દાનવીર પુરૂષો તો ઘણા થઇ ગયા છે, પરંતુ સ્ત્રીઓએ પણ સારાં દાન કરેલાં છે, લોહાણા કોમની દાનવીર સ્ત્રીઓમાં સ્વ. માતુશ્રી કાનબાઈ મુખ્ય છે.

માતુશ્રી કાનબાઇનો જન્મ ક્યારે થયો? તેની ચોકકસ તિથીની નોંધ તો કયાંય મળી શકે તેમ નથી, પરંતુ તેમનો જન્મ આશરે સંવત ૧૯૦૧માં થયો હોય એવો સંભવ છે, એમના પિતાનું નામ જાદવજી હરભમ ખોખરાઇ હતું.

તેમનું લગ્ન સ્વ. શેઠ પદમશી ધનજી કાંદાવાળાની સાથે થયેલું, જેમના વડિલો મૂળ તો કચ્છના વતની હતા, પરંતુ તે પછી કાઠીયાવાડમાં આવી વસ્યા હતા અને તે પછી વ્યાપાર અર્થે મુંબઇમાં આવેલા હતા. મુંબઇમાં-કાંદાબટાટાનો વ્યાપાર તેમણે મોટા પાયા પર કરવાથી તેમની શાખ કાંદાવાળા પડેલી. કાનબાઇના પતિ શેઠ પદમશી ધનજીને કાનબાઇથી કંઇ પણ સંતાન નહિ ઉઝરવાથી તેમણે કાનબાઇ તથા બીજાઓની ભલામણથી બીજું લગ્ન કરેલું, પરંતુ તેથી પણ તેમને કંઇ સંતતિ થઇ નહોતી. તેઓ ૩૮ વરસની ન્હાની વયે મીઠી પેશાબના દરદથી ગુજરી ગયા હતા, અવસાન વખતે તેઓ પોતાની પાછળ લગભગ અઢી લાખ રૂપિયાની મિલ્કત મુકી ગયા હતા.

આ મિલ્કતની સારી વ્યવસ્થા થવાથી તથા સખાવતનાં કાર્યોમાં તેનો સદ્‌ઉપયોગ થવાથી 'धरम कीये धन ना घटे, के गये दास कबीर' એ વાકય મુજબ આ ધનનો વિનાશ થયો નહિ, તેમજ તેમાં ઘટાડો પણ થયો નહિ, પરંતુ ઉલટો એ ધનમાં સારો વધારો થયો. એ વધારો કેટલો બધો થયો? તેનો ખ્યાલ એટલાજ ઉપરથી આવી શકશે કે માતુશ્રી કાનબાઇએ લગભગ અગીયાર લાખ રૂપિયા તો પોતાની હૈયાતીમાંજ સખાવતનાં કાર્યોમાં વાપરેલા અને એ શિવાય અવસાન વખતે તેઓ લગભગ ચાર લાખ રૂપિયાનું ટ્રસ્ટ કરી ગયાં છે,

મુંબઇમાં મિલ્કતની કિમ્મત અનેક ગણી વધી ગઇ છે, એ આ ધનમાં વધારો થવાનું મુખ્ય કારણ છે. તે ઉપરાંત તેની સારી વ્યવસ્થા અને સદ્‌ઉપયોગ એ બીજાં બે કારણો પણ ધ્યાનમાં લીધા જેવાં છે.

માતુશ્રી કાનબાઇએ શાળાની કેળવણી બિલકુલ લીધેલી નહિ હોવા છતાં પૂર્વ સંસ્કારની પ્રબળતાના યોગે સખાવતનાં, જ્ઞાતિહિતનાં, તેમજ જનહિતનાં ઘણાં પ્રશંસા

પાત્ર કાર્યો એમના હસ્તે થયેલાં છે, એમના હસ્તે થયેલાં શુભ કૃત્યોમાંનાં કેટલાંકની નોંધ નીચે પ્રમાણે છે.

૧) એમના પતિએ મુરલીધરનું મંદિર બંધાવવાનો સંકલ્પ કરેલો, પણ તે શરૂ થયા પહેલાં તેઓ ગુજરી જવાથી કાનબાઈએ તે પુરૂં કરાવેલું. આ મંદિરને અંગે તેમણે એક અન્નક્ષેત્ર પણ સ્થાપેલ છે, જ્યાં હમેશ લગભગ એક સો સંત સાધુઓને ભોજન મળે છે. ૨) અયોધ્યામાં સરયુ કિનારે લગભગ રૂપિયા વીસ હજારના ખરચે તેમણે એક ધર્મશાળા બંધાવેલ છે. ૩) કચ્છ અંજારમાં લગભગ સાત હજારના ખરચે તેમણે એક દરિયાસ્થાન સ્થાપેલ છે. ૪) ઉંચ કોમને માટે ન્યાત જાતના ભેદ વગર જમણવારોના ઉપયોગ માટે તેમણે મુંબઇમાં વાડી બંધાવી આપેલ છે. ૫) રણછોડદાસ ચત્રભુજ કચ્છી લોહાણા ઓર્ફનેજ, બનાતવાળા તથા સુખડવાળા ઓર્ફનેજ અને હાલાઇ લોહાણા વિદ્યોત્તેજક મંડળ એ ત્રણે સંસ્થાઓને મકાનની અગવડ પડતી જોઇ તેમણે મકાન બંધાવી આપેલ છે, અને પહેલી બે સંસ્થાઓને (ઓર્ફનેજોને) રૂપિયા બબે હજારની તથા વિદ્યોત્તેજક મંડળને રૂપિયા દસ હજારની મદદ આપેલ છે, જેનું વ્યાજ દરમહિને એ સંસ્થાઓને મળે છે. ૬) લોહાણા કન્યા ઓર્ફનેજ માટે પણ તેમણે મકાન બંધાવી આપેલ છે, અને તેના નિભાવને માટે રૂપિયા વીસ હજાર આપેલા છે. જેનું વ્યાજ દરમહિને મળ્યા કરે છે, આ શિવાય ૭) સસ્તાં ભાડાંની ચાલીઓ તેમણે બંધાવેલ છે, જ્યાં માત્ર આઠ આનાનું ભાડું લઇ ગરીબ લોહાણાઓને રહેવા દેવામાં આવે છે.

આ ઉપરાંત જાત્રાઓમાં, ચોરાસીઓમાં, ભાગવત પારાયણ તથા એવાજ બીજા ધાર્મિક સમારંભોમાં, પરિક્ષા આપવા માટે આવતા સ્વજ્ઞાતિના વિદ્યાર્થીઓના સત્કારમાં, મુંબઈમાં મળેલી પહેલી લોહાણા કોન્ફરન્સ વખતે સમસ્ત કોમને ચા પાવામાં, લ્હાણાંઓમાં, સખાવતના ફાળા તથા ખરડાઓમાં અને એવાજ બીજા કાર્યોમાં સ્વ. માતુશ્રી કાનબાઇએ હજારો બલકે લાખો રૂપિયા વાપરી પોતાનું નામ અમર કરેલ છે, એમનાં સખાવતનાં કાર્યોને માટે એમને ધન્યવાદ ઘટે છે.

માતુશ્રી કાનબાઇ એક બીનકેળવાયેલાં, અને ઘણા જુના આચારવિચાર વાળાં બાઇ હતાં, છતાં એમનું અંતર ઉદાર તેમજ દયાળુ હતું, અને તેને લીધેજ તેમના હસ્તે વખાણવા લાયક સખાવત થઇ છે. તેઓ સંવત ૧૯૭૨માં ઇ. સ. ૧૯૧૬ના માર્ચની ૨૩ મી તારીખે લગભગ ૭૧ વરસની વયે સ્વર્ગવાસી થયાં છે.

# શ્રીમતી સૌ લૅડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ.

મુંબઇનાં ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળનાં હાલનાં પ્રમુખ અને સ્ત્રીઓની હિલચાલમાં આગળ પડતો ભાગ લેનાર લૅડી લક્ષ્મીબાઇનો જન્મ સંવત ૧૯૩૦ના ચૈત્ર સુદ બીજના રોજ મુંબઇ મુકામે થયો હતો.

એમના પિતાનું નામ વોરા માવજી રાઘવજી, અને તેમનું કુટુંબ તેમની જ્ઞાતિમાં પ્રતિષ્ઠિત ગણાતું, તેઓ પોતે સ્વ. સર મંગળદાસ નથુભાઇના મુનીમ હતા.

લૅડી લક્ષ્મીબાઇએ સાત વરસની ઉમરે ગુજરાતી અભ્યાસની શરૂઆત કરેલી અને પાંચેક વર્ષ અભ્યાસ કરી ગુજરાતી ભાષાનું સારૂં જ્ઞાન મેળવી બાર વરસની ઉમરે નિશાળ છોડી હતી. તે પાછી બે વરસે એટલે કે એમની ચૈદ વરસની વયે એમનાં લગ્ન શેઠ વરજીવનદાસ માધવદાસના ન્હાના પુત્ર શેઠ જગમોહનદાસની સાથે થયાં હતાં.

લૅડી લક્ષ્મીબાઇ મૂળથી કેળવાયલાં હોવાથી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યા પછી સ્ત્રીઓપયોગી હિલચાલોમાં ભાગ લેવો એમણે શરૂ કરેલો અને પ્રથમ ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળમાં દાખલ થયેલાં, જે મંડળનાં પેટ્રન અને પછીથી વાઇસ પ્રેસીડન્ટ તેઓ થયેલાં, અને તેનાં પ્રમુખ સ્વ. જમના બ્હેન સકકઇના સ્વર્ગવાસ પછી તેઓ એ મંડળનાં પ્રમુખ નિમાયેલાં છે, જે માનવંત હોદ્દો તેઓ હાલ પણ ભોગવે છે.

આ શિવાય વનિતાવિશ્રામની અત્રેની શાખાનાં તેઓ ટ્રસ્ટી છે, તથા ભગિની સમાજ અને પ્રિન્સેસ મેરી જીમખાનાનાં વાઇસ પ્રેસીડન્ટ છે, મહિલા સમાજનાં હિતચિંતક છે, અને હાલમાં નામદાર લૅડી લોઈડ જ્યોર્જની આગેવાની હેઠળ સ્થપાયેલ વીમેન્સ કાઉન્સીલનાં મેમ્બર છે, ટુંકમાં મુંબઇની સ્ત્રીઓપયોગી સંસ્થાઓનાં લક્ષ્મીબાઇ એક અગ્રેસર છે.

કર્મવીર મહાત્મા ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત શરૂ કરેલી, તે વખતે તેને માટે મુંબઇમાં સ્ત્રીઓએ જે હીલચાલ કરેલી, તેમાં પણ લક્ષ્મીબાઇએ ભાગ લીધેલો અને સભાઓ ભરી, ભાષણો આપી ઉઘરાણું કરીને સત્યાગ્રહના કાર્યમાં બીજી બ્હેનો સાથે જોડાઇ મદદ કરેલી.

લૅડી લક્ષ્મીબાઇએ કેટલાંક જાહેર ભાષણો પણ આપેલાં છે, જેમાં ફીજી ટાપુઓમાં હિંદી સ્ત્રીઓ પર થતા અનાચાર સંબંધી ભાષણ તથા છેલ્લી મહાન લડાઇને માટે ફંડ ઉઘરાવવા કરેલ ભાષણ (કે જેને અંગે તેમણે લગભગ પોણા બે લાખ રૂપિયા ઉઘરાવી એકઠા કરેલા) મુખ્ય છે, આ શિવાય સ્વ. જમનાબાઇ સકકઇના

સ્મણાર્થે ફંડ ઉઘરાવવા માટે પણ તેમણે ભાષણ કરેલ અને બીજી બ્હેનો સાથે મળી શ્રમ લઈ એ ફંડ માટે લગભગ રૂપિયા ચાળીસ હજાર તેમણે એકઠા કરેલા છે.

સ્વ. જમના બ્હેન સક્કઈની માફક લેડી લક્ષ્મીબાઇ છેલ્લા દુકાળ પ્રસંગે ગુજરાત કાઠીયાવાડની મુસાફરીએ ગયેલાં અને ન્હાના ન્હાના ગામડાંઓની સંકટ ભરી મુસાફરી કરી દુકાળ પીડિત માણસો તથા જાનવરોની સ્થિતિનો જાતે અનુભવ લઇ પોતાની પાસેના ફંડમાંથી તેમને મદદ આપેલી. એમણે લીધેલ આ પરિશ્રમની ઘટિત પ્રશંસા વર્તમાનપત્રોએ કરેલી અને તેઓ એક શ્રીમંત ગૃહસ્થનાં પત્ની હોવા છતાં ભર ઉનાળામાં તેમણે આવી તસ્દી લીધી તેને માટે તેમને ધન્યવાદ આપવામાં આવેલો. અન્ય દુકાળના પ્રસંગે એમના આ દાખલાનું અનુકરણ બીજી શ્રીમંત સ્ત્રીઓ કરશે તો દુકાળીયાંઓનાં સંકટ ઓછાં થશે એ વગર વાંધાની વાત છે.

Lady Laxmibai Jagmohandass.



લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ,
ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનાં હાલનાં પ્રમુખ.

Shrimati Zaverbai Bhagwandas.



શ્રીમતી ગંગાસ્વરૂપ ઝવેરબાઈ ભગવાનદાસ.

એક ઉદાર કપોળ બાનુ.

# શ્રીમતી ગંગાસ્વરૂપ ઝવેરબાઈ ભગવાનદાસ.

કપોળ કોમના એક પ્રસિદ્ધ અગ્રેસર સ્વ. શેઠ ભગવાનદાસ નરોત્તમદાસનાં ધર્મપત્ની શ્રીમતી ઝવેરબાઇનો જન્મ સંવત ૧૯૧૯માં થયો હતો.

એમના પિતા જાફરાબાદના વતની હતા અને તેઓ મુંબઇમાં વેપાર કરતા હતા, તેમનું નામ શેઠ ભવાનીદાસ દામોદરદાસ છાયલવાળા.

ઝવેરબાઇએ શાળાનું શિક્ષણ બહુ લીધેલું નહોતું, પરંતુ પરણ્યા પછી સ્થિતિની અનુકૂળતાને લીધે ગુજરાતી તથા સંસ્કૃત ભાષાનું જ્ઞાન તેમણે મેળવેલું છે.

સંવત ૧૯૬૫માં ઝવેરબાઇના પતિ શેઠ ભગવાનદાસ નરોત્તમદાસ સ્વર્ગવાસી થતાં ઝવેરબાઇને વૈધવ્ય પ્રાપ્ત થયું છે.

શ્રીમતી ઝવેરબાઇ જાહેર હિલચાલોમાં કોઇપણ જાતનો ભાગ લેતાં હોય એવું અમારા સાંભળવામાં નથી, પરંતુ એમની કારકીર્દિમાં જે કંઇ ખાસ નોંધ લેવા જેવું છે, તે એમના હસ્તે થયેલી સખાવતો છે, સખાવતનાં કેટલાંક પ્રશંસાપાત્ર કાર્યો એમના હસ્તે થયેલાં છે, અને તે ખાતે લગભગ ત્રણેક લાખ રૂપિયા વપરાયા છે.

સેન્ડહર્સ્ટ રોડ ઉપર આવેલ કપોળ નિવાસ, વનિતા વિશ્રામનું મકાન, તથા તેને લગતો ઝવેરબાઇ હૉલ અને લાઇબ્રેરી એ એમના કીર્તિસ્થંભ છે, કપોળ નિવાસનું મકાન એમણે ૪૫ હજાર રૂપિયાના ખરચે બંધાવેલ છે, અને તેમાં તેમની કોમના ગરીબ તથા મધ્યમ સ્થિતિનાં માણસો માત્ર નામનું ભાડું આપી રહી શકે છે, સદરહુ સંસ્થાનો લાભ હાલમાં બીતેર કુટુંબો લીએ છે, અને જગ્યાનું ભાડું સાડાત્રણથી પાંચ રૂપિયા લેવામાં આવે છે, નીચેની દુકાનોના ભાડામાંથી મ્યુનીસીપલ કર વિગેરેનો ખર્ચ બાદ જતાં વધતા પૈસામાંથી, લાઇબ્રેરીનો ખર્ચ નિભાવવામાં આવે છે. વનિતાવિશ્રામના મકાન ફંડમાં એમણે પચાસ હજાર રૂપિયા આપેલ છે. તે ઉપરાંત તેમના સ્વ. પતિની ઈચ્છાને માન આપી તેમના વીલમાં ફરમાવ્યા મુજબ દેવલાલીતથા વેસાવા એ બે જગ્યાએ તેમણે બે સેનેટોરીયમ, આરોગ્યભૂવન બંધાવેલ છે. આ સેનેટોરીયમ સને ૧૯૧૪થી ખુલ્લાં મુકવામાં આવેલ છે, અને તેનો લાભ ઉંચ વર્ણનાં હિંદુ કુટુંબો લીએ છે.

શ્રીમતી ઝવેરબાઈની આ સખાવતો બીજી શ્રીમંત સ્ત્રીઓએ અનુકરણ કરવા યોગ્ય છે.

# શ્રીમતી સૌ. હમાબાઈ જહાંગીરજી મહેતા.

સખાવતે બહાદુર "મીસ હમાબાઇ પીટિટ"ના નામથી મુંબઈમાં ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે, તેઓ પહેલા સર દીનશાહના પુત્ર શેઠ ફરામજીનાં પુત્રી અને હાલના સર દીનશાજીનાં બ્હેનો થાય છે, તેઓનો જન્મ સને ૧૮૮૪માં મુંબઈમાં થયો હતો.

એમના પિતા સ્વ. શેઠ ફરામજી દીનશા પીટિટ એક પ્રતાપી, ઉદાર અને બાહોશ પુરૂષ હતા, અને જો તેઓ વધારે વખત જીવ્યા હોત તો સારૂં નામ કાઢત એવો સંભવ હતો પરંતુ તેઓ ભર જુવાન વયેજ ગુજરી ગયા હતા, બ્હેન હમાબાઇનાં માતુશ્રી આવાંબાઇ પણ ઘણાં ઉદાર અને દયાળુ બાનુ હતાં.

શ્રીમંતી હમાબાઇએ શાળાની બહુ કેળવણી લીધેલી નથી, પરંતુ તેઓ ગુજરાતી તથા અંગ્રેજી ભાષામાં કુશળતા ધરાવે છે, અને સારી રીતે લખી વાંચી તથા બોલી શકે છે.

એમનાં માતુશ્રી ગરીબ માણસો પ્રત્યે સારી લાગણી રાખનારાં હોવાથી તેઓ ગરીબ માણસોના વસવાટ વાળા લત્તાઓમાં જાતે ફરવા જતાં અને તેમની સ્થિતિનો અનુભવ મેળવવા પ્રયત્ન કરતાં, તે વખતે હમાબાઇ પણ તેમની સાથે ફરતાં હતાં, તેથી ગરીબ માણસો પ્રત્યે લાગણી રાખવાના સંસ્કારો ન્હાની વયથીજ એમના મન પર પડેલા.

શ્રીમતી હમાબાઇ પ્રથમ કુંવારી જીંદગીની તરફેણમાં હતાં અને તેથી મોટી ઉમર સુધી એમણે લગ્ન કરેલું નહોતું, પરંતુ ૧૯૧૯ની શરૂઆતમાં તેઓ મી. જહાંગીરજી ખરસેદજી મહેતાની સાથે લગ્નની ગાંઠથી જોડાયેલાં છે, મી. જહાંગીરજી સુપ્રસિદ્ધ દેશભક્ત સર ફીરોજશાહ મહેતાનાં બ્હેનના પુત્ર થાય છે.

શ્રીમતી હમાબાઈની કારકીર્દિમાં જે કંઇ ખાસ નોંધ લેવા જેવું છે, તે એમની ગંજાવર રકમની સખાવતો છે, સખાવતનાં કાર્યોમાં એમના હસ્તે આજ સુધીમાં લગભગ પંદર લાખ રૂપિયા વપરાયેલ છે. એમનાં સખાવતનાં સર્વ કાર્યોમાં એમનાં માતુશ્રીના નામથી એમણે સ્થાપેલ "આવાંબાઇ ફરામજી પીટિટ ઑર્ફનેજ" મુખ્ય છે, જે સંસ્થામાં તેમણે લગભગ બાર લાખ રૂપિયા આપેલ છે, તે શિવાય હાલમાં તેમણે લગભગ આઠેક લાખ રૂપિયાની જમીન વિગેરે જુદું કાઢેલ છે, જેનો ઉપયોગ એમની જ્ઞાતિ માટે કરવાનો એમનો વિચાર છે, એમના હસ્તક જુદાં જુદાં ખાતાંઓ છે, જેમાંથી દર વરસે પચીસ ત્રીસ હજાર રૂપિયા સખાવતમાં વપરાય છે, પરંતુ એમની સખાવતની વિગતવાર નોંધ મળી શકી નથી.

શ્રીમતી હમાબાઇ ઘણાં હિમ્મતવાન અને બાહોશ બાનુ છે, શરતનો, ઘોડેસ્વારીનો, તથા જાનવરો પાળવાનો તેમજ મુસાફરીનો તેમને ભારે શોખ છે, મુસાફરી તો તેમણે ઘણી કરેલી છે, અને હાલ પણ તેઓ પોતાના પતિ સાથે યૂરોપ, અમેરિકા તથા ચીન જાપાનની મુસાફરીએ ગયાં છે.

Shrimati Hamabai Petit.



**શ્રીમતી બ્હેન હમાબાઈ પીટિટ,**

પારસી કોમનાં એક સખાવતે બહાદુર બાનુ.

Mrs. Jaijee Jehangirji Petit.



**શ્રીમતી સૌ. જાઈજી જહાંગીરજી પીટિટ,**

મુંબઈનાં સમસ્ત સ્ત્રીમંડળનાં એક મોભાદાર બાનુ.

# શ્રીમતી સૌ. જાઇજી જહાંગીરજી પીટિટ.

મુંબઇના એક આગેવાન શહેરી, બાહોશ મીલ એજન્ટ તથા વેપારી, અને પારસી કોમના એક અગ્રેસર શેઠ જહાંગીરજી બમનજી પીટિટનાં ધણીયાણી શ્રીમતી બ્હેન જાઇજીનો જન્મ સને ૧૮૭૯માં મુંબઇ મુકામે થયો હતો.

એમના પિતા ઓડીટરની જગ્યા પર નોકરી કરતા અને સંતતિમાં તેમને ત્રણ પુત્રો તથા બે પુત્રીઓ મળી પાંચ ફરજંદ થયેલાં, જે સઘળાં હૈયાત છે. બ્હેન જાઇજીના માતુશ્રીનું ખાનદાન ઘણું ઉંચું છે, અને તે વીકાજી મહેરજીના નામથી સુપ્રસિદ્ધ છે. આ વીકાજી અને મહેરજી બન્ને ભાઇઓ હતાં અને નિઝામ હૈદરાબાદમાં તેમનું પરિબળ હતું, તેઓ બ્હેન જાઇજીનાં માતુશ્રીની ચોથી પેઢીએ થયેલા. વીકાજી મહેરજીના વંશજોમાં બીજી પેઢીએ પેસ્તનશાહ નામે એક ગૃહસ્થ થયેલા જેઓ એટલા બધા પ્રખ્યાત અને પ્રતાપી હતા કે એમના નામના સીક્કા પડાતા અને તે પેસ્તનશાહી સીક્કાના નામે ઓળખાતા, તેમણે નિઝામ સરકારને ચાળીસ લાખ રૂપિયા ધીરેલા અને તેના બદલામાં એમને વરાડ પ્રાંત મળેલો.

બ્હેન જાઇજીએ ગુજરાતી કેળવણી લીધા પછી તેઓ એલેકઝાન્ડ્રા નેટિવ ગર્લ્સ ઇન્સ્ટીટ્યૂશનમાં અંગ્રેજી અભ્યાસ માટે દાખલ થયેલાં અને ત્યાં અંગ્રેજી અભ્યાસ કરી સને ૧૮૯૫માં તેમણે મેટ્રિકની પરિક્ષા પસાર કરેલી, તે પછી વધારે અભ્યાસ કરવા માટે એલ્ફીસ્ટન કોલેજમાંજ તેઓ જોડાયેલાં અને ત્યાં ઇન્ટર સુધી અભ્યાસ કરી સને ૧૮૯૭માં તેમણે કોલેજ છોડેલી, તે પછી બીજે વરસે તેમનાં લગ્ન શેઠ જહાંગીરજી બમનજી પીટિટ સાથે થયેલાં.

લગ્ન પછીની બ્હેન જાઇજીની કારકીર્દિ ઝળકતી છે, અને મુંબઇનાં સ્ત્રી મંડળમાં તેમણે સારી નામના મેળવેલી છે, પોતે સર્વ પ્રકારે સુખી, શ્રીમંત, અને સાધન સંપન્ન હોવા છતાં મોજશોખમાં મશગુલ નહિ રહેતાં સ્ત્રીઓના હિતની તેમજ બીજી પણ કેટલીક સાર્વજનિક હિલચાલોમાં આગળ પડતો ભાગ લીએ છે. ભગિની સમાજ, શારદા સંગીત મંડળ, ગરીબ પારસીઓને મફત અનાજ આપનારી કમીટિ, તથા ફેમિન કમિટી ઇત્યાદિ સંસ્થાઓનાં પ્રમુખનો માનવંતા હોદ્દો ભોગવવા ઉપરાંત ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ, નેશનલ ઇન્ડીયન એસોસીએશનની સ્ત્રીઓની શાખા, પ્રિન્સેસ વિક્ટોરીયા મેરી જીમખાના, આવાંબાઇ ફરામજી પારસી ગર્લ્સ ઓર્ફનેજ તથા વીમેન્સ બ્રેંચ ઓફ વૅાર રીલીફ ફંડનાં અગ્રેસર તરીકે તેમણે સારૂં કામ કરેલું છે, છેલ્લી સંસ્થાનાં એક પારસી સેક્રેટરી તરીકે તેમની નિમણુક કરવામાં આવેલી હતી અને લડાઇ દરમ્યાન એ શાખા તરફથી તેમણે સારૂં કામ બજાવેલું, જેના બદલામાં તેમને નામદાર સરકારે કયસરે હિંદનો રૂપાનો ચાંદ આપેલ છે. ઉપરની જાહેર સંસ્થાઓમાં ભાગ લેવા ઉપરાંત ફીજી ટાપુમાં ગીરમીટ સ્ત્રીઓ પર થતો જુલમ બંધ કરવાની અરજી કરવા માટે મુંબઇની આગેવાન સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન સને ૧૯૧૫માં હાલના વાઇસરોય સમક્ષ ગયેલું તેમાં બ્હેન જાઇજી પણ ગયેલાં, તે શિવાય તેમણે પોતાના પતિની સાથે યૂરોપ અમેરિકાની મુસાફરી પણ કરેલીછે. બ્હેન જાઇજી સ્વભાવે ઘણાં શાન્ત, મિલનસાર, અને દયાળુ અંતઃકરણનાં છે.

# શ્રીમતી દિલશાદ બેગમ.

શ્રીમતી દિલશાદ બેગમ પહેલા મુસલમાન સોલીસીટર તરીકેનું માન મેળવનાર સ્વ. મી. કમરૂદ્દીન તૈયબજીનાં પુત્રી થાય છે, તેમનો જન્મ મુંબઇમાં થયેલો છે.

એમની કોમની સ્ત્રીઓ ઓઝલમાં રહે છે, પરંતુ દિલશાદ બેગમના વડિલનું કુટુંબ અંગ્રેજી વિદ્યાના સંસ્કારવાળું હોવાથી પડદાનું સખત બંધન એ કુટુંબમાં જોવામાંઆવતું નથી. જો કે લગ્ન પછી દિલશાદ બેગમને થોડો વખત સખત પડદામાં રહેવું પડયું હતું.

મુંબઇનાં સ્ત્રીમંડળમાં પારસી, તથા હિંદુ કોમની ઘણી સ્ત્રીઓ જાહેર હિલચાલોમાં ભાગ લે છે, પરંતુ મુસલમાન કોમની તો માત્ર બેજ સ્ત્રીઓ ભાગ લીએ એ બે સ્ત્રીઓમાં એક હાલના નામદાર આગાખાનનાં માતુશ્રી લેડી અલીશાહ છે, જેઓ ઘણાં બાહોશ અને આગળ પડતાં બાનુ છે, અને બીજાં દિલશાદ બેગમ છે. આ બન્ને બાનુઓ વચ્ચે સારો સ્નેહ છે, અને બન્ને બાનુઓ મુસલમાન કોમ પ્રત્યે ઘણી લાગણી રાખવા સાથે તેમનું હિત કરવા પોતાથી બનતું કરે છે.

શ્રીમતી દિલશાદ બેગમને ઉર્દુ, ફારસી તથા અંગ્રેજી ભાષાનું સારૂં જ્ઞાન છે, અને મુંબઇના પ્રતિષ્ઠિત ગૃહસ્થો તથા બાનુઓમાં તેમની લાગવગ પણ સારી છે.

શ્રીમતી દિલશાદ બેગમે જાહેરની જે જે હિલચાલોમાં ભાગ લીધેલો છે, તેમાં છેલ્લી મહાન લડાઇ વેળા વીમેન્સ બ્રેંચ ઑફ વૉર એન્ડ રીલીફ ફંડનાં એક મુસલમાન સેક્રેટરી તરીકે તેમણે કરેલું કામકાજ મુખ્ય છે, તે શિવાય ગીરમીટની રૂઢી નાબુદ કરાવવા માટે સને ૧૯૧૫માં હીંદના વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડ પાસે મુંબઇની આગેવાન સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન ગયેલું, તેમાં તેઓ પણ ગયાં હતાં, હિંદના વાઇસરોય સમક્ષ જનાર સ્ત્રીઓનું આ પહેલુંજ ડેપ્યુટેશન હતું અને તેમાં એક મુસલમાન સ્ત્રી તરીકે ભાગ લેનાર દિલશાદ બેગમ પહેલાંજ હતાં, તે શિવાય હિંદી પ્રધાન મી. મોંટેગ્યુ અત્રે આવેલા ત્યારે તેમની મુલાકાત પણ દિલશાદ બેગમે લીધી હતી. દિલશાહ બેગમે લડાઇ દરમ્યાન વીમેન્સ બ્રેંચ ઑફ વૉર એન્ડ રીલીફ ફંડનાં સેક્રેટરી તરીકે કરેલી સેવાની કદર કરીને નામદાર સરકારે તેમને કયસરે હિંદનો રૂપાનો ચાંદ આપેલો છે.

શ્રીમતી દિલશાદ બેગમને સંતતિમાં એક પુત્ર છે, જેનું નામ સાહેબજાદા ઇસ્કંદરઅલી મીરઝાં છે, તેઓ હાલ ઇંગ્લાંડની સેન્ડહર્સ્ટ કોલેજમાં છે, જે કોલેજમાં દાખલ થવાનું માન ઘણા થોડા હિંદીઓને મળેલું છે.

Dilshad Begam.



શ્રીમતી દિલશાદ બેગમ,

સ્ત્રીમંડળનાં અગ્રેસર મુસલમાન બાનુ.

Miss Bhikhaijee Limjee Palamkot.



મીસ ભીખાઇજી લીમજી પાલમકોટ,

એક ઉત્તમ સંગીતવેત્તા અને પ્રસિદ્ધ ગ્રંથકાર.

# શ્રીમતી બ્હેન ભીખાઈજી અરદેશર એન્જીનીયર.

**એમ. એ. એલ્. એલ્. બી.**

પારસી કોમમાં પહેલાં એમ. એ. એલ. એલ્. બી. થવાનું માન મેળવનાર શ્રીમતી બ્હેન ભીખાઇજી એન્જીનીયરનો જન્મ સને ૧૮૭૮માં મુંબઇ મુકામે થયો હતો.

એમના પિતા સ્વ. મી. અરદેશર સોરાબજી એન્જીનીયર મુંબઇના પોર્ટટ્રસ્ટના સુપ્રીન્ટેન્ડન્ટના માનવંત હોદ્દા પર હતા, તેઓ હાલમાંજ ગુજરી ગયા છે, સંતતિમાં એમને બે પુત્રીઓ તથા ત્રણ પુત્રો થયેલાં, જેમાં બ્હેન ભીખાઇજી સહુથી મોટાં છે, બ્હેન ભીખાઇજીનાં બ્હેન પણ ગ્રેજ્યુએટ થયેલ છે, તેમના ત્રણ ભાઇમાં મોટાભાઇ સેંટ ઝેવીયર કોલેજમાં ગણિતના પ્રોફેસર છે, તેથી ન્હાના ભાઇ પણ સારી નોકરી પર છે, અને સહુથી ન્હાના ભાઈ ગુજરી ગયા છે.

બ્હેન ભીખાઇજીએ એમ્પ્રેસ હાઇસ્કૂલમાં અંગ્રેજી અભ્યાસ કરેલો અને સને ૧૮૯૭માં મેટ્રિકની પરિક્ષા પસાર કરેલી, તે પછી ઉંચી કેળવણી લેવા માટે તેઓ વીલસન કોલેજમાં જોડાયેલાં અને સને ૧૯૦૧માં બી. એ. ની તથા સને ૧૯૦૪માં એમ. એ.ની ડીગ્રી તેમણે લીધેલી. અભ્યાસમાં તેઓ ચાલાક હતાં અને કોલેજની સ્કોલરશીપ તેમણે મેળવેલી હતી. એમ. એ. ની ડીગ્રી લીધા પછી તેઓ ગવર્નમેન્ટ લૉ કોલેજમાં જોડાયાં હતાં અને કાયદાનો અભ્યાસ કરી સને ૧૯૧૦ માં એલ્. એલ્. બી. ની ડીગ્રી મેળવી હતી. આ શિવાય સર જમશેદજી જીજીભાઈ મદરેસામાં અભ્યાસ કરીને તેમણે ઝંદ, પહેલવી તથા સંસ્કૃત ભાષાનું જ્ઞાન પણ મેળવેલ છે. અવસ્તા તથા પહેલવી ભાષાના એમના ઉંચા જ્ઞાનને લીધે મુલ્લાં ફીરોઝ મદરેસાના એક પરિક્ષક તરીકે ત્રણ ચાર વરસ તેમને નિમવામાં આવ્યાં હતાં, તેમજ જરતોસ્તી દીનનો ફેલાવો કરનારી મંડળીની બુક કમિટીના એક સભાસદ નિમવા ઉપરાંત તેના પરિક્ષક તરીકે પણ નિમવામાં આવ્યાં હતાં.

અભ્યાસમાંથી પરવાર્યા પછી બ્હેન ભીખાઇજી પોતાના ઘરનુંજ કામકાજ કરતાં હતાં, કારણ કે એમનાં માતુશ્રી ગુજરી ગયેલાં હોવાથી ઘરનો બોજો એમને માથે હતો, પરંતુ સને ૧૯૧૩માં સેવાસદનના એક આગેવાન સ્વ. શ્રીયુત દયારામ ગીદુમલ્લે એમને સેવાસદનનાં સેક્રેટરી તરીકે કામ કરવાનું કહેવાથી તેમણે એ હોદ્દાનો સ્વીકાર કર્યો અને આજે લગભગ સાત વરસ થયાં તેઓ તે હોદ્દો ભોગવે છે, તેમના હોદ્દા દરમ્યાન સેવાસદનની સંસ્થામાં કેટલાક સુધારા વધારા તેમણે કરેલા છે, અને સેવાસદનની ઉન્નતિ તેમજ આબાદીના જસમાં એમનો હિસ્સો પણ છે.

સેવાસદન શિવાય બોમ્બે સ્ટુડન્સ બ્રધરહૂડના કામકાજમાં પણ બ્હેન ભીખાઇજીએ કેટલાંક વરસ ભાગ લીધેલો, તેમજ તેમની કોમને લગતી કેટલીક સંસ્થાઓમાં પણ તેઓ આગળ પડતો ભાગ લીએ છે, વળી હાલમાં લેડી લોઇડ જ્યોર્જની આગેવાની હેઠળ સ્થપાયેલ 'વીમેન્સ કાઉન્સીલ'ની સેન્ટ્રલ કમિટીના એક સભાસદ તરીકે પણ તેઓ ચુંટાયેલાં છે. તે ઉપરાંત "બોમ્બે પ્રેસીડન્સી વીમેન્સ ગ્રેજ્યુએટ યુનીયન" ની મેનેજીંગ કમિટીમાં પણ તેઓ તેની શરૂઆતથી નિમાયેલાં અને હાલમાં તેનાં વાઇસ પ્રેસિડન્ટ નિમાયેલાં છે. વળી એમના જેવાં વિદ્વાન બાનુની નામદાર બ્રિટિશ સરકારે પણ કદર કરેલી છે, અને ચાલુ નવા વરસની ખુશાલીમાં તેમને મેમ્બર ઑફ ધિ બ્રિટિશ એમ્પાયરનો ઇલ્કાબ આપેલ છે.

# શ્રીમતી ગંગાસ્વરૂપ નાની બ્હેન કલ્યાણદાસ ગજ્જર.

શ્રીમતી નાની બ્હેન ન્યાતે વૈશ્ય સુતાર, તેઓ સુપ્રસિદ્ધ 'પ્રોફેસર ગજ્જર'નાં ન્હાનાં બ્હેન થાય છે, એમનો જન્મ સંવત ૧૯૨૬ના ભાદરવા સુદ ચૌદસના રોજ સુરત મુકામે થયો હતો.

એમનું નામ શિવગૌરી હોવા છતાં તેઓ નાની બ્હેનના નામથી પ્રસિદ્ધિ પામ્યાં છે. તેમના પિતાની સ્થિતિ સારી હોવાથી તેઓ ગુજરાતી શિક્ષણ લઇ શક્યાં હતાં, તેમનું લગ્ન નાની વયે કરવામાં આવેલું અને સત્તર વરસની કુમળી વયે તેમને વૈધવ્ય પ્રાપ્ત થયેલું, સંતતિમાં તેમને એક પુત્ર થયેલો.

તેઓ વિધવા થયાં તે સમયે તેમના ભાઇ પ્રોફેસર ત્રિભુવનદાસ ગજ્જર વડોદરા રાજમાં નોકર હતા, તેથી તેઓ ત્યાં તેમની પાસે જઇ રહ્યાં. ત્યાં થોડો વખત રહ્યા પછી તેઓ પોતાની જન્મભૂમિ સુરત ગયાં, જ્યાં તેમને ગંગાસ્વરૂપ બ્હેન બાજી ગૌરીનો સહવાસ થયો, એ બાઇ પણ એમના જેવાંજ દુઃખી અને બાળ વિધવા હતાં, પરંતુ બન્ને બાઇઓ ખાનદાન કુટુંબની અને સંસ્કારી હોવાથી પોતાના જેવી અન્ય દુઃખી સ્ત્રીઓને રાહત મળે એવી શુભેચ્છાથી પ્રેરાઇને સંવત ૧૯૬૩માં સુરતમાં "વનિતા વિશ્રામ" નામની સંસ્થાની સ્થાપના કરી. આ સંસ્થા ધીમે ધીમે સારા પાયા પર આવતી ગઇ અને નાની બ્હેન તથા બ્હેન બાજીગૌરીની કુશળતા તથા મહેનતથી મુંબઈ તેમજ અમદાવાદમાં તેની શાખાઓ પણ સ્થાપન થઇ.

આ સંસ્થાને માટે ગામોગામ ફરી શ્રીમંતો તથા અન્ય ગૃહસ્થોને સમજાવી, ભાષણો આપી, તથા લેખો લખી નાની બ્હેન ફંડ ઉઘરાવે છે, અને મળેલ ફંડનો સ્ત્રીઓના હિતાર્થે ઉપયોગ કરે છે, એમના શુભ પ્રયાસથી વનિતા વિશ્રામનાં ભવ્ય મકાનો મુંબઇ, અમદાવાદ તથા સુરતમાં બંધાઇ ચુકયાં છે, અને હાલ તેમાં સેંકડો સેવિકાઓ તૈયાર થાય છે, વિધવાઓ આશ્રય મેળવે છે અને કન્યાશાળાઓ ખોલેલી હોવાથી બાળાઓ વિદ્યાદાન લીએ છે.

શ્રીમતી નાની બ્હેને વનિતાવિશ્રામ દ્વારા ગુજરાતી પ્રજાની, ખાસ કરીને ગુજરાતી સ્ત્રીઓની અને તેમાં પણ ખાસ કરીને વિધવાઓની સારી સેવા કરેલી છે, અને તેમને માટે ભવિષ્યના સુખનાં તથા સેવાના માર્ગનાં દ્વાર ઉઘાડાં મુકયાં છે, જેને માને તેમને ધન્યવાદ ઘટે છે.

શ્રીમતી નાની બ્હેનના દાખલાનું અનુકરણ કરી ગુજરાતની સર્વ વિધવાઓ તથા સધવાઓ સ્ત્રીઓના હિતની આવી સંસ્થાઓ ગામેગામ સ્થાપવા પ્રયત્ન કરશે, અને પોતાની અન્ય બ્હેનોની સેવા કરવાનું શિખશે તો દેશને ઘણોજ લાભ થશે.

Nhaniben Kalyandass Gajjar.



શ્રીમતી ગંગાસ્વરૂપ ન્હાનીબ્હેન કલ્યાણદાસ ગજ્જર.

વનિતાવિશ્રામના સ્થાપક અને એક વ્યવસ્થાપક.

# શ્રીમતી ગંગાસ્વરૂપ મગનબ્હેન માણેકચંદ.

મુંબઇના શ્રાવિકાશ્રમનાં એક આગેવાન શ્રીમતી મગનબ્હેનનો જન્મ સંવત ૧૯૩૬ના માગસર વદ ૧૦ના રોજ મુંબઇ મુકામે થયો હતો.

એમના પિતા સ્વ. શેઠ માણેકચંદ હીરાચંદ ઝવેરી જે. પી. જૈન કોમના એક અગ્રેસર પુરૂષ તરીકે સારી ખ્યાતિ મેળવી ગયા છે, વળી તેઓ એક સખાવતે બહાદુર પુરૂષ પણ હતા અને સખાવતનાં કાર્યોમાં લગભગ દસ લાખ રૂપિયા એમણે વાપર્યાનું કહેવાય છે. સખાવતનાં ઘણાં વખાણવા લાયક કાર્યો એમના હસ્તે થયેલાં છે, જેની નોંધ સ્થળ સંકોચને લીધે અત્રે લઇ શકાય તેમ નથી. મુંબઇમાં તારદેવ તરફ આવેલ જ્યુબિલીબાગ અને કાંદાવાડી તરફ આવેલ હીરાબાગ એ બે સંસ્થાઓ એમણેજ સ્થાપેલ છે.

સંવત ૧૯૪૯માં તેર વરસની ઉમરે શ્રીમતી મગનબ્હેનનાં લગ્ન કરવામાં આવેલાં અને છ વરસ ઘર સંસાર ચાલ્યા પછી સંવત ૧૯૫૫માં એટલે કે ઓગણીસ વરસ જેટલી તદ્દન કુમળી વયે તેઓ વિધવા થયાં હતાં. સંતતિમાં તેમને બે પુત્રીઓ થયેલી.

મગનબ્હેન વિધવા થયા પછી એમના પિતાએ એમનું મન અભ્યાસ તરફ દોર્યું, અને બીજી બધી બાબતોના વિચાર બાજુએ મુકી અભ્યાસ કરવાની એમને સૂચના કરી. એક શાસ્ત્રી રાખી આપ્યો જેના હાથ નીચે મગનબ્હેને અભ્યાસની શરૂઆત કરી માર્ગોપદેશિકા, વ્યાકરણ, અમરકોષ, લઘુ કૌમુદિ તથા ન્યાય દીપિકા ઇત્યાદિ સંસ્કૃત ગ્રંથોનો યથાશકિત અભ્યાસ કર્યો અને દીગંબર જૈન પરિક્ષાલયની ત્રણ પરિક્ષાઓ પસાર કરી.

જ્ઞાનનો એવો પ્રભાવ છે કે તેથી મનુષ્યનાં અંતર ચક્ષુ ઉઘડી જાય છે, અને સ્વભાવિક રીતેજ સંસારની મિથ્યા માયા તરફ તેને અણગમો ઉપજે છે, તે મુજબ મગનબ્હેનનું પણ થયું અને એમનું મન વૈરાગ્ય તરફ વળ્યું. તે પછી કેટલોક વખત તેમણે પવિત્ર સ્થળોની યાત્રા તથા જુદાં જુદાં શહેરો અને પ્રદેશોની મુસાફરીમાં વ્યતિત કર્યો, અને તે પછી સંવત ૧૯૬૬ માં અમદાવાદમાં શ્રાવિકાશ્રમની સ્થાપના કરી.

સંવત ૧૯૬૭માં શ્રાવિકાશ્રમનું સ્થળ અમદાવાદથી બદલીને મુંબઈ રાખવામાં આવ્યું, અને ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળનાં પ્રમુખ સ્વ. જમનાબાઇ સક્કઇના હસ્તે આશ્રમ ખુલ્લો મુકાયો. આ આશ્રમની શરૂઆતથીજ મગનબ્હેન તેમાં કામકાજ કરે છે.

શ્રાવિકાશ્રમના કામકાજમાં ભાગ લેવા ઉપરાંત દિગંબર જૈન મહિલા પરિષદનાં એક સેક્રેટરી તરીકે પણ મગન બ્હેને કામકાજ કરેલું, અને કોમની બીજી સંસ્થાઓમાં પણ ભાગ લે છે.

શ્રીમતી મગન બ્હેનનું માનપાન એમની જૈન કોમમાં સારૂં છે, અને એમની લાયકાત, શ્રાવિકાશ્રમ દ્વારા તેમણે કરેલી સેવા તથા એમના પિતાની સખાવત ધ્યાનમાં લઈ ભારત જૈન મહા મંડળે એમને "જૈન મહિલા રત્ન"નો માનવંતો ચાંદ આપેલ છે.

# શ્રીમતી બ્હેન ભીખાઈજી લીમજી પાલમકોટ.

શ્રીમતી બ્હેન ભીખાઇજીનો જન્મ સને ૧૮૬૭ના જાન્યુઆરીની ૧૨ મી તારીખે મુંબઇ મુકામે થયો હતો, એમના વડિલો મોટા વેપારી હતા અને વ્યાપાર અર્થે તેઓ પાલમકોટ શહેરમાં કેટલાંક વરસો સુધી રહ્યા હતા, એક પારસી ગૃહસ્થ તરીકે પાલમકોટ જઇ વસનાર તેઓ પહેલાજ હતા. પાલમકોટમાં લાંબો વખત રહેવાથી તેમની અટક પાલમકોટ પડી હતી. બ્હેન ભીખાઇજીના પિતા લીમજી ભાઇ પણ પાલમકોટમાં કેટલાંક વરસ રહેલા, તેઓ સને ૧૮૭૪માં ૪૬ વરસની ઉમરે ગુજરી ગયેલા.

બ્હેન ભીખાઇજીના દાદા સંગીતમાં પ્રવિણ હતા અને એમનાં માતુશ્રી કેળવાયલાં, સાહિત્ય પ્રેમી તથા લેખક હતાં, તેઓ સંતોષી, સહનશિળ, સત્યને ચાહનાર અને પરોપકારી બાનુ હતાં એમને સાહિત્યનો ઘણો શોખ હોવાથી એમનુ વાંચન બહોળુ હતું, અને લેખનશકિત પણ તેમનામાં હોવાથી તેઓ ગદ્ય તથા પદ્ય લખી શકતાં, તેઓ સ્વભાવે ઘણાજ શાન્ત હતાં, અને એમનો એ ગુણ તથા બીજા પણ કેટલાક ગુણો બ્હેન ભીખાઇજીમાં જોવામાં આવે છે. એમના અવસાન પછી એમનાં લખાણો તથા કવિતાઓનો સારો સંગ્રહ નિકળેલો. દાદાની સંગીત કુશળતા અને માતાની લેખન શકિતનો વારસો બ્હેન ભીખાઇજીને મળેલો છે.

બ્હેન ભીખાઇજીએ અત્રેની એલેક્ઝાન્ડ્રા ગર્લ્સ ઇંગ્લીશ ઇન્સ્ટીટ્યૂશનમાં અંગ્રેજી શિક્ષણ લીધેલું અને સને ૧૮૯૨માં મેટ્રિકની પરિક્ષા ફતેહમંદ રીતે પસાર કરેલી. સને ૧૮૮૭થી પોતાના અભ્યાસ દરમ્યાનજ બ્હેન ભીખાઇજીએ સંગીતની તાલીમ લેવી શરૂ કરેલી, અને અભ્યાસ મુકયા પછી પણ એ કામ ચાલુ રાખેલું, પરંતુ કેટલાંક વરસો પછી ગળાના દર્દથી તથા અવાજની નબળાઇથી ગાયનનો અભ્યાસ બંધ કરવાનો એમણે વિચાર કર્યો. આ વખતે મેડમ બ્લેનશાર્ડ નામની તેમની શિક્ષકાએ તેમને સૂચના કરી કે "If you continue your music lessons and work hard, you will be a star in future." મતલબ કે જો તમે તમારો સંગીતનો અભ્યાસ જારી રાખશો અને તેમાં પૂરતી મહેનત લેશો તો ભવિષ્યમાં તમે એક કુશળ સંગીતવેત્તા તરીકે તારાની માફક ઝળકી નિકળશો. બ્હેન ભીખાઇજીએ એ સૂચના માન્ય રાખી સંગીતનો અભ્યાસ ચાલુ રાખેલો, અને પરિણામે મેડમ બ્લૅનશાર્ડની ભવિષ્યવાણી ખરી નિવડી.

આ બનાવ બન્યા પછી થોડા વખતે લંડનની ટ્રિનીટી કોલેજ ઑફ મ્યુઝીકની શાખા મુંબઇમાં સ્થાપન થઈ, અને બ્હેન ભીખાઇજી તેમાં જોડાયાં. તે સંસ્થાઓની પરિક્ષાઓ તેમણે પસાર કરી અને ધીમે ધીમે સંગીતની તેમની કુશળતાથી તે

સંસ્થાનાં એક સભાસદ તરીકે તેમની ચુંટણી કરવામાં આવી. પારસી કોમમાંથી આ સંસ્થાનાં પહેલાં અને એકલાંજ સભાસદ થવાનું માન મેળવનાર બ્હેન ભીખાઈજી છે.

બ્હેન ભીખાઇજીના સંગીતના શિક્ષકો મીસ એમીલી હોવેલ અને પાછળથી પ્રસિદ્ધ ઇટાલીયન પ્રોફેસર જી. સ્કીન્ઝી હતાં

સંગીતનો પૂરો અભ્યાસ કરી લીધા પછી અને તેની પરિક્ષાઓ ફતેહમંદીથી પસાર કર્યા પછી બ્હેન ભીખાઈજીએ સંગીતના શિક્ષક તરીકેનો ધંધો શરૂ કરેલો, જે ધંધો હાલ પણ તેઓ કરે છે, અને મુંબઇનાં આબરૂદાર પારસી કુટુંબનાં બાનુઓ તથા છોકરીઓ તેમનાં શિષ્યો છે. મુંબઇમાં સંગીતનું શિક્ષણ આપનારી યૂરોપીયન મડમો કેટલીક છે, પરંતુ પારસી શિક્ષક તરીકે તો ઘણું કરીને બ્હેન ભીખાઇજી એકલાંજ છે.

બ્હેન ભીખાઇજી આજે વરસો થયાં સંગીતના શિક્ષક તરીકે કામ કરે છે, જે દરમ્યાન સેંકડો શિષ્યો એમના હાથ નીચે તાલીમ લઇ ચૂકેલ છે, અને તેમાંનાં ઘણાંખરાંએ લંડનની ટ્રિનીટી કોલેજની પરિક્ષાઓ ફતેહમંદ રીતે પસાર કરેલી છે.

બ્હેન ભીખાઈજી એક બીનહરીફ સંગીતવેત્તા તથા સંગીત શિક્ષક છે અને એમની કુશળતાને માટે વર્તમાનપત્રોએ તથા જાણીતા સદ્ગૃહસ્થોએ ઘણાજ સારા અભિપ્રાય જાહેર કરેલા છે, તેની સાથે એ વિષયોની એમની કુશળતાને માટે તેમને ચાંદ તથા સર્ટિફીકેટો પણ મળેલાં છે.

બ્હેન ભીખાઇજી સંગીતની કુશળતાને માટે જેટલાં પ્રખ્યાત છે, તેટલાંજ ઉત્તમ પ્રકારનાં વાજીંત્રોની માલેકી ધરાવનાર તરીકે પણ પ્રખ્યાત છે, સને ૧૯૦૬ની શરૂઆતમાં એક જલસો થયેલો તે વખતે પ્રખ્યાત ઇટાલીયન પ્રોફેસર જી. સ્કીન્ઝીએ મિજલસમાં એમનો પીઆનો પસંદ કરેલો, આ બનાવની નોંધ લેતા અખબારે સોદાગર પત્રે લખેલું કેઃ—"અમે નથી ધારતા કે બબે ઘોડા દોડાવતાં બડેખાંઓના મકાનમાં આવું કિમ્મતી અને સુંદર વાજીંત્ર હોય." વિશેષ આનંદની વાત એ છે કે આવાં કિમ્મતી વાજીંત્રો બ્હેન ભીખાઈજીએ પોતાની જાત મહેનતની કમાણીથી વસાવેલ છે.

છેલ્લી મહાન લડાઇ દરમ્યાન બ્હેન ભીખાઇજીએ સંગીતના કેટલાક જલસા કરેલા, અને તેમાંથી પાંચ હજાર રૂપિયા પ્રાપ્ત કરી તે વૉર ફંડમાં આપી દીધેલા છે, એમની આ સેવા તથા ઉદારતાને માટે મુંબઇના હાકેમ તથા જાણીતા ઑફીસરોએ તેમનો આભાર માનેલો અને વર્તમાનપત્રોએ પણ ઘટિત પ્રશંસા કરેલી છે.

એક કુશળ સંગીતવેત્તા હોવા ઉપરાંત ભરતગુંથણમાં પણ બ્હેન ભીખાઇજી ભારે કુશળતા ધરાવે છે, અને એમના ભરત કામને માટે કલકત્તા, નાગપુર,

ભાવનગર તથા અલ્હાબાદનાં પ્રદર્શનમાંથી તેમને ચાર સોનાના ચાંદ મળેલા છે, વળી તેઓ એક બાહોશ લેખક પણ છે અને નિર્દય નણંદ, ઇન્સાફની આરસી, સહનશીળ સુંદરી, વિચારી વનિતા, અને અજલનો ફિરસ્તો ઇત્યાદિ પુસ્તકો તથા પરચુરણ વાર્તાઓ, લેખો તેમજ કાવ્યો લખેલાં છે, તેમજ એમના ભાઇ મી. સોરાબ પાલમકોટ યૂરોપ અમેરિકાની મુસાફરીએ ગયા ત્યારે એમનું "માસિક મજાહ" નામનું માસિક પત્ર પણ ચલાવેલું હતું, જેનું નામ પાછળથી 'હિંદી આફ્રીક' રાખેલું.

આ 'માસિક મજાહ' એમના મર્હુમ ભાઇ મી. સોરાબજીએ સને ૧૮૯૦માં સ્થાપ્યું હતું અને સને ૧૯૦૬માં મી. કાવસજી એસબરનર સાથે ભાગમાં જોડાઇને તેનું નામ ફેરવી 'હિંદી આફ્રીક' રાખેલું હતું. સને ૧૮૯૦થી ૧૯૧૦ સુધી બ્હેન ભીખાઇજીએ પોતાના ભાઇને આ માસિકના કામકાજમાં મદદ કરી હતી અને એ વીસ વરસ દરમ્યાન જ્યારે જ્યારે મી. સોરાબજી હિંદ અથવા તો યૂરોપ અમેરિકાની મુસાફરીએ ગયેલા ત્યારે મહિનાઓ સુધી બ્હેન ભીખાઇજીએ એ માસિક ચલાવેલું હતું.

બ્હેન ભીખાઇજીની એક લેખક તરીકેની તથા એક સંગીતવેત્તા તરીકેની આજ સુધીની કારકીર્દિ ઘણી ઝળકતી છે, એમ ઉપરની હકીકતથી કોઇને પણ જણાયા વિના રહેશે નહિ, વિશેષમાં તેમનો સ્વભાવ પણ ઘણો શાન્ત, મિલનસાર અને દયાળુ છે.



# શ્રીમતી બ્હેન બાઈઆઈ લીમજી પાલમકોટ.

માસિક 'હિંદી ગ્રાફીક' પત્રનાં અધિપતિ અને માલેક બ્હેન બાઇઆઇનો જન્મ સને ૧૮૭૩માં મુંબઇ મુકામે થયો હતો, એમના વડિલો મોટા વેપારી હતા અને વેપાર અર્થે તેઓ પાલમકોટ શહેરમાં કેટલાંક વરસો સુધી રહ્યા હતા, એક પારસી ગૃહસ્થ તરીકે પાલમકોટ જઇ વસનાર તેઓ પહેલાજ હોવાથી તેમની અટક પાલમકોટ પડેલી છે. બ્હેન બાઇઆઇના પિતા લીમજી શેઠ પણ પાલમકોટમાં કેટલાંક વરસ રહેલા, તેઓ સને ૧૮૭૪માં ૪૬ વરસની ઉમરે પોતાની પાછળ સોરાબજી નામના એક પુત્ર અને ભીખાઇજી તથા બાઇઆઇ નામની બે પુત્રીઓ મુકી ગુજરી ગયા હતા, પિતાના અવસાન વખતે બાઇઆઇની ઉમર માત્ર દસ માસની હતી.

બ્હેન બાઇઆઇનાં માતુશ્રી એક લેખક હતાં, અને તેમની એ શક્તિ તેમના દરેક ફરજંદમાં ઉતરેલી છે, બ્હેન બાઇઆઇએ અત્રેની એમ્પ્રેસ હાઇસ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લીધેલું છે અને મેટ્રિક સુધી અભ્યાસ કરેલો છે.

અભ્યાસ દરમ્યાન ચિત્રકળામાં તેમણે સારી કુશળતા બતાવેલી, અને ચિત્રકળાનો અભ્યાસ તેમણે દસ વરસ સુધી મુંબઇની આર્ટસ્કૂલમાં કરેલો છે. ડ્રોઇંગની ત્રણે ગ્રેડની અને શિક્ષકની પરિક્ષાઓ પસાર કર્યા પછી પાંચ વરસ પેઇન્ટીંગ કલાસમાં તેમણે અભ્યાસ કરેલો છે અને ચિત્રકળાનું સારૂં જ્ઞાન મેળવેલું છે. અભ્યાસ દરમ્યાન આર્ટસ્કૂલનાં કેટલાંક ઇનામો તેમણે મેળવેલાં, જેમાં "વોડીંગટન ફર્સ્ટ પ્રાઇઝ" મુખ્ય છે. ડીઝાઇનીંગનો અભ્યાસ પણ ચાર વરસ એમણે કરેલો છે, અને મુંબઇની આર્ટ સોસાઇટીનાં પ્રદર્શનોમાં ડીઝાઇનીંગ તથા પેઇન્ટીંગ માટે તેમણે કેટલાંક ઇનામો તથા સર્ટિફીકીટો મેળવ્યાં છે.

૧૯૦૨નું અમદાવાદનું પ્રદર્શન, મુંબઇનું ૧૯૦૪નું ઇન્ડસ્ટ્રીયલ એન્ડ એગ્રીકલચરલ એકઝીબીશન, ૧૯૦૪નું મદ્રાસનું ફાઇન આર્ટ એન્ડ ઇન્ડસ્ટ્રીયલ એકઝીબીશન, ૧૯૦૬નું બનારસનું નેશનલ કોંગ્રેસ એકઝીબીશન, ૧૯૦૬નું બરોડા એકઝીબીશન, ૧૯૦૬નું કલકત્તા એકઝીબીશન, ૧૯૧૦નું ભરૂચ એકઝીબીશન, ૧૯૧૧નું નવસારી એકઝીબીશન ઇત્યાદિ પ્રદર્શનો તથા ફાઇન આર્ટ સોસાઇટી તરફથી બ્હેન બાઇઆઇને ચિત્રકળાને માટે ચાંદ મળેલા છે. ભરતગુંથણમાં પણ તેઓ કુશળતા ધરાવે છે, તેમજ પીયાનો બજાવવાનો અભ્યાસ પણ તેમણે કરેલો છે, અને લંડનની ટ્રિનટી કોલેજ ઑફ મ્યુઝીકની ઇન્ટરમીડીયેટ સુધીની પરિક્ષા સને ૧૯૦૦માં એમણે પસાર કરેલી છે.

બ્હેન બાઇઆઇને જુદાં જુદાં પ્રદર્શનો તથા જુદી જુદી સંસ્થાઓ તરફથી તેમની ચિત્રકળા તથા ભરતગુંથણની કુશળતા માટે આજ સુધીમાં આઠ ચાંદ, રોકડ રકમનાં કેટલાંક ઇનામો અને લગભગ પચીસ સર્ટિફીકેટ મળેલ છે.

પરંતુ આ સર્વ કરતાં બ્હેન બાઈઆઇની કારકીર્દિને વિશેષ ઝેબ આપે તેવું કૃત્ય તે તેમના અધિપતિપદનું છે, તેઓ 'હિંદી આફ્રીક' નામનાં એક માસિક પત્રનાં અધિપતિ છે અને પોતે એક સ્ત્રી હોવા છતાં એકલે હાથે એ માસિકનું બધુ તંત્ર સારી રીતે ચલાવે છે, અધિપતિ તરીકેની એમની કુશળતાને માટે જામે જમશેદના માલીક શેઠ જહાંગીરજી બેરામજી મર્ઝબાન તથા સ્મોલ કોઝ કોર્ટના જડજ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જેવા સાક્ષરો તથા બીજા પણ પ્રતિષ્ઠિત ગૃહસ્થો અને વર્તમાનપત્રોએ ઉંચો મત દર્શાવેલ છે.

આ માસિક એમના મર્હુમ ભાઇ મી. સોરાબ પાલમકોટે સને ૧૮૯૦માં સ્થાપ્યું હતું, જે વખતે તેનું નામ "માસિક મજાહ" હતું. તે પછી સને ૧૯૦૬માં તેનું નામ ફેરવીને 'હિંદી આફ્રીક' રાખેલું. મી. સોરાબજી સને ૧૯૦૯માં સ્વર્ગવાસી થયા પછી થોડો વખત આ માસિક ચકડોળે ચડેલું, પરંતુ સને ૧૯૧૪થી બેન બાઇઆઇએ તેને સંભાળી લીધેલું અને તે વખતથી તેઓ તેને કાળજી પૂર્વક ચલાવે છે, બેન બાઈઆઇના અધિપતિપણા નીચે આ માસિક આવ્યા પછી તેમાં કેટલાક નોંધ લેવા લાયક ફેરફાર કરવામાં આવ્યો છે, જેમાં ચિત્રો, અંગ્રેજી લેખો અને ફ્રેંચ લેખોનો ફેરફાર મુખ્ય છે.

બેન બાઈઆઇ માસિકનું તંત્ર ચલાવવામાં જેમ કુશળ છે, તેવીજ રીતે વક્તા તથા લેખકનાં કાર્યમાં પણ કુશળ છે, પોતાના માસિકમાં, જામે જમશેદ તથા બીજાં વર્તમાનપત્રોમાં તેઓ લેખ લખે છે, એક વક્તા તરીકે તેમણે કેટલાંક ભાષણો પણ આપેલાં છે, એમનાં ભાષણોમાં આલ્બ્લેસમાં બાગમાં આપેલું ભાષણ તથા સને ૧૯૦૭માં મુંબઇમાં મળેલી બીજી સાહિત્ય પરિષદ સમક્ષ આપેલું "સાહિત્યની રંગભૂમિ" ના વિષયનું ભાષણ મુખ્ય છે, પરિષદ સન્મુખ આપેલું એમનું ભાષણ પરિષદના પ્રમુખ શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવને બહુજ પસંદ પડેલું અને એમના એ ભાષણની છટા તથા વિષય રચનાને માટે એમણે ઉંચો અભિપ્રાય બતાવેલો, એટલુંજ નહિ પણ બીજા વકતાઓને વીસ વીસ મીનિટો આપવામાં આવેલી, જ્યારે બેન બાઈઆઇનો લેખ પૂરો કરવાની પ્રમુખે પરવાનગી આપેલી.

બેન બાઈઆઇ મુંબઇના ઘણાં મંડળોમાં સભાસદ પણ છે, અને માસિકના કામકાજનો બોજો ઉપડવા ઉપરાંત કેટલાંક મંડળોનાં કામકાજમા પણ ભાગ લીએ છે. તેઓ સને ૧૯૧૩માં વિલાયતની મુસાફરી પણ કરી આવેલાં છે.

બેન બાઈઆઇના જીવનમાં એક વિશેષતા એ છે કે એમણે પોતાની આજ સુધીની જીંદગી કુંવારી સ્થિતિમાં ગુજારેલી છે.

# વિભાગ છઠ્ઠો—સુલેહના અમલદારો.

## શમ્સ-ઉલ-ઓલ્મા જીવણજી જમશેદજી મોદી.

બી. એ., પીએચ. ડી., સી. આઇ. ઇ., જે. પી. ઇત્યાદિ.

શમ્સ-ઉલ-ઓલ્મા જીવણજી મોદીનો જન્મ ઇ. સ. ૧૮૫૪ ના અકટોબરની ૨૬ મી તારીખે મુંબઈ મુકામે થયો હતો, એમના પિતા મુંબઇમાં કોલાબા ખાતે આવેલી શેઠ જીજીભાઇ દાદાભાઇની અગીયારીના વડા ધર્મગુરૂ હતા.

જીવણજી મોદીએ ગુજરાતી અભ્યાસ કર્યા પછી એલ્ફીસ્ટન હાઇસ્કૂલમાં તેઓ જોડાયા હતા અને સને ૧૮૭૧ માં મેટ્રિકની પરિક્ષા પસાર કરી હતી, તે પછી અભ્યાસ આગળ વધારી સને ૧૮૭૬ માં બી. એ. ની ડીગ્રી મેળવી હતી. તેઓ એક ધર્મગુરૂના પુત્ર હોવાથી તેમની ધાર્મિક કેળવણી તરફ પણ ધ્યાન આપવામાં આવ્યું હતું, અને તેઓ ગ્રેજ્યુએટ થયા તે પહેલાં તેમણે સારી ધાર્મિક કેળવણી મેળવી હતી.

જીવણજી મોદીની જાહેર જીંદગીની શરૂઆત સને ૧૮૮૦ થી થયેલી, જે વરસમાં તેમણે "વાયુચક્રશાસ્ત્ર" નામનું પુસ્તક ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ કર્યું હતું, સને ૧૮૮૭ માં એમની વિદ્વતાથી એઓ મુંબઇ યુનીવરસીટીના ફેલો ચુંટાયા હતા અને બીજે વરસે યુનીવરસીટીના પ્રતિનિધિ તરીકે તેઓ મ્યુનીસીપાલીટીમાં ગયા હતા. તેજ વરસમાં તેમણે મુંબઇના ગવર્નર સર જેમ્સ ફર્ગ્યુસનના પ્રમુખપદ નીચે ટાઉન હોલમાં મળેલી સભામાં "પારસી ધર્મના સિદ્ધાન્તો" પર ભાષણ આપ્યું હતું. સને ૧૮૮૯ માં તેમણે સ્ટોકહોમ મુકામે મળેલી આઠમી ઓરીએન્ટલ કોંગ્રેસમાં હાજરી આપી હતી અને કોંગ્રેસ સમક્ષ ભાષણ આપવા ઉપરાંત પારીસની એકેડેમી તથા એશિયાટિક સોસાઇટી સમક્ષ પણ નિબંધો વાંચ્યા હતા. એમની વિલાયતની આ મુસાફરી દરમ્યાન એમની વિદ્વત્તાને લીધે તેમણે સારી પ્રસિદ્ધિ મેળવી હતી અને સ્વીડનના રાજા તરફથી "Litteris et Artibus"ની પદવીવાળો સોનાનો ચાંદ તેમણે મેળવ્યો હતો. સને ૧૮૯૩ માં હિંદી સરકારે પણ એમને "શમ્સ-ઉલ-ઓલ્મા"નો ઇલ્કાબ તથા સને ૧૯૧૮ માં ફ્રાંસની સરકારે "officer D, Accedemic" ની પદવી તથા સને ૧૯૨૦ માં "officer de l. Instruction Publique"ની પદવી અને સને ૧૯૧૨ માં હીડલબર્ગની યુનીવરસીટીએ પીએચ. ડી. ની અતિ માનવંત પદવી આપી તેમની વિદ્વતાની કદર કરેલી છે.

સને ૧૮૯૦ માં મુંબઇની એન્થ્રોપોલોજીકલ સોસાઇટીના ઉપપ્રમુખ, સને ૧૯૦૦ માં તેના સેક્રેટરી અને સને ૧૯૧૪ માં તેના પ્રમુખ થવાનું માન પણ જીવણજી મોદીને મળ્યું છે તે ઉપરાંત રોયલ એશિયાટિક સોસાઇટીની મુંબઇની શાખાના ઉપપ્રમુખ તરીકે તેઓ સને ૧૯૦૭ માં ચુંટાયા હતા અને તે વખતથી આજ સુધી દર વરસે તેઓ તેના ઉપપ્રમુખ ચુંટાય છે.

સને ૧૮૯૦ માં જે. પી. નો તથા સને ૧૯૧૭ માં સી. આઇ. ઈ. નો ઇલ્કાબ નામદાર બ્રિટીશ સરકાર તરફથી મેળવવાને પણ જીવણજી મોદી ભાગ્યશાળી થયા છે.

સને ૧૮૯૩ માં તેઓ અત્રેની પારસી પંચાયતના સેક્રેટરી નિમાયેલા અને તે વખતથી હમણાં સુધી તેઓ એ માનવંત હોદ્દો ભોગવે છે, અને એ હોદ્દાને દીપાવવાને તેમણે પોતાથી બનતા સર્વ પ્રયત્નો કર્યા છે અને તેથી સમસ્ત પારસી કોમની પ્રીતિ તેમણે મેળવેલી છે, વળી તેજ વરસમાં પારસી ચીફ મેટ્રિમોનીયલ કોર્ટના એક ડેલીગેટ તરીકે પણ તેઓ ચુંટાયલા હતા.

સને ૧૮૯૬ માં મુંબઇમાં પહેલી સખત મરકી ફાટી નિકળી તે વખતે પણ પોતાની કોમને જીવણજી મોદીએ સારી મદદ કરેલી. એમની એ વખતની સેવા લક્ષમાં લઇને સને ૧૮૯૭ માં પારસી પંચાયતના ટ્રસ્ટીઓએ તેમને રૂપાનું એક ફ્લાવર વાઝ ભેટ આપ્યું હતું. સને--૧૯૦૧ ના વરતીપત્રકના કામકાજમાં પણ તેમણે આગળ પડતો ભાગ લીધો હતો.

સને ૧૯૧૪ માં "ગવર્નમેન્ટ મોરલ એજ્યુકેશન કમિટી"ના તેઓ એક મેમ્બર નિમાયા હતા અને ૧૯૧૮ માં રોયલ એશિયાટિક સોસાઇટીની મુંબઇની શાખા તરફથી મુંબઇના તે વખતના વિદાય થતા ગવર્નર લોર્ડ વીલીંગડનના હસ્તે "કેમ્પબેલ ગોલ્ડ મેડલ"ના નામથી ઓળખાતો સોનાનો ચાંદ તેમને આપવામાં આવ્યો હતો.

જીવણજી મોદી મુંબઇની પારસી પંચાયતના સેક્રેટરી, સમસ્ત પારસી કોમના વિશ્વાસપાત્ર ગૃહસ્થ, હિંદના તથા પરદેશના વિદ્વાનોમાં જાણીતા, સરકારના પણ પ્રીતિપાત્ર, યુનીવરસીટી તથા રોયલ એશિયાટિક સોસાઇટી જેવી સંસ્થાઓના આગેવાન, અવસ્તા અને પહેલવી જેવી જુની ભાષાઓ તથા અંગ્રેજી અને ફ્રેંચ જેવી પરદેશીય ભાષાઓમાં પ્રવીણ અને વિદ્વાન ગૃહસ્થ છે. એમની ઉમર હાલમાં ૬૬ વરસ જેટલી વૃદ્ધ છે, છતાં પારસી પંચાયતના સેક્રેટરીનું કામ તેઓ બજાવે છે અને બીજી હિલચાલોમાં પણ બનતો ભાગ લીએ છે, એમણે આજ સુધીમાં સંખ્યાબંધ ભાષણો જુદી જુદી ભાષાઓમાં આપેલાં છે, તેમજ આશરે ચાળીસેક પુસ્તકો પણ પ્રસિદ્ધ કરેલાં છે, તેઓ ગુજરાતી સાહિત્યમાં તથા સાહિત્ય પરિષદમાં પણ સારો ભાગ લીએ છે.

Shams-ul-olma Jivanji Jamshedji Modi, J. P., C. I. E., Etc.



શમ્સ-ઉલ-ઓલમા જીવણજી જમશેદજી મોદી, જે. પી., સી. આઇ. ઈ.

પારસી પંચાયતના મહેનતુ સેક્રેટરી તથા એક વિદ્વાન ગૃહસ્થ.

Sheth Purusottam Visram Mavji, J. P., M. R. A. S., Etc.



**શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, જે. પી., એમ. આર. એ. એસ. ઈ.**

ભાટિયા કોમના એક અગ્રેસર અને સાહિત્યરસિક તથા ઉદાર ગૃહસ્થ.

# શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

જે. પી, એમ. આર. એ. એસ. ઇત્યાદિ.

આ જગતમાં શ્રી અને સરસ્વતીનો સંયોગ દુર્લભ મનાય છે, પરતું શેઠ પુરૂષોત્તમભાઇને ત્યાં એ બન્ને દેવીઓનો સંયોગ થયેલો છે, અને એને માટે એમને ખરેખર મુબારકબાદી ઘટે છે.

શેઠ પુરૂશોત્તમભાઇ ન્યાતે ભાટિયા ગૃહસ્થ છે, અને તેમનો જન્મ ઇ. સ. ૧૮૮૨માં મુંબઇ મુકામે થયેલો છે. એમનું કુટુંબ અને મુંબઇના સુપ્રસિદ્ધ ભાટિયા ગૃહસ્થ સ્વ. શેઠ ઠાકરસી મુળજીનું કુટુંબ એકજ છે, એટલે એમના કુટુંબ સબંધી વિશેષહકીકત આ પુસ્તકના બીજા વિભાગમાં છપાયેલ સ્વ. શેઠ ઠાકરસી મુળજીના ચરિત્રમાંથી મળી શકશે. શેઠ પુરૂષોત્તમભાઇના પિતામહ શેઠ માવજી અને મુંબઇના સુપ્રસિદ્ધ શહેરીઓ સર વિઠ્ઠલદાસ તથા શેઠ હંસરાજભાઇના પિતામહ શેઠ ઠાકરસી બન્ને સગા ભાઇઓ થાય. માવજી શેઠને સંતતિમાં વિશ્રામ તથા ચતુર્ભુજ નામે બે પુત્રો થયેલા જેમાંના શેઠ વિશ્રામના કુળ દિપક પુત્ર પુરૂષોત્તમભાઇના પિતા ઠાકરસી મુળજીની પેઢીના એક આગેવાન કાર્યવાહક હતા, અને મુંબઇની સુપ્રસિદ્ધ મુળજી જેઠા મારકીટની સ્થાપનામાં તેમનો પણ હાથ હતો. તેઓએ વેપારમાં ઇશ્વરકૃપાથી સારો પૈસો મેળવ્યો હતો અને એ પૈસાનો સદ્ઉપયોગ પણ કર્યો હતો. પોતાના વતન દ્વારકામાં પોતાના નામનું એક સદાવૃત તેમણે સ્થાપેલ છે, તથા હોસ્પીટલ માટે એક મકાન પણ બંધાવી આપેલ છે. તે ઉપરાંત ગુરગઢના રણમાં સખત વરસાદવાળા વરસે ચોમાસામાં પાણીની રેલ આવતી હોવાથી દ્વારકાની યાત્રાએ આવનાર યાત્રાળુઓને ચોમાસામાં બહુ હરકત પડતી તે દુર કરવા માટે સંવત ૧૯૩૨ માં તેમણે સડક બધાવી આપેલ છે, વિશેષમાં પોતાના ભાઇ ચતુર્ભુજના સ્મરણાર્થે દ્વારકામાં "શ્રી ચતુર્ભુજ સ્વરૂપ" નું એક ભવ્ય મંદિર બંધાવેલ છે. તેઓ સંવત ૧૯૩૮ માં પોતાની પાછળ બે પુત્રીઓ તથા એકજ પુત્ર પુરૂષોત્તમભાઇને મુકીને ચોપન વરસની વયે સ્વર્ગવાસી થયા હતા.

શેઠ પુરૂષોત્તમભાઇએ જરૂર જોગો ગુજરાતી તથા અંગ્રેજી અભ્યાસ કરેલો અને તે પછી પોતાના વડિલોના, ચાલતા ધંધામાં તેઓ જોડાઇ ગયેલા, પરંતુ મુળથીજ એમનું લક્ષ સાહિત્ય સેવા તથા પ્રાચીન વસ્તુઓની શોધખોળ તરફ વિશેષ હતું. અને ધીમે ધીમે તેમનો એ શોખ એટલે બધે દરજ્જે વધી ગયો કે જુની ચીજોના સંગ્રહ પાછળ તેમણે લાખો રૂપિયાનો ખર્ચ કરી અનેક ઉપયોગી તથા દુર્લભ ચીજોનો સંગ્રહ પોતાને ત્યાં એકત્ર કર્યો હતો. આ સંગ્રહ ખરેખર જોવા લાયક હતો અને શોધક બુદ્ધિના વિદ્વાનો તથા વિદ્યાવિલાસી ગૃહસ્થોને એ ઉપરથી ઘણી પ્રમાણભૂત બાબતો મળી શકી છે. સાંભળ્યું છે કે શેઠ પુરૂષોતમભાઇના ઉકત સંગ્રહમાં મહારાષ્ટ્ર નર-

કેસરી શિવાજીએ અફઝુલખાનનો વધ કરવા માટે વાપરેલો ઇતિહાસ પ્રસિદ્ધ "વાઘનખ" પણ હતો.

શેઠ પુરૂશોત્તમભાઇને ચિત્રકળાનો પણ મૂળથીજ ઘણો શોખ હોવાથી એ કળાની ઉન્નતિને માટે પણ તેમણે પ્રસંસાપાત્ર પ્રયાસ કરેલો, અને મુંબઇ ઇલાકામાં સારી રીતે પ્રસિદ્ધિ પામેલું "લક્ષ્મી આર્ટ" છાપખાનું સ્થાપી તે દ્વારા સુવર્ણમાળા તથા એવીજ બીજી પ્રવૃત્તિઓ ચલાવેલી.

ચિત્રકળા તથા પ્રાચીન વસ્તુઓની શોધખોળના શોખીન હોવા ઉપરાંત પુરૂષોત્તમભાઇ એક વિદ્વાન લેખક પણ છે, અને આસરે દસેક પુસ્તકો એમની કલમથી આજ સુધીમાં લખાયલાં છે. હાલમાં પણ એમની લેખન પ્રવૃર્તિ ચાલુજ છે અને હિંદુસ્થાન તથા સમાલોચકમાં તેમની ચાલુ વાર્તાઓ જોવામાં આવે છે, શ્રીમંત વર્ગમાં આવા નરો ઉત્પન્ન થતા હોય તો દેશની ઉન્નતિ થવી એ કાંઇ મોટી વાત નથી, ગુજરાતી ભાષા ઉપરાંત મરાઠી તથા અંગ્રેજી ભાષામાં પણ તેઓ કુશળ છે અને એ ભાષાઓમાં પણ એમણે પુસ્તકો લખ્યાં છે, મહારાષ્ટ્રના ઇતિહાસના તો તેઓ એક બાહોશ અભ્યાસી લેખાય છે. ગુજરાતી સાહિત્ય પરિષદોમાં પણ એમણે આગળ પડતો ભાગ લીધો છે, અને મુંબઇ મુકામે મળેલી બીજી સાહિત્યપરિષદની સ્વાગત કમિટિના પ્રમુખ તરીકેનું માન પણ તેમણે મેળવેલું છે.

તેઓ ઉદાર તથા પરમાર્થી પણ છે, અને સખાવતનાં ન્હાનામોટાં, ઘણાં કાર્યોમાં એમણે પોતાના દ્રવ્યનો સદ્ઉપયોગ કરેલો છે, મહાબળેશ્વર ખાતે હિંદુઓ માટે એમણે બંધાવેલું સેનેટોરીયમ—આરોગ્ય ભૂવન જોવા જેવું છે. ગુજરાતના ઘણા લેખકોને પણ એમણે આજસુધીમાં સારી મદદ કરેલી છે.

શ્રીમાન પુરૂષોત્તમ ભાઇની વિદ્વત્તાથી તેઓ રોયલ એશિયાટિક સોસાયટીની મુંબઇ શાખાના એક સભાસદ (એમ. આર. એ. એસ.) પણ ચુંટાયેલા છે, જેવું માન આંગળીને ટેરવે ચડાવવા જેટલા ગ્રહસ્થોજ ભોગવે છે, વળી નામદાર સરકાર તરફથી જે. પી. નો ઇલકાબ પણ તેમને મળેલો છે.

શેઠ પુરૂષોતમભાઇ સ્વભાવે શાન્ત, ઉદાર અને વિદ્યાવિલાસી ગૃહસ્થ છે, એમની આજસુધીની કારકીર્દિ ઝળકતી છે, અને ભવિષ્યની કારકીર્દિ એથી પણ વિશેષ ઝળકતી નિવડે એવી અમારી શુભેચ્છા છે.

# શેઠ રતનશી મુળજી જે. પી.

ભાટિયા કોમના વયોવૃદ્ધ અને એક મહાન અગ્રેસર ગૃહસ્થ શેઠ રતનસી મુળજીનો જન્મ સંવત ૧૯૦૪ ના અષાડ સુદ ૮ ના રોજ કચ્છ માંડવીમાં થયો હતો.

એમના વડિલો મૂળ કચ્છના વતની, ત્યાંથી રતનસી શેઠના પિતા મુળજીભાઇ ધંધાર્થે મુંબઈ આવી વસેલા હતા, તેઓ રતનસી શેઠના જન્મ અગાઉ ઘણાં વરસો થયાં મુંબઇમાં આવેલા અને વહાણુના નૂરની દલાલીનો ધંધો કરતા હતા, તેમની પૈસા સબંધી સ્થિતિ ગરીબ હતી.

શેઠ રતનસીનાં માતુશ્રી એમના જન્મ પછી બે વરસે ગુજરી જવાથી રતનસી શેઠને એમના બાપની માએ ઉછેરીને મોટા કર્યા હતા. તેમની બાલ્યાવસ્થા કચ્છમાં ગુજરેલી અને આઠ દસ વરસની ઉમરે તેઓ મુંબઇ આવેલા. મુંબઇ આવ્યા પછી તેમણે ગુજરાતી તથા અંગ્રેજી બે ચોપડીનો અભ્યાસ કરેલો.

એટલો અભ્યાસ કર્યા પછી પંદર વરસ જેટલી ન્હાની વયે તેઓ ધંધામાં જોડાઇ ગયેલા અને પ્રથમ એક વેપારીને ત્યાં ભાતખાઉ—પેટવડીયા નોકરી એમને મળેલી, એ નોકરી એમણે એક વરસ કરી અને તે પછી નૂરની દલાલીના ધંધા તરફ તેમણે ધ્યાન પહોંચાડયું, આ ધંધામાં ધીમે ધીમે તેઓ ફાવતા ગયા અને ઇશ્વર કૃપાથી સારો પૈસો તથા આબરૂ મેળવતા ગયા, ઘણા યૂરોપીયન ગૃહસ્થોની સાથે ભાગીદારીમાં જોડાઇ એમણે આ ધંધામાં સારી નામના મેળવેલી છે. મી. ટેનેટ, મી. જોન ડબલ્યુ સ્કોટ, મી. ડેન્સો અને મી. અર્નસ્ટ, એ એમના આજ સુધીમાં થયેલા ભાગીદારોનાં નામ છે, અને કંપની હાલમાં રતનસી અર્નસ્ટના નામથી કામ કરે છે.

એક વેપારી તથા નૂરના દલાલ તરીકે રતનસી શેઠે આજ સુધીમાં સારી આબરૂ મેળવેલી છે, અને એક ભાતખાઉ નોકરની સ્થિતિમાંથી જાત મહેનત તથા બુદ્ધિબળવડે આગળ વધી તેઓ એક લખ્ખોપતિ ગૃહસ્થ થયેલા છે, એ ઉપરથી એમની વ્યાપારી બુદ્ધિ તથા કાર્યકુશળતાનો ખ્યાલ વાંચનારને આવી શકશે.

પોતાના ધંધામાં ધ્યાન આપી તેને ખિલવવાની સાથે તેમાંથી પૈસો પ્રાપ્ત કરવા ઉપરાંત શહેરની જાહેર હિલચાલોમાં, સંસ્થાઓના કામકાજમાં તથા પોતાની ભાટિયા કોમની હિલચાલોમાં રતનસી શેઠે આગળ પડતો ભાગ લીધેલો છે, અને એક બાહોશ વેપારીની સાથે એક ઉપયોગી શહેરી તથા જ્ઞાતિના એક પ્રીતિપાત્ર અને આગેવાન ગૃહસ્થ તરીકે તેઓ પુરવાર થયા છે, તેમણે પોતાની જ્ઞાતિની તથા પોતાના શહેરી બંધુઓની ઘણી ઉપયોગી સેવા આજ સુધીમાં બજાવેલી છે, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

શ્રીમાન રતનશી શેઠને સંતતિમાં ધરમશી નામે એક પુત્ર થયલો, પરંતુ ઇશ્વરની અકૃપાના યોગે જુવાન વયમાંજ તેનો સ્વર્ગવાસ થયેલો, પોતાના એકના એક પુત્રના અવસાનથી રતનસી શેઠ તથા તેમનાં પત્નીને ઘણુંજ માઠું લાગેલું. પરંતુ ઇશ્વરની ઇચ્છા આગળ આપણો કંઇ ઇલાજ નથી એવું સમજી એ બુધ્ધિશાળી દંપતિએ ઇશ્વર ભજનમાં પોતાનું મન પરોવી દીધેલું અને પોતાના પુત્રની પાછળ વ્યર્થ વિલાપ નહિ કરતાં, તેનું નામ દુનિયામાં અમર રહે, અને તેના આત્માને સ્વર્ગમાં શાન્તિ મળે એવા શુભ હેતુથી પ્રેરાઇ તેના સ્મરણાર્થે તથા પોતાના પણ દેહના કલ્યાણ અર્થે સખાવતનાં કેટલાંક લોકોપયોગી કાર્યો કરી જન સમાજની સેવા બજાવી છે, અને ઇશ્વરે આપેલ પૈસાનો સદ્ઉપયોગ કરેલો છે.

એમની હરોળના કેટલાક ગૃહસ્થોએ જ્યારે પૈસા કમાઇને બેંકમાં મુકેલા છે, બંગલા બંધાવેલા છે, અને મોટરો દોડાવી છે, ત્યારે રતનસી શેઠે પોતાના પૈસા નો ઉપયોગ બીજાઓને માટે કરી અનેક દીન દુઃખીના આશિર્વાદ મેળવ્યા છે, અને પોતે સાદી સ્થિતિમાં ભાડાના મકાનમાં પોતાનો વખત ગુજારેલો છે. રતનસી શેઠના શુભહસ્તે સખાવતનાં ઘણાં નોંધવા જેવા અને લોકોપયોગી કાર્યો થયેલાં છે, અને એ ખાતે લાખો રૂપિયા વપરાયેલા છે, એમના હસ્તે થયેલાં કાર્યોની નોંધ નીચે પ્રમાણે છે.

૧) મુંબઇમાં લૅડી નોર્થકોટ હીંદુ ઓર્ફનેજ. ૨) મીંટ રોડ પર પોતાના પુત્રના સ્મર્ણાર્થે બંધાવેલો પુવારો નળ તથા અવેડો .૩) બજારગેટમાં "રતનસી મુળજી ધર્માદા દવાખાનું ૪) તેમજ કોટમાંજ મંગેસ સીનોઇ સ્ટ્રીટમાં પોતાના જ્ઞાતિબંધુઓ માટે સસ્તા ભાડાનો માળો. ૫) ભાટિયા નિરાશ્રિત ફંડ ૬) કોટમાં આરોગ્ય ભુવન–સેનેટોરીયમ ૭) દ્વારકાના રસ્તામાં ધર્મશાળા તથા સદાવૃત ૮) બેટ શંખોદ્ધારમાં ધર્મશાળા ૯)પોતાના વતન કચ્છ માંડવીમાં ધર્મશાળા ૧૦) કન્યાશાળા તથા ૧૧) મહાદેવજીનું મંદિર અને ૧૨) રાજકોટમાં ધર્મશાળા તથા સેનેટોરીયમ.

આ શિવાય બીજાં ન્હાનાં ન્હાનાં સખાવતનાં ઘણાં કાર્યો થયેલાં છે, અને અનેક ફાળા તથા ખરડાઓમાં એમણે પ્રસંગે પ્રસંગે પોતાથી બનતી સહાયતા આપી પોતાના દ્રવ્યનો સદ્ઉપયોગ કરેલો છે, જેને માટે એ સખી નરને ધન્યવાદ ઘટે છે.

શ્રીમાન રતનશી શેઠની ઉમર હાલ ૭૧ વરસની વૃધ્ધ છે, અને એ ઉમરના પ્રમાણમાં તેમનું શરીર પણ તદ્દન નબળું છે, છતાં એમનો કચ્છી જુસ્સો જેવો ને તેવો સતેજ છે, અને એમનો પ્રભાવ સામા માણસને બતાવી શકે છે, તેમનો સ્વભાવ પ્રથમ દ્રષ્ટિએ જોનારને ઉગ્ર જણાય તેવો પણ પરિચય વધતાં માનવૃત્તિ ઉત્પન્ન કરે તેવો છે, નામદાર બ્રિટિશ સરકારે પણ એ લાયક નરની લાયકાતની કદર કરેલી છે. અને જે. પી તથા કૈસરે હિંદ જેવા માનવંતા ઇલકાબ એમને આપેલા છે.

---

Sheth Ratanshi Mulji, J. P.



શેઠ રતનસી મુળજી, જે. પી.

ભાટિયા કોમના એક અગ્રેસર અને વયોવૃદ્ધ ગૃહસ્થ.

R. B. Keshavji Nathoobhai Sailor, J. P., M. B. E.



**રા. બા. શેઠ કેશવજી નથુભાઇ સેલર, જે. પી., એમ. બી ઈ.**

લોહાણાજ્ઞાતિના એક અગ્રેસર અને મુંબઇનાં પોલીસ ખાતાંના મદદગાર.

# રા. બા. શેઠ કેશવજી નથુભાઈ સેલર.

જે. પી., એમ. બી. ઈ. ઈત્યાદિ.

રા. બા. શેઠ કેશવજીભાઇ ન્યાતે કચ્છી લુહાણા છે, એમનો જન્મ સંવત ૧૯૦૨ માં કચ્છ પ્રદેશના મુંદરા બંદરમાં થયો હતો, એમના જન્મ સમયે એમના વડિલોની સ્થિતિ બહુજ ગરીબ હતી. એમની પાંચેક વરસની ઉમર થઇ ત્યારે એમના પિતા એમને પોતાની સાથે લઇ ગુજરાનના સાધન માટે મુંબઇ આવ્યા હતા.

કેશવજીભાઇની આઠ વરસની ઉમર થઇ ત્યારે એમના પિતા, અને અઢાર વરસની ઉમર થઇ ત્યારે એમનાં માતુશ્રી ગુજરી ગયાં હતાં, આથી ન્હાની વયમાંજ તેઓ નિરાધાર થઇ પડયા હતા.

કહેનાર પૂછનાર કોઇ નહિ હોવાથી કેશવજીભાઇની બાલ્યાવસ્થા તોફાન, મસ્તી અને રખડપટ્ટીમાં વીતિ ગઇ હતી અને જોઇએ તેવો અભ્યાસ તેમનાથી થઇ શકયો નહોતો, સ્વછંદીપણે ગમે તેવી રીતે તેઓ પોતાનો વખત ગુજારતા, પરંતુ પછી પેટની ચિંતાએ ધંધા તરફ એમનું ચિત્ત દોરાયું અને મુકાદમને ત્યાં જવું તેમણે શરૂ કર્યું, શરૂઆતમાં પેટવડીયા નોકરી મળી, અને પછી ટુંકો પગાર બાંધી આપવામાં આવ્યો પણ કામનો અનુભવ થવાથી પછી ભાગીદારીમાં મુકાદમનું કામકાજ કરવા માંડયા જેમાં ધીમે ધીમે સારી કમાણી થતી ગઇ અને પ્રભુ કૃપાથી દ્રવ્યની પ્રાપ્તિ થઇ.

રા. બા. કેશવજીભાઇએ આજ સુધીમાં ધંધામાંથી લાખો રૂપિયા મેળવ્યા છે, પણ એ ઉદાર તથા દયાળુ દિલના ગૃહસ્થે પૈસાનો વિશેષ સંગ્રહ નહિ કરતાં જેમ જેમ પ્રાપ્તિ થતી ગઇ તેમ તેમ પરોપકારનાં કાર્યોમાં તેનો ઉપયોગ કર્યો છે, અને આજ સુધીમાં ઘણાં લોકોપયોગી કાર્યો એમણે કરેલાં છે, જેમાંનાં મુખ્ય મુખ્યની નોંધ નીચે પ્રમાણે છે. ૧) કચ્છ મુંદ્રામાં રૂપિયા દસેક હજારના ખરચે મહાજનવાડી, વાવ, કુવો તથા અવેડો તેમજ શ્મશાનભૂમિમાં સોળથંભી તેમણે બંધાવેલ છે, ૨) ત્યાંની પાંજરાપોળમાં રૂપિયા પાંચ હજાર તેમણે આપેલા છે, જેનાં વ્યાજની રકમમાંથી ઢોરોને પાણી પીવા માટે અવેડો ભરાય છે, અને દસ માણસોને સદાવ્રત અપાય છે, તે શિવાય ત્યાં આગળ એક કબૂતરખાનું પણ તેમણે બંધાવેલ છે. ૩) મુંબઇમાં કાંદાવાડીમાં આચાર્યજીની વાડીમાં તેમણે પોતાનાં પત્ની કેસરબાઈના નામે એક ધર્મશાળા બંધાવેલ છે, અને સાધુઓને સદાવ્રત આપવાનો બંદોબસ્ત કરેલો છે. ૪) રૂપિયા પાંચ હજારના ખરચે મુંબઇમાં ગોદી તરફ એક ફૂવારો તેમણે બંધાવેલ છે. ૫) લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજને કાંદાવાડીમાંનું પોતાનું એક મકાન તેમણે અર્પણ કર્યું છે, તેમજ સદરહુ ઓર્ફનેજના અંગે એક છાપખાનું ચાલુ કરવા માટે શરૂઆતમાં તેમણે રૂપીયા બે હજાર આપેલા સદરહુ છાપખાનું આજે સારા પાયાપર આવી ગયું છે, અને કે. એન. સેલર પ્રેસના નામથી તે પ્રખ્યાત છે. ૬) પ્રયાગ તથા બદરીનારાયણમાં એક એક ઓરડી બંધાવી તેમણે પોતાના ગોરને અર્પણ કરેલ છે. ૭) મુંબઇના મોટાં મંદિરના તળાવનો

જીર્ણોદ્ધાર તેમણે લગભગ રૂપિયા દોઢ હજારના ખરચે કરાવી આપેલ છે. ૮) મુંદરાની રણસીભાઇ દેવરાજ ઇંગ્લીશ સ્કૂલને પણ તેમણે સારી મદદ કરેલ છે, એ સ્કૂલના તેઓ એક સ્થાપક તથા કાયમના પ્રમુખ છે. ૯) સને ૧૯૧૦ માં મુંબઇમાં એમની કોમની પહેલી કોનફરન્સ મળી તે વખતે તેના ફંડમાં રૂપિયા ૫૦૦) તથા હાલમાં કચ્છમાંડવીમાં પાંચમી કોનફરન્સ મળી તેના જુદાં જુદાં ફંડોમાં લગભગ રૂપિયા ૫૦૦૦)ની મદદ તેમણે આપેલ છે. ૧૦) મુંબઇમાં મજગામ તરફ કચ્છી લોહાણાઓ માટે સસ્તાં ભાડાંની ચાલ તૈયાર થાય છે તેમાં પણ તેમણે પાંચ હજાર રૂપિયા આપેલા છે. ૧૧) દ્વારકામાં અઓટી બ્રાહ્મણની બ્રહ્મપુરીનો જીર્ણોદ્ધાર તેમણે પોતાનાં પુત્રી મીઠાંબાઇના પુન્યાર્થે કરાવી આપેલ છે. આ શિવાય સખાવતનાં ન્હાનાં ન્હાનાં બીજાં પણ ઘણાં કાર્યો એમના હસ્તે થયલાં છે.

રા. બા. કેશવજીભાઇ લોહાણા કોમમાં, સરકારમાં અને મુંબઇના શ્રીમંતોમાં સારી લાગવગ ધરાવે છે, તેઓ અંજારીયા મહાજનના તથા મુંબઇની કચ્છી લોહાણા જ્ઞાતિનાં સાત તડાંના એક અગ્રેસર છે અને શેઠ આસર વીરજી મીલના એક ડીરેક્ટર છે. સામાજીક સંસ્થાઓમાં લૅડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજની સેવા તેમણે વખાણવા જોગ કરેલ છે, અને હજુ પણ તેઓ તેના એક ઑ. સેક્રેટરી તરીકે કામ કરે છે. સરકારના, ખાસ કરીને મુંબઇનાં પોલીસ ખાતાંના તો તેઓ એક અચ્છા મદદગાર છે, અને એ ખાતાંની સારી સેવા તેમણે કરેલી છે, જે બદલ ઘણા અંગ્રેજ અમલદારોએ તથા સરકારે એમને સર્ટિફીકેટ આપેલાં છે.

સંવત ૧૯૫૩ ના અરસામાં મુંબઇમાં પહેલ વહેલી સખત મરકી ફાટી નિકળી ત્યારે તેમણે કરેલી લોકસેવાના બદલામાં રા. સા. નો ઇલ્કાબ તથા છ માસ પછી રા. બા. નો ઇલ્કાબ નામદાર સરકાર તરફથી તેમને આપવામાં આવેલો. તે પછી સંવત ૧૯૫૬ના દુકાળ વખતે મુંબઇમાં એકઠાં થયેલાં દુકાળીયાઓને પોતાને વતન પોંચાડવાના કામમાં તેમણે સરકાર તથા પોલીસખાતાંને મદદ કરવાથી પોલીસખાતાં તરફથી તેમને એક સોનાનું ઘડીયાળ અને સરકાર તરફથી તેમને જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવેલો, એટલુંજ નહિ પણ છેલ્લી મહાન લડાઇ દરમ્યાનની સખ્ત મોંઘવારીમાં ગરીબો માટે સસ્તા અનાજની દુકાનો ખોલાવવામાં કરેલ મદદના બદલામાં એમ. બી. ઇ. નો ઇલ્કાબ નામદાર સરકારે તેમને આપેલ છે.

રા. બા. કેશવજીભાઇની ઉમર હાલ લગભગ પોણોસો વરસની હોવા છતાં એમનું શરીર પહાડી આદમી જેવું કદાવર, હૃષ્ટપુષ્ટ અને મજબૂત, તથા ચ્હેરો જોતાંજ સામા માણસના મનપર છાપ પાડે તેવો, વાઘ જેવો પ્રતાપી છે. અક્ષરજ્ઞાન બહુ નહિ હોવા છતાં આ વીસમીસદીમાં પણ ભલભલા ગૃહસ્થો તેમજ યુરોપીયન અમલદારો પણ એમના પ્રત્યે માનની નજરથી જુએ છે. તેઓ સ્વભાવે દેખાવમાં તામસી, પણ પરિચય પડયે ભોળા, સાદા અને સરળ છે. દેવધર્મ પર સારી આસ્થા રાખે છે અને મોટાં મંદિરની મુલાકાત હંમેશાં લીએ છે. જ્ઞાતિ પ્રત્યે પણ તેમને સારી લાગણી છે, અને પોતે જે સુખ તથા આબરૂ ભોગવે છે તે બધો જ્ઞાતિસેવાનોજ પ્રતાપ છે એમ તેઓ માને છે. 'જ્ઞાતિની સેવા કરનાર કદી દુઃખી નહિ થાય' એમ તેઓ ભાર મુકીને જણાવે છે.

# શેઠ મનમોહનદાસ રામજી વોરા. જે. પી.

શેઠ મનમોહનદાસ રામજી મુંબઇની કપોળ કોમના એક અગ્રેસર છે, તેમજ એક આગેવાન મીલ માલેક અને પ્રતિષ્ઠિત શહેરી છે. તેમનો જન્મ સને ૧૮૫૮ માં મુંબઇ-માંજ થયેલો હતો.

જરૂર જોગો ગુજરાતી અભ્યાસ કર્યા પછી તેઓ "બોમ્બે હાઇસ્કૂલ"માં અંગ્રેજી અભ્યાસ માટે દાખલ થયા હતા. આ હાઇસ્કૂલ એ વખતે ઉત્તમ અંગ્રેજી શાળા ગણાતી હતી અને શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોના છોકરાઓ ત્યાં કેળવણી લેતા હતા. ન્હાની ઉમરે ધંધામાં જોડાઇ જવાની જરૂર જણાવાથી મનમોહનદાસ શેઠ વિશેષ અભ્યાસ કરી શક્યા નહોતા, પણ પાછળથી ખાનગી અભ્યાસ કરી તેમણે અંગ્રેજી ભાષામાં પ્રવિણતા મેળવી લીધી હતી.

ધંધામાં જોડાયા પછી ટુંક વખતમાંજ તેમની વેપારી તરીકેની કુશળતા જણાઇ આવી હતી. અને વખત જતાં તેઓ વધારે ને વધારે ખીલી નિકળ્યા હતા. એમની બાહોશીથી અને મીલ એજન્ટ તરીકેની એમની કુશળતાથી સને ૧૮૯૫ માં અત્રેની મીલ ઓનર્સ એસોસીએશનની મેનેજીંગ કમિટિના એક સભાસદ તરીકે તેમને ચુંટી કાઢવામાં આવ્યા હતા, તે વખતથી આજ સુધી લગભગ અવિચ્છિન્નપણે સદરહુ સંસ્થા સાથે તેઓ સબંધ ધરાવે છે, અને એ સંસ્થાના એક બાહોશ અગ્રેસરમાં તેમની ગણના થાય છે, વળી તે પછીના વરસમાં કાપડના વેપારીઓની મંડળીના પ્રમુખ તરીકે તેમને ચુંટી કાઢવામાં આવ્યા હતા, અને એ સંસ્થાની સાથે પણ હજુ સુધી તેમનો સારો સંબંધ છે.

ઉપર પ્રમાણે મુંબઈનાં બે આગેવાન મંડળો સાથે સારો સબંધ ધરાવવા ઉપરાંત મુંબઈની દેશી વેપારી ચેમ્બરના એક મહાન અગ્રેસર તરીકેની મનમોહનદાસ શેઠની કારકીર્દિ પણ તેટલીજ પ્રખ્યાત છે, અને એ ત્રણે સંસ્થાઓના અગ્રેસર તથા હિતચિંતક તરીકે તેમણે આજ સુધીમાં કામ કરી સારી નામના મેળવી છે.

કોમના એક અગ્રેસર તરીકેની મનમોહનદાસ શેઠની કારકીર્દિ પણ નોંધ લેવા જેવી છે, સને ૧૮૯૬ માં તેઓ કપોળ કોમના ઓનરરી સેક્રેટરી નિમાયા હતા અને એજ વરસે શેઠ વરજીવદાસ માધવદાસનો સ્વર્ગવાસ થતાં તેમના કારજ પ્રસંગે આખી ન્યાત એકત્ર થાય તો સારૂં એવી એમના વડિલ પુત્ર શેઠ ત્રિભૂવનદાસની ઇચ્છા થતાં કોમમાં પડેલાં તડને એકત્ર કરવામાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો, આ પછી કેટલાંક વરસે તેમની કોમમાં ગામઠી અને વિલાયતી એવાં બે તડ પડેલાં તે વખતે ગામઠી પક્ષ-

વાળાઓએ તેમને પોતાના શેઠ નિમ્યા હતા. આ બન્ને પક્ષ પણ સંવત ૧૯૬૮ માં શેઠ દ્વારકાદાસ ત્રિભૂવનદાસ (જાદવજી કમળસીવાળા)નાં માતુશ્રીના કારજ પ્રસંગે જોડાઇ જાય એવી દ્વારકાદાસ શેઠની ઇચ્છા થવાથી તેમણે મનમોહનદાસ શેઠને મળીને આ બન્ને તડને એકત્ર કરવા પ્રયત્ન કરેલો અને એ બન્ને ગૃહસ્થો તથા બીજા આગેવાનોની સારી સમજાવટથી એ વખતે પણ તડો જોડાઇ ન્યાત એકત્ર થઇ ગઇ હતી, મુંબઇની પહેલી મરકી વખતે કપોળ કોમને માટે ખાસ હોસ્પીટલ સ્થાપવામાં પણ મનમોહનદાસ શેઠે ભારે મહેનત લઇ ન્યાતની ઉપયોગી સેવા બજાવી હતી. આ બધી હકીકતપરથી મનમોહનદાસ શેઠની કોમના અગ્રેસર તરીકેની કારકીર્દિ વાંચનારના સમજવામાં આવશે.

એક બાહોશ વેપારી તથા કોમના એક અગ્રેસરની માફક એક પ્રતિષ્ઠિત શહેરી તરીકેની મનમોહનદાસ શેઠની પ્રખ્યાતિ પણ તેટલીજ છે, મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના ભુલેશ્વરના એક પ્રતિનિધિ તરીકે તથા સ્ટેન્ડીંગ કમિટિના એક સભાસદ તરીકેની તેમની કારકીર્દિ પ્રસિદ્ધ છે; એટલુંજ નહિ પણ મુંબઇના નામદાર ગવર્નરની લેજીસ્લેટિવ કાઉન્સીલના લોકપક્ષના એક નિડર સભાસદ તરીકેની તેમની ખ્યાતિ પણ તેટલીજ પ્રસિદ્ધ છે.

ટુંકમાં મનમોહનદાસ શેઠની એક વેપારી તરીકેની, કોમના એક અગ્રેસર તરીકેની અને એક પ્રતિષ્ઠિત શહેરી તરીકેની આજ સુધીની કારકીર્દિ નોંધ લેવા લાયક છે.

બીજી બાબતોની માફક સંતતિની બાબતમાં પણ મનમોહનદાસ શેઠ ભાગ્યશાળી છે અને કામકાજનો બોજો ઉપાડી લીએ એવા ત્રણ પુત્રો તથા ઉમર લાયક ત્રણ પુત્રીઓના તેઓ પિતા છે, એમના પુત્રોનાં નામ અનુક્રમે નારણદાસ, કરસનદાસ તથા ભગવાનદાસ છે અને એ ત્રણે ભાઇઓએ કામકાજનો બોજો ઉપાડી લઇ વૃદ્ધાવસ્થામાં મનમોહનદાસ શેઠની ચિંતા ઓછી કરેલી છે.

Sheth Manmohandass Ramji, J. P.



**શેઠ મનમોહનદાસ રામજી, જે. પી.**

કપોળ કોમના તથા દેશી વેપારી ચેમ્બર ઇત્યાદિના એક અગ્રેસર.

Sheth Purusottamdass Thakordass, J. P.



શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ, જે. પી.
મુંબઈના ચાલુ વર્ષના શેરીફ.

Sheth Hormusji Manekji Bhimdiwala, J. P.



શેઠ હોરમસજી માણેકજી ભીમડાવાળા, જે. પી.

આપબળે આગળ વધેલા એક પારસી ગૃહસ્થ

Sheth Tribhuvandass Varjivandass, J. P.



શેઠ ત્રિભુવનદાસ વરજીવનદાસ. જે. પી.

કપોળ કોમના એક મહાન અગ્રેસર.

# શેઠ ત્રિભુવનદાસ વરજીવનદાસ જે. પી.

મુંબઇની કપોળ કોમના એક મહાન અગ્રેસર તેમજ વયોવૃદ્ધ ગૃહસ્થ, અને પોતાના વડિલની માફક મુંબઇની હિંદુ વસ્તીના હિતની હિલચાલમાં આગળ પડતો ભાગ લેનાર શેઠ ત્રિભૂવનદાસનો જન્મ સને ૧૮૪૮ ના માર્ચની ૨૨ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના વડિલોના ઇતિહાસ તથા આબરૂની પ્રખ્યાતિ એટલાં બધાં છે કે એ સબંધે આ જગ્યાએ કંઇ વિવેચન કરવાની બિલકુલ જરૂર નથી, પરંતુ એ સબંધે વિશેષ વિગત જાણવાની ઇચ્છા હોય તેમણે આ પુસ્તકના બીજા વિભાગમાં શેઠ ત્રિભૂવનદાસના પિતા સ્વ. શેઠ વરજીવનદાસ માધવદાસનું વૃત્તાંત છપાયેલ છે તે વાંચવું.

શેઠ ત્રિભૂવનદાસે આઠ વરસની વયે ગુજરાતી અભ્યાસની શરૂઆત કરી હતી અને ગુજરાતી અભ્યાસ કરી લીધા પછી અંગ્રેજી અભ્યાસને માટે તેઓ એલ્ફીસ્ટન સ્કૂલમાં જોડાયા હતા.

સને ૧૮૬૯ માં એટલે કે લગભગ એકવીસ વરસની વયે અભ્યાસમાંથી પરવારી તેઓ મેસર્સ ડબલ્યુ એન્ડ એ ગ્રાહામની પેઢીમાં ધંધાર્થે જોડાયા હતા. જ્યાં કાપડના વેચાણ ખાતામાં નવ વરસ કામ કરી પોતાના અધિકારીઓને સારો સંતોષ આપ્યો હતો. સને ૧૮૮૧ માં તેઓ પોતાના પિતાના નામથી ચાલતી પેઢીમાં જોડાયા હતા અને સને ૧૮૯૩ માં એમની કુશળતાથી પેઢીનું નામ બદલાવી "વરજીવનદાસ માધવદાસ એન્ડ સન્સ" રાખવામાં આવ્યું હતું. સને ૧૮૯૮ માં એટલે કે પોતાના પિતાના અવસાન પછી બે વરસે ત્રિભૂવનદાસ શેઠે "મેસર્સ ત્રિભૂવનદાસ વરજીવનદાસ એન્ડ કંપની" એ નામથી પોતાની જુદી પેઢી સ્થાપી હતી, જે પેઢી હાલ પણ મોજુદ છે. એક ધંધાર્થી તરીકેની શેઠ ત્રિભૂવનદાસની કારકીર્દિ નોંધ લેવા લાયક છે, લગભગ પોણોસો વરસ જેટલી ઉમર થવા છતાં, તેમજ કામકાજનો બોજો ઉપાડી લે તેવા ત્રણ પુત્રો હોવા છતાં હજુ સુધી ધંધામાંથી તેઓ તદ્દન નિવૃત્ત થયા નથી.

શેઠ ત્રિભૂવનદાસની વેપારી કારકીર્દિનું વર્ણન ઉપર અપાઇ ગયું. હવે એમની જાહેર કારકીર્દિના મુખ્ય ચાર વિભાગ પાડી શકાય તેમ છે. ૧) કોમના અગ્રેસર તરીકે, ૨) અન્ય કોમોની સંસ્થાઓના વહિવટ કરનાર તરીકે, ૩) એક સખાવતી ગૃહસ્થ તરીકે અને ૪) પ્રતિષ્ઠિત તથા શ્રદ્ધાળુ શહેરી તરીકે.

કોમના અગ્રેસર તરીકે મૂળથીજ તેમની ગણત્રી છે, અને સને ૧૮૮૩ થી સને ૧૯૦૫ સુધી એટલે કે લગભગ બાવીસ વરસ સુધી તો ન્યાતના શેઠનું માનવંત પદ તેમણે ભોગવેલ છે. કોમના હિતાર્થે આજ સુધીમાં એમણે ઘણાં કામ કરેલાં છે, જેમાં

એમના પિતાના અવસાન વખતે કોમમાં પડેલાં તડ એકત્ર કરવાનો ઠરેલો પ્રયત્ન મુખ્ય છે, પરંતુ એના કરતાં કોમનું ખરૂં હિત તો તેમણે કપોળ નિરાશ્રિત ફંડ તથા શેઠ વરજીવનદાસ માધવદાસ કપોળ બોર્ડીંગ નામની જ્ઞાતિ માટેની બે અતિ ઉપયોગી સંસ્થાઓ સ્થાપીને કરેલ છે. કપોળ નિરાશ્રિત ફંડ રૂપિયા દસ હજાર રોકીને સને ૧૮૮૫ માં સ્થાપવામાં આવ્યું હતું, જે વધીને હાલ લગભગ એકત્રીસ હજારનું થયું છે, અને એ રકમના વ્યાજમાંથી એમના ઘણા જ્ઞાતિબંધુઓને મદદ મળે છે કપોળ બોર્ડીંગ સને ૧૮૯૭ માં રૂપિયા પચીસ હજારના ખર્ચે તેમના ન્હાનાભાઇ સર જગમોહનદાસની સાથે મળીને પોતાના પિતાજીની યાદી અર્થે સ્થાપ્યું હતું, જેની કિમ્મત વધીને આજે લગભગ એંસી હજારની થયેલી છે, આ શિવાય જ્ઞાતિની બીજી પણ ઘણી હિલચાલોમાં ત્રિભૂવનદાસ શેઠે આજ સુધીમાં ભાગ લીધેલો છે અને હજુ લે છે.

અન્ય કોમોની સંસ્થાઓ તથા ફંડોના વહીવટ કરનાર તરીકેની તેમની કારકીર્દિ પણ નોંધ લેવા જેવી છે, લાડ વણિક જ્ઞાતિના એક ગૃહસ્થ સ્વ. નરોત્તમદાસ બાપુભાઇનાં વીલના એક ટ્રસ્ટી તરીકે તેમણે કામ કરેલું અને એ જ્ઞાતિના ગરીબ માણસોને માટે મરનારની પુંજીમાંથી લાડ નિરાશ્રિત ફંડ સ્થાપેલું. વળી મુંબઇના મોટા મંદિરના હાલના ગાદિપતિ શ્રીમાન ગોકુળનાથજી મહારાજ સગીર ઉમરના હોવાથી મંદિરની બહોળી મિલ્કતનો વહીવટ બાર વરસ સુધી તેમણે કરેલો અને તે કામ ઠરી મહારાજશ્રીને તથા સર્વ વૈશ્નવોને સંતોષ આપેલો. આ શિવાય પહેલા બેરોનેટ સર જમશેદજી જીજીભાઇ તથા લેડી આવાંબાઇ જમશેદજીનાં ટ્રસ્ટોના ટ્રસ્ટી તરીકે પણ ત્રિભૂવનદાસ શેઠે વરસો સુધી કામ કરલું છે, એટલુંજ નહિ પણ મુંબઇના પ્રખ્યાત ગૃહસ્થો સર દીનશા પીટિટ, ડોકટર બ્લેનલી અને ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિકનાં સ્મારક ફંડો તથા ભાવનગરના મર્હુમ મહારાજા તખ્તસિંહજીના સ્મારક ફંડના તથા મહારાણી વિક્ટોરીયા ડાયમન્ડ જ્યુબિલી ફંડના અને સને ૧૮૯૩ ના હિંદુ મુસલમાન હુલ્લડ ફંડના એક અગ્રેસર તરીકે ત્રિભૂવનદાસ શેઠે કામકાજ કરેલું છે. વળી પોતાની જાહેર કારકીર્દિની શરૂઆતમાં એટલે કે સને ૧૮૭૫ માં એમણે સ્વ. ભારતમાર્તંડ પંડિત શ્રી ગટ્ટૂલાલજીના હિતાર્થે એક ફંડ એકત્ર કરેલું જેમાં અઢાર હજાર રૂપિયા ભરાયેલા, તેમાંથી રૂપિયા આઠ હજાર પંડિતજીને સભા ભરી માનપત્ર સાથે આપેલા અને દસ હજાર રૂપિયા એમના હિતાર્થે વાપરવા માટે રાખેલા, જેનો ઉપયોગ એમના અવસાન વખતે એમણે કરેલ સૂચના અનુસાર કરવામાં આવ્યો છે. આ પ્રમાણે અન્ય કોમની સંસ્થાઓ તથા ફંડોના વહીવટ કરનાર તરીકે પણ ત્રિભૂવનદાસ શેઠે સારી પ્રસિદ્ધિ મેળવેલી છે.

એક પરોપકારી ગૃહસ્થ તરીકેની ત્રિભૂવનદાસ શેઠની પ્રખ્યાતિ પણ કંઇ ઓછી નથી ઉપર બતાવ્યા પ્રમાણે અન્ય ફંડોમાંથી પરોપકારનો ઝરો ચાલુ કરવાની સાથે પોતાના કુટુંબ તરફથી તથા ખાનગી ખાતેથી પણ તેમણે સારી સખાવત કરી છે. મુંબઇનો સુપ્રસિદ્ધ માધવબાગ તથા તેમાં કરેલો બહોળો સુધારો વધારો, તેમજ તેની સામેની મુળજીભાઇ માધવદાસ ધર્મશાળા, કપોળ નિરાશ્રિત ફંડ તથા વ. મા. કપોળ બોર્ડીંગ,

શિવ ખાતેનું શેઠ વરજીવનદાસ સેનેટોરીયમ, અને તેનીજ સાથેની શેઠ વરજીવનદાસ માધવદાસ ચેરીટેબલ ડીસ્પેન્સરી વિગેરે ખાતાંઓ શેઠ ત્રિભૂવનદાસના ફળદ્રુપ ભેજાંને આભારી છે, અને તેના વહીવટમાં હાલ પણ તેમનો મુખ્ય હાથ છે, આ શિવાય પોતાના પદરથી તેમણે કેટલીક સ્વતંત્ર સખાવતો પણ કરી છે, જેમાં માથેરાનનું રામમંદિર તથા મારૂતિમંદિર અને હાલમાં પોતાના સ્વર્ગવાસી થયેલા સહુથી ન્હાના પુત્ર ભાઇ ઇશ્વરદાસના સ્મરણાર્થે માધવબાગમાં સ્થાપવામાં આવેલ શ્રી ભગવદ્ધર્મ પાઠશાળા મુખ્ય છે.

ધર્મ તથા ધાર્મિક હિલચાલો પ્રત્યે લાગણી રાખનાર અને શહેરીઓના હિતની હિલચાલમાં ભાગ લેનાર તરીકેની પણ ત્રિભૂવનદાસ શેઠની પ્રખ્યાતિ સારી છે, પોતાની કારકીર્દિની શરૂઆતમાંજ ધર્મ પ્રત્યેની લાગણીથી દોરાઇ તેમણે આર્ય સુધર્મોદય સભા નામની સંસ્થા સ્થાપેલી, જેના તેઓ હાલ પ્રમુખ છે, અને હાલમાં ભુલેશ્વરનું તળાવ પૂરી નાખવા મુંબઇની મ્યુનીસીપાલીટીએ તજવીજ કરેલી ત્યારે તે હિલચાલની વિરૂદ્ધ માધવબાગમાં એક મોટી સભા ભરી ત્રિભૂવનદાસ શેઠે તેની વિરૂદ્ધ મજબૂત અવાજ ઉઠાવેલો, જેના પરિણામે એ પુરાણું અને પવિત્ર ગણાતું તળાવ પૂરી નહિ નાખતાં તેમાંથી ગંદકી ઉત્પન્ન ન થાય તેવી તજવીજ કરવાનો ઠરાવ થયેલો છે, અને એને માટે એક જાહેર ફંડ ઉઘરાવવાનો વિચાર કરવામાં આવ્યો છે. આ ફંડમાં જેટલાં નાણાં ભરાશે તેટલાંજ નાણાં મ્યુનીસીપાલીટી સામાં પોતાના તરફથી ઉમેરશે અને એ રકમમાંથી તળાવ સુધારવામાં આવશે. આ શિવાય સને ૧૮૭૮ થી ૧૮૯૮ સુધી મ્યુનીસીપાલીટીમાં લોકપક્ષના એક પ્રતિનિધિ તરીકે બિરાજીને ત્રિભૂવનદાસે બનતી લોક સેવા કરેલી છે.

શેઠ ત્રિભૂવનદાસનું સરકારમાં પણ સારૂં માન છે, અને જે. પી. ઑનરરી માજીસ્ટ્રેટ, માથેરાનની પહેલી મ્યુનીસીપાલીટીના એક પ્રતિનિધિ તેમજ થાણામાં આવેલ શેઠ નરોત્તમદાસ માધવદાસ સ્મારક દીવાનાશાળાના એક વીઝીટર તથા મુંબઇ બેંકના એક ડીરેકટર તરીકે સરકારે તેમની નિમણુંક કરીને તેમની લાયકાતની કદર કરેલી છે. રોયલ એશિયાટિક સોસાઇટીની મુંબઇની શાખાના એક સભાસદનો હોદ્દો પણ ત્રિભૂવનદાસ શેઠે કેટલાંક વરસ ભોગવેલો છે.

શેઠ ત્રિભૂવનદાસની ઉમ્મર હાલ લગભગ પોણોસો વરસની વૃદ્ધ હોવા છતાં તેઓ શહેરની, જ્ઞાતિની, પરોપકારી સંસ્થાઓની તથા પોતાના ધંધાની સર્વ હિલચાલોમાં ઘણોજ આગળ પડતો ભાગ લીએ છે, તેમની આજ સુધીની વ્યાપારી તથા જાહેર કારકીર્દિ ખરેખર નોંધ લેવા લાયક છે.

# શેઠ ઈશ્વરદાસ લક્ષ્મીદાસ. જે. પી.

શ્રીયુત ઇશ્વરદાસભાઇ ન્યાતે કપોળ વાણિયા છે, એમનો જન્મ સંવત ૧૯૨૯ ના પોષ વદ ૯ ના રોજ મુંબઇમાંજ થયો હતો.

તેઓ મુંબઇનાં જુનાં અને પ્રખ્યાત રૂપજી ધનજીના કુટુંબના છે, અને તેમના વડિલોમાં ઘણા પ્રખ્યાત તેમજ પ્રતાપી પુરૂષો થઇ ગયા છે, સુપ્રસિદ્ધ સર મંગળદાસ નથુભાઈ, શેઠ વરજીવનદાસ માધવદાસ અને સર હરકીસનદાસ નરોતમદાસ વિગેરે મુંબઇના પ્રખ્યાત કપોળ ગૃહસ્થો અને શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ એકજ પુરૂષના વંશજો છે.

શેઠ ઇશ્વરદાસભાઇએ મુંબઇની સેંટ ઝેવીયર સ્કૂલમાં અંગ્રેજી પાંચમા ધોરણ સુધી અભ્યાસ કરેલો અને તે પછી તેઓ ધંધામાં જોડાઈ ગયા હતા. સંવત ૧૯૫૦ ના અરસામાં એમણે ધંધાની શરૂઆત કરેલી અને સુતર તથા કાપડનો વેપાર શરૂ કરેલો, એ વેપારને ધીમે ધીમે તેમણે વધારેલો અને હાલમાં તે વેપાર તેઓ મોટા પાયાપર કરે છે, તેની સાથે તેઓ અત્રેના સુપ્રસિદ્ધ મીલ માલેક તથા આગેવાન વેપારી મેસર્સ ડેવીડ સાસૂનની કંપનીના ગેરંટી બ્રોકર તરીકે પણ કામ કરે છે, અને તેમની કેટલીક મીલોના ડીરેક્ટરોનો હોદો પણ ભોગવે છે.

શ્રીયુત ઇશ્વરદાસભાઇ ગર્ભશ્રીમંત સ્થિતિમાં જન્મેલા હોવા છતાં ઉદ્યોગમાં સારૂં લક્ષ આપે છે, અને પોતાની કુશળતાથી પોતાની શ્રીમંત સ્થિતિને ટકાવી રાખવા સાથે પોતાની જાહોજલાલીમાં ઉમેરો કરેલો છે.

જાહેર હિલચાલોમાં તેઓ બહુ આગળ પડતો ભાગ લેતા નથી, માત્ર લેડી નોર્થકોટ હિંદુ ઓર્ફનેજની મેનેજીંગ કમિટિના તેઓ એક સભાસદ છે, અને તેમની કોમની અમરેલી કપોળ બોર્ડીંગના એક મેનેજીંગ ટ્રસ્ટી તથા મુંબઇની કપોળ કોમના વાઇસ પ્રેસીડન્ટ છે. અમરેલી બોર્ડીંગને માટે શરૂઆતમાં મકાનની જરૂર હતી ત્યારે બોર્ડીંગના આગેવાનોએ ઇશ્વરદાસભાઇને વિનંતિ કરતાં એમણે પોતાના એક સગાનું ટ્રસ્ટ પોતાની પાસે હતું તેમાંથી રૂપિયા વીસ હજાર આપી બોર્ડીંગને માટે અમરેલીમાં મકાન બંધાવી આપ્યું હતું, તેમજ સદરહુ બોર્ડીંગમાં પોતાના તરફથી પણ બનતી મદદ આપી હતી, બીજા ફાળાઓ તથા ખરડાઓમાં પણ તેઓએ વખતો વખત નાણાંની રકમો ભરેલી છે, અને હજુ પણ બનતી મદદ આપ્યા કરે છે.

શેઠ ઇશ્વરદાસભાઇની લાયકાતની કદર કરીને નામદાર બ્રિટિશ સરકારે સને ૧૯૧૮ માં તેમને જે. પી. નો ઇલકાબ તથા ઓનરરી માજીસ્ટ્રેટનો હોદો આપેલ છે.

Sheth Iswardass Laxmidass, J. P.



શેઠ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ. જે. પી.
મુંબઈની કપોળ કોમના ઉપપ્રમુખ.

Sheth Madhavdass Gokuldass Pasta. J. P.



શેઠ માધવદાસ ગોકળદાસ પાસ્તા, જે. પી.

ભાટિયા કોમના એક અગ્રેસર અને ઉદાર શહેરી.

# શેઠ માધવદાસ ગોકળદાસ પારતા જે. પી.

શેઠ માધવદાસભાઇ મુંબઇની ભાટિયા કોમના એક અગ્રેસર ગ્રહસ્થ છે તેમનો જન્મ સંવત ૧૯૧૩ ના ચૈત્ર સુદ ૧૨ ના રોજ, સંવત ૧૮૫૭ માં મુંબઇ મુકામે થયો હતો.

એમના વડિલો મૂળ તો કચ્છના વતની, જયાંથી એમનાથી પાંચમી પેઢીએ થઇ ગયેલા શેઠ મોહનજી સંવત ૧૮૫૫ માં મુંબઇ આવી વસેલા, મુંબઇમાં આવ્યા પછી તેમણે રૂનો વેપાર મોટા પાયાપર શરૂ કરેલો અને તેમાંથી સારી કમાણી કરેલી વળી તેમણે ઉદારતા પણ એટલી બધી બતાવેલી કે તેઓ પાદશાહના ઉપનામથી લોકોમાં પંકાઇ ગયેલા, તે વખતથી તેમના વંશજો પણ એ ઉપનામથી ઓળખાય છે.

શેઠ માધવદાસભાઇના પિતા શેઠ ગોકળદાસ લીલાધર એક પ્રખ્યાત, ઉદાર સારા વેપારી અને પોતાની કોમના પ્રીતિપાત્ર ગ્રહસ્થ થઇ ગયા છે, તેઓ સારી જીંદગી ગુજારી ગયા છે, અને સખાવત તથા પરોપકારના વખાણવા લાયક કાર્યો કરી ગયા છે, એક મોટા વેપારી તરીકે તેમણે ભારે નામના મેળવેલી અને સને ૧૮૬૫ ના શેરમેનીયા વખતે પોતાના ડૂબતા મિત્રોને મદદ કરી બચાવેલા હતા, કહેવાય છે કે બીજાઓને મદદ કરવા માટે તેમણે લગભગ અરધા કરોડ કરતાં પણ વધારે જોખમ પોતાના માથે વહોરેલું હતું, સખાવતે બહાદુર નર તરીકે પણ તેમણે તેવીજ નામના મેળવેલી અને ઘણાં પવિત્ર સ્થળોમાં ધર્મશાળાઓ કુવા અવેડાઓ તથા એવીજ ઉપયોગી સંસ્થાઓ સ્થાપન કરેલી, વળી પોતાના પુત્રના યજ્ઞોપવિત પ્રસંગે પણ તેમણે ભારે ધામધુમ કરેલી. કચ્છ અને કાઠીયાવાડની સમસ્ત ભાટિઆ કોમને તેમણે દસ વખત જમાડેલી અને રૂપાના વાસણનું લ્હાણું કરી તે ખાતે રૂપિઆ સાત લાખ જેવડી પાદશાહી રકમનો ખરચ કરેલો એમની કુલ સખાવત લાખો રૂપિયાની થયેલી. તેઓ સને ૧૮૭૩ ના ડીસેમ્બર મહિનાની ૨૫ મી તારીખે પોતાની પાછળ એકજ પુત્ર મુકીને લગભગ ૬૫ વરસની વયે ગુજરી ગયેલા.

પોતાના પિતાના સ્વર્ગવાસ વખતે શેઠ માધવદાસભાઇની ઉમર સોળ વરસનીજ હતી, છતાં ઘરનો તથા વડિલોના ધંધાનો બધો બોજો તેમણે ઉપાડી લીધેલો હતો.

અત્રેની તે વખત સરકારી હાઇ સ્કુલમાં અંગ્રેજી સાતમા ધોરણ સુધી અભ્યાસ કરીને માધવદાસ ભાઇ પોતાના વડિલોના ચાલતા રૂના ધંધામાં જોડાઇ ગયા હતા તે ધંધો તેઓ હાલ પણ કરે છે. સર કરીમભાઇ ઇબ્રાહીમની બધી મીલો. શેઠ અલાણા

મનજીની મીલો અને માણેકજી પીટિટની મીલો બધી મળીને નવ મીલોને રૂ પુરૂ પાડવાનું કામ તેમણે હાથમાં લીધેલું છે, અને તેને અંગે બાર મહિને રૂની હજારો બલકે લાખો ગાંસડી ઓની ખરીદી એમના હસ્તક થાય છે.

શ્રીમાન માધવદાસ ભાઇએ આ ધંધાથી સારો પૈસો તથા સારી આબરૂ મેળવેલી છે, તેની સાથે મીલોના માલેકોને પણ સંતોષ આપેલો છે, ઇશ્વર કૃપાથી જો કે તેઓ ગર્ભ શ્રીમંત છે, છતાં પોતાની બાહોશીથી પોતાની જાહોજલાલીમાં તેમણે ઉમેરો કરેલો છે, અને વારસમાં મળેલ તથા પ્રાપ્ત થયેલ દ્રવ્યનો સખાવતના કાર્યોમાં ઉપયોગ પણ કરેલો છે, તેઓ વિદ્યા વૃદ્ધિના હિમાયતી છે, અને તેથી હાલમાંજ તેમણે પોતાના પિતાશ્રીના નામથી પોતાની જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે રૂપિઆ એક લાખ અને દસ હજારના ખર્ચે "શેઠ ગોકલદાસ લીલાધર પાસ્તા ભાટિયા ઓર્ફનેજ" નામની સંસ્થાની સ્થાપના કરેલ છે, જેનો લાભ હાલમાં પચાસ વિદ્યાર્થીઓ લીએ છે, અને મજકુર સંસ્થા તરફથી તેમનો રહેવાનો, જમવાનો તથા અભ્યાસ વિગેરેનો તમામ ખર્ચ પૂરો પાડવામાં આવે છે, આગળ જતાં આ ઓર્ફનેજનો લાભ વધારે વિદ્યાર્થીઓ લઇ શકે તેવી તજવીજ કરવા માધવદાસભાઇનો ઇરાદો છે, સખાવતનાં આ સ્તુતિપાત્ર કાર્ય ઉપરાંત બીજાં પણ ન્હાનાં ન્હાનાં સખાવતનાં કેટલાંક કાર્યો માધવદાસભાઇના હસ્તે થયેલાં છે, અને ઉઘરાણામાં વખતો વખત તેઓ બનતી રકમ આપ્યા કરે છે.

શેઠ માધવદાસભાઇ સ્વભાવે શાન્ત, મિલનસાર અને ઉદાર દિલના છે, તેમની લાયકાતની નામદાર બ્રિટિશ સરકારે પણ કદર કરેલ છે, અને જે. પી. તથા ઓનરરી માજીસ્ટ્રેટ જેવા હોદ્દાઓ તેમને આપેલા છે, તેઓ પોતાની કોમમાં તથા શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોમાં પણ સારી લાગવગ તથા માનપાન ધરાવે છે.

# શેઠ છોટાલાલ કીલાચંદ. જે. પી.

શ્રીયુત છોટાલાલભાઇ ન્યાતે દશા પોરવાડ વાણીયા છે, એમનો જન્મ સંવત ૧૯૩૫-સને ૧૮૭૯ માં પાટણ મુકામે થયો હતો.

અંગ્રેજી મેટ્રિક સુધી અભ્યાસ કર્યા બાદ છોટાલાલભાઇ વ્યાપારી લાઇનમાં જોડાયા હતા, અને મેસર્સ ઇ. ડી. સાસૂનની કંપની તથા મેસર્સ સાંડેની કંપનીના ગુજરાતના એજન્ટ તેઓ નિમાયા હતા, જે કામમાં કંપનીને તેમણે સંતોષ આપેલો હતો. હાલ પણ તેઓ એજ કામ કરે છે. તે ઉપરાંત પોતાના પિતાશ્રી શેઠ કીલાચંદ દેવચંદની કેટલીક જીનીંગ ફેકટરી તથા પ્રેસનું કામ પણ તેઓજ સંભાળે છે. શ્રીયુત છોટાલાલભાઇ પોતાના કાર્યમાં કુશળ અને ચાલાક હોવાથી કંપનીના માલેકોની સારી પ્રસન્નતા તેમણે મેળવેલી છે, તેની સાથે પોતાની પ્રતિષ્ટા તથા આર્થિક સ્થિતિમાં પણ સારો વધારો તેમણે કરેલો છે. પાટણના જે થોડા ગૃહસ્થો મુંબઇમાં લાગવગ તથા માનપાન ધરાવે છે, તેમાં છોટાલાલભાઇ એક મુખ્ય વ્યકિત છે.

કામકાજમાં પુરતું લક્ષ આપી પોતાની ઉન્નતિ કરવા સાથે જ્ઞાતિહિતનાં તથા પરોપકારનાં કાર્યો કરવા તરફ પણ છોટાલાલભાઇ ઘણાં વરસો થયાં લક્ષ આપે છે, અને કેટલાંક નોંધ લેવા જેવાં કાર્યો તેમણે કરેલાં છે, જેની નોંધ નીચે પ્રમાણે છે.

૧) વડોદરા રાજ્યની પ્રજાના હિતને માટે "કડી પ્રાંત મહાજન સભા" નામની સંસ્થા સ્થાપવામાં આગેવાનીભર્યો ભાગ તેમણે લીધેલો હતો, અને એ સંસ્થા સ્થાપન થઇ ત્યારથી તેઓ તેના સેક્રેટરી તરીકે કામ કરે છે. ૨) સને ૧૯૦૫ માં પાટણમાં અતિવૃષ્ટિથી થયેલી ખરાબી પ્રસંગે ઘરબાર વિનાના થઇ પડેલા પોતાના વતની ભાઇઓ માટે મુંબઇમાં એક ફંડ ખોલી લગભગ રૂ. ૧૫૦૦૦) પંદર હજારની રકમ એકત્ર કરી તેમને મદદ દાખલ મોકલી આપી હતી, જેના બદલામાં પાટણની સમસ્ત પ્રજાએ એક ખાસ સભા ભરી તેમને માનપત્ર આપી તેમનો આભાર માનેલો હતો. ૩) સને ૧૯૦૬ માં પાટણમાં સખત પ્લેગ ચાલેલો. તે પ્રસંગે ત્યાં આગળ એક ધર્માદા દવાખાનું ખોલી લોકોને દવા તથા ડાકટરની મદદ આપેલી. ૪) પાટણમાં "આનંદભૂવન ફ્રી લાઇબ્રેરી" નામની એક સારી લાઇબ્રેરી તેમણે સ્થાપેલ છે, આ લાઇબ્રેરી સ્થાપન કરી તે વખતે પણ ત્યાંના જાણીતા ગૃહસ્થોએ એક મેલાવડો કરી છોટાલાલભાઇને માનપત્ર આપેલું હતું. આ શિવાય કેટલેક ઠેકાણે તેમણે પાણીની પરબો મંડાવેલ છે, તેમજ વિદ્યાર્થીઓને સ્કોલરશીપ, ફ્રી તથા પુસ્તકો વિગેરેની મદદ પણ તેઓ કર્યા કરે છે. સુપ્રસિદ્ધ છપનીયા દુકાળ વખતે કેટલાંક મધ્યમ તથા ગરીબ કુટુંબોને તેમણે છુપી મદદ પણ કરેલી હતી.

વિશેષમાં પોતાના વતન તરફના મુંબઇ આવતા ગરીબ તથા નિરાધાર માણસોને સારી સહાયતા તથા સલાહ આપી તેઓ ધંધે લગાડી દીએ છે.

શ્રીયુત છોટાલાલભાઇની લાયકાત તથા કુશળતાથી વડોદરા રાજ્યની તેમણે પ્રીતિ મેળવેલી છે, તેઓ પાટણની મ્યુનીસીપાલીટીના સભાસદ છે, અને વડોદરા રાજ્યની દીવાની યા ફોજદારી કોર્ટમાં સાક્ષી માટે હાજર નહિ થવાની રાજ તરફથી તેમને છૂટ આપવામાં આવેલ છે, એવું માન એ રાજમાં ઘણા થોડા ગૃહસ્થોને મળે છે. તે ઉપરાંત સને ૧૯૧૪-૧૫-૧૬ ને માટે તેઓ વડોદરા રાજ્યની ધારાસભાના સભાસદ પણ નિમાયા હતા.

શ્રીયુત છોટાલાલભાઇ મુંબઇમાં પણ સારી લાગવગ તથા પ્રતિષ્ટા ધરાવે છે, તેઓ અત્રેની આનંદભૂવન નામની કલબના સેક્રેટરી હોવા ઉપરાંત બીજી પણ કેટલીક સંસ્થાઓમાં આગળ પડતો ભાગ લે છે. તેમની લાયકાતની કદર કરીને નામદાર સરકારે સને ૧૯૧૭ માં તેમને જે. પી. નો માનવંતો ઇલકાબ આપેલો છે.

ઇશ્વર કૃપાથી છોટાલાલભાઇ સારી સ્થિતિ ભોગવે છે, છતાં પણ તેઓ પોતાની રહેણી કરણી સાદી રાખે છે, ધર્મધ્યાન તરફ તેમને શ્રદ્ધા છે, અને બનતાં સુધી દેવદર્શન તથા સેવાપૂજામાં ખામી આવવા દેતા નથી. પોતાની કોમ પ્રત્યે પણ તેઓ સારી લાગણી ધરાવે છે.

પરમ દયાળુ પરમાત્મા શ્રીયુત છોટાલાલભાઇને દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને ભવિષ્યમાં તેમના હસ્તે અનેક શુભ કૃત્યો થાય એવી અમારી શુભેચ્છા છે.



Sheth Shantidass Askaran Shah, J. P.



શેઠ શાન્તિદાસ આસકરણ શાહ, જે. પી.

# શેઠ શાન્તિદાસ આશકરણ શાહ. જે. પી.

મુંબઇના શ્રીમંત ગૃહસ્થોમાં અને વેપારી મંડળમાં આગેવાની ધરાવતા શેઠ શાન્તિદાસ ન્યાતે કચ્છી જૈન ઓસવાળ વાણિયા છે, એમનો જન્મ સંવત ૧૯૩૮ ના પોષ સુદ છઠના રોજ—સને ૧૮૮૨ માં થયો હતો.

શેઠ શાન્તિદાસના વડિલોનું મૂળ વતન કચ્છ–માંડવી છે, જયાંથી એમના પિતા આશકરણ શેઠ સંવત ૧૯૨૨ માં મુંબઇ આવી વસ્યા હતા. મુંબઇમાં આવીને એમણે શરૂઆતમાં પરચુરણ રૂની દલાલીનો ધંધો શરૂ કરેલો અને પોતાની કુશળતાથી ધીમે ધીમે આગળ વધી થોડાં વરસમાં રૂના એક પ્રખ્યાત અને પ્રતિષ્ઠિત દલાલ તેઓ થયેલા. તે વખતની સુપ્રસિદ્ધ મેસર્સ નીકલ કંપનીના તેઓ દલાલ હતા અને કોલાબાના રૂના બજારમાં તેઓ ભારે લાગવગ તથા પ્રતિષ્ટા ધરાવતા હતા. સદરહુ કંપની ઓચિંતી પડી ભાગતાં આશકરણ શેઠે પછી બીજો શેઠ નહિ ધારવાનો નિશ્ચય કરી ઉત્તરાવસ્થાનો વખત શાન્તિમાં ગાળવા માટે તેઓ પોતાને વતન જઇ વસ્યા હતા, જ્યાં સંવત ૧૯૫૫ માં તેઓ સ્વર્ગવાસી થયા હતા, પિતાના અવસાન વખતે શાન્તિદાસ શેઠની ઉમર લગભગ અઢાર વરસની હતી.

શેઠ શાન્તિદાસની બાલ્યાવસ્થા પોતાના વતનમાંજ વ્યતિત થયેલી હતી અને તેમણે ગુજરાતી તથા અંગ્રેજી પાંચ ધોરણ સુધીનું શિક્ષણ પણ ત્યાંજ લીધું હતું. અભ્યાસમાંથી નિવૃત્ત થયા પછી તેઓ પોતાના ગસસના વહીવટના કામકાજમાં જોડાયા હતા, અને તેની સાથે પોતાના પિતાના શરાફીના કામકાજમાં પણ ભાગ લેતા હતા, એમના પિતાના અવસાન પછી લગભગ પાંચેક વરસ તેમણે એ કામકાજ ચલાવ્યું હતું અને તે પછી સંવત ૧૯૬૦ માં તેઓ મુંબઇ આવ્યા હતા.

મુંબઇમાં આવ્યા પછી સુપ્રસિદ્ધ ભાટિયા વેપારી સ્વ. રા. બા. વસનજી ખીમજીના હાથ નીચે તેમણે વેપારી તાલીમ થોડો વખત લીધી હતી અને પછી તેમણે શરાફની પેઢી મુંબઇમાં ખોલી હતી. પેઢી ચાલુ થયા પછી થોડા વખતે તેઓ અત્રેના સુપ્રસિદ્ધ રૂના વેપારી તથા દલાલ મેસર્સ ગીલ કંપનીના ભાગીયા નિમાયા હતા અને તેથી સરાફની પેઢી બંધ કરવાની તેમને જરૂર પડી હતી. ગીલ કંપનીની સાથે શાન્તિદાસ શેઠે લગભગ પંદર વરસ કામ કર્યું હતું અને સારી આબરૂ તથા પૈસો મેળવ્યાં હતાં. એમની વ્યાપારી કુનેહ તથા સાહસિક વૃત્તિથી કોલાબાના રૂના બજારમાં તેમણે આગળ પડતી જગ્યા મેળવેલી છે.

સંવત ૧૯૭૪ માં સદરહુ કંપનીથી છૂટા થઇને શાન્તિદાસ શેઠે પોતાનો ધંધો સ્વતંત્રપણે ચાલુ કરેલ છે અને રૂ, શેર, ચાંદી, સોનું વિગેરે ચીજોનો વેપાર તેઓ મોટા

પાયા પર ખેડે છે, એમની વ્યાપારી કારકીર્દિમાં એમની સાહસિકવૃત્તિ તથા ઉંડી ગણત્રી વખાણવા જોગ છે અને તેનાથી તેમને સારો લાભ થયો છે, એટલુંજ નહિ પણ એમની કુશળતાથી વ્યાપારી મંડળમાં પણ એમને માટે સારી છાપ પડેલી છે, અને ઘણા વેપારી બંધુઓ વખતો વખત એમની સલાહ પૂછે છે.

શેઠ શાન્તિદાસની વેપારી કારકીર્દિની માફક તેમની જાહેર કારકીર્દિ પણ નોંધ લેવા લાયક છે, અને જાહેરની ઘણી હિલચાલોમાં તેઓ ભાગ લીએ છે સ્વ. દેશભક્ત ગોખલેએ સ્થાપેલ ડેંકન એજ્યુકેશનલ સોસાઇટી, અને મુંબઇ હિંદુ જીમખાનાના તેઓ પેટ્રન છે, વેસ્ટર્ન ઇન્ડીયા ટર્ફ કલબ તથા બીજી પણ કેટલીક જાણીતી કલબોના તેમજ સાર્વજનિક સંસ્થાઓના તેઓ સભાસદ કે સહાયક છે. તેમનો કોમની હિલચાલોમાં પણ તેઓ સારો ભાગ લીએ છે, અને જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયાના લાઇફ મેમ્બર, ભારત જૈન મહામંડળના મદદનીશ, જૈન કોન્ફરન્સની સ્ટેન્ડીંગ કમિટિ તથા એજ્યુકેશનલ બોર્ડના સભાસદ અને મહાવીર જૈન વિદ્યાલય તથા માંગરોળ જૈન સભાના તેઓ સહાયક છે. મુંબઇ ખાતે છેલ્લી મળેલી દસમી જૈન શ્વેતાંબર કોન્ફરન્સમાં પણ તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો અને બીજે દિવસે જ્યારે એ કોન્ફરન્સ પડી ભાંગવાનો પ્રસંગ ઉભો થયો ત્યારે સામસામા પક્ષો વચ્ચે સમજુતી કરાવવામાં તેમણે આગેવાનીભર્યો ભાગ લીધો હતો, એમની એ મહેનતની કદર કરતાં તે વખતની કોન્ફરન્સના પ્રમુખ મી. બાલાભાઇ નાણાવટીએ પોતાના ભાષણમાં શાન્તિદાસ શેઠનો આભાર માન્યો હતો અને કહેલું હતું કે “ આપણા જુવાન મિત્ર શાન્તિદાસે કોન્ફરન્સને નવું જીવન આપેલું છે ” શેઠ શાન્તિદાસને માટે આ કાંઇ જેવું તેવું માન કહેવાય નહિ.

શેઠ શાન્તિદાસના હસ્તે સખાવતમાં દ્રવ્ય પણ સારૂં વપરાયું છે, અને ઇશ્વરે એમને આપેલ લક્ષ્મીનો એમણે બનતો સદ્‌ઉપયોગ કરેલો છે, એમના હસ્તે થયેલાં શુભ કાર્યોમાંના કેટલાંકની નોંધ નીચે પ્રમાણે છે.

૧) પૂનાની ડેક્કન એજ્યુકેશનલ સોસાઇટીને તેમણે એક હૉલ બંધાવી આપ્યો છે, જેમાં એમની જૈન કોમના વિદ્યાર્થીઓને રહેવા માટે પ્રથમ પસંદગી મળે છે. ૨) મુંબઇ હિંદુ જીમખાનાના પેટ્રન થયા ત્યારે તેમાં તેમણે રૂપિયા ૧૦૦૦) આપ્યા હતા. ૩) એમનાં વતન કચ્છ માંડવીમાં ઉંચી કેળવણી લેતા એમની કોમના વિદ્યાર્થીઓને કાયમને માટે મદદ મળે એવો બંદોબસ્ત કરેલ છે. ૪) તેની સાથે ગરીબ માણસોને અનાજ વિગેરેની મદદ પણ કાયમને માટે મળે તેવી તજવીજ તેમણે કરેલી છે. ૫) સંવત ૧૯૬૮ ના દુકાળ વખતે કચ્છ માંડવીની પાંજરાપોળને તેમણે રૂપિયા પંદર હજારની મદદ કરી હતી. અને ૬) ગરીબ માણસોને માટે રસોડું ખોલી હમેશાં એક હજાર માણસને ખીચડો ખવરાવવાનો બંદોબસ્ત એમણે કર્યો હતો. ૭) છેલ્લા દુકાળ વખતે પણ તેમણે દુકાળ-પીડિત પ્રજાને તથા એમના વતનની સામાન્ય પ્રજાને પણ રાહત મળે તેવાં કેટલાંક કાર્યો કર્યાં હતાં, જેમાં પૈસાપાત્ર, મધ્યમ તથા ગરીબ વર્ગોને માટે પોતાના વતનમાં ખોલેલી

દાણાની દુકાન, પોતાને ત્યાં નિભાવવા રાખેલાં ૭૫ જાનવરો, ગરીબ અને અનાથોને મફત ખીચડો ખવરાવવાની કરેલી ગોઠવણ અને કેટલાક ખરડાઓમાં ભરેલી રકમો વિગેરે મુખ્ય છે.

છેલ્લી મહાભારત લડાઇ દરમ્યાન સરકારને વોરલોન ભરાવી આપવાના કામમાં પણ શાન્તિદાસ શેઠે સારી મદદ કરી હતી, અને પોતે પોતાના તરફથી પણ છેલ્લાં એકજ વરસમાં અઢો લાખ રૂપિયાની લોન લીધી હતી.

ઉપરની બધી હકીકતથી સારી રીતે સમજી શકાય છે કે શેઠ શાન્તિદાસની આજ સુધીની વ્યાપારી, જાહેર તથા એક પરોપકારી ગૃહસ્થ તરીકેની કારકીર્દિ સંતોષકારક છે, તેઓ મુંબઇનાં વેપારી મંડળોમાં, શ્રીમંત વર્ગમાં અને સરકારી અમલદારો તથા સામાન્ય પ્રજામાં પણ સારી લાગવગ ધરાવે છે. નામદાર બ્રિટિશ સરકારે એમને સને ૧૯૧૮ ની આખરે જે. પી. નો ઈલકાબ પણ આપેલો છે અને હાલમાંજ તેઓ મુંબઇની મ્યુનીસીપાલીટીમાં ગીરગામ લત્તા તરફથી એક પ્રતિનિધિ ચુંટાયલા છે. શેઠ શાન્તિદાસ સ્વભાવે હસમુખા, મળતાવડા અને ગરીબ પ્રત્યે સારી લાગણી રાખનારા છે, એમની ભવિષ્યની કારકીર્દિ આથી પણ વિશેષ ઉજ્વળ નિવડે એવી શુભેચ્છા છે.

# શેઠ મુસાભાઈ જાફરભાઈ. જે. પી.

શેઠ મુસાભાઇ ન્યાતે ખોજા ગૃહસ્થ છે, એમનો જન્મ સંવત ૧૯૨૩ ના જેઠ સુદ પુનેમ ને સોમવાર, સને ૧૮૬૭ ના જુનની ૧૭ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના વડિલો મૂળ કચ્છના વતની, જ્યાંથી તેમના દાદા શેઠ પ્રધાન રવજી આસરે પોણોસો વરસપર મુંબઇ આવેલા, તેઓ જંગબાર સાથે વેપાર કરતા અને તેમાંથી તેમણે સારો પૈસો મેળવ્યો હતો. મુસાભાઇના પિતા જાફરભાઇ હજુ હૈયાત છે, તેઓ ખોજા કોમમાં સારૂં માન ધરાવે છે અને જમાતના એક અગ્રેસર ગૃહસ્થ છે, નામદાર સરકાર તરફથી તેમને જે. પી. નો ઇલ્કાબ પણ મળેલો છે.

જરૂર જોગો ગુજરાતી તથા અંગ્રેજી અભ્યાસ કરીને પંદર વરસની ન્હાની વયે મુસાભાઇ પોતાના વડિલના ચાલતા ધંધામાં જોડાઇ ગયા હતા, જ્યાં લગભગ દસ વરસ સુધી કામ કરી ધંધાનો સારી રીતે અનુભવ મેળવી પચ્ચીસ વરસની ઉમરે તેમણે પોતાના નામની જુદી પેઢી સ્થાપી હતી, જે પેઢી હજી ચાલુ છે.

પોતાના ધંધામાંથી મુસાભાઈ શેઠે સારો પૈસો મેળવ્યો છે, અને એ પૈસાનો બનતો સદ્ઉપયોગ પણ તેમણે કરેલ છે, એમણે સખાવતનાં જે કાર્યો કરેલાં છે, તે વખાણવા લાયક છે અને દરેક કોમના શ્રીમંતોએ અનુકરણ કરવા યોગ્ય છે, એમની એ સખાવત તે પોતાની કોમનાં સાધારણ કુટુંબોને માટે સસ્તાં ભાડાંની જગ્યા અને કોમનાં બૈરાં માટે સુવાવડખાનાની સ્થાપના છે, જે બન્ને ખાતાંની એમની કોમને ખાસ જરૂર હતી. ખડક ઉપર લગભગ રૂપિયા અઢી લાખના ખર્ચે તેમણે પોતાના નામથી "મુસાભાઈ બિલ્ડીંગ" નામનું મકાન બંધાવ્યું છે, જેનો અમુક ભાગ સુવાવડખાનાના ઉપયોગ માટે અલગ રાખેલો છે, અને એ સુવાવડખાનાનું નામ પોતાનાં ધણીયાણીના નામપરથી "મીસિસ સકીનાબાઇ મુસાભાઇ ખોજા સુવાવડખાનુ" રાખેલું છે મકાનનો બાકીનો ભાગ એમની કોમનાં મધ્યમ વર્ગનાં લોકોને સસ્તાં ભાડાંથી વસવાટ માટે આપવામાં આવે છે.

શેઠ મુસાભાઇનાં આ અતિ જરૂરનાં અને પરોપકારી કાર્યને માટે તેમને ધન્યવાદ ઘટે છે, મુંબઇ જેવાં શહેરમાં દરેક કોમમાં આવાં એક નહિ પણ અનેક ખાતાંઓની ખાસ જરૂર છે અને મુંબઇના શ્રીમંતોએ આવાં ખાતાં સ્થાપન કરી ઇશ્વરે આપેલ લક્ષ્મીનો સદ્ઉપયોગ કરવા સાથે પોતાની જ્ઞાતિનાં ગરીબ કુટુંબોની આશિષ લેવા અમારી ખાસ ભલામણ છે, આ ઉપયોગી સખાવતનાં કાર્યો શિવાય બીજાં ન્હાનાં ન્હાનાં સખાવતનાં કેટલાંક કાર્યો પણ મુસાભાઇના હસ્તે થયાં છે અને હજુ થયા કરે છે.

શેઠ મુસાભાઇ સ્વભાવે શાન્ત અને મિલનસાર છે, જાહેર હિલચાલોમાં બહુ આગળ પડતો ભાગ નહિ લેતાં જેમ બને તેમ શાન્ત જીવન ગાળવું એમને વધારે પસંદ છે. એમની લાયકાત તથા સખાવતની કદર કરીને નામદાર સરકારે સને ૧૯૧૮ માં તેમને જે. પી. નો ઇલ્કાબ આપેલ છે.

—:o:—

Sheth Casamalli Jairjbhai, J. P.



**શેઠ કાસમઅલી જેરાજભાઈ, જે. પી.**

ખોજા કોમના એક શ્રીમંત અને ઉદાર ગૃહસ્થ.

# શેઠ કાસમઅલી જેરાજભાઈ. જે. પી.

શેઠ કાસમઅલી ન્યાતે ખોજા ગૃહસ્થ છે, એમનો જન્મ સને ૧૮૮૬ ના અકટોબરની ૨૮ મી તારીખે સંવત ૧૯૪૨ માં મુંબઇ મુકામે થયેલો હતો.

શેઠ કાસમઅલીનું ખાનદાન ખોજા કોમમાં ઉંચો દરજ્જો ધરાવે છે, અને પ્રતિષ્ઠિત લેખાય છે, એમના પિતાશ્રી જેરાજભાઇ એમની કોમમાં એક આગેવાન, પ્રખ્યાત અને પ્રતાપી પુરૂષ થઇ ગયા છે, તેઓ એક નામાંકિત વેપારી હોવા ઉપરાંત શહેરના આગેવાન ગૃહસ્થોની સાથે સારો સબંધ ધરાવતા હતા, એમની કોમમાં જે વખતે કેળવણી બહુ જુજ હતી તે વખતે કેળવણીનો ફેલાવો કરવા તેમણે તન મન અને ધનથી બનતો પ્રયત્ન કરેલો હતો, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે. કાસમઅલી શેઠના ભાઇ નૂરમહુમદ પણ એક પ્રખ્યાત અને સખાવતી નર થઇ ગયા છે. એ બન્ને ગૃહસ્થોનાં વૃત્તાંતો આ પુસ્તકમાં જુદાં છપાયેલ છે.

એમના પિતાના મૃત્યુ વખતે શેઠ કાસમઅલીની ઉમર ફકત એકજ વરસની હોવાથી પાછળથી તેમનાં માતુશ્રીએ તેમને ઉછેરીને મોટા કર્યા હતા, સાંભળવા મુજબ શેઠ કાસમઅલીનાં માતુશ્રી એક બાહોશ અને ખબરદાર બાઇ છે, તેમણે પોતાના પુત્રનો હક્ક તથા વારસો જાળવવા ઘણી જહેમત ઉઠાવેલી અને એ કામમાં અદભૂત બાહોશી બતાવેલી, જો એમની જગ્યાએ કોઇ ગાફલ બાઈ હોત તો શેઠ કાસમઅલીનો હક્ક જળવાવો જરૂર મુશ્કેલ થઇ પડત. આ બાઇએ પોતાના પુત્રને યોગ્ય કેળવણી આપવા માટે પણ સારી કાળજી લીધેલી છે.

શેઠ કાસમઅલીએ અંગ્રેજી કેળવણી સેંટ ઝેવીયર હાઇસ્કૂલમાં લીધેલી અને ત્યાર પછી મી૰ જેમ્સ મેકડોનલ્ડ નામના યૂરોપીયન શિક્ષકના હાથ નીચે તેઓ કેળવાયલા હતા.

અભ્યાસ પૂર્ણ કર્યા પછી તેઓ પોતાના વડિલોની મિલ્કતની દેખરેખ રાખવાના તથા તેના વહીવટ કરવાના કામમાં જોડાયેલા છે, જે કામ તેઓ કાળજી પૂર્વક કરે છે, ઇશ્વર કૃપાથી તેઓ ગર્ભશ્રીમંત છે અને તેથી તેમને ધંધાની વિશેષ ખટપટમાં પડવાની કાંઇ અગત્ય જણાતી નથી.

શેઠ કાસમઅલીની વય હજુ ત્રીસ વરસની યુવાન છે, અને તેમની જાહેર જીંદગીની હજુ શરૂઆત છે, તો પણ તેમના હસ્તે સખાવતનાં ન્હાનાં મોટાં ઘણાં કાર્યો થયેલાં છે અને હજુ થયા કરે છે, એમના કુટુંબના દરેક ગૃહસ્થને હાથે સખાવતના કાર્યોમાં લાખો રૂપિયા વપરાયેલા છે, શેઠ કાસમઅલીના હસ્તે પણ લાખોની સખાવત થયેલ છે, જેની ટુંક નોંધ નીચે પ્રમાણે છે.

૧] સવા લાખ રૂપિયા "મોસ્લેમ યુનીવર્સિટિ"ને માટે આપવા ઉપરાંત પોતે ગામોગામ ફરી ઉઘરાણું કરી લાખો રૂપિયા ભરાવી આપેલા હતા, એમના જેવા શ્રીમંત માણસને ઉઘરાણા માટે ગામોગામ ફરવાની નિરાભિમાનવૃત્તિ રાખવા માટે ખરેખર ધન્યવાદ ઘટે છે, કારણ કે એવી જાતનું નિરાભિમાનપણું ઘણાજ થોડા શ્રીમંતો બતાવી શકે. ૨] વીસ હજાર રૂપિયાના ખરચે હોર્નબી અને પલટન રોડ મળે છે ત્યાં આગળ એક અવેડો તથા વિશ્રામસ્થળ પોતાના સ્વ. પિતા તથા ભાઇની યાદગીરીમાં બંધાવેલો છે. અને પાંચ હજાર રૂપિયા તેની મરામતને માટે જુદા કાઢેલા છે, આ અવેડો સને ૧૯૧૧ નવેમ્બરની ૧૭ મી તારીખે તે વખતના ગવર્નરનાં પત્ની લેડી સીડનહામના હસ્તે ખુલ્લો મુકાયલો હતો. ૩] સને ૧૯૧૧ માં પોતાના મૂળ વતન કચ્છમાં દુકાળ નિમિત્તે ગરીબ માણસો માટે સસ્તા અનાજની દુકાન ખોલી તેમાં હજારો રૂપિયા ખરચેલા હતા. ૪] દક્ષિણ હૈદ્રાબાદમાં રેલ આવેલી ત્યારે તેને લીધે નિરાધાર થઇ ગયેલાં લાચાર કુટુંબોને મદદ તરીકે રૂ. એક હજાર મોકલાવેલા. ૫] ટર્કી અને ઇટાલી વચ્ચે ત્રિપોલીની લડાઇ થયેલી તે વખતે નિરાધાર તુર્ક વિધવાઓ તથા તેમનાં બચ્ચાંઓને મદદ કરવા પાંચ હજાર રૂપિયા મોકલાવેલા. ૬] તેવીજ રીતે બાલ્કન વોર વખતે પણ નિરાધાર તુર્કોને મદદ આપવા રૂા. વીસ હજાર મોકલાવેલા. ૭] નામદાર શહેનશાહ હિંદ પધારેલા ત્યારે તેમની "વિઝીટ ફંડ"માં રૂા. પાંચ હજાર ભરવા ઉપરાંત મુંબઇની જુની ચીજોનું પ્રદર્શન થયેલું તેમાં પણ બે હજાર રૂપિયા આપેલા. ૮] "મહોમેડન ગર્લ્સ ઓર્ફનેજ" તથા "વિકટોરીયા મેમોરીયલ સ્કૂલ ફોર બ્લાઇન્ડ"માં પણ સારી મદદ આપેલી. આ શિવાય બીજી ન્હાની મોટી ઘણી સખાવતો તેમના હસ્તે થયેલ છે, તેમની ઉદારતા તથા દયાળુ વૃત્તિ એટલી બધી છે કે અંગ્રેજીમાં એમના જીવનવૃત્તાંતનું એક પુસ્તક લખાયેલ છે તેમાં તેમની ઉદારતા તથા દયાળુ વૃત્તિ માટે નીચેનાં વાકયો નજરે પડે છે.

His Private charities have been extensive. No deserving cause has been laid before him in vain, and no subscription list is brought to him without securing his support.

Mr. Cassamali's philanthrophic activities are as vide as they are varied. They are not confined to any one sect or object, but extended over a wide remification of educational, social and humane field of medical relief and protection of the helpless and the poor. He is generous to a fault and no appeal for a worthy cause is made to him in vain. There is not a single list of public charities in Bombay to which his name is not appended.

છેલ્લી મહાન લડાઇ વખતે કાસમઅલી શેઠે અનેક પ્રકારની મદદ આપીને પોતાની દયાળુ વૃત્તિ તથા બ્રિટિશ રાજ તરફની પોતાની પ્રીતિ બતાવી આપેલ છે, વોર ફંડમાં હજારો રૂપિયા ભરવા ઉપરાંત લડાઇ સબંધી હસ્તપત્રો પણ તેમણે પ્રસિદ્ધ કરેલાં હતાં.

ઘાયલ થયેલા સિપાઇઓને માટે આંહી છાવણી નાખવાની શરૂઆત થઇ ત્યારે સ્ટેશન-પરથી ઘાયલ સિપાઇઓને છાવણીમાં લાવવા શી રીતે? એ મુશ્કેલી ઉભી થતાં શેઠ કાસમઅલીએ પોતાની એક મોટર આપી દીધી અને પાછળથી એમનું અનુકરણ બીજા ગૃહસ્થોએ પણ કર્યું. બ્રિટિશ સેનાપતિ લોર્ડ રોબર્ટસ ગુજરી ગયા ત્યારે તેનું સ્મારક રાખવા ટાઇમ્સ ઓફ ઇન્ડીયામાં તેમણે લેખ લખેલા અને પોતાના નામથી રૂા. ૭૫૦) તથા પોતાનાં પત્નીના નામથી રૂા. ૨૫૦) મોકલાવેલા. હિંદના વાઇસરોયલાં લોર્ડ હાર્ડીંજનાં પત્ની ગુજરી ગયાં ત્યારે તેમની યાદગીરી રાખવા માટે એક જાહેર સભા બોલાવવાની તજવીજ કરવા તેમણે ઘણો શ્રમ લીધેલો અને એ સભાનો દિવસ મુકરર પણ થયેલો, પરંતુ તેવામાં ઓચિંતી મહાન લડાઇ શરૂ થવાથી એ બાબત મુલત્વી રહી, તો પણ શેઠ કાસમઅલીએ એ બાબત ધ્યાનમાં રાખેલી અને જ્યારે મુંબઇમાં લેડી હાર્ડીંજ વોર હોસ્પીટલ ખોલવામાં આવી ત્યારે તેમાં તેમણે બનતી મદદ કરેલી.

પોતાના પિતાની માફક કેળવણીનો ફેલાવો કરવા કાસમઅલી શેઠે લાખો રૂપિયા ખરચેલા છે, અને કેળવણીની ઘણી સંસ્થાઓને તેમણે બનતી મદદ કરેલ છે. તેઓ મોસ્લેમ લીગના એક મેમ્બર હોવા ઉપરાંત મુંબઇની તેની શાખાના એક ઉપપ્રમુખ છે અને ખોજા પંજેભાઇ કલબના પ્રમુખ છે.

સને ૧૯૧૧ માં તેમને નામદાર સરકાર તરફથી જસ્ટીસ ઓફ ધિ પીસનો ખેતાબ આપવામાં આવેલો છે, તેમજ તેઓ મ્યુનીસીપાલીટીના એક મેમ્બર તરીકે સને ૧૯૧૪ માં ભાયખળા વોર્ડ તરફથી ચુંટાયેલા હતા.

શેઠ કાસમઅલી મોટર હાંકવામાં ઘણાજ કુશળ છે, અને જુદી જુદી જાતની કેટ-લીક મોટરો તેઓ રાખે છે. થોડાં વરસ પહેલાં "મોટર યુનીયન ઓફ વેસ્ટર્ન ઇન્ડીયા" તરફથી થયેલી હરિફાઇમાં તેઓ ત્રણ ઇનામ જીતી ગયા હતા. તેમજ એક વખત તેઓ બેંગ્લોર ગયેલા ત્યારે ત્યાંથી મહિસુર સુધી તેમણે મોટરમાં મુસાફરી કરેલી અને કલાકના ચાલીસ માઇલની ઝડપે મોટર ચલાવી નવ કલાકમાં તેમણે એ મુસાફરી પુરી કરી હતી.

શેઠ કાસમઅલી સ્વભાવે શાન્ત, ભલા અને ઉદાર હૃદયના છે, પરમાત્મા એમને દીર્ઘ આયુષ્ય બક્ષે અને એમના હસ્તે હજુ વિશેષ શુભ કાર્યો થાય એવી શુભેચ્છા છે.



# શેઠ રતનચંદ તલકચંદ માસ્તર. જે. પી.

શેઠ રતનચંદભાઇ ન્યાતે વીસા ઓસવાળ વાણિયા છે, એમનો જન્મ સંવત ૧૯૪૬ ના ભાદરવા સુદ પાંચમ. તા. ૨૦–૮–૧૮૯૦ ના રોજ મુંબઇમાં થયો હતો.

એમના પિતા સ્વ. શેઠ તલકચંદ માણેકચંદ સુરતના વતની હતા અને ધંધાર્થે મુંબઇ આવી વસ્યા હતા, મુંબઇમાં તેમણે એક દલાલ તરીકે સારૂં નામ કાઢયું હતું, એમનું વૃત્તાંત આ પુસ્તકમાં જુદું છપાયેલું હોવાથી અત્રે તેમના સબંધે વિશેષ વિવેચન કરવાની જરૂર નથી.

રતનચંદભાઇનાં માતુશ્રી એમને ચાર વરસની વયના મુકીને અને એમના પિતાશ્રી એમને સાત વરસની વયના મુકીને સ્વર્ગવાસી થયા હતા, મતલબ કે માતાપિતાનું સુખ તેમણે બાલ્યાવસ્થામાંજ ગુમાવેલું હતું, એમના માતાપિતાનો સ્વર્ગવાસ થવાથી એમના પિતાના ભાગદાર શ્રીમાન સર શાપુરજી બરજોરજી ભરૂચાએ પોતાની દેખરેખ નીચે તેમને ઉછેરેલા હતા.

સેંટ ઝેવીયર હાઇસ્કૂલમાં અંગ્રેજી અભ્યાસ કરીને રતનચંદભાઇ પોતાના પિતાએ સ્થાપેલ "તલકચંદ અને શાપુરજી"ની પેઢીમાં જોડાઈ ગયા હતા, જે પેઢીમાં હાલ પણ તેઓ કામ કરે છે.

શેઠ રતનચંદભાઇ પણ પોતાના પિતાશ્રીની માફક જૈન ધર્મ પ્રત્યે સારી લાગણી ધરાવે છે, અને તેના હિતને માટે બનતો પ્રયત્ન કરે છે, તેઓ અત્રે પાયધુણીપર આવેલ ગોડીજી મહારાજના જૈન મંદિરના એક ટ્રસ્ટી છે, તથા જૈન શ્વેતાંબર કોન્ફરન્સની સ્ટેન્ડીંગ કમિટીના એક સભાસદ છે, જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયા કે જે કેટલાંક વરસ મંદ પડી ગઇ હતી તેને જાગૃતિમાં લાવવામાં તેમણે સારો પ્રયાસ કરેલો, અને કેટલાંક વરસ સુધી એ સંસ્થાના એક સેક્રેટરી તરીકે તેમણે કામ કરેલું. સને ૧૯૧૭ માં હિંદી પ્રધાન મી૦ મોન્ટેગ્યુ તથા હિંદના વાઇસરોય લોર્ડ ચેમ્સફર્ડ હિંદી સુધારાઅર્થે મુંબઇ આવેલા ત્યારે એસોસીએશન તરફથી રતનચંદભાઇએ તેમને માનપત્ર આપેલું હતું.

શેઠ રતનચંદભાઇ જો કે એક ગર્ભશ્રીમંત ગૃહસ્થ છે, છતાં પણ તેઓ સ્વભાવે શાન્ત મિલનસાર, સાદા અને નિરભિમાની છે, એમની લાયકાતનુ વિશેષ વર્ણન કરવા કરતાં રૂબરૂ મુલાકાત લઇ એમની લાયકાતની ખાત્રી કરવા અમારા ભલામણ છે, તેઓ જાહેરમાં પણ સારો ભાગ લે છે અને વીલીંગડન સ્પોર્ટસ કલબ, ઓરીએન્ટલ કલબ તથા બોમ્બે મરચન્ટસ કલબ જેવી મુંબઈની જાણીતી સંસ્થાઓના સભાસદ છે, તેમની લાયકાતથી નામદાર સરકાર તરફથી સને ૧૯૧૯ માં તેમને જે. પી. નો માનવંતો ઇલ્કાબ તથા ઑનરરી માજીસ્ટ્રેટનો હોદ્દો આપવામાં આવેલો છે. તેમને જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવ્યો તેની ખુશાલીમાં જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયા તરફથી તેમને ગાર્ડનપાર્ટી અને હિંદુ મરચન્ટસ કલબ તરફથી માનપત્ર આપવામાં આવ્યું હતું.

Sheth Ratanchand Talakchand Master, J. P.



શેઠ રતનચંદ તલકચંદ માસ્તર, જે. પી.
જૈન કોમના એક અગ્રેસર અને ઉદાર શહેરી.

# શેઠ દ્વારકાદાસ ગોરધનદાસ. જે. પી.

શ્રીયુત દ્વારકાદાસભાઇ ન્યાતે ભાટિયા ગૃહસ્થ છે, એમનો જન્મ સને ૧૮૮૬ ના ઓગસ્ટ માસની ૧૭ મી તારીખે—સંવત ૧૯૪૨ ના શ્રાવણ વદ ૩ ને મંગળવારે મુંબઇમાં થયો હતો.

એમના વડવાઓમાં એમનાથી પાંચમી પેઢીએ કાનજી ચતુર કરીને એક પ્રખ્યાત પુરૂષ થઇ ગયા છે, તેઓ મૂળ કાઠીયાવાડમાં આવેલ જામ ખંભાળીયાના વતની હતા અને ત્યાંથી ધંધાર્થે મુંબઇ આવેલા હતા, મુંબઇમાં આવીને તેમણે રેશમી કાપડનો ધંધો શરૂ કરેલો અને ચીન તથા હોંગકોંગ વિગેરે સ્થળોથી કાપડ મંગાવી તેનો વેપાર કરતા, તેમાંથી તેમણે સારૂં દ્રવ્ય પ્રાપ્ત કરેલું હતું. પોતે મૂળ સાધારણ સ્થિતિના હોવાથી પૈસાની કિમ્મત સારી રીતે સમજી શકતા, તેની સાથે પૈસા વગર ગરીબ માણસોને કેવી હાડમારી ભોગવવી પડે છે તે પણ સમજતા. આથી જેમ જેમ તેમને દ્રવ્ય મળતું ગયું તેમ તેમ તેનો સંગ્રહ કરવા સાથે પરોપકારનાં કાર્યોમાં તેનો વ્યય પણ કરવા લાગ્યા. ટુંકામાં કાનજી શેઠે દ્રવ્યનો સંગ્રહ પણ સારો કર્યો અને તેનો વ્યય પણ સારી રીતે કર્યો. ગોકુળમાં ધર્મશાળા, મુંબઇમાં માધવબાગ નજીક ગોસ્વામિ મહારાજો માટે ઉતારો તથા ધર્મશાળા, તેમજ વાલકેશ્વર બાણગંગા નજીક ધર્મશાળા અને પોતાનાં વતન ખંભાળીયામાં પણ ધર્મશાળા ઇત્યાદિ ધર્મશાળાઓ વિગેરે બંધાવીને તથા પરોપકારનાં અન્ય કાર્યો કરીને કાનજી શેઠ પોતાનું નામ અમર કરી ગયા છે, તેઓ મુંબઇના ભાટિયા મહાજનના અગ્રેસર શેઠ હતા, એમને જીવણદાસ તથા રણછોડદાસ નામના બે પુત્રો હતા, જેમાંના જીવણદાસ ન્હાની વયે ગુજરી ગયેલા. રણછોડદાસની જીંદગીમાં વિશેષ જાણવા જેવું બનેલું નથી, પણ તેમણે એક સદાવ્રત સ્થાપેલ છે એ હકીકત નોંધ લેવા લાયક છે. એમણે સ્થાપેલ એ સદાવ્રત હજુ ચાલુ છે. તેની મિલ્કત ગીરગામ બેક રોડ પર આવેલ છે, તે પછી જીવણદાસના પુત્ર પરમાનંદદાસ થયા તેઓ ઉદાર દિલના, પરોપકારી અને બાહોશ ગૃહસ્થ તરીકે પ્રસિદ્ધિ મેળવી ગયા છે, તેઓ પોતાનું ધાર્યું કરવામાં તથા બોલ્યું પાળવામાં ગમે તે ભોગ આપવો પડે તો તે આપે તેવા હતા, એક ખરા ગૃહસ્થને છાજે તેવા કેટલાક સદગુણો તેમનામાં હતા, તેઓ પોતાની મિલ્કતનો જાતેજ વહિવટ કરતા અને પોતાનું દ્રવ્ય કેટલું છે? તે ગણતા કે ગણાવતા નહિ. કહેવાય છે કે એમની પાસે ઘણું દ્રવ્ય હતું. એમના સ્વર્ગવાસની નોંધ લેતાં એક દૈનિક પત્રે લખેલું કે "આજે મુંબઇનો કુબેર ભંડારી મરણ પામ્યો છે." તેમના પછી તેમના દિકરા ગોરધનદાસ થયા તેમણે પોતાના પ્રતાપી પિતાનું નામ અમર રાખવા તજવીજ કરી "પરમાનંદદાસ હિંદુ જીમખાનું" સ્થાપેલ છે. શેઠ ગોરધનદાસ ૨૭ વરસની ભરજુવાન વયે પોતાની પાછળ દ્વારકાદાસ, હરિદાસ તથા ભગવાનદાસ નામના ત્રણ પુત્રો મુકી સ્વર્ગવાસી થયેલા. આ ત્રણ પુત્રોમાં વચલા હરિદાસ ગુજરી

ગયા છે. કહે છે કે તેઓ ઘણા હુશિયાર, ઉદાર અને આશાજનક યુવક હતા, વીસ વરસની વયે બી. એ. ની પરિક્ષા તેમણે પસાર કરી અને તે પછી તુર્તજ ગુજરી ગયા.

શેઠ દ્વારકાદાસના પિતાના મરણ વખતે એમની ઉમર આઠ વરસની હોવાથી તેઓ ટ્રસ્ટીઓના હાથ નીચે ઉછરીને મોટા થયા હતા. ઉમર લાયક થતાં તેમણે ગુજરાતી નિશાળમાં શરૂઆતની કેળવણી લીધેલી અને તે પછી અંગ્રેજી હાઇસ્કૂલમાં મેટ્રિક સુધી અભ્યાસ કરેલો, તે પછી તેમની બહોળી મિલ્કતની સંભાળ લેનાર કોઇ નહિ હોવાથી તેમને અભ્યાસ બંધ કરવાની જરૂર પડી.

શેઠ દ્વારકાદાસની સ્થાવર મિલ્કત એટલી બધી વિશાળ છે કે તેનો વહીવટ સંભાળવો એ સાધારણ માણસથી બની શકે તેવું કામ નથી. આવો બહોળો વહીવટ દ્વારકાદાસ શેઠે સંભાળી લીધેલ છે, અને જાતિ દેખરેખથી તેમાં તેમણે સુધારો વધારો પણ કરેલ છે, આશા છે કે શ્રીમાન દ્વારકાદાસ શેઠ પોતાની મિલ્કતની જેવી સંભાળ લે છે, અને તેમાં ઉમેરો કરવાની કાળજી રાખે છે, તેવીજ રીતે ઇશ્વરે તેમને આપેલ દ્રવ્યનો પરોપકારનાં કાર્યમાં વ્યય કરી પોતાના દાદા શેઠ પરમાનંદદાસ તથા વડિલ શેઠ કાનજી ચતુરના જેવી કીર્તિ મેળવવાની તજવીજ પણ જરૂર કરશે.

શેઠ દ્વારકાદાસ સ્વભાવે હસમુખા અને મિલનસાર છે, તેઓને માથે કામકાજનો બોજો વિશેષ રહેતો હોવાથી જાહેરમાં તેઓ વિશેષ ભાગ લઇ શકતા નથી તો પણ મહત્વની બાબત હોય તો તેમાં ભાગ લેવાનું ચુકતા નથી. તેમની લાયકાતથી નામદાર સરકારે ઇ. સ. ૧૯૦૯ માં તેમને જે. પી. નો માનવંતો ઇલ્કાબ આપીને તથા તે પછી ઓનરરી માજીસ્ટ્રેટ બનાવીને તેમની યોગ્ય કદર કરેલી છે. શેઠ દ્વારકાદાસને જે. પી. નો ઈલ્કાબ આપવામાં આવ્યો ત્યારે તેમની ઉમર ફક્ત પચીસ વરસનીજ હતી, જે ઉમરે આવો ઇલ્કાબ બહુ થોડા ગૃહસ્થોને આપવામાં આવે છે.

શેઠ દ્વારકાદાસનું લગ્ન અત્રેના સુપ્રસિદ્ધ ગૃહસ્થ શેઠ મુળરાજ ખટાઉનાં પુત્રી શ્રીમતી વેલાંબાઇ સાથે સંવત ૧૯૫૮ માં થયું હતું. એમનાં પત્ની કેળવાયેલ શાન્ત સ્વભાવનાં અને ઘણી ધાર્મિક વૃત્તિનાં છે, અને ભગવદ્ ગીતા પર તેમને બહુજ ચાહના છે. સંતતિમાં તેમને એક પુત્ર તથા એક પુત્રી છે.

પરમ દયાળુ પરમાત્મા શેઠ દ્વારકાદાસને તથા તેમનાં ધાર્મિક વૃત્તિનાં ધર્મ પત્નીને દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને તેમના હસ્તે અનેક શુભ કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.

# શ્રીયુત ભવાનીદાસ નારણદાસ મોતીવાળા.

બી. એ. એલ. એલ. બી. જે. પી.

શ્રીયુત ભવાનીદાસભાઇ ન્યાતે વીસા નાગર વાણીયા છે, એમનો જન્મ સને ૧૮૭૬ ના સપ્ટેમ્બરની ૨૬ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના વડિલો હીરામોતીના વેપારી હોવાથી તેમની અટક મોતીવાળા પડી છે, શ્રીયુત ભવાનીદાસભાઇના દાદા, બાપા તથા કાકા વિગેરે સઘળા ગૃહસ્થો એમની ન્યાતના શેઠ હતા, મતલબ કે એમની ન્યાતમાં એમનું કુટુંબ ઘણું પ્રતિષ્ઠિત અને આગળ પડતું ગણાય છે. ભવાનીદાસભાઇના પિતા સને ૧૯૦૨ માં પોતાની પાછળ જમનાદાસ તથા ભવાનીદાસ નામના બે પુત્રો મુકી ગુજરી ગયેલા, એમના અવસાન વખતે એમના પુન્યાર્થે તથા યાદગીરી અર્થે રૂા. દસ હજારની સખાવત કરવામાં આવી હતી.

શ્રીયુત ભવાનીદાસભાઇએ ન્યુ હાઇસ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લીધેલું અને સને ૧૮૯૨ માં મેટ્રિકની પરિક્ષા પસાર કરેલી, તે પછી આગળ અભ્યાસ કરવા માટે તેઓ ઝેવીયર કોલેજમાં દાખલ થયેલા અને સને ૧૮૯૯ માં બી. એ. ની પરિક્ષા પસાર કરેલી.

બી. એ. ની પરિક્ષા પસાર કર્યા પછી ભવાનીદાસભાઇ સોલીસીટરની પેઢીમાં આર્ટિકલ કલાર્ક તરીકે જોડાયેલા, જ્યાં આગળ ત્રણ વરસ સુધી તેમણે કામ કરેલું, તે દરમ્યાન કાયદાનો અભ્યાસ પણ તેમણે કરેલો અને સને ૧૯૦૨ માં એલ. એલ. બી. ની ડીગ્રી લીધેલી.

શ્રીયુત ભવાનીદાસની લાયકાત તથા વિદ્વતાથી સને ૧૯૦૬ માં નામદાર સરકારે તેમને ઓનરરી માજીસ્ટ્રેટનો હોદ્દો આપેલો, જે હોદ્દો હાલ પણ તેઓ ભોગવે છે, સને ૧૯૦૮ માં સરકારે તેમને જે. પી. નો ઇલ્કાબ આપેલો છે.

શ્રીયુત ભવાનીદાસભાઇ જાહેરની ઘણી હિલચાલોમાં આગળ પડતો ભાગ લીએ છે. રોયલ એશિયાટિક સોસાઇટી, ઝવેરીલાલ ઉમીયાશંકર લાઇબ્રેરી, સ્ટુડન્ટસ બ્રધરહુડ, સંસાર સુધારા સમાજ, વનિતા વિશ્રામ, ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ, ઓલ ઇન્ડીયા હિંદુ સભા, અનાજના ભાવ ઠરાવનારી કમિટી, ઓલ ઇન્ડીયા ટેમ્પરન્સ સોસાઇટી અને સોસીયલ સર્વિસ લીગ ઇત્યાદિ સંસ્થાઓના તેઓ સભાસદ છે, અને તેમાંની કોઇ કોઇ સંસ્થાના તેઓ સેક્રેટરી અથવા મેનેજીંગ કમિટીના સભાસદ પણ છે, વળી ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ તથા સોસીયલ સર્વિસ લીગના એક સ્થાપક તરીકે પણ તેમણે ભાગ લીધો છે.

તેમની લાયકાતથી સને ૧૯૧૭માં તેમની જ્ઞાતિની પહેલી કોન્ફરન્સ વડનગર મુકામે મળેલી તેના પ્રમુખ તરીકે તેમને ચુંટી કાઢવામાં આવ્યા હતા. તેમજ મુંબઇની સને ૧૯૧૯ ની છેલ્લી મ્યુનીસીપલ ચુંટણી વખતે ભુલેશ્વરના લત્તા તરફથી એક પ્રતિનિધિ તરીકે તેઓ ચુંટાયેલા છે.

શ્રીયુત ભવાનીદાસભાઇએ કેટલાંક ભાષણો તથા લેખો પણ લખેલા છે. તેમનાં ભાષણોમાં શશિપદ બેનરજીના જીવન પર તેમણે આપેલું ભાષણ તથા તેમની જ્ઞાતિના પ્રમુખસ્થાનેથી આપેલ ભાષણ મુખ્ય છે, અને જમનાબાઇ સક્કઇ સ્મારક અંકમાં લખેલ લેખો, સ્વાર્પણ નામનું ન્હાનું પુસ્તક, તથા જીવદયા જ્ઞાનપ્રસારક મંડળ તરફથી લખેલું પુસ્તક એ તેમના લેખો છે, એમનું "વેજીટેરીયન ડાયેટ એઝ એ પ્રોમોટર ઓફ હેલ્થ એન્ડ સ્ટ્રંગથ"નું પુસ્તક હરિફાઇમાં પસાર થયેલું છે, અને તે બદલ તેમને ઇનામ મળેલું છે.

શ્રીયુત ભવાનીદાસભાઇ સ્વભાવે શાન્ત, મિલનસાર અને દયાળુ ગૃહસ્થ છે, તેઓ સુધરેલા વિચારના છે, એમનો સુધારો ઠરેલ તથા આબરૂદાર કુટુંબને શોભે તેવો છે. ટુંકમાં એમની આજ સુધીની કારકીર્દિ ઉજવળ છે.

---

Shreeyut Bhavanidass Narandass Motiwala, B. A. LL. B., J. P.



શ્રીયુત ભવાનીદાસ નારણદાસ મોતીવાળા, બી. એ., એલએલ. બી., જે. પી.

Sheth Barjorjee Sorabjee Kooper, J. P.



શેઠ બરજોરજી સોરાબજી કુપર, જે. પી.

# શેઠ બરજોરજી સોરાબજી કુપર. જે. પી.

શેઠ બરજોરજીનો જન્મ ઇ. સ. ૧૮૯૪ ના જુન મહિનાની તેરમી તારીખે મુંબઇમાં થયો હતો. એમના પિતા શેઠ સોરાબજી નવરોજજી કુપર એક આપબળે આગળ વધેલા ગૃહસ્થ હતા, અને મુંબઇની મ્યુનીસીપાલીટીમાં પચાસ રૂપિયાના કારકૂનની જગ્યાએ નોકરીની શરૂઆત કરીને થોડાં વરસમાં ચીફ એકાઉન્ટન્ટ તથા ઓડીટરના હોદ્દા સુધી પહોંચ્યા હતા, જ્યાં તેમને માસિક ૧૫૦૦) રૂપિયા પગાર અને ૨૫૦) રૂપિયાનો એમની કુશળતા બદલ વધારો મળતો હતો. એ જગ્યા પર તેઓ ઘણાં વરસ સુધી–મૃત્યુ સુધી રહ્યા હતા અને ઓફીસરોની તથા સરકારની ચાહના મેળવી હતી. તેઓ ગુજરી ગયા પછી તેમના કુટુંબને મ્યુનીસીપાલીટી તરફથી પંદર હજાર રૂપિયા બક્ષીસ આપવામાં આવ્યા હતા અને સ્ટેન્ડીંગ કમિટિએ એમના શોકજનક અવસાનની નોંધ લેવાનો ઠરાવ પસાર કર્યો હતો. એમના અવસાન વખતે બરજોરજી શેઠની ઉમર લગભગ ૨૪ વરસની હતી.

બરજોરજી શેઠે એલ્ફીસ્ટન સ્કુલમાં અંગ્રેજી શિક્ષણ લીધું હતું અને મેટ્રિકની પરિક્ષા પસાર કર્યા પછી તેઓ મી. બી. પી. નાળીયેરવાળાની કંપનીમાં એક ભાગીયા તરીકે ધંધાર્થે જોડાયા હતા. જ્યાં પંદર વરસ સુધી મેસર્સ નારીયેરવાળા અને કુપરની કંપનીના નામથી ધંધો ચલાવ્યા પછી બી. એસ. એન. કુપરનાં નામથી સ્વતંત્ર પેઢી સ્થાપી હતી.

સને ૧૯૧૪ માં યુરોપની મહાભારત લડાઇ શરૂ થઇ ત્યારથી બરજોરજી શેઠે લડાઇને તથા લશ્કરને લગતા કંટ્રાકટ લેવાનો ધંધો શરૂ કર્યો અને લડાઇ દરમ્યાન લગભગ એક કરોડ રૂપિયા કરતાં વધારે કિમ્મતનો માલ પૂરો પાડી કંટ્રાકટર તરીકે સારી નામના મેળવી; અને હાલ તેઓની ગણત્રી એક આગેવાન કંટ્રાકટરમાં થાય છે. આ શિવાય તેઓ કોમીસરીયેટ તથા વીમાનું કામકાજ પણ કરે છે.

શેઠ બરજોરજીની કારકીર્દિમાં જે કંઇ ખાસ નોંધ લેવા જેવું છે તે એ છે કે તેઓ અત્રેના સુપ્રસિદ્ધ ડોકટર માસીનાની હોસપીટલના એક આગેવાન મદદગાર છે, તે એટલે સુધી કે ડોકટર માસીના સાથે તથા માસીના હોસપીટલ સાથે એમનું નામ વરસો થયાં જોડાયેલું છે, અને તેની દરેક હિલચાલમાં મી. કુપરે આજ સુધીમાં ઘણી મહેનત લીધેલી છે, અને તન, મન તથા ધન સુદ્ધાંતનો ભોગ આપવામાં તેઓ પછાત પડયા નથી.

પોતાના ધંધાની કુશળતાને માટે સને ૧૯૦૦ માં એમ. આઇ. ઇ. એસ. તથા સને ૧૯૦૫ માં એમ. એસ. એ. ની ડીગ્રીઓ પણ બરજોરજી શેઠે મેળવેલી છે. વળી ચિત્રકળાનો પણ તેમને સારો શોખ હોવાથી સને ૧૯૧૦ માં મુંબઇના આર્ટ એકઝીબીશનમાં તેમણે "બ્યુગલ એન્ડ ઇટસ સેટીસફેકશન" નામનું એક ચિત્ર રજુ કરેલું હતું, જે ચિત્રની ઉત્તમતા બદલ તેમને પહેલું ઇનામ આપવામાં આવ્યું હતું.

મી. કુપર પારસી કોમમાં, મુંબઇના વેપારી મંડળોમાં અને સરકારમાં સારી લાગવગ ધરાવનારા ગૃહસ્થ છે, સને ૧૯૧૭ માં તેઓ ઇન્ડીયન વોર લોન કમિટિના એક મેમ્બર નિમાયા હતા, અને એ કામમાં બનતી મદદ કરી હતી. વળી તેઓ નામદાર સરકાર તરફથી જે. પી. તથા ઓનરરી માજીસ્ટ્રેટના હોદ્દા મેળવવાને પણ ભાગ્યશાળી થયેલા છે, ટુંકમાં મુંબઇના એક આગેવાન શહેરી તરીકેની બરજોરજી શેઠની આજ સુધીની કારકીર્દિ ઝળકતી છે, અને ભવિષ્યમાં તેમાં ઉમેરો થશે એવો સંભવ છે.



# વિભાગ સાતમો-પ્રતિષ્ટિત ગૃહસ્થો.

શ્રીમંતો, વેપારીઓ તથા કારીગરો વિગેરે.

## શેઠ રણછોડદાસ ત્રિભુવનદાસ.

શેઠ રણછોડદાસભાઈ ન્યાતે કપોળ વાણિયા છે, એમનો જન્મ સંવત ૧૯૨૦ માં મુંબઈ મુકામે થયો હતો. એમના વડિલો નવલખીના નામથી ઓળખાય છે, અને એમની કોમમાં એમનું કુટુંબ અગ્રેસર તથા આબરૂદાર લેખાય છે. એમના વડિલો આજથી આસરે બસો વરસ પર કાઠીયાવાડમાંથી અત્રે વેપાર અર્થે આવી વસ્યા હતા, અને ચીન સાથે તેઓ વેપાર કરતા હતા. કાઠીયાવાડમાં એમનું મૂળ વતન પાલીતાણા હતું, ત્યાંથી તેઓ થોડો વખત માંગરોળ જઇ વસ્યા હતા અને માંગરોળથી મુંબઇ આવ્યા હતા, તે વખતથી તેમના વંશજો મુંબઇમાંજ વસે છે અને મુંબઇની આબાદી સાથે તેમની પણ આબાદી થયેલી છે.

શેઠ રણછોડદાસના વડિલો વેપારી તરીકે તથા પરમાર્થી ગૃહસ્થો તરીકે સારી આબરૂ મેળવી ગયા છે. મુંબઇનું સુપ્રસિદ્ધ મુમ્બાદેવીનું તળાવ તથ તેની નજીકનાં દેવળો એમના વડિલોએજ બંધાવેલ છે. આ તળાવ સંવત ૧૮૧૯ ના અરસામાં બંધાયેલ છે, અને તેની પાછળ લગભગ સાઠ હજાર રૂપિયા, તથા તેની નજીક ગણપતિ, બાલાજી અને કામનાથ મહાદેવનાં મંદિરો વિગેરે પાછળ લગભગ વીસ હજાર રૂપિયા ખર્ચ થયેલ કહેવાય છે. અત્યારે એ જગ્યાની કિમ્મત લાખો રૂપિયા અંકાય છે, અને તેનો વહીવટ રણછોડદાસ શેઠ તથા તેમના કુટુંબીઓ કરે છે.

શેઠ રણછોડદાસના પિતા ત્રિભૂવનદાસ જુના વિચારના અને નિવૃત્ત જીંદગી ગાળનારા હોવાથી ધંધાની વિશેષ ધમાલમાં નહિ પડતાં શરાફીનું કામકાજ કરતા, અને શાન્ત જીવન ગાળતા તેઓ સંવત ૧૯૪૫ માં ગુજરી ગયા ત્યારે રણછોડદાસની ઉમર પચીસ વરસની હતી.

શેઠ રણછોડદાસભાઇએ શરૂઆતની ગુજરાતી કેળવણી ફોર્ટ બ્રેંચ સ્કૂલમાં અને અંગ્રેજી કેળવણી એલ્ફીસ્ટન હાઇસ્કૂલમાં લીધી હતી, જ્યાં તેમણે મેટ્રિક સુધી અભ્યાસ કર્યો હતો અને સને ૧૮૮૨ માં એટલે કે સોળ વરસની વયે મેટ્રિકની પરિક્ષા પસાર કરી હતી, તે પછી વિશેષ અભ્યાસને માટે તેઓ એલ્ફીસ્ટન કોલેજમાં દાખલ થયા હતા અને ત્યાં પ્રિવિયસ સુધી અભ્યાસ કર્યો હતો.

અભ્યાસમાંથી પરવાર્યા પછી રણછોડદાસભાઇ પોતાના પિતાના ચલતા શરાફીના ધંધામાં જોડાઇ ગયા હતા, અને સને ૧૮૮૯ માં એમના પિતા સ્વર્ગવાસી થતાં એમણે એ ધંધો સ્વતંત્રપણે સંભાળી લીધો હતો, જે તેઓ હાલ પણ કરે છે.

કોમના એક હિતચિંતક આગેવાન તથા શહેરના એક પ્રતિષ્ઠિત શહેરી તરીકેની રણછોડદાસ શેઠની આબરૂ સારી છે, અને કોમના હિતની તથા જાહેરની ઘણી હિલચાલોમાં તેમણે ભાગ લીધેલો છે.

કપોળ કોમના એક સેક્રેટરી તથા કપોળ મિત્રમંડળના તેઓ વાઇસ પ્રેસીડન્ટ હતા અને હાલમાં કપોળ નિરાશ્રિત ફંડના તેઓ ટ્રસ્ટી છે. મુંબઇની પહેલી મરકી વખતે તેમણે પોતાની કોમની સારી સેવા બજાવી હતી અને કપોળ કોમને માટે ખાસ હોસપીટલ સ્થાપવામાં આગેવાનીભર્યો ભાગ લેવા ઉપરાંત તેના જોઇન્ટ ટ્રેઝરર (ખજાનચી) તરીકે તે કોમના આગેવાન મનમોહનદાસ શેઠની સાથે તેમણે કામ કરેલું હતું, અને તેના ફંડમાં રૂા. ૫૦૦) પાંચસો આપ્યા હતા. આ શિવાય કપોળ ઓર્ફનેજની સ્થાપનામાં તથા જ્ઞાતિહિતની બીજી પણ ઘણી હિલચાલોમાં તેમણે આજ સુધીમાં આગળ પડતો ભાગ લીધેલો છે.

જાહેરની જે હિલચાલોમાં રણછોડદાસ શેઠે ભાગ લીધેલો છે, તેની નોંધ નીચે પ્રમાણે છે. મુંબઇની પ્રેસીડન્સી એસોસીએશન તથા ગોકળદાસ તેજપાળ ધર્મખાતાંની જનરલ કમિટીના સભાસદ, આર્ય સુધર્મોદય સભાના કાયમના ટ્રસ્ટી, તથા હિંદુ જીમખાનાના, ભુલેશ્વર લાઇબ્રેરીના અને યંગમેન્સ હિંદુ એસોસીએશનના તેઓ લાઇફ મેમ્બર છે, અને જીમખાનાના ટ્રેઝરર તરીકે પણ કેટલાંક વરસ સુધી તેમણે કામ કર્યું હતું. આ શિવાય, સોનાપુર કમિટિના સને ૧૮૯૬ થી તેઓ સેક્રેટરી છે. વળી પ્રોવીન્સીયલ બેંક તથા ખાનદેશ પ્રેસ કંપનીની બોર્ડના ચેરમેન તરીકે પણ તેમણે કેટલોક વખત કામ કરેલ છે.

સખાવતનાં કેટલાંક કાર્યો પણ એમના હસ્તે થયેલાં છે, જેની ટુંક નોંધ નીચે પ્રમાણે છે. ૧) રૂપિયા પચીસ હજારનું એક મકાન તેમણે પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે પોતાની કોમના "કોનવેલેસન્ટ હોમ" માટે આપેલ છે. ૨) રૂપિયા ત્રણ હજાર ખરચીને મુમ્બાદેવીના તળાવને એક ટનલ મારફત તેમણે ગટર સાથે જોડાવેલ છે, આથી તે તળાવનું પાણી સ્વચ્છ રહે તેવી ગોઠવણ થઇ છે, તેમજ ડાઘૂઓને ન્હાવા માટે ત્યાં ગરમ પાણી મળી શકે તેવો બંદોબસ્ત પણ કરેલો છે. ૩) પોતાના હસ્તકનાં મુમ્બાદેવીનાં મંદિરોમાં આરસ જડાવવામાં તથા પોરબંદરનું સુંદર દર્શન બંધાવવામાં રૂપિયા દસેક હજારનો ખર્ચ તેમણે પોતાના કુટુંબીઓ સાથે મળી કરેલ છે. ૪) રૂપિયા એક હજાર કપોળ નિરાશ્રિત ફંડમાં પોતાના પિતાની યાદી અર્થે આપેલા છે, ૫) રૂપિયા ૫૦૦) કપોળ હોસપીટલ ફંડમાં. ૬) રૂપિયા ૫૦૦) હિંદી નેશનલ કોંગ્રેસના ફંડમાં અને ૭) રૂપિયા ૫૦૦) અમરેલી કપોળ બોર્ડીંગ સ્કૂલના ફંડમાં તેમણે આપેલા છે. આ શિવાય પરચુરણ સખાવતમાં પણ એમના હસ્તે સારી રકમ વપરાયેલ છે, અને હજુ વપરાયા કરે છે, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

Sheth Ranchhoddass Tribhuvandass.



શેઠ રણછોડદાસ ત્રિભુવનદાસ.

કપોળ કોમના એક અગ્રેસર.

Sheth Dwarkadass Tribhuvandass.



**શેઠ દ્વારકાદાસ ત્રિભુવનદાસ.**

કપોળ કોમના એક અગ્રેસર અને રૂના આગેવાન દલાલ.

# શેઠ દ્વારકાદાસ ત્રિભુવનદાસ.

શ્રીયુત દ્વારકાદાસભાઇ ન્યાતે કપોળ વાણિયા છે, એમનો જન્મ સંવત ૧૯૩૭ ના જેઠ વદ સાતમને શનીવાર તા. ૧૮ મી જુન ૧૮૮૧ ના રોજ મુંબઇ મુકામે થયો હતો.

એમના વડિલોમાં એમના દાદા સ્વ. શેઠ જાદવજી કમળશી એક પ્રખ્યાત પુરૂષ થઇ ગયા છે, તેઓ ભાવનગર તાબાના સથરા ગામમાં જનમ્યા હતા, અને ત્યાંથી સોળ વરસની કુમળી વયે—સંવત ૧૮૮૫ માં મુંબઇ આવ્યા હતા. મુંબઇમાં આવ્યા પછી શરૂઆતમાં જુજ પગારની નોકરી કરી છેવટે રૂની દલાલીના ધંધામાં જોડાયા હતા, અને પોતાની બાહોશી તથા ભાગ્યદેવીની કૃપાથી એ ધંધામાંથી તેમણે સારૂં દ્રવ્ય તથા આબરૂ મેળવ્યાં હતાં, જેના પ્રતાપે હજુ પણ એમના વંશજો આબાદ સ્થિતિ ભોગવે છે. અંગ્રેજી કે ગુજરાતી અભ્યાસ વગર માત્ર વ્યાપારી કુનેહથીજ જાદવજી શેઠ મોટા મોટા પારસી તથા યૂરોપીયન વેપારીઓ અને મીલ માલેકોના વિશ્વાસપાત્ર થઇ શકયા હતા, અને દલાલીના કામથી સહુને સંતોષ આપ્યો હતો. પહેલા સર દીનશાજી પીટિટની છ મીલોની, તથા બીજી પણ એકાદ બે મીલોની તેમજ ગાડમ કંપની તથા બીજી યૂરોપીયન કંપનીની રૂની દલાલીનું કામ જાદવજી શેઠના હાથમાં હતું. તેઓ સંવત ૧૯૩૨ માં સાઠ વરસની વયે પોતાના એકના એક પુત્ર શેઠ ત્રિભૂવનદાસને પોતાનું તમામ કામકાજ સોંપી ધંધામાંથી નિવૃત્ત થયા હતા અને સંવત ૧૯૫૨ માં એંસી વરસની પાકી વયે સ્વર્ગવાસી થયા હતા. એમના અવસાન પછી થોડાજ વખતે સંવત ૧૯૫૬ માં ચરિત્રનાયકના પિતાજી શેઠ ત્રિભૂવનદાસ પણ પોતાની પાછળ પરમાનંદદાસ, દ્વારકાદાસ અને લલ્લુભાઇ નામના ત્રણ પુત્રો અને બે પુત્રીઓ મુકી ગુજરી ગયા હતા. પિતાના અવસાન વખતે દ્વારકાદાસભાઇની ઉમર લગભગ વીસ વરસની હતી.

શેઠ દ્વારકાદાસભાઈએ આઠ વરસની વયે ગુજરાતી કેળવણી લેવાનું મુંબઇમાંજ શરૂ કર્યું હતું, અને ગુજરાતી અભ્યાસ કરી લીધા પછી ગોકળદાસ તેજપાળ એંગ્લો વર્નાકયુલર સ્કૂલમાં અંગ્રેજી ત્રણ ધોરણ સુધીનો અને પછી ગોકળદાસ તેજપાળ હાઇ સ્કૂલમાં પાંચમા ધોરણ સુધીનો અને તે પછી એલ્ફીસ્ટન હાઇ સ્કૂલમાં મેટ્રિક સુધી અભ્યાસ કરેલો હતો, અભ્યાસમાં તેઓ એટલા બધા નિયમિત અને ટાળજીવાળા હતા કે હાઇ સ્કૂલમાં દાખલ થયા પછી ચાર વરસમાં એક દિવસ પણ તેઓ ગેરહાજર રહ્યા નહોતા. દરેક પરિક્ષામાં તેઓ ઉંચે નંબરે પાસ થતા અને ઇનામ મેળવતા હતા. તેઓ મેટ્રિક કલાસમાં હતા તે અરસામાં એમના પિતાજીનો સ્વર્ગવાસ થવાથી, અને વડિલોના ચાલતા ધંધામાં પોતે માહેતગાર ન થાય તો ભવિષ્યમાં તે ધંધો ગુમાવી બેસવાનો વખત આવે એવું વિચારી મેટ્રિક કલાસથી પોતાનો અભ્યાસ છોડી દેવાની તેમને જરૂર પડી હતી.

ઉપર જણાવેલ કારણથી પોતાનો અભ્યાસ બંધ કરી દ્વારકાદાસભાઇ સને ૧૯૦૦ ના ઓગષ્ટ માસથી પોતાના વડિલોના રૂની દલાલીના ધંધામાં જોડાઇ ગયા હતા, જે વખતે એમના હાથમાં ગાડમ કંપની તથા સર દીનશા પીટિટની ત્રણ મીલોની દલાલીનું કામ હતું, જે તેમણે સને ૧૯૦૭ સુધી પોતાના પિત્રાઇ કાકા બેચરદાસ છોટભાઇની સાથે રહીને ચલાવ્યું હતું. સને ૧૯૦૭ ના મે માસમાં જાપાનની જાણીતી "જાપાન કોટન ટ્રેડીંગ કંપની લીમીટેડ" નામની પેઢીએ પોતાની શાખા મુંબઇમાં ખોલી અને તેના મેનેજર મી. એ. યામાડાએ કોલાબાના રૂના દલાલો તથા મુકાદમોની ઘણી અરજીઓ વાંચ્યા પછી પોતાની નવી શાખાના દલાલ તરીકે શેઠ દ્વારકાદ સને ચુંટી કાઢયાથી તે કંપનીની દલાલીનું કામ તેમણે હાથમાં લીધેલું, જે તેઓ હજી સુધી કરે છે.

પોતાને નવી કંપનીનું કામ મળવાથી ગાડમ કંપનીના જુના કામમાં ખલેલ પહોંચવાનો સંભવ લાગવાથી તે કામ પોતાના ન્હાનાભાઇ લલ્લુભાઇને સોંપી દીધું છે.

જાપાન કોટન ટ્રેડીંગ કંપનીનો વેપાર છેલ્લાં દસ વરસો થયાં ઘણો વધી ગયો છે, અને એ કંપની હસ્તક દર વરસે રૂની લગભગ ચાર લાખ ગાંસડી જાપાન ચડાવવામાઆવે છે, શ્રીયુત દ્વારકાદાસભાઇ મજકુર કંપનીના રૂના દલાલ તરીકે સારૂં કામ કરે છે અને કોલાબાના રૂના બજારમાં એક આગેવાન તથા જાણીતા દલાલ લેખાય છે, સદરહુ પેઢીની વતી તેઓ હંમેશાં રૂની હજારો ગાંસડીઓની ખરીદી તથા વેચાણ કરે છે, પરંતુ પોતે એક ગાંસડીનો પણ સટ્ટો કરતા નથી. ભાવની વધઘટની લાલચથી તેઓ કદી પણ લોભાતા નથી. તેમનો આ મનોનિગ્રહ પ્રશંસાપાત્ર તથા અનુકરણ કરવા યોગ્ય છે.

પોતાના કામકાજથી પોતાના ઉપરી સાહેબોને સંતુષ્ટ રાખવાની સાથે દ્વારકાદાસભાઇ પોતાના હાથ નીચે કામ કરતા માણસોને પણ સંતુષ્ટ રાખે છે, અને લાયકની લાયક કદર કરે છે. માણસોને દર વરસે શિરપાવ આપવા ઉપરાંત તેમના તરફથી મળતાં કામના સંતોષના પ્રમાણમાં બબે ત્રણ ત્રણ વરસે તેમના પગારમાં પણ વધારો કરી આપે છે. આ પ્રમાણેની એક ધંધાર્થી તરીકેની દ્વારકાદાસભાઇની કારકીર્દિ છે.

કંપનીમાંના પોતાના તાબાના માણસો પ્રત્યેનું દ્વારકાદાસભાઇનું વર્તન સારૂં છે, તેવીજ રીતે પોતાનાં ખાનગી માણસો પ્રત્યેનું તેમનું વર્તન પણ ઉમદા છે, અને તેમની પણ તેઓ ઘટિત કદર કરે છે, વળી પોતાના કુટુંબના, સગાવ્હાલાંના અને મિત્ર વર્ગના કેટલાક છોકરાઓને દ્વારકાદાસભાઇએ આજ સુધીમાં રૂની દલાલીનું શિક્ષણ આપી ધંધે લગાડી દીધા છે. જેઓ હાલમાં સુખેથી પોતાનું ગુજરાન ચલાવે છે.

કુટુંબમાં તથા બંધુઓમાં સલાહસંપ જાળવવા માટે પણ દ્વારકાદાસભાઇ સારૂં લક્ષ આપે છે, અને પોતાના બંધુઓ તથા અન્ય કુટુંબીજનો પ્રત્યે માયાથી વરતે છે. તેમના પિતાશ્રીની હૈયાતીમાં સંવત ૧૯૫૩-૫૪ ના અરસામાં તેમના પિતા તથા તેમના વડિલ ભાઇ વચ્ચે કંઇક કારણસર કલેશ ઉત્પન્ન થયેલો તે વખતે તેમણે બન્નેને સમ-

જાવી કલેશનું સમાધાન કરાવ્યું હતું. આ કલેશનું સમાધાન પોતાના વચેટ પુત્રની વિલક્ષણ બુદ્ધિથી થયું છે, અને તેથી વકીલ બારીસ્ટરોમાં જનારા હજારો રૂપિયાનો બચાવ થયો છે, તેમજ ઘરની આબરૂ પણ જળવાઇ રહી છે, એવું જ્યારે દ્વારકાદાસભાઇના પિતાજીના સમજવામાં આવ્યું ત્યારે તેમણે અતિ ખુશ થઇ સ્વ. જાદવજી શેઠને સને ૧૮૬૯ માં ગાડમ કંપની તરફથી કંપનીના મોનોગ્રામવાળું ૭૦૦) રૂપિયાની કિમ્મતનું સોનાનું ઘડીયાળ કુશળતા બદલ ઇનામમાં મળેલું, અને જે ઘડીયાળ કુટુંબમાં એક સ્મરણ ચિન્હ જેવું હતું, તે દ્વારકાદાસભાઇને બક્ષીસ આપેલું જે હાલ પણ તેમનીજ પાસે છે. આ પછી સંવત ૧૯૭૨ માં ભાઇઓમાં કલેશનાં ચિન્હો જણાતાં સમાધાન કરાવવા તેમણે પ્રયત્ન કરેલો અને ઇશ્વકૃપાથી એ વખતે પણ એમને જસ મળેલો.

સંવત ૧૯૭૨ થી દ્વારકાદાસભાઇના બધા ભાઇઓએ મજીયારો વહેંચી લીધો છે, અને બધા ભાઇઓ જુદા રહે છે, છતાં પણ દ્વારકાદાસભાઈ પોતના ભાઇઓ તરફ સારો પ્રેમ રાખે છે અને પોતાના દલાલીના ધંધાની આવકમાંથી અમુક ભાગ તેમને ઘેર બેઠે આપે છે.

વેપારી લાઇનના માણસ હોવા છતાં કેળવણી તથા સાહિત્ય પ્રત્યે દ્વારકાદાસભાઇ સારી લાગણી રાખે છે. સ્કૂલ તથા કોલેજમાં ભણતા કેટલાક વિદ્યાર્થીઓને તેઓ માસિક મદદ આપે છે, અને સાહિત્યની સેવા કરનારા લેખકોને પણ મદદ કરે છે. પુસ્તકો વાંચવાનો તેમને સારો શોખ છે, અને તેથી ઘર આગળ તેમણે એક લાઇબ્રેરી રાખેલી છે. વિશેષમાં તેમના પોતાનામાં પણ લખવાની શકિત છે, અને આજ સુધીમાં વિવિધ વિષયો પર તેમણે કેટલાક લેખો લખેલા છે. એમના સાર્વજનિક લેખોનો એક સંગ્રહ લલ્લુભાઇ કાળીદાસ [illegible] નામના ગૃહસ્થે સંવત ૧૯૭૩ માં "અનુભવ પ્રકાશ" નામના પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરેલ છે.

દ્વારકાદાસભાઇને યાત્રા તથા મુસાફરીનો શોખ પણ ઘણો છે અને આજ સુધીમાં તેમણે ઘણી યાત્રાઓ તથા મુસાફરી કરી તેમાં હજારો રૂપિયાનો ખર્ચ કરેલો છે. તેમજ હિંદનાં લગભગ તમામ પવિત્ર સ્થળોની મુલાકાત લીધેલી છે.

શેઠ દ્વારકાદાસભાઇનું માનપાન તેમની કોમમાં પણ સારૂં છે. અને જ્ઞાતિના હિતનાં તથા જ્ઞાતિની સેવાનાં કેટલાંક કાર્યો તેમણે કરેલાં છે. સંવત ૧૯૬૧ના અરસામાં એમની જ્ઞાતમાં ગામઠી અને વિલાયતી એવાં બે તડ પડી ગયેલાં, જેને એકત્ર કરવા માટે કોમના ઘણા પ્રતિષ્ટિત ગૃહસ્થોએ મહેનત કરેલી, પરંતુ કોઇને યશ મળેલો નહિ. એ બન્ને તડો સંવત ૧૯૬૮ માં દ્વારકાદાસભાઈનાં માતુશ્રીનાં કારજ પ્રસંગે તેમની સમજાવટથી એકત્ર થઈ ગયાં હતાં. છેલ્લા દુકાળ વખતે પણ દ્વારકાદાસભાઇએ એક બીજા ગૃહસ્થનાં સાથે મળીને "કપોળ ફેમીન રીલીફ ફંડ" સ્થાપીને જ્ઞાતિનાં મુંબઈ તથા કાઠીયાવાડનાં ગરીબ કુટુંબોનો ભારે સેવા બજાવેલી છે. કપોળ સ્ટુડન્ટસ યુનીયન તથા કપોળ કોમનો મેનેજીંગ કમિટીના સભાસદ તરીકે પણ દ્વારકાદાસભાઇએ આજ સુધીમાં સારૂં કામ કર્યું છે.

શ્રીયુત દ્વારકાદાસભાઇના વડિલો તરફથી તથા તેમની પોતાની તરફથી સખાવતનાં પણ કેટલાંક કાર્યો થયેલા છે, જેનો નોંધ નીચે પ્રમાણે છે. ૧) તેમના વતન સથરામાં તેમના

દાદાના નામથી એક સદાવ્રત સ્થાપેલ છે, જે ખાતે રૂપિયા સત્તર હજાર ટ્રસ્ટ કરી રોકેલ છે. ૨) રૂપિયા દસ હજારના ખરચે એજ ગામમાં એક ધર્મશાળા બંધાવેલ છે, અને રૂપિયા ચાર હજાર તેની મરામત માટે જુદા રાખેલ છે. ૩) તેજ ગામમાં રૂપિયા પાંચ હજારના ખરચે એક પગથીયાંવાળી વાવ તથા ઢોરને પાણી પીવાનો અવેડો બંધાવેલ છે. ૪) દ્વારકાદાસભાઇના પિતા શેઠ ત્રિભુવનદાસના નામથી કબૂતરોને જુવાર નાખવા માટે રૂપિયા દસ હજાર રોકેલા છે. ૫) નાસિકમાં પંચવટીમાં સીતા ગુફા આગળ દ્વારકાદાસભાઇના વડિલ ભાઈ પરમાનંદદાસના નામથી "પરમાનંદ ભૂવન" નામની ધર્મશાળા રૂપિયા પાંત્રીસ હજારના ખરચે ત્રણે ભાઇઓએ મળીને બંધાવેલ છે. ૬) એમના પિતાએ જી. આઇ. પી. રેલ્વેનાં કલ્યાણ સ્ટેશન નજીક મોટાં રામજી મંદિરના મહંત કાન્તાદાસજીને સાધુઓને જમાડવા માટે રૂપિયા ત્રણ હજારની કિમ્મતનાં ભાતનાં ખેતરો બક્ષીસ આપેલાં છે. ૭) રૂપિયા સાડા પાંચ હજારના ખરચે શેઠ દ્વારકાદાસની બે સ્વર્ગસ્થ બ્હેનો ગોદાવરી બાઇ તથા જેકોરબાઇની યાદીમાં ભાવનગર તાબાના તળાજા ગામમાં 'ગોદાવરીબાઇ તથા જેકોરબાઇ કન્યાશાળા" સ્થાપેલ છે અને એક હજાર રૂપિયા તેમાં સ્કોલરશીપ આપવા રોકેલા છે. ૮) સંવત ૧૯૫૬ માં પોતાના સ્વ. સાસરા શેઠ આણંદજી શામજીના નામથી તળાજામાં એક સદાવ્રત સ્થાપવા માટે રૂપિયા સાત હજાર, તથા બીજી યાદગીરો માટે રૂપિયા પાંચ હજાર મળી કુલ રૂપિયા બારેક હજાર તેમણે વાપરેલા. વળી કેટલાંક નિરાધાર બ્રાહ્મણ કુટુંબોને "કોટન ડીલર્સ એસોસીએશન"ના ફંડમાંથી તેમણે પોતાની લાગવગથી જીંદગાભરને માટે માસિક પગાર બંધાવી આપેલ છે, ૯) સને ૧૯૧૯ ના જુન માસમાં શેઠ ગોકળદાસ જીવણદાસ કપોળ બોર્ડીંગ સ્કૂલ ખુલ્લી મુકવાની ક્રિયા કરવાને ભાવનગરની કપોળ જ્ઞાતિએ એમને ખાસ આમંત્રણ કરવાથી તેઓ ત્યાં ગયેલા અને એ વખતે બોર્ડીંગ ખુલ્લી મુકવાની ક્રિયા કરી રૂપિયા એક હજાર ૧૦૦૦) આપ્યા હતા, જેના વ્યાજમાંથી દર વરસે ઇનામનો મેળાવડો કરી પાસ થયેલા બોર્ડીંગના વિદ્યાર્થીઓને એમના નામથી ઇનામ આપવાનું નક્કી થયું છે. આ શિવાય બીજી ન્હાની ન્હાની ઘણી સખાવતો દ્વારકાદાસભાઇના હસ્તે થયેલ છે અને હજુ થયા કરે છે, જેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

શ્રાયુત દ્વારકાદાસભાઇને સંતતિમાં એક પુત્ર તથા ત્રણ પુત્રીઓ છે, જેમાંની બે મોટી પુત્રીઓનાં લગ્ન તેમણે મુંબઇમાં ઘણી ધામધૂમથી કરીને સારૂં ખર્ચ કર્યું હતું, અને એ લગ્ન વખતે મુંબઇના જાણીતા યૂરોપીયન તથા દેશી ગૃહસ્થો ઉપરાંત જાપાનીઝ કોનસલ તથા જાપાનીઝ ગૃહસ્થોએ પણ હાજરી આપી હતી. ગુજરાત વર્નાકયુલર સોસાઇટી તથા યંગમેનસ હિંદુ એસોસીએશનના લાઇફ મેમ્બર, અમરેલી કપોળ બોર્ડીંગની મેનેજીંગ કમિટિના એક સભાસદ, તથા મુંબઇના એક આગેવાન શહેરી તરીકેની દ્વારકાદાસ ભાઇની કારકીર્દિ સુપ્રસિદ્ધ છે. તેઓ સ્વભાવે શાન્ત, મિલનસાર અને માયાળુ છે, પોતે ગર્ભશ્રીમંત તથા સારી આવકવાળા હોવા છતાં ઉચ્ચ સિદ્ધાંતો અનુસાર પોતાનું જીવન વ્યતિત કરે છે, જેને માટે એમને ખરેખર ધન્યવાદ ઘટે છે.

---

Shreeyut Jamnadass Dwarkadass, B. A.



શ્રીયુત જમનાદાસ દ્વારકાદાસ, બી. એ.

એક રાજદ્વારી અગ્રેસર.

Sheth Velji Lakhamshi Napoo, B. A.



શેઠ વેલજી લખમસી નપુ, બી. એ.

કોમહિતેચ્છુ અને કેળવણીના ચાહક ગૃહસ્થ.

Sheth Ardeshar Shapurji Narierwala.



**શેઠ અરદેશર શાપુરજી નારીયેરવાળા.**

મીલ સ્ટોરના એક આગેવાન વેપારી તથા પરોપકારી શહેરી.

# શેઠ અરદેશર શાપુરજી નાળીયેરવાળા.

મુંબઇનાં જુનાં અને ખાનદાન પારસી કુટુંબોમાં શેઠ નારીયેરવાળાનું કુટુંબ પણ સારી પ્રખ્યાતિ ધરાવે છે, એ કુટુંબના હાલના અગ્રેસરનું નામ શેઠ અરદેશર છે, અને તેમનો જન્મ ઇ. સ. ૧૮૫૬ ના મે માસની ૩૧ મી તારીખે-સવંત ૧૯૧૨ માં મુંબઇ મુકામે થયેલો છે, એટલે હાલ એમની ઉમર ૬૪ વરસની છે.

શેઠ અરદેશરના વડિલો ભરૂચ જીલ્લાના હાંસોટ ગામના મૂળ વતની હતા, જ્યાં એમની પેઢીના મૂળ પુરૂષ શેઠ રૂસ્તમજી હીરજી ભાઇ પટેલ હતા. તેઓ પટલાઇની સાથે ઉનનો ધંધો પણ કરતા અને ગુજરી ગયા ત્યારે પોતાની પાછળ છ છોકરા તથા સારી પુંજી મુકી ગયા હતા, એમના મૃત્યુ પછી એમની પુંજીની વહેંચણી માટે છોકરાઓમાં અંદર અંદર વાધો ઉઠવાથી બધા પૈસા રફેદફે થઇ ગયા અને છોકરાઓની સ્થિતિ પણ નરમ થઇ ગઇ. છ ભાઇઓમાં એક કાવસજી પોતાની સાધારણ સ્થિતિથી કંટાળી કોઇને ખબર આપ્યા વિના ઘેરથી ચાલી નિકળ્યા અને માહીમ આવીને એક પરભુ ગૃહસ્થની વાડીમાં ઉતર્યા સને ૧૭૬૬. તે વખતથી આ કુટુંબનો મુંબઇમાં પ્રવેશ થયો અને મુંબઇ સાથે તેમનો સબંધ જોડાયો. જે ગૃહસ્થની વાડીમાં કાવસજી શેઠ ઉતર્યા હતા તે વાડીમાં નાળીયેર બહુ થતાં તેથી તે મુંબઇમાં લઇ જઇ વેચી આવવાનું કામ કાવસજી શેઠે હાથમાં લીધું અને તેમાં નફો થવાથી તે કામ માટે મુંબઇમાં વખાર રાખી અને બીજેથી પણ નાળીયેર ખરીદ કરી મોટા પાયા પર વેપાર ચલાવ્યો, અને પોતાની અટક નાળીયેરવાળા રાખી. આ સ્થિતિમાં બે વરસ ગુજર્યાં પછી તેમણે ભરૂચથી પોતાનાં બૈરાં છોકરાંને પણ મુંબઇ તેડાવી લીધાં. આ કાવસજી શેઠને છ પુત્રો હતા જેમાંના ચોથા પુત્ર શેઠ નવરોજજી કાવસજીની હકીકત જાણવા જેવી છે, તેમનો જન્મ સને ૧૭૫૦ માં હાંસોટ મુકામે થયો હતો અને અઢાર વરસની વયે એટલે કે સને ૧૭૬૮માં તેઓ મુંબઇ આવી વસ્યા હતા પિતાના ધંધામાં એમની મદદની જરૂર નહિ હોવાથી તેઓ શેઠ માણેકજી લવજી વાડીયાને ત્યાં ચાકરી રહ્યા હતા અને ત્રણેક વરસ ત્યાં નોકરી કર્યા પછી સને ૧૭૭૧ માં તેઓ કલકત્તા ગયા હતા. કલકત્તા ગયા પછી તેમણે વેપાર શરૂ કર્યો હતો અને કલકત્તાનો માલ મુંબઇ મોકલવાનું તથા મુંબઇનો માલ કલકત્તા મંગાવવાનું કામ કરતા હતા એ વેપાર તેમણે સારા પાયા પર ચલાવ્યો હતો અને જરૂર જણાતાં તેમાં પોતાના ભાઇ પેસ્તનજીને સામેલ કીધા હતા આ વેપારમાં સારો પૈસો મેળવ્યા પછી તેઓ મુંબઇ આવ્યા હતા અને મુંબઇ આવીને કેટલાંક બારકસો ખરીદ કરી માલ લઇ જવા લાવવાનો ધંધો ચાલુ રાખી બધો વહીવટ પોતાના ન્હાના ભાઇ પેસ્તનજીને સોપ્યો હતો જેઓ બારકસોમાં મુસાફરી કરી વેપાર ચલાવતા અને નવરોજજી શેઠ મુંબઇમાંજ રહેતા.

આ પ્રમાણે બારકસોમાં મુસાફરી કરતાં પેસ્તનજી શેઠને એક વખત અકસ્માત થયો અને તેથી તેઓ મલબાર કિનારાના ત્રિવેન્દ્રમ બંદરે ઉતરી પડયા. ત્યાંના સત્તાવાળાઓ

તરફથી ત્યાં કોઇને પરવાના વગર ઉતરવાની છૂટ નહિ હોવાથી પેસ્તનજી શેઠને પરેજ કરવામાં આવ્યા અને ત્યાંના રાજા પાસે તેમને લઇ ગયા પેસ્તનજી શેઠે રાજાને બધી હકીકતથી વાકેફ કરવાથી તેમને આબરૂદાર ગૃહસ્થ માની મુકત કરવામાં આવ્યા અને રાજાએ તેમને ત્યાં રહી વેપાર કરવાની સૂચના કરી અને તેમની પાસેનો માલ ખરીદ કરી બદલામાં તેમને પોતાના પ્રદેશમાં નિપજતો માલ ભરી આપ્યો જેમાં તેજાના તથા ઇમારતી લાકડાં મુખ્ય હતાં. આ માલ ભરીને પેસ્તનજી શેઠ મુંબઇ આવ્યા અને પોતાના વડા ભાઇ સાથે મસલત કરી પછી પોતાનાં બધાં બારકસો લઇ પાછા રવાના થયા. નવરોજજી શેઠે સદરહુ આવતાં લાકડાં ઇસ્ટ ઇન્ડીયા કંપનીને વહાણો વિગેરે બાંધવાના કામ માટે આપવાનો ઠરાવ કર્યો અને વેપાર ધમધોકાર ચાલુ થયો. તે પછી નવરોજજી શેઠ પણ રાજાના આગ્રહથી ત્યાં ગયા અને તેમણે આલપાઇ બંદર પસંદ કરી રામ રાજાની મંજુરી મેળવી ત્યાં પોતાનું રહેઠાણ રાખ્યું અને ઘણાં વરસો સુધી ત્યાં રહી વેપાર ચલાવ્યો. વેપારને માટે તેમણે ૨૮ વહાણો રાખ્યાં હતાં અને એમની નાતના ૧૮ મહેતા રાખ્યા હતા જેમાં બે મહેતાઓ પ્રખ્યાત થઇ ગયા છે એક હોરમસજી ફરામજી મહેતા જેઓ સુપ્રસિધ્ધ દેશભકત સર ફીરોજશાહ મહેતાના દાદા થાય અને બીજા શાપુરજી પેસ્તનજી મહેતા. શેઠ નવરોજજીની આલપાઇ તથા મુંબઇમાં ઘણી મિલકતો હતી.

ઘણાં વરસ આલપાઇમાં ગુજાર્યા પછી વૃદ્ધાવસ્થાને લીધે પોતાથી કામકાજ નહિ બનવાથી વિશ્વાસપાત્ર માણસોને ત્યાંની પેઢીનું કામ સોંપી નવરોજજી શેઠ મુંબઇ આવેલા હતા અને સને ૧૮૨૫ના જુલાઇની બીજી તારીખે ૭૫ વરસની પાકી વયે ગુજરી ગયા હતા.

આલપાઇના નિવાસ દરમ્યાન ત્યાં આગળ તેમણે એક અગીયારી તથા એક દોખમુ એવી રીતે પોતાના ધર્મની બે પવિત્ર જગ્યાઓ બંધાવી હતી, તેમજ ભરૂચમાં પણ એક અગીયારી બંધાવી હતી અને પોતાની પાછલી વયમાં મુંબઇ આવ્યા પછી મરવા અગાઉ ત્રણ વરસે એટલે કે સને ૧૮૨૨માં મુંબઇમાં મજગામ ખાતેની પોતાની 'નાળીયેર વાડી" ની જગ્યામાં પણ એક અગીયારી બંધાવી હતી મુંબઇનું પહેલા સર જમશેદજી જીજીભાઇ બેરોનેટનું હાલનું મકાન તે શેઠ નવરોજજીની માલેકીનું હતું અને એમના મરણ બાદ તે વેચવામાં આવ્યું હતું

શેઠ નવરોજજીને હોરમસજી તથા મેરવાનજી નામના બે પુત્રો હતા, જેમાંના હોરમસજી તો તેમની હૈયાતીમાંજ તેમના મરણ અગાઉ ત્રણ વરસે એટલે કે સને ૧૮૨૨માં ગુજરી ગયા હતા, એટલે નવરોજી શેઠ ગુજરી ગયા ત્યારે મેરવાનજી નામના એક પુત્ર તેમની પાછળ હૈયાતમાં હતા, તેમને વેપારમાં મોટી ખોટ લાગવાથી તેમની સ્થિતિ નરમ થઇ ગઇ અને તેઓ પોતાની પાછળ છ પુત્રો મુકી સને ૧૮૪૨ માં ૫૦ વરસની વયે ગુજરી ગયા હતા.

નવરોજજી શેઠની હૈયાતીમાં ગુજરી ગયેલ એમના પુત્ર હોરમસજીને સોરાબજી નામનો એક દિકરો હતો અને એ સોરાબજીને ધનજીભાઇ, રૂસ્તમજી, શાપુરજી તથા હોરમસજી

એ ચાર પુત્રો હતા, જેમાંના ત્રીજા શાપુરજી તે ચરિત્રનાયક શેઠ અરદેશરના પિતા થાય તેઓ સને ૧૮૯૩ માં ગુજરી ગયા છે. તેમને સાત પુત્રો હતા જેમાંના ચાર હાલ હૈયાત છે, અને એ ચારમાં શેઠ અરદેશર સહુથી વડા છે.

શેઠ શાપુરજી પણ પોતાની કુશળતાને લીધે ધંધામાં ઘણા આગળ વધેલા હતા, અને ધર્મિષ્ટ હતા. મુંબઇમાં નવાં અનજુમનનાં આતશબેહેરામમાં રૂ. ૧૫૦૦૦) ની રકમ બંદગી કરવાના હોલ માટે તેમણે આપી હતી.

શેઠ અરદેશરે મુંબઇની એલ્ફીસ્ટન હાઇસ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લીધેલું અને સને ૧૮૭૪ માં અભ્યાસ છોડી પોતાના પિતાના મીલસ્ટોર સપ્લાયરના ધંધામાં જોડાઇ ગયા હતા. ૧૮૯૩ માં એમના પિતા ગુજરી ગયા પછી બે વરસે તેમણે પોતાના ભાઇઓથી જુદા પડી પોતાના નામની સ્વતંત્ર પેઢી સ્થાપી અને મીલ સ્ટોર સપ્લાયરનો ધંધો મોટા પાયા પર ચાલુ કર્યો. પોતાની વ્યાપારી કુનેહ, બુદ્ધિ, તથા લાગવગથી એ ધંધાને તેમણે ખિલવ્યો અને તેમાંથી સારો પૈસો તથા આબરૂ મેળવ્યાં. હજુ પણ એમની પેઢી એજ નામથી ચાલે છે, અને મુંબઈની સારી ગણાતી મીલસ્ટોર સપ્લાયરની પેઢીમાં તેની ગણત્રી થાય છે.

શેઠ અરદેશરે સને ૧૯૦૪ માં બારસીમાં રૂનો એક પ્રેસ પણ ચાલુ કરેલો, અને સારો નફો મેળવ્યા પછી તે વેચી નાખેલો છે, સને ૧૯૦૮ માં પોતાના ધંધાની ખિલવણી માટે તેઓ વિલાયત ગયેલા અને ત્યાં કેટલોક વખત તેઓ રોકાયા હતા. હિંદુસ્થાનના એક પ્રખ્યાત વેપારી તરીકે "બ્રિટિશ એક્ષપોર્ટ ગેઝેટ"માં તેમની છબી તથા ટુંક હેવાલ એ વખતે પ્રસિદ્ધ થયો હતો.

શેઠ અરદેશરની ઉમર હાલમાં ૬૪ વરસની વૃદ્ધ છે, છતાં તેઓ પોતાના કામકાજ પર પૂરેપૂરૂ લક્ષ આપી શકે તેવી તનદુરસ્ત સ્થિતિમાં છે, તેઓ જુના વિચારના, દેવ-ધર્મ ઉપર પૂરેપૂરી આસતાવાળા અને સાદા તથા વેપાર અને વહેવાર કુશળ ગૃહસ્થ છે, સખાવતનાં કામોમાં ગરીબ માણસોને તથા પોતાનાં ગરીબ સગાંઓને મદદ આપવામાં તેઓએ સારી રકમ વાપરેલી છે, અને હજુ પણ એવીજ ગુપ્ત સખાવત તેઓ કર્યા કરે છે. તે ઉપરાંત પોતાના ધર્મ ઉપર તેમને ઘણીજ આસ્તા હોવાથી અત્રેના અંજુમને આતશબહેરામને પોતાના ભાઇ બ્હેનો સાથે મળીઆઠ હજાર તોલાનું ચાંદીનું એક અફ-રગાનીયું તથા સોનાની એક ચમચ તેમણે અર્પણ કરેલી છે, તેમજ ઉદવાડાના આતશ-બહેરામને પણ એક સોનાની ચમચ તેમણે અર્પણ કરેલ છે.

શેઠ અરદેશર મુંબઇના એક આબરૂદાર વેપારી, પ્રતિષ્ઠિત ગૃહસ્થ, પૈસાદાર શહેરી અને તેમની કોમમાં તથા વેપારી આલમમાં સારી જગ્યા ધરાવનારા ગૃહસ્થ છે, અનિક તથા દેવનગર નામનાં મુંબઇથી દસ માઇલ દૂર આવેલાં બે ગામોની માલકી પણ તેઓ ધરાવે છે.

---

# શેઠ દ્વારકાદાસ જેકીસનદાસ ગંગાદાસ.

શેઠ દ્વારકાદાસભાઇ ન્યાતે દશા પોરવાડ વાણિયા છે, એમનો જન્મ સંવત ૧૯૪૬ ના કારતક સુદ ૧૨ ને સોમવારના રોજ સને ૧૮૮૯ માં મુંબઇમાં થયો હતો.

એમના વડવાઓમાં એમના દાદા ગંગાદાસ વ્રિજભૂખણદાસ એક પ્રખ્યાત પુરૂષ થઇ ગયા છે, તેઓ રૂના મોટા વેપારી હતા અને કોલાબાના પ્રથમ પંકિતના રૂના વેપારીઓમાં તેમની ગણના થતી, તેઓ મૂળ ખંભાતના વતની, જ્યાંથી ધંધાર્થે જંબુસર ગયેલા અને પછી મુંબઇ આવી વસ્યા હતા. તેમની ઉન્નતિ મુંબઇમાંજ થઇ હતી.

દ્વારકાદ સભાઇએ ગુજરાતી તથા અંગ્રેજી મેટ્રિક સુધીનો અભ્યાસ એલ્ફીસ્ટન હાઇ સ્કૂલમાં કરેલો છે, અને તે પછી તેઓ પોતાની બહોળી મિલ્કતની વ્યવસ્થાના કામકાજમાં જોડાઈ ગયા છે. તેઓ સ્વભાવે સારા અને આશાજનક ગૃહસ્થ છે.

એમની જાહેર કારકીર્દિની શરૂઆત હોવાથી નોંધ લેવા લાયક કંઇ કાર્યો હજુ એમના હસ્તે થયાં નથી, તેઓ પોતાના લક્ષ્મીના ભવિષ્યમાં સારાં કાર્યોમાં ઉપયોગ કરે અને એમની કારકીર્દિ ઝળકતી નિવડે એવી અમારી શુભેચ્છા છે.

Sheth Gulabchand Devchand Zaveri.



**શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી.**

મુંબઈના ઝવેરી મહાજનના અગ્રેસર તથા એક ઉદાર અને આગેવાન શહેરી.

# શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી.

શ્રીયુત ગુલાબચંદભાઇ ન્યાતે વીસા ઓસવાળ વાણિયા છે, તેમનો જન્મ સંવત ૧૯૪૫ ના ભાદરવા સુદ ૧૪ ને દિવસે સુરત મુકામે થયો હતો, એમના વડિલો સુરતના પ્રખ્યાત ઝવેરીઓ હતા, તેમણે સુરતથી મુંબઇ આવી મોતી તથા ઝવેરાતનો વેપાર શરૂ કર્યો હતો અને ધીમે ધીમે એ ધંધાને સારી રીતે ખિલાવ્યો હતો, અત્યારે ગુલાબચંદભાઇ મુંબઇના એક સુપ્રસિદ્ધ ઝવેરી લેખાય છે.

શેઠ ગુલાબચંદભાઇએ અભ્યાસની શરૂઆત પાંચ છ વરસની ન્હાની વયે સુરતમાં કરેલી, પરંતુ તેમના વડિલની સાથે તેમનો મુંબઇમાં નિવાસ થવાથી આગળનો અભ્યાસ મુંબઇમાંજ પૂર્ણ થયેલો. ન્યુ હાઇસ્કૂલમાં અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કર્યા બાદ કેટલાંક કારણોને લીધે તેમને સ્કૂલ છોડવી પડી હતી, પરંતુ પાછી અનુકૂળતા મળતાં ખાનગી રીતે તેમણે અંગ્રેજી ભાષાનો સારો અભ્યાસ કરેલો છે, જેને લીધે તેઓ અંગ્રેજીમાં સારી રીતે લખી વાંચી શકે છે.

અભ્યાસ છોડયા પછી તેઓ પોતાના ઝવેરાતના ધંધામાં જોડાયા હતા, જે ધંધો તેઓ હાલ પણ કરે છે. તેઓ મુંબઇના એક સારા ઝવેરી લેખાય છે અને મુંબઇના ઝવેરી મહાજનમાં અગ્રેસર જગ્યા ધરાવે છે.

શ્રીયુત ગુલાચંદભાઇના પિતાશ્રી શેઠ દેવચંદ લાલભાઇએ સખાવતનાં કેટલાંક જાણવા લાયક કાર્યો કરેલાં છે. જેમાં સુરતમાં ગોપીપુરા ખાતે હિંદુઓને માટે રૂા. પચાસ હજારના ખરચે બંધાવેલી ધર્મશાળા તથા પ્રાચીન જૈન સાહિત્યના ઉદ્ધાર માટે રોકેલી રકમ એ મુખ્ય છે. એ રકમનું ગુલાબચંદભાઇએ એક ટ્રસ્ટ કર્યું છે, જેની આવકમાંથી દર વરસે પ્રાચીન જૈન ગ્રંથો છપાય છે, આ ટ્રસ્ટ હાલ લગભગ એક લાખ રૂપિયાનું છે, અને જૈન પુસ્તક પ્રસિદ્ધ કરનારાં ખાતાંઓમાં તે સૌથી મોટું છે.

શ્રીમાન ગુલાબચંદભાઈ રાજકિય હિલચાલોમાં સારો ભાગ લે છે અને પોતાને મળતા વખતનો વધારે પડતો ભાગ રાજકિય વિષયમાં રોકે છે. નેશનલ કોંગ્રેસ તરફ તેઓ સહાનુભૂતિ ધરાવે છે, અને કોંગ્રેસની હિલચાલમાં સારો ભાગ લે છે. ઇ. સ. ૧૯૦૭ માં કોંગ્રેસની બેઠક નાગપુર મળવાની હતી, પરંતુ ત્યાંના સ્થાનિક મતભેદને લીધે છેક નવેમ્બર મહિના સુધી કોંગ્રેસની બેઠક માટે કશી ગોઠવણ કરવામાં આવી નહોતી, અને જો કોઇ બીજું સ્થાન જલદીથી પસંદ કરવામાં ન આવે તો તે વખતની સ્થિતિ એવી હતી કે કોંગ્રેસની લાંબી કારકીર્દિમાં કોંગ્રેસની બેઠક નહિ મળવાનો એ પહેલોજ પ્રસંગ આવત. આ પ્રસંગે જો કોંગ્રેસની બેઠક સુરત લાવવામાં આવે તો કોંગ્રેસ મુશ્કેલીમાંથી મુક્ત થાય એવી સૂચના કરનારાઓમાં તેઓ પણ હતા. એ કોંગ્રેસની સ્વાગત કમિટિના

તેઓ એક સેક્રેટરી નિમાયા હતા, તેમજ મુંબઇમાં મળેલી સ્પેશીયલ કોંગ્રેસની સ્વાગત કમિટીના પણ તેઓ સેક્રેટરી નિમાયા હતા.

રાજકિય બાબતો ઉપરાંત, ઔદ્યોગિક બાબતોમાં તથા કોમના હિતની બાબતમાં પણ તેઓ સારો ભાગ લે છે, અને કોમની ઉન્નતિ જોવા તેઓ બહુજ ઇન્તેજાર છે. જૈન કોમમાં નાના નાના પેટા વિભાગો બહુ વધારે પ્રમાણમાં હોવાથી કોમની એકયતા જોઇએ તેવી વધી શકતી નથી. એવી તેમની માન્યતા છે, અને એ પેટા વિભાગો દૂર થઇ સમસ્ત જૈન કોમ એકજ થઇ જાય એ જોવાને તેઓ બહુ આતુર છે, તેઓ જૈન એસોશીએશન ઓફ ઇન્ડીયાની મેનેજીંગ કમિટિના એક સભાસદ છે. તે ઉપરાંત દેશી વેપારી ચેમ્બરની મેનેજીંગ કમિટીના તથા બોમ્બે પ્રેસીડન્સી એસોસીએશનની મેનેજીંગ કમિટીના પણ સભાસદ છે, એટલુંજ નહિ પણ ધિ ઇન્ડીયન ઇકોનોમિક સોસાઇટીના તથા મુંબઇની ડીસ્ટ્રીકટ કોંગ્રેસ કમિટીના પણ તેઓ એક સેક્રેટરી છે.

શ્રીમાન ગુલાબચંદ ભાઇ કેળવણી તથા સાહિત્ય તરફ પણ સારી લાગણી ધરાવે છે અને વખતો વખત અંગ્રેજી પત્રોમાં તથા માસિકોમાં રાજકિય વિષયો પર લેખ લખે છે, એમની ઉમર હજુ ત્રીસ વરસની યુવાન છે, છતાં તેમના વિચારો ઠરેલા અને ધડો લેવા લાયક છે, તેમજ સ્વભાવ પણ શાન્ત અને મિલનસાર છે. ધનવાન હોવા છતાં અભિમાનનો કે ઉછાંછળાપણાનો અંશ પણ તેમનામાં નથી, ટુંકમાં શ્રીયુત ગુલાબચંદભાઇ એક બાહોશ, વિદ્યાવિલાસી, ઉદાર, મિલનસાર અને નિરભિમાની ગૃહસ્થ છે, ભવિષ્યમાં તેઓ એક આદર્શ નર નિવડશે એવું હાલનું એમનું વર્તન છે.

પરમ દયાળુ પરમાત્મા આવા એક ભલા સ્વભાવના અને આશાજનક ગૃહસ્થને દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને તેમના હસ્તે લોકહિતનાં અનેક સત્કાર્યો થાય એવી શુભેચ્છા છે.

Sheth Gordhandass Govindji Bhanji.



શેઠ ગોરધનદાસ ગોવિંદજી ભાણજી.
ચોથી લોહાણા કોન્ફરન્સના પ્રમુખ.

Sheth Damodardass Bhagvandass Mavani.



શેઠ દામોદરદાસ ભગવાનદાસ માવાણી.
પાંચમી લોહાણા કોન્ફરન્સના પ્રમુખ.

Sheth Madhavji Jesungbhai.



શેઠ સુરજી વલ્લભદાસ.
લોહાણા કોમના એક અગ્રેસર અને
રંગના મોટા વેપારી.

Sheth Soorji Vallabhdass.



શેઠ માધવજી જેસંગભાઈ.
આપ બળે આગળ વધેલા લોહાણા
કોમના એક અગ્રેસર.

Sheth Sorabji Nusarvanji Pohonchkhanawala.



**શેઠ સોરાબજી નસરવાનજી પહોંચખાનાવાળા.**

ધિ સેન્ટ્રલ બેંકના વડા મેનેજર અને એ ધંધાના એક અનુભવી ગૃહસ્થ.

# શેઠ સોરાબજી નસરવાનજી પહોંચખાનાવાળા.

મુંબઈની જાણીતી સેંટ્રલ બેંકના વડા મેનેજર અને દેશી બેંકર તરીકે સારી નામના મેળવનાર મી. સોરાબજી પહોંચખાનાવાળાનો જન્મ સને ૧૮૮૧ ના ઓગસ્ટ માસની ૯ મી તારીખે મુંબઇમાં થયો હતો. એમના વડિલોની સ્થિતિ સાધારણ હતી અને તેઓ વેપાર કરતા હતા.

મી. સોરાબજીએ અંગ્રેજી શિક્ષણ લેવાની શરૂઆત ન્યુ હાઇ સ્કૂલમાં કરી હતી અને સને ૧૮૯૮ માં મેટ્રિકની પરિક્ષા પસાર કરી હતી, તે પછી વિશેષ અભ્યાસને માટે તેઓ ઝેવીયર કોલેજમાં જોડાયા હતા, પણ હિસાબી કામ તરફ તેમનું લક્ષ જવાથી એક વરસ તે કામનો અભ્યાસ કરી સને ૧૯૦૦ માં "ચાર્ટડ બેંક ઓફ ઇન્ડીયા, ઓસ્ટ્રેલીયા એન્ડ ચાઇના"ના કલાર્ક તરીકે રૂપિયા વીસના પગારથી તેઓ નોકર રહ્યા હતા. આ નોકરી દરમ્યાન સદરહુ બેંકના વડા મેનેજર મી. જોહાન સ્ટીવનની પ્રીતિ મી. સોરાબજીએ પોતાની કાર્યકુશળતાથી મેળવી હતી.

ત્યાં કેટલાંક વરસ તેમણે નોકરી કર્યા પછી સને ૧૯૦૬ માં બેંક ઓફ ઇન્ડીયાની સ્થાપના થતાં તેના આસીસ્ટન્ટ એકાઉન્ટન્ટ તરીકે સર શાપુરજી ભરૂચાની ભલામણથી તેમની નિમણુક કરવામાં આવી, જ્યાં પણ પોતાની હુશિયારી તથા કુશળતાથી મેનેજરની સારી પ્રીતિ તેમણે મેળવી. અત્રે એક બાબત જણાવવી જોઇએ કે યૂરોપીયન મેનેજરથી ચાલતી બેંકોમાં દેશી એકાઉન્ટન્ટ કોઇ હોય તો તે મી. સોરાબજીજ હતા આ ઉપરથીજ એમની કુશળતાનો ખ્યાલ આવી શકશે. સને ૧૯૧૦માં લંડનની "ઇનસ્ટીટ્યૂટ ઑફ બેંકર્સ"ની છેલ્લી પરિક્ષા મી. સોરાબજીએ પસાર કરી હિસાબી કામનો કાયદેસર અભ્યાસ પૂર્ણ કર્યો હતો.

આવી પરિક્ષા પસાર કરવા છતાં બરોબર કદર નહિ થવાથી બેંક ઓફ ઇન્ડીયાની નોકરી પરથી મી. પહોંચખાનાવાળાનું મન ઉઠી ગયું અને તેઓ બીજી જગ્યાએ નોકરીની શોધ કરવા લાગ્યા. આ અરસામાં સર ફીરોજશાહની રાહબરી નીચે એક નવી બેંક સ્થાપન થવાના તેમને ખબર મળતાં બેંક ઓફ ઇન્ડીયાની જગ્યાનું રાજીનામું આપી નવી બેંકના મેનેજરના હોદ્દાનો તેમણે સ્વીકાર કર્યો, જે જગ્યા પર તેઓ આજે પણ છે અને પોતાની કુશળતાથી સદરહુ બેંકને ઘણાજ સારા પાયા પર તેમણે મુકેલી છે, આ બેંક સ્થાપન થઇ ત્યારે તેની મુડી વીસ લાખ રૂપિયાની હતી, જે અત્યારે વધીને એક કરોડની થયેલી છે, અને શહેરમાં જુદી જુદી ત્રણ ચાર તો તેની શાખાઓ છે. આ બેંકની આબાદીનો જસ મી. પહોંચખાનાવાળાને ઘટે છે, એટલુંજ નહિ પણ સન ૧૯૧૩ ના બેંકોના તોફાનમાંથી સેંટ્રલ બેંકને સલામત રાખવાનું માન પણ મી. પહોંચખાનાવાળાને ઘટે છે. એક બેંકર તરીકેની મી. પહોંચખાનાવાળાની આજ સુધીની કારકીર્દિ ઘણી ઝળકતી છે, અને દેશી ગૃહસ્થોમાં એમની જોડીનો માણસ મળવો મુશ્કેલ છે, સેંટ્રલ બેંક એમની દેખરેખ તળે હજુ પણ વિશેષ આબાદ થાય અને એમની બેંકર તરીકેની ભાવિ કારકીર્દિ હજુ વિશેષ ઝળકતી નિવડે એવી શુભેચ્છા છે.

# રા. રા. જહાંગીરજી શાપુરજી તારાપુરવાળા. બી. એ.

મુંબઇના સુપ્રસિદ્ધ ફોટોગ્રાફર મી. તારાપુરવાળાના નામથી આજકાલ મુંબઇમાં તો શું, પણ મુંબઇ ઇલાકામાં ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. એ દિશામાં તેઓ ઝળકી ઉઠયા છે, તેનાં અનેક કારણોમાં ભાગ્યદેવીની કૃપા, કુદરતી બક્ષીસ, બચપણથીજ એ ધંધા તરફ લાગણી અને સારો અભ્યાસ એ મુખ્ય છે. ન્હાનપણથી આ ધંધા તરફ તેમને એટલો બધો પ્રેમ હતો કે ખાવાનું લેવા માટે મળતા પૈસાનો ઉપયોગ પણ તેઓ જુનાં ચિત્રોવાળાં છાપાં લેવામાં કરતા અને તેમાંથી ચિત્રો કાઢી લઇ તે સાચવી રાખતા, ધીમે ધીમે તેમણે એક કેમેરો પણ ખરીદ કર્યો અને ફોટોગ્રાફરનું કામ શરૂ કર્યું, પરંતુ એમના વડિલને આ વાત રૂચી નહોતી, તેથી મી. તારાપુરવાળાએ પોતાનો અભ્યાસ પણ પોતાના વડિલની ઇચ્છા મુજબ ચાલુ રાખ્યો અને મેટ્રિકની પરિક્ષા પસાર કરી વિશેષ અભ્યાસ માટે સેંટ ઝેવીયર કોલેજમાં દાખલ થઇ બી. એ. ની પરિક્ષા પણ પસાર કરી.

તે પછી તેમને સોલીસીટર બનાવવાનું નક્કી થયું અને તેના અભ્યાસ માટે તેમને વિલાયત મોકલવામાં આવ્યા, પણ સોલીસીટરના અભ્યાસને બાજુએ મુકી તેમણે ફોટોગ્રાફીનો અભ્યાસ કર્યો અને જર્મનીમાં રહી એ ધંધામાં સારી કુશળતા મેળવી, અભ્યાસ પૂર્ણ કર્યો.

આ હુન્નર શિખીને સ્વદેશ આવ્યા પછી થોડો વખત તો તેમને તે બાજુએ રાખી આડતના દલાલ તરીકે નોકરી કરવી પડી, પરંતુ દરમ્યાનમાં ભેદવાર સ્ટુડીઓ વેચાવાનો પ્રસંગ ઉભો થતાં મી. તારાપુરવાળાએ તે સ્ટુડીયો ખરીદ કરી લીધો અને ફોટોગ્રાફર તરીકે ધંધાની શરૂઆત કરી. આ સ્ટુડીઓ મી. તારાપુરવાળાના સ્વાધીનમાં આવ્યા પછી તે પ્રિન્સેસ સ્ટ્રીટમાંથી ફેરવી ધોબી તળાવ આગળ કાલબાદેવીના નાકા પર લાવવામાં આવ્યો છે, અને તેનું નામ પણ ફેરવીને "તારાપુર સ્ટુડીયો" રાખવામાં આવ્યું છે; એટલુંજ નહિ પણ તેમાં પોતાની કુશળતાથી અનેક પ્રકારના સુધારા કરી એ વખણાયેલા સ્ટુડીયાને વિશેષ વખાણને પાત્ર બનાવેલો છે, આ સ્ટુડીયામાં પ્રકાશ લેવાની એવી ઉત્તમ સગવડ મી. તારાપુરે કરેલી છે કે ભલભલા ફોટોગ્રાફરો તે જોઇને ચકિત થઇ જાય છે.

ઇલાકાના અનેક દેશી તેમજ યુરોપીયન પ્રખ્યાત પુરૂષોએ સ્ટુડીયામાં ફોટો પડાવી પોતાનો સંતોષ જાહેર કરેલો છે, અને મી. તારાપુરવાળાની કુશળતાનાં વખાણ કરેલાં છે. મી. તારાપુરવાળા જેમ પોતાના ધંધામાં કુશળ છે, તેવીજ રીતે તેઓ સ્વભાવે પણ, શાન્ત, મિલનસાર અને હસમુખા છે, જે ગુણોની એમના ધંધામાં ખાસ જરૂર છે.

Mr. Jehangir So ji Taraporewala, B. A.
A well-known Photographer.



રા. રા. જહાંગીર સા... જી તારાપુરવાલા, બી. એ.
મુંબઈના એક પ્રસિદ્ધ ફોટોગ્રાફર.

Professor Tribhuvandass Kalyandass Gajjar, M. A., B. Sc., Etc.



પ્રોફેસર ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર, એમ. એ., બી. એસસી., ઇત્યાદિ.

હિંદના એક પ્રખ્યાત રસાયન શાસ્ત્રી.

# પ્રોફેસર ત્રિભૂવનદાસ કલ્યાણદાસ ગજ્જર.

**એમ. એ., બી. એસસી., એફ. સી. એસ., એમ. એસ. સી. આઇ. ઇત્યાદિ.**

મુબઇમાં કોટના મેદાન (એસ્પ્લેનેડ) નજીક આવેલાં મહારાણી વિકટોરીયાનાં પુતળાંના મોઢાં પર કોઇએ સને ૧૮૯૬ માં કંઇ કાળા પદાર્થનો લેપ કરી દીધેલો, આ લેપ એવો વજ્રમય કરેલો કે દેશ પરદેશના ભલભલા દેશી તેમજ યુરોપીયન રસાયણશાસ્ત્રીઓ અનેક પ્રયત્નો કરવા છતાં એ કાળાશ દૂર કરી શકયા નહિ, અને તેથી સત્તાવાળાઓએ આખરે લાચાર થઈ પુતળાંનો એટલો ભાગ દૂર કરી નવો બનાવી ગોઠવવાનો વિચાર કર્યો, આ સમયે પ્રોફેસર ત્રિભુવનદાસ ગજ્જરને પોતાની કુશળતા અજમાવવા એમના કેટલાએક મિત્રોએ ભલામણ કરવાથી એમણે સત્તાવાળાઓ પાસે એવી માગણી કરી, પરંતુ બાહોશ ગણાતા અનેક યુરોપીયન રસાયણશાસ્ત્રીઓ તેમજ સરકારી રસાયણશાસ્ત્રી પણ એ પ્રયત્નમાં નિષ્ફળ નિવડેલ હોવાથી મ્યુનીસીપાલીટી તથા ગવર્નમેન્ટને આ વાત તરફ કંઇ શ્રદ્ધા ઉત્પન્ન થઇ નહિ. છતાં પણ કેટલીક આનાકાની પછી એમની માગણીનો સ્વીકાર કરવામાં આવ્યો અને સહુની અજાયબી વચ્ચે પ્રોફેસર ત્રિભુવનદાસે એ ડાઘ દૂર કરી આપ્યા. સદરહુ પુતળું આજે પણ તેજ જગ્યાએ આબાદ સ્થિતિમાં મોજુદ છે. પ્રોફેસર ત્રિભૂવનદાસે આ ડાઘ દૂર કરવાથી સત્તાવાળા તથા સર્વ હિંદીવાનો એમના પર ખુશ થઇ ગયા અને તે વખતથી પ્રોફેસર ત્રિભૂવનદાસની કીર્તિ સર્વ સ્થળે ફેલાઇ ગઇ. હિંદીઓને મગરૂર બનાવનાર અને હિંદીઓની શ્રેષ્ટતા યૂરોપીયનો પાસે કબૂલ કરાવનાર આ બાહોશ નરરત્નને હિંદી પ્રજાએ જેટલો ધન્યવાદ આપ્યો હોય અથવા હવે પછી આપે તેને માટે તે લાયકજ છે, અને એવા નરરત્નનો પ્રજાએ આભાર માનવાનો છે તેમજ એવો નર પોતાના દેશમાં ઉત્પન્ન થવા માટે મગરૂરી લેવાની છે.

આ પ્રતાપી પુરૂષ ન્યાતે વૈશ્ય સુતાર છે, અને એમનો જન્મ ઇ. સ. ૧૮૬૩માં સુરત મુકામે થયેલો હતો. એમના વડિલો કારિગર તરીકે કામ કરતા અને એમનું કુટુંબ એમની જ્ઞાતિમાં મૂળથીજ મોભાદાર ગણાય છે. એમના વડિલ આત્મારામ તથા એમના પિતા કલ્યાણદાસના હસ્તે તથા તેમની દેખરેખ નીચે સુરતમાં ઘણાં નામાંકિત મકાનો બંધાયેલાં છે. પ્રોફેસર ત્રિભુવનદાસ એમના પિતાના ત્રીજા અને સહુથી ન્હાના પુત્ર છે. સને ૧૮૭૯ માં મેટ્રિકની પરિક્ષા પસાર કર્યા પછી વધારે અભ્યાસને માટે તેઓ સને ૧૮૮૦માં મુંબઇની એલ્ફીસ્ટન કોલેજમાં જોડાયા અને બી. એ., એમ. એ. તથા બી. એસસી.ની ડીગ્રીઓ મેળવી તેની સાથે મેડિકલ કોલેજનું શિક્ષણ પણ બે વરસ સુધી લીધું.

રસાયણ વિદ્યાની એમની કુશળતાથી સને ૧૮૮૫ માં વડોદરા કોલેજના રસાયણ શિક્ષક તરીકે એમની નિમણુક થઇ. જે હોદ્દા દરમ્યાન એમણે હુન્નરઉદ્યોગનું શિક્ષણ

આપનાર સંસ્થાની એક યોજના તૈયાર કરી અને એ યોજનાના પરિણામે વડોદરામાં "કળાભૂવન" સ્થાપવામાં આવ્યું, જેના વિજ્ઞાન વિષયના મુખ્ય અધ્યક્ષ તરીકે તેમની નિમણુક કરવામાં આવી. આ હોદ્દા દરમ્યાન ગુજરાતી ભાષામાં વૈજ્ઞાનિક સાહિત્ય ઉત્પન્ન કરવાનો પ્રયાસ એમણે શરૂ કર્યો અને "સયાજી જ્ઞાન મંજૂષા" નામની ગ્રંથમાળા રચાવા માંડેલી.

સને ૧૮૯૫ના અરસામાં એમણે વડોદરા રાજ્યની નોકરી છોડી અને મુંબઇ આવી "ટેકનોલોજીકલ લેબોરેટરી" નામની સંસ્થા સ્થાપી જે સંસ્થામાં એમ. એ. તથા બી. એસસી. થવા માટેનું શિક્ષણ અપાતું અને યુનીવરસીટીએ એ સંસ્થાનો કાયદેસર સ્વીકાર કર્યો હતો. આ સંસ્થા ચલાવવાની સાથે વિલ્સન કોલેજમાં રસાયણ શાસ્ત્રના પ્રોફેસરનો હોદ્દો પણ એમણે સ્વીકારેલો હતો. અમુક વરસો સદરહુ સંસ્થા મુંબઇમાં ચલાવ્યા પછી તેને સુરત લઇ જવામાં આવી છે, અને હાલ સુરતમાં તે મોટા પાયા પર ચાલે છે.

પ્રોફેસર ત્રિભૂવનદાસ ગુજરાતના એક પ્રથમ પંક્તિના બાહોશ રસાયણશાસ્ત્રી છે. રસાયણશાસ્ત્રના અભ્યાસને ખિલવી તે વિષય તરફ વિદ્યાર્થીઓને રૂચી ઉત્પન્ન કરાવવાનું અદ્વિતિય માન એમનેજ ઘટે છે. મહારાણી વિકટોરીયાનાં પુતળાંના ચહેરા પરનો ડાઘ દૂર કરી એમણે અનૂપમ કીર્તિ પ્રાપ્ત કરેલી છે, તે ઉપરાંત મોતી તથા હીરાને પાણી ચડાવવાની શોધ કરીને તથા મરકીની રામબાણ દવા શોધીને તેમજ રસાયણ શાસ્ત્રીને શોભાવે તેવી બીજી પણ કેટલીક શોધખોળ કરીને એમણે એ કીર્તિમાં ઉમેરો કરેલો છે. એમના ફળદ્રૂપ ભેજાંમાંથી હજુ પણ અનેક દેશોપયોગી શોધખોળ ઉત્પન્ન થાય અને એમની કારકીર્દિ હજુ વિશેષ ઉજ્વળ થાય એવી અમારી શુભેચ્છા છે.

---

# ન્યાયમૂર્તિ લલ્લુભાઈ આશારામ શાહ.

એમ. એ., એલ. એલ. બી. ઈત્યાદિ.

મુંબઈની હાઈકોર્ટના પહેલા વણિક જડ્જ તરીકેનું માન મેળવવાને ભાગ્યશાળી થનાર શ્રીયુત લલ્લુભાઇ આશારામ શાહ ન્યાતે દશા શ્રીમાળી વાણીયા છે. એમના વડિલો મૂળ ગુજરાતના પાટનગર અમદાવાદના વતની, પરંતુ શ્રીમાન લલ્લુભાઇના દાદા દલીચંદ ભાઇ ધંધાર્થે લાંબો વખત રાજકોટમાં રહેલા અને એક આગેવાન વેપારી તરીકે ત્યાં સારી આબરૂ મેળવેલી. એમના પિતા આશારામભાઇનો તથા એમના મોટાભાઇ મુળચંદભાઇનો જન્મ પણ રાજકોટમાંજ થયેલો અને તેમની જીંદગીનો કેટલોક ભાગ રાજકોટમાં વિતેલો. શ્રીમાન લલ્લુભાઇના પિતાશ્રીએ કાઠીયાવાડમાં કેળવણી ખાતામાં તથા દેશી રાજ્યોમાં લાંબો વખત સુધી નોકરી કરેલી અને કેટલાક રાજ્યોનું કારભારૂં પણ કરેલું. હાલ તેઓ નિવૃત્ત થઇ પોતાના વડિલોના મૂળ વતન અમદાવાદમાં વાનપ્રસ્થ જીવન ગુજારે છે અને મુળચંદ ભાઇ ત્યાં વકીલાતનો ધંધો કરે છે. તેઓ અમદાવાદના એક પ્રથમ પંક્તિના વકીલ ગણાય છે અને ત્યાંની મ્યુનીસીપાલીટીના વાઈસપ્રેસીડન્ટનો હોદ્દો પણ ભોગવે છે. ટુંકમાં મુંબઇ શહેરમાં જેમ શ્રીયુત લલ્લુભાઇની આબરૂ તથા માનપાન છે તેવીજ રીતે અમદાવાદમાં તેમના પિતા તથા ભાઇ પણ સારી પ્રખ્યાતિ અને માનપાન ધરાવે છે.

શ્રીયુત લલ્લુભાઈનો જન્મ સને ૧૮૬૩માં થયેલો અને અમદાવાદની ગુજરાત કૉલેજમાંથી ગ્રેજ્યુએટ થયા પછી કાયદાના અભ્યાસ માટે મુંબઇની ગવર્નમેન્ટ લૉ સ્કુલમાં જોડાઇ એલ. એલ. બી. ની ડીગ્રી તેમણે મેળવેલી.

ધારાશાસ્ત્રની તેમની કુશળતાથી સને ૧૯૧૩ માં તેઓ હાઇકોર્ટના એક દેશી જડ્જ તરીકે નિમાયેલા જે વખતથી આજ સુધી તેઓ એ માનવંત હોદ્દો ભોગવે છે અને આટલાં વરસની કારકીર્દિથી એક બાહોશ તથા નિષ્પક્ષપાત ન્યાયાધિશ તરીકેની કીર્તિ તેમણે મેળવેલી છે. મુંબઇની હાઇકોર્ટના લોકપ્રિય જડ્જોમાં શ્રીયુત લલ્લુભાઇની ગણના થાય છે અને એને માટે તેઓ ખરેખરી લાયકાત ધરાવે છે એવી અમારી માન્યતા છે.

એમના જેવા બાહોશ અને ન્યાયપ્રિય તથા લોકપ્રિય જડ્જને પરમાત્મા દીર્ઘ આયુષ્ય બક્ષીસ કરે અને એક લોકપ્રિય જડ્જ તરીકેની તેમની ઉજ્વળ કારકીર્દિ પ્રતિ દિવસ વિશેષ ઉજ્વળ થાય એવી અમારી શુભેચ્છા છે.

Justice Laloobhai Asharam Shah, M. A., LL. B.



**ન્યાયમૂર્તિ લલ્લુભાઇ આશારામ શાહ, એમ. એ., એલએલ. બી.**

મુંબઇની હાઇકોર્ટના પહેલા નેટિવ જડજ.

Justice Abdulalli Mahmadalli Kajiji, B. A., LL. B.



ન્યાયમૂર્તિ અબ્દુલઅલી મહમદઅલી કાજીજી, બી. એ., એલએલ. બી.

મુંબઇની હાઇકોર્ટના બીજા દેશી જડ્જ.

# ન્યાયમૂર્તિ અબ્દુલઅલી મહમદઅલી કાજીજી.

બી. એ., એલ્. એલ્. બી., બાર-એટ-લૉ.

મુંબઇની હાઇકોર્ટના બે દેશી જડ્જોમાંના બીજા દેશી જડ્જ તરીકે હાલ બિરાજતા ન્યાયમુર્તિ અબ્દેઅલી સુરતના જાણીતા કાજીજી ખાનદાનના અને વહોરા કોમના પ્રતિષ્ટિત સદ્‌ગૃહસ્થ છે. એમનો જન્મ ૧૮૭૧ ના ફેબ્રુઆરીની ૧૨ મી તારીખે થયો હતો.

બી. એ. અને એલ. બી. ની ડીગ્રીઓ મેળવ્યા પછી કેટલોક વખત ધારાશાસ્ત્રી તરીકે કામ કર્યા બાદ સને ૧૮૯૯માં તેઓ સરકારી નોકરીમાં દાખલ થયા હતા અને શરૂઆતમાં ગવર્નમેન્ટ લૉ સ્કૂલના પ્રોફેસર નિમાયા હતા. જે જગ્યા પર લગભગ ચાર વરસ કામ કર્યા પછી મુંબઇની હાઇ કોર્ટના પ્રોથોનોટરીનાં હેડ આસીસટંટ તરીકે સર લોરેન્સ જેન્કીન્સે તેમની નિમણુંક કરી હતી. તે પછી સને ૧૯૧૦ માં 'માસ્ટર એન્ડ રેજીસ્ટ્રાર ઇનઇકવીટી કમીશનર એંડ ટેક્ષીંગ માસ્ટર' નો હોદ્દો તેમને આપવામાં આવ્યો હતો અને ત્રણ માસની ટુંક મુદત પછી પ્રોથોનોટરી, ટેસ્ટીમેન્ટરી અને એકલીએસ્ટીક તેમજ એડમીરલટી રજીસ્ટ્રાર નિમવામાં આવ્યા હતા.

સને ૧૯૧૬ માં હાઇ કોર્ટના ચીફ જસ્ટીસ સર બેસીલ સ્કોટની જગ્યા ખાલી પડતાં તેમની જગ્યાએ એકટીંગ જડ્જ તરીકે તેઓ નિમાયા હતા, અને તે પછી ૧૯૧૭ના જુનમાં જસ્ટીસ મેકલાઉડની જગ્યાએ તેમણે એકટીંગ જડ્જ તરીકે કામ કર્યું હતું, અને સને ૧૯૧૯ના જુનની ૯મી તારીખથી તેમનો નિમણુંક કાયમી જડ્જ તરીકે કરવામાં આવી છે.

હાઇ કોર્ટના જડ્જનો હોદ્દો એ ધારાશાસ્ત્રીને માટે સર્વોત્તમ પદવી છે અને ઇલાકાના સેંકડો નામાંકિત ધારાશાસ્ત્રીઓમાંથી ઘણાજ થોડા એ હોદ્દો મેળવી શકે છે. એ હોદ્દો મેળવનારની ધારાશાસ્ત્રી તરીકેની કુશળતાને માટે પછી બે મત હોઇ શકેજ નહિ, અને તેજ મુજબ જસ્ટીસ કાજીજીને માટે સમજી લેવું.

જસ્ટીસ કાજીજીની હાઇકોર્ટના જડ્જ તરીકેની કારકોર્દિની હજુ શરૂઆત છે છતાં લોકવાણી એમના સંબંધમાં સારી છે. એમની એ જગ્યા પર નિમણુંક થઇ ત્યારે સર્વ સ્થળેથી સંતોષ જાહેર કરવામાં આવ્યો હતો, અને તેમની જડ્જ તરીકેની ભાવિ કારકીર્દિને માટે ઉંચો અભિપ્રાય જાહેર કરવામાં આવ્યો હતો. એ અભિપ્રાય સત્ય નિવડે, લોકોના સંતોષમાં ઉમેરો થાય અને મુંબઇની હાઇકોર્ટના બીજા ન્યાયમૂર્તિ કાજીજી મુંબઇની હાઇકોર્ટના પહેલા અને જૂના ન્યાયમૂર્તિ શાહના જેવા લોકપ્રિય નિવડે એવી અમારી શુભેચ્છા છે.

# શ્રીયુત કૃષ્ણુલાલ મોહનલાલ ઝવેરી.

એમ. એ., એલ્. એલ્. બી., જે. પી. ઇત્યાદિ.

મુંબઇની સ્મૉલ કૉઝ કોર્ટના પહેલા ગુજરાતી ચીફ્ જડ્જ તરીકેનું માન મેળવનાર શ્રીયુત કૃષ્ણુલાલ ઝવેરી ન્યાતે દશા મોઢ વાણિયા છે, એમનો જન્મ સને ૧૮૬૮માં ભરૂચ મુકામે થયો હતો.

એમના વડિલો મૂળ ભરૂચના વતની છે, અને ત્યાં તેમનું કુટુંબ સારી પ્રતિષ્ટા ધરાવે છે. એમના પિતા રા. બા. મોહનલાલ રણુછોડદાસે સરકારની નોકરી ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેકટર તરીકે ૩૨ વરસ સુધી કરી હતી, અને કેળવણી ખાતાના અગ્રેસરોમાં તેમની ગણુના થતી હતી તથા હજુ પણ થાય છે. ગુજરાતને માટે વાંચનમાળા રચાઇ તેમાં તેઓ પણ નિમાયા હતા.

શ્રીયુત કૃષ્ણુલાલભાઇએ સુરત, ભરૂચ અને ભાવનગરમાં શિક્ષણુ લીધેલું અને સને ૧૮૮૮માં ભાવનગરની શામળદાસ કૉલેજમાંથી અંગ્રેજી તથા પરસીયન ભાષાઓની પરિક્ષા માન સાથે પસાર કરી બી. એ. ની ડીગ્રી મેળવી હતી. બી. એ. ની પરિક્ષામાં બીજી ભાષા તરીકે પરશીયન લઇને પસાર થનાર હિંદુ તરીકે તેઓ પહેલાજ છે.

બી. એ. ની ડીગ્રી મેળવ્યા પછી તેઓ મુંબઇની એલ્ફીન્સ્ટન કૉલેજમાં જોડાયા હતા, અને એમ. એ. ની તથા તે પછી એલ. એલ. બી. ની ડીગ્રીઓ મેળવી હતી. અને સને ૧૮૯૩માં વકીલાતનો ધંધો મુંબઇમાં શરૂ કર્યો હતો.

અનુકૂળતા મળતાં તેઓ સરકારી નોકરીમાં જોડાયા હતા, અને મુંબઇની સ્મૉલ કૉઝ કોર્ટના જડ્જોના હોદ્દા ઉત્તરોત્તર ચઢતાં હાલ તેઓ ચીફ્ જડ્જના માનવંતા હોદ્દા પર બિરાજે છે.

એક બાહોશ ધારાશાસ્ત્રી અથવા જડ્જ તરીકેની તેમના નામના જેમ સારી છે, તેમ સાક્ષર તરીકેની તેમની ખ્યાતિ પણુ સુપ્રસિદ્ધ છે. ગુજરાતી, ભાષાના અગ્રેસર સાક્ષરોમાં એમની ગણુના થાય છે, અને જુદાં જુદાં અંગ્રેજી ગુજરાતી માસિકો તથા વર્તમાન પત્રોમાં વરસો થયાં તેઓ સારા લેખો લખે છે, એટલુંજ નહિ પણુ કેટલાંક પુસ્તકો પણુ તેમણે રચેલાં છે.

અગ્રેજી, પરસીયન, ગુજરાતી, મરાઠી, બંગાળી અને ઉર્દુ ભાષામાં તેઓ સારી કુશળતા ધરાવે છે, અને પરસીયન ભાષાની એમની કુશળતાથી તેઓ મુંબઇ યુનીવરસીટીની એમ. એ. સુધીની પરિક્ષાઓના પરિક્ષક નિમાયા છે, જે માન મેળવનાર હિંદુઓમાં તેઓ પહેલા અને એકલાજ છે.

શ્રીયુત કૃષ્ણુલાલભાઇની એક જડ્જ તરીકેની, એક સાક્ષર તરીકેની તથા એક શહેરી તરીકેની આજ સુધીની કારકીર્દિ ઉજ્વળ છે, અને ભાવિકારકીર્દિ એથી ઉજ્વળ નિવડવા સંભવ છે.

Shreeyut Krisnalal Mohanlal Zaveri, M. A., LL. B., J. P., Etc.



**શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ., એલએલ. બી., જે. પી. ઈત્યાદિ.**

મુંબઈની સ્મોલકૉઝ કોર્ટના પહેલા ગુજરાતી ચીફ જજ.

Mr. Hussain Badrudin Tybjee, M. A., LL. B., J. P., Etc.



**મી. હુસેન બદરૂદીન તૈયબજી, એમ. એ., એલએલ. બી., જે. પી., ઈત્યાદિ.**

મુંબઈની સ્મૉલકૉઝ કોર્ટના ચીફ જડ્જ.

# મી. હુસેન બદરૂદ્દીન તૈયબજી.

એમ. એ., એલ્. એલ્. બી., જે. પી. ઇત્યાદિ.

મુંબઇની સ્મોલ કૉઝ કૉર્ટના બીજા જડ્જ મી. હુસેન બદરૂદ્દીન તૈયબજીનો જન્મ સને ૧૮૭૩ના અકટોબરની ૧૧મી ને રવિવાર–સંવત ૧૯૨૯ ના પોષ વદ ૭ના રોજ થયેલો હતો. એમના પિતામહ શેઠ તૈયબજી એક પ્રખ્યાત વેપારી હતા, અને જે વખતે એમની કોમમાં વિદ્યાના સંસ્કારો બહુ જુજ હતા તેવે સમયે પોતાના છ પુત્રોને તેમણે વિલાયત અભ્યાસ કરવા માટે મોકલાવ્યા હતા, જેમાંથી હુસેનભાઇના પિતા બદરૂદ્દીન પહેલા દેશી બારીસ્ટર તરીકે બહાર પડયા હતા અને એમના કાકા કમરૂદ્દીન પહેલા સોલીસીટર તરીકે બહાર પડયા હતા. હુસેનભાઇના પિતા ઑાન. જસ્ટીસ બદરૂદ્દીન તૈયબજી ઘણા હુશિયાર અને બાહોશ પુરૂષ થઇ ગયા છે. એક બાહોશ વક્તા તરીકેનું, પહેલા દેશી બારીસ્ટર તરીકેનું, હાઇકોર્ટની ઓરીજીનલ સાઇડના પહેલા દેશી જડ્જ તરીકેનું તથા નેશનલ કોંગ્રેસના પહેલા મુસલમાન પ્રેસીડન્ટ તરીકેનું માન મેળવી તેઓ પોતાનું નામ અમર કરી ગયા છે.

શ્રીમાન હુસેનભાઇએ મેટ્રિક સુધી મુંબઇમાં અભ્યાસ કર્યા બાદ આગળ અભ્યાસ કરવાને માટે તેઓ વિલાયત ગયેલા હતા, અને કેમ્બ્રીજ યુનીવર્સિટીમાંથી તેમણે એમ. એ. એલ. એલ. બી. ની ડીગ્રી મેળવેલી હતી. સાત વરસ સુધી તેઓ વિલાયતમાં રહેલા હતા.

લાંબો સમય વિલાતમાં રહેવાથી અંગ્રેજી ભાષામાં તેઓ ઘણુજ પ્રવિણ થઇ ગયા છે, પરંતુ તેની સાથે ગુજરાતી ભાષા તેઓ લગભગ વિસરી ગયા છે.

વિલાયતથી આવ્યા પછી મુંબઇમાં બારીસ્ટર તરીકે કામ કરવું તેમણે શરૂ કરેલું અને તેમની હુશિયારીથી તેઓ થોડાજ વખતમાં સ્મોલ કૉઝ કોર્ટના પાંચમાં જડ્જ તરીકે નિમાયેલા, તે પછી ઉત્તરોત્તર પદવી ચડતાં હાલ તેઓ સ્મોલ કૉઝ કોર્ટના બીજા જડ્જ તરીકે કામ કરે છે.

તેમની લાયકાત તથા હુશિઆરીથી તેમને નામદાર સરકાર તરફથી જસ્ટીસ ઓફ ધી પીસનો ઇલકાબ આપવામાં આવેલો છે.

# શ્રીયુત મહમદઅલી ઝીણા.

એમ. એ., એલ્. એલ્. બી., જે. પી., બાર–એટ–લૉ. ઈત્યાદિ.

મી. મહમદ અલી ઝીણા કરાંચીના ખોજા ખાનદાનથી ઉતરી આવેલા છે, તેમનો જન્મ સને ૧૮૭૬ના ડીસેમ્બરની ૨૫મી તારીખે કરાંચીમાં થયો હતો. એમના પિતા ત્યાંના એક વેપારી હતા.

મી. ઝીણાની બાલ્યાવસ્થા કરાંચીમાં વ્યતિત થયેલી જ્યાં તેમણે શરૂઆતમાં ઉરદુ શિક્ષણ મદ્રેસામાં લીધેલું અને તે પછી ત્યાંની મિશન સ્કૂલમાં અંગ્રેજી અભ્યાસ કરેલો સને ૧૮૯૨માં વિશેષ અભ્યાસને માટે તેઓ વિલાયત ગયેલા અને કાયદાનો અભ્યાસ કરી બારીસ્ટરની પરિક્ષા પસાર કરેલી, વિલાયતના નિવાસ દરમ્યાન હિંદના દાદા દેશભકત દાદાભાઈ નવરોજીના પરિચયમાં તેઓ આવેલા અને તેથી દેશ સેવાનાં બીજ એમના અંતરમાં રોપાયેલાં જેનું પરિણામ આજે સુવિખ્યાત છે.

સને ૧૮૯૬માં તેઓ સ્વદેશ પાછા ફર્યા અને ધારાશાસ્ત્રી તરીકે કામ કરવું શરૂ કર્યું મુંબઇના જાણીતા યૂરોપીયન બારીસ્ટર મી. મેકફરસને તેમને પોતાની સાથે જોડયા દેશી યૂરોપીયન ધારાશાસ્ત્રીઓનું એ પહેલું જોડાણ. દેશભકત તિલક અને હોર્નીમેનના તથા બીજા કેસોમાં એક બાહોશ ધારાશાસ્ત્રી તરીકે મી. ઝીણાએ સારૂં નામ કાઢયું અને એક કુશળ બારીસ્ટર તરીકે તેઓ પંકાઇ ગયા. તે વખતથી આજ સુધી પ્રથમ પંકિતના ધારાશાસ્ત્રીઓમાં એમની ગણના થાય છે.

પોતાના ધંધામાં સારી રીતે જામ્યા બાદ, તેમજ તેમાં સારી નામના મેળવ્યા બાદ એક જાહેર પુરૂષ થવા તરફ મી. ઝીણાએ લક્ષ આપ્યું અને તેમાં પણ તેમની તેવીજ ફતેહ થઇ છે. ઇ. સ. ૧૯૦૬થી જાહેર હિલચાલામાં ભાગ લેવો તમણે શરૂ કરેલો અને સ્વદેશ ભકત દાદાભાઇના પ્રમુખપદ નીચે ભરાયેલી નેશનલ કોંગ્રેસમાં તેમણે હાજરી આપેલી, ત પછી તેઓ કોંગ્રેસમાં નિયામત હાજરી આપે છે તથા ભાષણો પણ કરે છે. સને ૧૯૧૩માં નામદાર આગાખાનની હાજરી નિચે લખનૌમાં મુસ્લીમલીગની બેઠક મળેલી તે પ્રસંગે એમને આમંત્રણ થતાં તેઓ ત્યા ગયેલા અને પોતાના વિચારો જણાવેલા.

તે પછી તુર્તજ તેઓ વિલાયત જવા ઉપડેલા, જે વખતે સ્વદેશ ભકત ગોખલે પણ વિલાયત જતા હતા. એ સફર વખતે તેમણે હિંદી વિદ્યાર્થીઓના લાભ માટે પ્રેયત્ન કરેલો, જેના પ્રતાપે " લંડન ઇંડીયન એસોસીએશન "ની લંડનમાં સ્થાપના થઇ છે. વળી સૈયદ વઝીર હુસેનની સમજાવટથી લીગના એક મેમ્બર તરીકે તેમણે તે વખત પોતાનું નામ નોંધાવેલું, અને સને ૧૯૧૭માં હોમરૂલ લીગના પ્રમુખ મીસિસ બેસન્ટ કેદ થતાં એ પ્રમુખપદ તેમને આપવામાં આવેલ છે.

સને ૧૯૧૫ માં મુંબઇમાં કોંગ્રેસની બેઠક મળી તે તકે મી. ઝીણાએ મોસ્લેમલીગની બેઠક પણ ત્યાંજ બોલાવી અને બન્ને સંસ્થાઓનું જોડાણ કરી તેઓ હિંદુ મુસલમીન ઐકયના એક ધ્રુવ બનશે એવું સ્વદેશભકત ગોખલેએ એમને માટે ભાખેલું ભવિષ્ય ખરૂં પાડયું.

આ પછી મી. ઝીણાની કારકીર્દિમાં અનેક નોંધવા જેવા બનાવો બન્યા છે જેમાં લેજીસ્લેટિવ કાઉન્સીલ તથા વાઇસરીગલ કાઉન્સીલના મેમ્બર નિમાયાના તથા બેપરવાઇથી તેનો ત્યાગ કરવાના બનાવો, મોટેગ્યુ ચેમ્સફર્ડ યોજના સબંધે હાલમાંજ વિલાયત જવાનો બનાવ, ૧૯૧૬ની અમદાવાદની પ્રાંતિક કોન્ફરન્સ, તથા તે પછી લખનૌ ખાતે મળેલી મુસ્લીમ લીગની બેઠકના પ્રમુખ નિમાવાના બનાવ અને મુંબઇના ગવર્નર લૉર્ડ વીલીંગડનના વિદાયગીરી વખતે એમને માનપત્ર નહિ આપવાની ચળવળમાં એમણે લીધેલ આગેવાનીવાળો બનાવ વિગેરે મુખ્ય છે.

Mr. Mahmad Alli Zinah, M. A. LL. B., J. P., Etc.



શ્રીયુત મહમદ અલી ઝીણા, એમ. એ., એલએલ. બી., જે. પી., ઈત્યાદિ.

હોમરૂલ લીગના પ્રમુખ.

Shreeyut Gulamhussain R. Kheraj.



શ્રીયુત ગુલામહુસેન રહિમતુલ્લા ખેરાજ.

મુંબઈના એક બાહોશ પ્રેસીડન્સી માજીસ્ટ્રેટ.

Shreeyut Mukund Ramrav Jaykar.



શ્રીયુત મુકુંદ રામરાવ જયકર.

મુંબઈના એક આગેવાન ધારાશાસ્ત્રી અને હોમરૂલ લીગના એક અગ્રેસર.

Shreeyut Bhaishankar Nanabhai, J. P.



શ્રીયુત ભાઇશંકર નહાનાભાઈ, જે. પી.
મુંબઈના એક પ્રખ્યાત સોલીસીટર.

# શ્રીયુત ભાઈશંકર નાનાભાઈ. જે. પી.

મુંબઇ અમદાવાદના એક આગેવાન શહેરી, અમદાવાદની મ્યુનીસીપાલીટીના માજી પ્રમુખ અને મુંબાઇના પ્રખ્યાત સોલીસીટર તથા જસ્ટીસ ઓફ ધિ પીસ શ્રીમાન ભાઇશંકર ભાઇ ન્યાતે રાયકવાળ બ્રાહ્મણ છે, એમનો જન્મ અમદાવાદ જીલ્લાના દસક્રોઇ પ્રગણાના ભુવાલડી નામના એક ન્હાના ગામમાં સંવત ૧૯૦૧ના શ્રાવણ સુદ ૧૦ને બુધવારના રોજ થયેલો હતો.

એમના વડિલોની સ્થિતિ ઘણી સાધારણ હતી, અને તેથી બાલ્યાવસ્થામાં ભાઈશંકર ભાઇ ગરીબ હાલતમાં ઉછરેલા હતા, તેમણે પોતાનો વિદ્યાભ્યાસ પોતાના કાકા રા. રા. ઘનશ્યામ ભટ્ટની દેખરેખ નિચે શરૂ કરેલો હતો અને થોડા વખત પછી અભ્યાસ માટે તેમને અમદાવાદ લઇ જવામાં આવ્યા હતા.

પોતાના વડિલોની ગરીબ સ્થિતિ લક્ષમાં લઇ ભાઇશંકરભાઇ અભ્યાસ દરમ્યાન પણ ગૃહસ્થોના છોકરાઓને ટયુશન આપી ૧૪ વર્ષ જેટલી ન્હાની ઉમરથીજ ઘર ખરચમાં મદદ કરતા હતા, એમ કરતાં કરતાં તેમને સ્વ. ભોગીલાલ પ્રાણવલ્લભદાસની સાથે તેમના જયેષ્ટ પુત્રને તેઓ શિખવવા જતા હોવાથી સારી ગાંઠ બંધાઇ, તેમની સલાહથી ૧૫ વર્ષની ઉમરે ભાઇશંકરભાઇએ અંગ્રેજી શિખવાનું શરૂ કર્યું હતું, પરંતુ કુટુંબની ગરીબ સ્થિતિને લીધે તેમને વિદ્યાભ્યાસ પડતો મુકી નોકરી ક કરવાની ફરજ પડી, આ માટે તેમણે તે વખતે લેવાતી તલાટીની પરિક્ષાને માટે તજવીજ કરી, પરંતુ તેમાં નિષ્ફળ થયા. આથી તેમને પોતાની પ્રથમ નોકરી રેલ્વેમાં રૂપિયા વીસના પગારથી લેવી પડી, જે રેલ્વે તે વખતે નડીયાદથી અમદાવાદ સુધીની સડક બાંધવાને માટે શરૂ થઇ હતી, પરંતુ ખટપટથી કંટાળી ત્રણ મહિના જેટલી ટુંકી મુદતમાં એ નોકરી મુકી દીધી હતી. પછી ભોગીલાલભાઇએ તેમને પોતાની ઇન્કમટેક્ષ કલેકટરની ઓફીસમાં ૧૨) રૂપિઆના પગારની કારકુનની જગ્યા આપી હતી.

દરમ્યાન લલ્લુભાઇ કરમચંદ નામના તેમના એક વણિક મિત્રની મારફતે તેમને અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠ દલપતભાઇ ભગુભાઇની સાથે ઓળખાણ થવાથી તેઓ ત્યાં નોકર રહ્યા હતા, ત્યાં તેમણે એક કામમાં નિડરતા અને બાહોશી બતાવવાથી શેઠ દલપતભાઈએ તેમને પોતાની મુંબાઇની દુકાન પર મોકલાવ્યા હતા. થોડો વખત ત્યાં નોકરી કરી કેટલોક અનુભવ મેળવી રાજી ખુશીથી શેઠની રજા લઇ તેઓ સુરતમાં રોયલ બેકંના કેશીયરની જગ્યાએ રહ્યા હતા, અને ત્યાંથી પછી તેઓ મુંબઇમાં વિકટોરિયા ફીનાન્સ નામની જોઇન્ટ સ્ટોક કંપનીના મેનેજર નિમાયા હતા.

ત્યાર બાદ તેઓ જુદા જુદા યુરોપીયન સોલીસીટરના હાથ નીચે રહેલા હતા. અને તેમની સોબત તથા સલાહથી કાયદાનો અભ્યાસ શરૂ કરીને ધીમે ધીમે તેમાં સારી પ્રવિ-

ણુતા મેળવી હતી, અને કેટલાક મોટા મોટા કેસમાં ફતેહ મેળવી અમદાવાદ તથા મુંબાઇના અગ્રેસર શ્રીમંતોની, કેટલાક રજવાડાઓની અને ગુજરાત કાઠીયાવાડની પ્રજાની સારી પ્રીતિ સંપાદન કરેલી હતી. ઇ. સ. ૧૮૭૭થી હાઇકોર્ટના વકીલ તરીકે અને ઇ. સ. ૧૮૭૮થી હાઇકોર્ટના સોલીસીટર તરીકે કામ કરવું તેમણે શરૂ કર્યું હતું. હાલ પણ તેમની સોલીસીટરની પેઢી મુંબાઇમાં છે, અને એક બાહોશ સોલીસીટર તરીકે તેઓ મુંબાઇમાં સારી રીતે પ્રખ્યાત છે.

શ્રીમાન ભાઇશંકરભાઇ તદ્દન સાધારણ સ્થિતિમાંથી પોતાનીજ અક્કલ હુશિયારી જાત મહેનત, ખંત, દીર્ઘદ્રષ્ટિ અને બાહોશીથી આગળ વધેલા છે, અને ઘણીજ સારી નામના તથા પુષ્કળ પૈસો સંપાદન કરેલ છે. પોતાને પ્રાપ્ત થયેલ લક્ષ્મીનો અનેક પ્રકારે સદ્વ્યય કરીને તેમણે પોતાનાં માતુશ્રીનું પોતાનાં ધર્મપત્નીનું અને પોતાનું નામ અમર કરેલું છે.

એમનાં પરોપકારી કાર્યોમાં અમદાવાદમાં સ્ટેશન સામે બંધાવેલી ભવ્ય ધર્મશાળા, રાયપુર ચકલામાં બંધાવેલ દવાખાનું તથા લાઇબ્રેરી અને અમદાવાદનું શ્મશાન ઇત્યાદિ ખાસ ધ્યાન ખેંચે છે.

તે ઉપરાંત મુંબાઇ ઇલાકાના એક પ્રજાપ્રિય અને જાહેર પુરૂષ તરીકે પણ તેમણે ઘણીજ સારી નામના મેળવેલી છે. અને અનેક સાર્વજનિક સંસ્થાઓમાં તેમણે આગળ પડતો ભાગ લીધેલો છે, તેમાં અમદાવાદની મ્યુનીસીપાલીટીના પ્રમુખ, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના આગેવાન, ૧૯૧૨ના આર્યન બ્રધરહુડની વિરૂધ્ધ અમદાવાદમાં મળેલી સનાતન ધર્મની ગંજાવર સભાના પ્રમુખ અને અમદાવાદ મ્યુનીસીપાલટીની કમિટીના ચેરમેન વિગેરે હોદ્દાઓ ખાસ નોંધ લેવા જવા છે.

શ્રીમાન ભાઇશંકરભાઇએ ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમાં પણ સારો ભાગ લીધેલો છે. તેમણે કેટલાક મહત્વના ગ્રંથો ઉત્તેજન આપીને પ્રસિધ્ધ કરાવેલા છે તેમજ " ભાઇશંકર ગ્રંથમાળા" નામનું એક પુસ્તક પોતે પણ પ્રસિધ્ધ કરીને ગુજરાતી સાહિત્યમાં ઉમેરો કરેલ છે.

શ્રીમાન ભાઇશંકરભાઇનાં મકાનો તથા સગાં સંબંધીઓ અમદાવાદમાં છે અને તેઓ પોતે કેટલીક વખત અમદાવાદમાં રહે છે, પરંતુ લાંબો વખત થયા ધંધાર્થે નિવાસ સ્થાન મુંબાઇમાં રાખેલ છે. તેમની ઉમર અત્યારે પોણોસો વરસની વૃદ્ધ હોવા છતાં તેઓ ઘણાં ખરાં કાર્યોમાં સારો આગેવાની ભર્યો ભાગ લે છે. પરમ દયાળુ પરમાત્મા તેમને સર્વદા સુખ શાન્તિમાં રાખવા સાથે દીર્ઘાયુષ્ય બક્ષીસ કરે અને તેમના હસ્તે દેશહિતનાં તથા લોકહિતનાં વિશેષ કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.

---

Sheth Dinshaw Fardunji Mulla.



શેઠ દીનશાહ ફરદુનજી મુલ્લાં.
મુંબઇના એક આગેવાન એડવોકેટ.

Sheth Pestanji Manekji Kanga.



શેઠ પેસ્તનજી માણેકજી કાંગા.
મુંબઇના એક આગેવાન સોલીસીટર.

Shreeyut Gokaldass K. Parekh.



શ્રીયુત ગોકળદાસ કહાનદાસ પારેખ.
મુંબઈના એક નામાંકિત ધારાશાસ્ત્રી.

Shreeyut Tribhuvandass N. Malvi.



શ્રીયુત ત્રીભુવનદાસ નરોત્તમદાસ માળવી.
મુંબઇના એક આગેવાન હિંદુ સોલીસીટર.

Shreeyut Visvanath Prabhuram Vaidya. J. P., M. R. A. S., Etc.



શ્રીયુત વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય. જે. પી., એમ. આર. એ. એસ., ઈત્યાદિ.

મુંબઈના એક નામાંકિત બારીસ્ટર.

# શ્રીયુત વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય.

બી. એ., બાર–એટ–લૉ., એમ. આર. એ. એસ., જે. પી. ઇત્યાદિ.

શ્રીયુત વિશ્વનાથભાઇ ન્યાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ સંવત ૧૯૧૯ના ફાગણ સુદ આઠમના રોજ, સને ૧૮૬૩માં થયેલો હતો.

એમના વડવાઓના મૂળ પુરૂષ રામજી વ્યાસ જામ જોધપુરમાં રહેતા હતા તેઓ વૈદ્ય વિદ્યા તથા કથા કીર્તનમાં કુશળ હોવાથી તે વખતના જામ શ્રી રણમલજી તરફથી તેમને ગરાસ આપવામાં આવ્યો હતો તેમજ બાટવાના બાબી દરબારોએ નવું પરગણું વસાવતી વખત તેમને બોલાવી તેમના હસ્તે ગામને તોરણ બંધાવી ગરાસ બાંધી આપ્યો હતો. એ રામજી વ્યાસના વંશજોમાં ત્રીજી પેઢીએ દેવકૃષ્ણ નામે પુરૂષ થયા તેમને પોરબંદરના રાણા શ્રી સુલ્તાનજીએ પોતાને ત્યાં બોલાવી તેમની પાસે એક યજ્ઞ કરાવેલો અને એક યજ્ઞ વ્યાસજીએ પોતે કરેલો. રાણા સાહેબે યજ્ઞ કરાવ્યો તે જગ્યા પર જગન્નાથજીનું મંદિર બંધાવવામાં આવ્યું અને વ્યાસજીએ યજ્ઞ કર્યો તે જગ્યા તેમને કૃષ્ણાર્પણ કરી ત્યાં અગ્નિકુંડની સ્થાપના કરાવી દેવકૃષ્ણ વ્યાસજીને અગ્નિહોત્રી નિમવામાં આવ્યા. આ બનાવ સંવત ૧૮૫૧માં બન્યો અને આ અગ્નિકુંડ સંવત ૧૯૩૦ સુધી ચાલુ હતો. દેવકૃષ્ણ વ્યાસથી ચોથી પેઢીએ જયકૃષ્ણ તથા પ્રભુરામ નામના બે ભાઇઓ થયા જેમાં જયકૃષ્ણભાઇએ એક આચાર્ય તરીકે તથા પ્રભુરામભાઇએ એક વૈદ્ય તરીકે મુંબઇ ઇલાકામાં સારી પ્રખ્યાતિ મેળવી છે. આ પ્રભુરામભાઇ તે ચરિત્ર નાયક વિશ્વનાથ ભાઇના પિતાજી થાય. લગભગ પાંત્રીસ વરસની ઉમરે સંવત ૧૯૨૬માં કાઠીયાવાડમાંથી તેમનું મુંબઇ આગમાન થયેલું અને તે પછી કાયમને માટે તેઓ મુંબઇમાંજ રહેલા. એટલુંજ નહિ પણ હવે તેમનાં વંશજો પણ મુંબઇમાંજ રહે છે. મુંબઇના નિવાસ દરમ્યાનની એમની કારકીર્દિ તથા એમનું ચરિત્ર જાણવા લાયક છે, પરંતુ અત્રે એને માટે સ્થાન નથી, એ જાણવાની જેમને આકાંક્ષા હોય તેમણે "મહાજન મંડળ"માં છપાયેલું અથવા જુદું છપાયેલું એમનું વૃત્તાંત વાંચવું. એમણે મુંબઇમાં "પ્રભુરામ જીવનરામ ઔષધાલય" સ્થાપ્યું. "પ્રભુરામ આયુર્વેદ કૉલેજ" સ્થાપી. વેદધર્મ સભાનાં કામકાજમાં આગળ પડતો ભાગ લીધો, અને મુંબઇમાં ત્રણ મોટા યજ્ઞો કરી સારી આબરૂ મેળવી હતી.

શ્રીયુત વિશ્વનાથભાઇની બાલ્યાવસ્થા પોરબંદરમાંજ વ્યતિત થયેલી, અને ગુજરાતી અભ્યાસની શરૂઆત પણ ત્યાંજ થયેલી, પરંતુ એમના પિતાશ્રીનું મુંબઇ આગમન થતાં તેમનો અભ્યાસ મુંબઇમાં પૂર્ણ થયો હતો. સને ૧૮૮૩ માં એટલે વીસ વરસની વયે એમણે મેટ્રિકની પરિક્ષા પસાર કરેલી અને તે પછી આગળ અભ્યાસ વધારવા તેઓ એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થયા હતા.

અત્રે એક બાબત જણાવવી જરૂરની છે અને તે એ કે વિશ્વનાથભાઇનાં માતુશ્રી એમની બાલ્યાવસ્થામાં ગુજરી ગયેલાં હોવા સાથે એમના પિતાએ બીજી વખત લગ્ન નહિ કર-

વાથી સાંસારિક તથા વ્યવહારિક કાર્યોનો કેટલોક બોજો વિશ્વનાથભાઇ વડા પુત્ર હોવાથી તેમના પર હતો. આ બોજો એમના શિર પર આવવાનું કારણ એ હતું કે એમના પિતાશ્રીને બિલકુલ ફુરસદ મળતી નહિ, એમના પિતા છેક સવારથી દરદીઓને દવા આપવાનું કામ શરૂ કરતા તે એક વાગ્યા સુધી ચાલતું અને પાછું ત્રણ વાગ્યેથી શરૂ કરતા તે રાતના નવ વાગ્યા સુધી ચાલતું, આ સ્થિતિને લીધે બે વખત રસોઇ કરવાનું, આવક જાવક સંભાળવાનું, ઘરમાં જોઇતી ચીજોની વ્યવસ્થા કરવાનું, ન્હાનાં ભાંડુઓની સંભાળ રાખવાનું, અને એવુંજ બીજું કેટલુંક કામ વિશ્વનાથભાઇને કરવું પડતું. આનું પરિણામ એ આવ્યું કે કૉલેજના એમના અભ્યાસમાં ખલેલ પડી અને મેટ્રીક પસાર કર્યા પછી બી. એ. ની ડીગ્રી મેળવતાં તેમને અગીયાર વરસ જેટલો લાંબો સમય વીતિ ગયો. મતલબ કે બી. એ. ની પરિક્ષા એમણે સને ૧૮૯૫માં પસાર કરી. એજ અરસામાં એમના ન્હાનાભાઇએ પણ ડૉકટરની પરિક્ષા કરી પોતાના પિતાજીનું દવાખાનાનું કામકાજ પણ સંભાળી લીધું અને વિશ્વનાથભાઇએ બીજું બધું કામકાજ સંભાળી લઇ પોતાના પિતાશ્રીને નિવૃત્તિ આપી.

બી. એ. ની પરિક્ષા પસાર કર્યા પછી કાયદાનો અભ્યાસ કરી ધારાશાસ્ત્રી થવાની વિશ્વનાથભાઇની ઉમેદ હોવાથી તેઓ મેસર્સ ભાઇશંકર એન્ડ કાંગાની સોલીસીટરની પેઢીમાં આર્ટિકલ ક્લાર્ક તરીકે દાખલ થયા. સાથે સાથે ઔદ્યોગિક પ્રવૃત્તિઓ પણ એમણે શરૂ કરી અને સને ૧૮૯૬માં વઢવાણ કેમ્પમાં સર વાઘજી મીલ સ્થાપન કરી, તે પછી સને ૧૮૯૭માં અત્રેના સ્વ. શેઠ લક્ષ્મીદાસ ખીમજીએ સોલાપુરમાં લક્ષ્મી કૉટન નામની મીલ સ્થાપન કરવાની તજવીજ કરી તેમાં પણ આગળ પડતો ભાગ લીધો અને તે પછી બે વરસે સ્વ. શેઠ દ્વારકાદાસ ધરમશીએ "ત્રીકમદાસ" મીલ સ્થાપી તેમાં તથા સને ૧૯૦૭માં સોલાપુરમાં સ્થાપાયેલી "વિષ્ણુ મીલ" ઉભી કરવામાં પણ તેમણે મદદ કરેલી. જેમાંની ત્રણ મીલોના ડીરેકટરનો હોદ્દો હાલ પણ તેઓ ભોગવે છે.

સને ૧૯૦૮માં એમણે મુંબઇમાં દેશી દવાઓ બનાવવાનું એક કારખાનું ઉભું કરવાની તજવીજ કરી, જે કારખાનું હાલ ઘણા સારા પાયા પર ચાલે છે, અને તેનું નામ "ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ" છે. આ શિવાય બે વીમા કંપનીઓ ઉભી કરવામાં પણ તેમણે શ્રમ લીધેલો, જેમાંની એક ધિ બ્રિટાનીયા લાઇફ ઇન્સ્યુરન્સ કંપની લીમીટેડના હાલ પણ તેઓ ડીરેકટર છે.

સને ૧૯૦૧માં કાયદાના અભ્યાસ અર્થે વિશ્વનાથભાઇ વિલાયત ગયેલા, અને ત્રણ વરસ અભ્યાસ કરી સને ૧૯૦૪માં બારીસ્ટર થઇ તેઓ સ્વદેશ પાછા ફરેલા. વિલાયતના ત્રણ વરસના નિવાસ દરમ્યાન એક વખત એમના પિતાશ્રીના સ્વર્ગવાસના કારણે તથા એક વખત કંઇ બીજા કારણસર એવી રીતે મળીને બે વખત તેમને સ્વદેશ આવવાની જરૂર પડી હતી.

વિશ્વનાથભાઇએ વિલાયતમાં ગુજારેલાં ત્રણ વરસોની કારકીર્દિ નોંધ લેવા લાયક છે. અભ્યાસની કુશળતા તથા વૈદ્યકશાસ્ત્ર અને સંસ્કૃત ભાષાની એમની પ્રવીણતાને

અંગે એમને મળેલ માનચાંદની વાત બાજુએ મૂકતાં એમની કારકીર્દિને ઝેબ આપે તેવાં બીજાં પણ કેટલાંક કાર્યો એમના હસ્તે થયેલાં, તેમજ રાજકિય ચળવળમાં પણ તેમણે આગળ પડતો ભાગ લીધેલો, તે ઉપરાંત બે વખત તેજાણે જર્મનીની મુસાફરી પણ કરેલી. પહેલી વખતની મુસાફરીમાં એમને જર્મનીના સુપ્રસિદ્ધ પ્રોફેસર ડોઇસન Deusson ની મુલાકાત થયેલી. વિશ્વનાથભાઈ કહે છે કે અંગ્રેજી ભાષા બોલનારાઓમાં કોઇ પણ માણસ પ્રો. ડોઇસનના જેટલી પ્રવિણતા દર્શનશાસ્ત્રમાં ધરાવતો નથી. એ વિદ્વાને તત્વજ્ઞાનના વિષય પર જર્મન ભાષામાં બાર પુસ્તકો લખેલાં છે, જેમાંનાં છ આપણા દેશને લગતાં છે. એ પુસ્તકો તેમણે વિશ્વનાથભાઇને વાંચી સંભળાવતાં વિશ્વનાથભાઇને એમ માલુમ પડયું કે એમણે પાતંજલ યોગ દર્શનનું બરોબર વિવેચન કરેલું નથી. આ ઉપરથી તેમણે પ્રોફેસરને એ હકીકત નિવેદન કરી અને એ હકીકત સાંભળ્યા પછી પ્રોફેસરે પાતંજલયોગશાસ્ત્ર વિશ્વનાથભાઇ સાથે વાંચવાની ઇચ્છા બતાવી. જેના પરિણામે પ્રો. ડોઇસન, તેની પત્ની, વિશ્વનાથભાઈ અને પ્રો. ડોઇસનને ત્યાં શિખવા આવેલ અમેરિકાનો એક પ્રોફેસર એ ચારે જણાં એક એકાંત ટાપુમાં જઈને રહ્યાં, અને ત્યાં પ્રોફેસર ડોઇસને વિશ્વનાથભાઇ પાસેથી પાતંજલયોગશાસ્ત્ર બરોબર સાંભળી લઇ પોતાનાં પુસ્તકમાં તેનો યોગ્ય ઉહાપોહ કર્યો, આ ઉપરથી વિશ્વનાથભાઇની સંસ્કૃત ભાષાની પ્રવિણતા સારી રીતે સમજી શકાય છે.

સ્વદેશમાં આવ્યા પછી વિશ્વનાથભાઇએ એક બાહોશ બારીસ્ટર તરીકે સારી નામના મેળવેલી છે, અને તે ઉપરાંત વ્યાપાર ઉદ્યોગમાં, સાહિત્યમાં, કોંગ્રેસ અને અન્ય રાજકિય બાબતોમાં, તેમજ યુનીવરસિટી તથા કેળવણીના અન્ય કાર્યોમાં આગળ પડતો ભાગ લીધેલો છે. વેપાર ઉદ્યોગનાં એમનાં કાર્યોમાં ત્રણ મીલોના ડાયરેક્ટર તરીકેનો હોદ્દો મુખ્ય છે, સાહિત્યમાં, સાહિત્ય પરિષદ્‌માં લીધેલો આગળ પડતો ભાગ, વેદધર્મ સભાના તંત્રી તરીકે કરેલું કામકાજ અને અંગ્રેજી, સંસ્કૃત તથા ગુજરાતી ભાષામાં લખેલાં કેટલાંક પુસ્તકો એ બાબત મુખ્ય છે, કે એમણે રચેલાં પુસ્તકોની નોંધ નીચે પ્રમાણે છે. ૧) ન્યાયસાર. સંસ્કૃતમાં, અંગ્રેજી ટીકા સાથે ૨) Froce used in averent India 3) Sushruta and his date. (4) A short paper on The Indian National Congress. ૫) હરિશ્ચંદ્ર નાટક ૬) સરસ્વતીચંદ્રનું અવલોકન. ૭) લોર્ડ લોરેન્સનું ચરિત્ર. ૮) પ્રમાણ વિચાર અને ૯) અદ્વૈતામૃત. કોંગ્રેસ અને રાજકિય બાબતોમાં, કેટલીક કોંગ્રેસોમાં તેમણે આપેલી હાજરી, વાંચેલા ભાષણો અને અલ્હાબાદની કોંગ્રેસ વખતે કોંગ્રેસના બંધારણની તેમણે રજુ કરેલી યોજના એ મુખ્ય છે. એમની એ યોજનાનો કોંગ્રેસ તરફથી વિચાર થયો હતો, અને હજુ પણ કોંગ્રેસનું બંધારણ એ વખતે થયેલી યોજના પ્રમાણે છે. યુનીવરસિટી તથા કેળવણીનાં એમનાં કાર્યોમાં યુનીવરસિટીના સો મેમ્બરોમાં જેમ બને તેમ સરકાર તરફથી ઓછા મેમ્બરો નિમાય અને પ્રજા તરફથી વધારે મેમ્બરો નિમાય તેવો ફેરફાર યુનીવરસિટી એકટમાં કરાવવા એમણે તજવીજ કરેલી

અને તેમાં અમુક અંશે તેમને વિજય પણ મળેલો, ઉપરાંત કેળવણીની વૃદ્ધિ અર્થે તેઓનો અન્ય પ્રયાસ પણ સ્તુતિપાત્ર છે. ગોકળદાસ તેજપાળ કચ્છ માંડવી હાઇસ્કુલ, કાનજી ધરમસી હાઇસ્કુલ ચીચન, ચંદા રામજી હિંદુ કન્યા હાઇસ્કુલ, દુર્ગાદેવી બોયઝ એન્ડ ગર્લ્સ સ્કુલ ઇત્યાદિ કેળવણીની સંસ્થાઓની સ્થાપનામાં તથા તે ચલાવવામાં તેમણે આજ સુધીમાં લીધેલો શ્રમ સુવિખ્યાત છે, વળી વરસો થયાં તેઓ આઠ દસ વિદ્યાર્થીઓને પોતાને ત્યાં રાખીને પણ મદદ આપે છે.

બારીસ્ટર તરીકે હાઇકોર્ટ તરફના, તેમજ રજવાડાઓના અને અન્ય પોલીટીકલ કેસમાં તેઓ વધારે પડતો ભાગ લીએ છે. ગુજરાત કાઠીયાવાડના ઘણા રાજવંશીઓના પરિચયમાં તેઓ આજ સુધીમાં આવેલા છે, અને ઘણા રાજવંશીઓ તરફથી તેમની સલાહ લેવામાં આવી છે, તથા હજુ લેવાય છે. વળી વિરમગામ સ્ટેશન પરની જકાત માટે તેમણે વરસો સુધી લડત ચલાવી હતી, અને આખરે ૧૯૧૮ ની શરૂઆતથી એ જકાત નિકળી ગઇ છે.

એમની કારકીર્દિને ઝેબ આપનાર અને એમની વિદ્વતાની કદર કરનાર એક બનાવ હાલમાંજ બનેલો છે, અને તે એ કે થોડાજ વખત પહેલાં પૂનામાં મળેલી પહેલી ઓરીએન્ટલ કોન્ફરન્સની સ્વાગત કમિટિના પ્રમુખ તરીકે તેમની ચુટણી કરવામાં આવી હતી.

શ્રીયુત વિશ્વનાથભાઇ સ્વભાવે શાન્ત, મિલનસાર, સત્યવકતા અને સાદા છે. એમની આજ સુધીની ઉજવળ કારકીર્દિ ભવિષ્યમાં વિશેષ ઉજવળ નિવડે અને એમના હસ્તે લોકહિતનાં વિશેષ કાર્યો થાય એવી અમારી શુભેચ્છા છે.

---

Sheth Rustomji Dhanjibhai Shethna.



શેઠ રૂસ્તમજી ધનજીભાઈ શેઠના.

મુંબઈની હાઈકોર્ટના પહેલા દેશી રીસીવર.

Sheth Jehangir Dinshaw Davar.



શેઠ જહાંગીર દીનશાહ દાવર.

મુંબઈના એક આગેવાન ધારાશાસ્ત્રી.

Shreeyut Kanaiyalal Maneklal Munshi, B. A., LL. B.



**શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશી, બી. એ., એલએલ. બી., એડવોકેટ.**

ગુજરાતના એક પ્રસિદ્ધ વાર્તાકાર.

# શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશી.

બી. એ., એલ્. એલ્. બી. એડવોકેટ.

શ્રીયુત કનૈયાલાલ મુનશી ન્યાતે ભાર્ગવ બ્રાહ્મણ, એમનો જન્મ ભરૂચમાં સને ૧૮૮૭ના ડીસેમ્બરની ૨૯મી તારીખે થયો હતો.

એમના સ્વ. પિતા શ્રીયુત માણેકલાલ નરભેરામ મુનશી સરકારી નોકર હતા અને પોતાના વતન ભરૂચમાંજ ડેપ્યુટી કલેકટર તથા ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટના હોદ્દા તેમણે ભોગવ્યા હતા તેઓ સને ૧૯૦૧માં ગુજરી ગયા હતા.

શ્રીયુત કનૈયાલાલની બાલ્યાવસ્થા સુરતમાં વ્યતિત થયેલી અને અભ્યાસની શરૂઆત એમણે વડોદરામાં કરેલી. સને ૧૯૦૨માં મેટ્રિકની અને સને ૧૯૦૬માં સેકન્ડ કલાસ બી. એ. ની પરિક્ષાઓ એમણે પસાર કરેલી. તે પછી તેઓ મુંબઈની ગવર્નમેન્ટ લૉ કૉલેજમાં કાયદાના અભ્યાસ માટે દાખલ થયેલા અને ૧૯૧૦માં એલ. એલ. બી. ની ડીગ્રી એમણે મેળવેલી. તે પછી એડવોકેટનો અભ્યાસ કરી સને ૧૯૧૩માં એડવોકેટની અઘરી પરિક્ષા પણ એમણે પસાર કરી.

શ્રીયુત કનૈયાલાલની કોલેજની કારકીર્દિ ઉજવળ હતી અને અભ્યાસ દરમ્યાન અભ્યાસમાં કુશળતા બતાવવા સાથે કેટલાંક ઇનામો પણ તેમણે મેળવ્યાં હતાં.

એડવોકેટ થયા પછી તેઓ વકીલાતના ધંધામાં પડયા અને શરૂઆતમાં કામની બહુ મારામારી નહિ હોવાથી ફુરસદનો વખત જ્ઞાતિ સુધારણાના કાર્યોમાં, જાહેર તથા રાજદ્વારી પ્રશ્નોના અભ્યાસમાં અને સાહિત્ય સંબંધી માહિતી મેળવવામાં ગાળ્યો. ભરૂચમાં દાદાભાઇ લાઇબ્રેરી સ્થાપી, હાલ તેઓ તેના ઉપ પ્રમુખ છે, જ્ઞાતિના વિદ્યાર્થીઓ માટે કેળવણી ફંડ સ્થાપવામાં મદદ કરી, જ્ઞાતિપત્ર ભાર્ગવના તંત્રી બન્યા, જ્ઞાતિપત્ર વાર્ષિકના સહતંત્રી તરીકે કામ કર્યું, નવજીવન અને સત્ય માસિકના સહયોજક બન્યા અને છેલ્લે શ્રીયુત જમનાદાસ દ્વારકાદાસની સાથે તેમના "યંગ ઇન્ડીયા" પત્રમાં પણ જોડાયા.

શ્રીયુત કનૈયાલાલ હાલ એડવોકેટનો ધંધો કરે છે, અને ઇશ્વર કૃપાથી તથા તેમની કાર્યકુશળતાથી તેમનો ધંધો ઘણી સારી રીતે ચાલે છે. ધંધામાં ધ્યાન આપવાની સાથે જાહેર હિલચાલમાં ખાસ કરીને રાજદ્વારી અને તે પણ સ્વરાજ્યને લગતી હિલચાલમાં તેઓ વિશેષ લક્ષ આપે છે, અને તેવી સંસ્થાઓમાં તેઓ આગળ પડતો ભાગ લીએ છે, અત્રેની હોમરૂલ લીગના તેઓ એક સેક્રેટરી છે, પ્રેસીડન્સી એસોસીએશનની કારોબારી કાઉન્શીલના એક સભાસદ છે અને ડીસ્ટ્રીકટ કોંગ્રેસ કમિટિના પણ એક સેક્રેટરી છે, ટુંકમાં સ્વરાજ્યને માટે લાગણી રાખનારાઓમાંના તેઓ પણ એક છે.

પરંતુ આ સર્વ કરતાં એમની કારકીર્દિને વિશેષ ઝેબ આપે, મહાન પુરૂષોમાં એમની ગણના કરાવે, અને એમનું નામ અમર રાખે એવું કૃત્ય તે એમની લેખન પ્રવૃત્તિ છે.

**જેમ એક સભાનો પ્રમુખ બીજા ગૃહસ્થો કરતાં સભામાં મોડો આવે છતાં સભામાં અગ્રસ્થાન તો એનેજ મળે. એવુંજ કંઇક કનૈયાલાલના સબંધમાં બન્યું છે. લેખન પ્રવિર્તિમાં તેઓ થોડો વખત થયાં જોડાયલા હોવા છતાં આધુનિક સર્વ વાર્તા લખનારાઓના મોખરે તેઓ પહોંચી ગયા છે. એટલુંજ નહિ પણ કેટલાકનો અભિપ્રાય તો એવો છે કે એમના જેવો વાર્તાકાર છે પણ નહિ અને થયો પણ નથી. એક વાર્તાકાર તરીકે આવો ઉત્તમ અભિપ્રાય મેળવવા માટે ભાઇ કનૈયાલાલને હું મુબારકબાદી આપું છું**

શ્રીયુત કનૈયાલાલે વાર્તાનાં નીચેનાં પુસ્તકો લખેલાં છે ૧) મ્હારી કમળા અને બીજી વાતો ૨) વેરની વસુલાત ૩) પાટણની પ્રભુતા ૪) ગુજરાતનો નાથ અને ૫) કોનો વાંક?

આ પાંચે પુસ્તકો માટે જાહેર પત્રો તથા પ્રસિધ્ધ સાક્ષરોએ સારા અભિપ્રાય આપેલ છે અને પાંચે પુસ્તકો ખરેખર છે પણ વાંચવા લાયક, પરંતુ ગુજરાતનો નાથ એ કનૈયાલાલની સર્વ કૃતિઓનો શિરોમણી છે અને એમની કૃતિઓના શિરોમણીનો માફક ગુજરાતી ભાષામાં પ્રસિધ્ધ થયેલાં સર્વ નોવેલનો પણ તે શિરોમણી છે. પ્રસ્તુત પુસ્તક એટલું બધું સરસ લખાયું છે, અને તેનાં પાત્રો એવાં ઉત્તમ આળેખાયલાં છે કે બીજાઓનું વર્ચસ્વ ભાગ્યેજ કબૂલ કરે તેવા અભિમાની સાક્ષરોએ પણ એ પુસ્તકના ગુણ ગાયા છે. અને એક સર્વોત્તમ નોવેલ તરીકે તેને કબૂલ રાખેલ છે. ગુજરાતી ભાષામાં સર્વોત્તમ ગણાતાં "સરસ્વતી ચંદ્ર" નોવલની જગ્યા હવે કોઇ "ગુજરાતનો નાથ" ને આપતું હોય યા ભવિષ્યમાં આપે તો તેમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી.

"ગુજરાતનો નાથ" નાં પાત્રો સંબંધમાં લખતાં શ્રીયુત નરસિંહરાવ ભોળાનાથ દિવેટીયા એજ પુસ્તકના ઉપોદ્દઘાતમાં લખે છે કે–"મુંજાલ, કાકમંજરી, અને મીનલદેવી ઇત્યાદિ પાત્રો તો અન્યની ઉપમાથી પરિચય અપાય હેવાં નથી, એ તે એજ, અન્ય નહિ એમ અનન્વય અલંકારનું તત્વ હેમની વ્યકિતતામાં પ્રવિષ્ટ થયેલું નજરે પડે છે. એ પાત્રો અનિશ્ચિત રેખાવાળી શિથિલ વ્યકિતનાં નથી, અમુક વર્ગના type નમૂના રૂપ નથી. જગતમાં શોધવા જઇએ ને જરાક શ્રમ કરીયે તો વિદ્યાચતુર, માનચતુર, અને ગુણસુંદરી વિગેરે તો શું? પણ બુદ્ધિધન, સરસ્વતીચંદ્ર અને કુમુદસુંદરીયે જડે ખરાં (કારણ કે) એ અમુક વર્ગના type પ્રતિનિધિભૂત રૂપ છે. સમર્થ હાથથી ઘડાયેલાં છતાં વ્યકિતતાના અંશમાં અનન્વય પામનારાં અનન્ય નથી, ત્હારે રા. કનૈયાલાલની સૃષ્ટિમાં વ્યકિતતાના ઉપર કહેલા ગુણો મ્હને જણાય છે." પ્રસ્તુત વાર્તામાં આવેલાં, ત્રિભૂવનપાળ અને કાશ્મીરાદેવી એ બે પાત્રો પણ ઓછાં પ્રભાવશાળી નથી.

શ્રીયુત કનૈયાલાલ મુનશીને ધંધાની ઘણી જંજાળ હોવા છતાં હાલમાં પણ તેમની લેખન પ્રવૃતિ ચાલુ છે, અને તેઓ વીસમો સદીમાં "પૃથ્વી વલ્લભ" નામની વાર્તા લખે છે. એટલુંજ નહિ પણ હાલમાં તેઓ પંજાબ તરફ ગયેલા અને ત્યાં થયેલ રમખાણો સંબંધી તપાસ ચલાવનારી કમિટિમાં નિમાયેલા હતા.

**ભાઇ કનૈયાલાલની એક ધારાશાસ્ત્રી, એક વાર્તાકાર, તથા એક સ્વરાજયવાદી તરીકેની આજ સુધીની કારકિર્દિ નોંધ લેવા લાયક છે અને એમની ભાવિ કારકીર્દિ હજુ વિશેષ ઉજવળ નિવડવા સંભવ છે.**

---

મારા પૂજ્ય પિતાશ્રી કવિ સુંદરજી પુંજાભાઇએ રચેલાં પુસ્તકોમાંનાં

# ત્રણ ઉત્તમ પુસ્તકો.

**આનંદ સાથે ઉપદેશ આપનાર, દુનિયાદારીની માહિતી બક્ષનાર, અને રજવાડામાં બનતા બનાવોનો તાદૃશ્ય ચિતાર બતાવનાર એક રસિક નોવેલ**

## સત્યવાદી સુંદરલાલ અથવા રાજરંગ.

**આવૃત્તિ ત્રીજી. કિમ્મત રૂપિયા ત્રણ.**

સદરહુ રાજરંગનું પુસ્તક ઘણુંજ રસિક, સુબોધક અને લોકોપયોગી હોવાથી તેની પહેલી તથા બીજી આવૃત્તિની તમામ નકલો ખલાસ થઇ ગયેલી છે, અને છતાં પણ હજુ એ પુસ્તકની લોકો તરફથી ઉપરા ઉપર માગણી થયા કરે છે, પરંતુ બીજાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાના વ્યવસાયમાં રોકાણ થવાને લીધે તેની ત્રીજી આવૃત્તિ આજ સુધીમાં અમો પ્રસિદ્ધ કરી શકયા નથી, પરંતુ માગણી ઘણી વધી જવાને લીધે હવે ત્રીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાનું નક્કી કર્યું છે. જે ઘણાજ સુધારા તથા ચિત્તાકર્ષક ચિત્રોના વધારા સાથે થોડાજ વખતમાં બહાર પડશે. પુસ્તકનું કદ લગભગ ૫૦૦ પૃષ્ટનું થશે અને બાઈન્ડીંગ પાકું તથા સોનેરી બનાવવામાં આવશે. **કિમ્મત માત્ર રૂપિયા ત્રણ.**

---

**તેવુંજ રસિક, બોધક અને લોકોપયોગી એક બીજું પુસ્તક.**

## વીરવટ અને રૂપાળી રાણી.

**આવૃત્તિ ત્રીજી. કિમ્મત રૂપિયા ત્રણ.**

રાજરંગના પુસ્તકની માફક ઉપરનું પુસ્તક પણ તેટલુંજ લોકપ્રિય થયેલ છે, અને તેની પણ બે આવૃત્તિ ખલાસ થવા છતાં હજુ માગણી ચાલુજ છે, તેથી એ પુસ્તકની પણ ત્રીજી આવૃત્તિ કઢાવવાનું નક્કી કર્યું છે. તે પણ રાજરંગની માફક ઘણા સુધારા તથા સુંદર ચિત્રોના વધારા સાથે થોડાજ વખતમાં બહાર પડશે. સદરહુ પુસ્તકનું કદ તથા બાઇન્ડીંગ વિગેરે બધું રાજરંગના જેવુંજ ઉત્તમ થશે, અને તેની કિમ્મત પણ તેજ પ્રમાણે એટલે કે **માત્ર રૂપિયા ત્રણ** રાખવામાં આવશે.

---

**મારા પિતાશ્રીની રચેલી પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ કવિતાઓનો સંગ્રહ.**

લગભગ ત્રણ હજાર રસિક અને બોધક છંદોનો એક અપૂર્વ ભંડાર.

## સુંદર સંગીત.

**આવૃત્તિ બીજી-કિમ્મત રૂપિયો સવા.**

આ પુસ્તકની અંદર લગભગ ત્રણ હજાર રસિક અને બોધક છંદોનો સમાવેશ કરેલ છે, અને એકસો કરતાં પણ વધારે જુદા જુદા વિષયો છે, જેમાંથી દરેક માણસને પસંદ પડતો અમુક વિષય તો અવશ્ય મળી શકે છે. પુસ્તકનુ કદ ૩૧૨ પૃષ્ઠ, પાકું બાઇન્ડીંગ, છતાં **કિમ્મત માત્ર રૂપિયો સવા.**

---

**ત્રણે પુસ્તકો લાઇબ્રેરીઓ વિગેરેમાં રાખવા માટે મંજુર થયેલ છે.**

**મળવાનું મુખ્ય સ્થળ:—વલ્લભજી સુંદરજી પુંજાભાઈ—રાજકોટ.**

Dr. Hormusji Manekji Masina, F. R. C. S., J.P., Etc.



ડા. હોરમસજી માણેકજી માસીના, એફ. આર. સી. એસ., જે. પી., ઇત્યાદિ.

મુંબઈના એક પ્રસિદ્ધ ડોક્ટર.

K. B. Dr. Nusarvanji Hormusji Choksi, M. D., J. P., Etc.



ખા. બા. ડાકટર નસરવાનજી હોરમસજી ચોકસી, એમ. ડી., જે. પી., ઈત્યાદિ.
મુંબઈના એક પ્રસિદ્ધ ડાકટર.

# ખા. બા. ડાકટર નસરવાનજી હારમસજી ચોકસી.

એમ. ડી., એલ. એમ. એન્ડ એસ., જે. પી. ઇત્યાદિ.

ખા. બા. ડાકટર ચોકસીનો જન્મ સને ૧૮૬૧ ના અકટોબરની ૭ મી તારીખે મુંબઇમાં થયો હતો. મુંબઇની એલ્ફીસ્ટન હાઇસ્કૂલમાં અંગ્રેજી અભ્યાસ કરીને વૈદ્યક અભ્યાસ માટે તેઓ સને ૧૮૭૯ માં ગ્રાન્ટ મેડિકલ કોલેજમાં દાખલ થયા હતા. વૈદ્યક અભ્યાસ દરમ્યાન એક વિદ્યાર્થી તરીકેની તેમની કારકીર્દિ ઘણી ઉત્તમ હતી અને સહુમાં તેઓ મોખરે રહેતા હતા. એલ. એમ. એન્ડ એસ.ની ડીગ્રી એમણે પહેલે નંબરે મેળવી હતી.

અભ્યાસ દરમ્યાન ઘણાં ઇનામો તથા સ્કોલરશીપો પણ તેમણે મેળવ્યાં હતાં, જેમાં વનસ્પતિશાસ્ત્રની કુશળતા માટે અપાતી ‘ લીસ્બો સ્કોલરશીપ,’ નિદાનશાસ્ત્રની કુશળતા માટે અપાતું ‘સર કાવસજી જહાંગીરજી પ્રાઇઝ’ અને વૈદ્યક કુશળતા માટે અપાતો ‘ સર જમશેદજી જીજીભાઇ ગોલ્ડ મેડલ ’ ઇત્યાદિ મુખ્ય હતાં.

એમની કુશળતાથી કોલેજના તે વખતના પ્રિન્સિપાલે ખુશી થઇ એમને શસ્ત્ર વિદ્યા, વનસ્પતિશાસ્ત્ર અને મેટિરીયા મેડિકાના આસીસટન્ટ પ્રોફેસર નિમ્યા હતા, જે હોદ્દો એમણે ત્રણ વરસ સુધી ભોગવ્યો હતો. તે પછી સને ૧૮૮૪ માં ‘ ફેકટરી કમીશન’માં તેમને નિમવામાં આવ્યા હતા, અને તેમણે બજાવેલ સેવાને માટે સરકાર તરફથી સંતોષ જાહેર કરવામાં આવ્યો હતો. વળી સને ૧૮૮૮ માં શિતળાનો રોગ ફાટી નિકળતાં ગ્રાન્ટરોડની શિતળાની હોસપીટલ ખાતે તેમને નિમવામાં આવ્યા હતા, જ્યાં તેમણે ઘણુંજ સારૂં કામ કરવાથી તેમને ફરીથી એ જગ્યાપર નિમી સને ૧૮૯૧ સુધી રાખવામાં આવ્યા હતા, પરંતુ આ સર્વ કરતાં ડાકટર ચોકસીને વધારે કીર્તિ અપાવનાર અને વધારે પ્રખ્યાત કરનાર, કામકાજ તે આર્થર રોડ હોસપીટલમાં તેમણે મરકીના દરદીઓની કરેલી સારવારનું હતું. આ સિવાય માટુંગાના લેપર એસીલેમમાં તેમણે કરેલું કામકાજ પણ વખાણને પાત્રજ છે. ત્યાં આગળ તેમણે બજાવેલા કામકાજથી બર્લીનના પ્રખ્યાત પ્રોફેસર મી૦ કોચને ઘણીજ સારી અસર થવાથી તેમણે સને ૧૮૯૭ માં બર્લીનમાં ‘ લેપરા કોન્ફરન્સ ’ મળવાની હતી તેમાં હાજર થવાનું ડાકટર ચોકસીને આમંત્રણ આપ્યું હતું.

સને ૧૮૯૨ ની સાલથી ડાકટર ચોકસી આર્થર રોડ હોસપીટલમાં જોડાયેલા, જ્યાં એમણે ઘણાં વરસ સુધી કામ કરેલું છે. સને ૧૮૯૬-૯૭ માં મુંબઇમાં પહેલવહેલી સખત મરકી ફાટી નિકળી ત્યારે ડાકટર ચોકસીએ આ હોસપીટલમાં રહી ઘણુંજ સારૂં કામ

બજાવેલું જેને લીધે સરકાર તથા મ્યુનીસીપાલીટીની તેમજ જાહેર પ્રજાની પ્રીતિ તેમણે મેળવેલી, એ વખતે એમણે બજાવેલ કામકાજના સંબંધમાં જુદા જુદા અમલદારોએ સારા અભિપ્રાય આપી એમનાં વખાણ કરી પોતાના તરફનો સંતોષ જાહેર કરેલો. એમને મળેલ અભિપ્રાયમાંના એના નમુના અત્રે આપેલ છે.

મી૦ ડબલ્યુ. એલ. હાર્વેનો અભિપ્રાયઃ—

I personaly as well as the city, are much indebted to you for the admirable way in which tee hospital work under you has always been executed."

મુંબઇની મ્યુનીસીપાલીટીના તે વખતના કમીશનર મી૦ પી. એચ. સ્નો. સી. આઇ. ઇ.નો અભિપ્રાયઃ—

"On the Arthur Road Hospital has fallen the brunt of the work during the plague epidemics of 1896-97 and 1897-98, and throughout this very trying time Dr. Choksy has worked with a courage, zeal and energy that are beyound all praise night and day he has laboured at the hospital, and the results obtained by him in plague treetment are some of the best in the country. Both Government and the Corporation have recognised the splendid services of Dr. Choksy, and I can only add my feelings of high appreciation of his ccurage, humanaity, medical skill and devotion to duty,

એક બાહોશ ડૉકટર તરીકે કામ કરવાની સાથે એમણે એક વૈદ્યક માસિક પણ સ્થાપેલું જે સને ૧૮૯૩ થી ૧૮૯૬ સુધી ચાલેલું, અને વૈદ્યક પુસ્તક તથા લેખો પણ લખેલા.

કોઢ, મરકી, શિતળા, કોલેરા, મુંબઇના અનેક પ્રકારના તાવો અને બીજા પણ કેટલાંક દરદોની કુશળતાને માટે ડૉકટર ચોકસીએ આજ સુધીમાં ભારે પ્રખ્યાતિ મેળવી છે. આર્થર રોડ હોસપીટલ ઉપરાંત સને ૧૯૦૨ થી એમને મરાઠા પ્લેગ હોસપીટલનું કામકાજ પણ સોંપવામાં આવેલ.

ડૉકટર ચોકસીએ મરકી દરમ્યાન કરેલ કામકાજથી ખુશી થઇ સને ૧૮૯૭ માં એમને ખાન બહાદુરનો ઇલકાબ આપવામાં આવેલો, અને સને ૧૮૯૮ માં chevalier of The Crown of Italy નો ઇલકાબ મળેલો. સને ૧૯૦૦ માં તેમને એમ. ડી. નો ઇલકાબ મળેલો, સને ૧૯૦૧ માં મ્યુનીચની મેડિકલ સોસાઇટીના અને સને ૧૯૦૩ માં ફલોરેન્સની મેડિકો ફ્રીઝીકલ એકેડેમીના તેઓ મેમ્બર નિમાયલા, એટલુંજ નહિ પણ એજ વરસમાં એમને જે. પી.નો ઇલકાબ પણ આપવામાં આવેલો હતો, આ પછી પણ ડૉકટર ચોકસીની કારકીર્દિમાં આજ સુધીમાં ઘણા નોંધવા જેવા બનાવો બનેલા છે, અને મુંબઇના એક બાહોશ ડાકટર તરીકે તેઓ પુરવાર થયા છે.

---

Dr. Nussarvanji Fakirji Surveyer, B. Sc., M. D., J. P., Etc.



ડાક્ટર નસરવાનજી ફકીરજી સરવૈયર, બી. એસસી., એમ. ડી. જે. પી. ઈત્યાદિ.

મુંબઈના એક પ્રસિદ્ધ ડાક્ટર.

Dr. Nadirshaw Hormusjee Edalji Sukhia, L. M. & S., L. V. Sc., J. P. Etc.



ડાક્ટર નાદિરશા હોરમસજી એદલજી સુખીયા,
એલ. એમ. એન્ડ એસ., એલ. વી. એસસી., જે. પી. ઈત્યાદિ.
મુંબઈના એક પ્રસિદ્ધ ડાક્ટર, અને કારપોરેશનના અગ્રેસર.

# ડૉકટર નાદીરશાહ હોરમસજી એદલજી સુખીયા.

એલ. એમ. એન્ડ એસ., એલ. વી. એસ. સી., એફ. આર. એસ. ઇન્સ્ટીટયૂટ., જે. પી.

---

ડૉકટર નાદિરશાહનો જન્મ સને ૧૮૬૦ ના મે માસની ૨૬ મી તારીખે મુંબઇમાં થયો હતો. એમના વડિલો મૂળ નવસારીના વતની પણ પછી સુરતમાં જઇ વસેલા જ્યાં તેઓ રેશમી કાપડનો વેપાર કરતા હતા, સુરતથી મુંબઇમાં પહેલવહેલા આવી વસનાર ડૉકટર નાદિરશાહના દાદા શેઠ એદલજી દાદાભાઇ સુખીયા હતા, જેઓ સને ૧૭૮૫ ના અરસામાં મુંબઇ આવ્યા હતા અને શરૂઆતમાં થોડો વખત છુટક વેપાર કર્યા પછી અંગ્રેજ વેપારીઓની સાથે લીલાંઉના ધંધામાં ભાગ રાખ્યો હતો. તેઓ સને ૧૮૬૧ માં પોતાની પાછળ પાંચ પુત્રો તથા બે પુત્રીઓ મુકી ગુજરી ગયા હતા. આ પાંચ પુત્રોમાં ડૉકટર નાદિરશાહના પિતા હોરમસજી સહુથી મોટા હતા, તેમણે પોતાની જીંદગીનો ઘણો ભાગ મેસર્સ ઇવર્ટ લેધમને ત્યાં એકાઉન્ટન્ટ તરીકે ગાળ્યો હતો, તેઓ સને ૧૮૭૮ માં પોતાની પાછળ ચાર પુત્રો અને પાંચ પુત્રીઓ મુકી ગુજરી ગયા હતા, એમના ચાર પુત્રોમાં સહુથી ન્હાના ડૉકટર નાદિરશાહ જેમની ઉમર પિતાના અવસાન વખતે અઢાર વરસની હતી.

ડૉકટર સુખીયાનાં માતુશ્રીનું નામ બાઇજીમાય હતું, જેઓ સને ૧૯૦૨ માં ડૉકટર સુખીયાને સારી જાહોજલાલીમાં મુકીને તેમજ તેમની આબાદ સ્થિતિ જોઇને સ્વર્ગવાસી થયાં હતાં. ડૉકટર સુખીયા એમના સહુથી ન્હાના પુત્ર હોવાથી તેમના પ્રત્યે તેમને વિશેષ મમતા હતી, અને તેમના અભ્યાસમાં આગળ વધવાની હિમ્મત આપનાર અને દરેક પ્રકારની સગવડ કરી આપનાર એ બાઇજ હતાં. ડૉકટર સુખીયાને પણ એમનાં માતુશ્રીના માટે સારી લાગણી હતી, અને આજે પણ તેઓ તેમને ઘણાજ માનપૂર્વક યાદ કરે છે. ડૉકટર સુખીયા કહે છે કે "મેં કંઇ પણ નામના મેળવી હોય, પૈસો મેળવ્યો હોય કે સારી સ્થિતિએ હું પહોંચ્યો હોઉં તો એ બધો પ્રતાપ મારાં મર્હુમ માતુશ્રીનો છે, અને મારી સ્થિતિને માટે હું અંતઃકરણપૂર્વક એમનો આભારી છું." પોતાનાં માતુશ્રી પ્રત્યેની આવી ઉત્તમ લાગણીને માટે ડૉકટર સુખીયાને ધન્યવાદ ઘટે છે.

ડૉકટર નાદિરશાહે અંગ્રેજી શિક્ષણ એલ્ફીસ્ટન હાઇસ્કૂલમાં લીધું હતું; અને સને ૧૮૭૭ માં મેટ્રિકની પરિક્ષા પસાર કરી હતી, તે પછી તેઓ ગ્રાંટ મેડિકલ કોલેજમાં વૈદક અભ્યાસ માટે જોડાયા હતા અને પાંચ વરસ અભ્યાસ કરી સને ૧૮૮૨ માં એલ. એમ. એન્ડ એસ.ની પરિક્ષા પસાર કરી હતી.

એલ. એમ. એન્ડ એસ.ની પરિક્ષા પસાર કરવાથી આસીસટન્ટ સર્જનની સરકારી નોકરીની જગ્યા એમને મળવી જોઇએ તે એમને નહિ આપવાં, એમનાથી નીચે નંબરે

પાસ થયેલ આશામીને આપવામાં આવ્યાથી ડોકટર સુખીયાને માઠું લાગ્યું અને એમણે આ પ્રમાણે ચાલતા અન્યાયની સવિસ્તર હકીકત સરકારને લખી જણાવી. તે પછી સર જમશેદજી હોસપીટલમાં તેમની નિમણુંક થઇ, અને બે વરસની ફેરબદલી પછી સને ૧૮૮૬ માં ધુળીયા જીલ્લાના માલેગામમાં તેમને મોકલવામાં આવ્યા.

માલેગામના તેમના નિવાસ દરમ્યાન ત્યાં આગળ હિંદુ મુસલમાન વચ્ચે મોટું હુલ્લડ થયેલું, જેની તમામ વિગત એમણે સરકારને જણાવી સરકારની તથા પ્રજાની પ્રીતિ મેળવી હતી, તેમજ લાંચના બે કેસ ઉઘાડા પાડી ગુન્હેગારોને સજા કરાવી હતી.

સને ૧૮૮૬ માં બર્મા પ્રાંત સરકારે ખાલસા કર્યો અને ત્યાંના રાજાને પકડી લાવવામાં આવ્યો, તેને રત્નાગીરી મુકામે થોડા વખતને માટે ડોકટર સુખીયાના સ્વાધીનમાં રાખવામાં આવ્યો હતો, તે પછી મુંબઇમાં નવી ઉઘડનારી જાનવરોની કોલેજના લેકચરર–અધ્યાપક તરીકે તેમને નિમવામાં આવ્યા હતા, જ્યાં સને ૧૮૯૦ સુધી એમણે કામ કર્યું હતું આ પછી સરકારે એમને એડન મોકલવા વિચાર કરેલો, પણ તે વાત તેમણે કબૂલ કરી નહોતી, અને સર્જન જનરલના હેડ કલાર્ક આસીસટન્ટ સર્જનોની ફાવે તેમ ફેરબદલીઓ કર્યા કરતાં તે બાબત સર્જન જનરલનું ધ્યાન ખેંચી સરકારી નોકરીનું એમણે રાજીનામું આપ્યું હતું.

ઇ. સ. ૧૮૯૦ ના જુન માસમાં સરકારી નોકરીથી મુકત થઇ એમણે મુંબઈમાં ખાનગી ડોકટર તરીકે ધંધો શરૂ કરેલો, જે ધંધો હાલ પણતેઓ કરે છે, અને મુંબઇના પ્રખ્યાત તથા આગેવાન ડાકટરોમાં એમની ગણત્રી થાય છે. શરૂઆતમાં એમણે પોતાનું દવાખાનું ગીરગામમાં ખોલ્યું હતું, અને થોડા વખત પછી પાયધુણી તરફ એક બીજી શાખા ખોલી હતી. તેઓ માણસોની દવા કરતા તેની સાથે જાનવરોની દવા પણ કરતા હતા.

સને ૧૮૯૦ થી ૧૮૯૬ સુધી બન્ને દવાખાના ધમધોકાર ચલાવ્યા પછી એમના મોટા ભાઇ જહાંગીરજી કે જેમની એમને જાનવરોના દવાખાનામાં મદદ હતી તેઓ ગુજરી જવાથી જાનવરોનું દવાખાનું બંધ કરવાની તેમને ફરજ પડી હતી.

ડોકટર સુખીયાનાં ગ્રાહકોમાં મુસલમાન–મેમણ કોમનાં માણસો વિશેષ હોવાથી એમણે મેમણ મહોલ્લામાં પોતાનું દવાખાનું રાખ્યું હતું, અને સને ૧૮૯૩ માં હિંદુ મુસલમાનોનું મોટું હુલ્લડ થયું ત્યારે એમનું દવાખાનું મેમણ મહોલામાં હતું.

સને ૧૮૯૯ માં તેઓ મ્યુનીસીપાલીટીના એક પ્રતિનિધિ તરીકે બહાર પડયા હતા, પરંતુ સામા જબરા હરીફો હોવાથી ફતેહમંદ થઇ શકયા ન હોતા, પરંતુ તે પછીની સને ૧૯૦૧ ની ચુંટણી વખતે તેઓ એક પ્રતિનિધિ તરીકે ચુંટાયા હતા, તે વખતથી આજ સુધી દરેક વખતે તેઓ ચુંટાયા કરે છે, અને આજે લગભગ વીસ વરસ થયાં કોરપોરેટરની જગ્યા ભોગવે છે.

સને ૧૯૧૧ માં તેઓ સ્ટેન્ડીંગ કમીટીના મેમ્બર નિમાયા હતા, અને સને ૧૯૧૮ સુધી તેઓ એ કમિટીમાં હતા સને ૧૯૧૮ માં એ કમિટીના પ્રમુખપદપર એમનો હક્ક પહોંચતો હતો, પરંતુ પૂરતા વોટ નહિ મળવાથી એ હોદ્દો તેઓ મેળવી શક્યા નહોતા. તે પછી સને ૧૯૧૯ માં મ્યુનીસીપાલીટીના પ્રમુખપદને માટે એમણે ઉમેદવારી કરી હતી, અને તેઓ સહુથી જુના તથા અનુભવી હતા, પરંતુ એ વખતે પણ વોટ નહિ મળવાથી એ હોદ્દો તેઓ મેળવી શક્યા નહોતા.

ડાક્ટર સુખીયા મ્યુનીસીપાલીટીના એક જુના અને અનુભવી સભાસદ, તેમજ એક જુના અને અનુભવી ડાક્ટર તથા પશુ વૈદ છે. વેટરનરી—પશુ વિદ્યાની એલ. વી. એસ.ની જે ડીગ્રી તેમણે મેળવેલી છે, તે ડીગ્રી મુંબઈના ઘણાજ થોડા ડાક્ટરોને મળેલી છે.

સને ૧૯૧૧ માં જે. પી. નો ઇલ્કાબ તથા સને ૧૯૧૯ માં ઑનરરી માજીસ્ટ્રેટનો હોદ્દો મેળવવાને ડાક્ટર સુખીયા ભાગ્યશાળી થયા છે, અને તેજ વરસમાં પારસી ચીફ મેટ્રિમોનીયલ કોર્ટના એક ડેલીગેટ તરીકે પણ તેઓ ચુંટાયેલા છે.

———

# ડોકટર વિનાયક રામચંદ્ર ભાજેકર.

ડોકટર ભાજેકર ન્યાતે ચિતપાવન બ્રાહ્મણ છે, એમનો જન્મ સને ૧૮૬૯ ના મે માસની ૨૭ મી તારીખે પૂના શહેરમાં થયો હતો.

એમના વડિલોનું કુટુંબ ખાનદાન અને ઘણું આબરૂદાર તથા સમૃદ્ધિવાન છે, તેઓ જાગીરદાર છે, અને પરશુરામ ક્ષેત્ર તથા ભાજેના ઇનામદાર છે, ડોકટર વિનાયકના પિતાએ કાઠીયાવાડનાં દેશી રાજ્યોમાં અમલદાર તરીકે કેટલાંક વરસો સુધી નોકરી કરી કાઠીયાવાડમાં પણ સારી પ્રખ્યાતિ મેળવી છે, જામનગરના ન્યાયાધિશ તથા ધ્રાંગધ્રાના દીવાન તરીકેનો હોદ્દો તેમણે કેટલાંક વરસો સુધી ભોગવ્યો હતો. તેઓ ઇ. સ. ૧૮૯૨ માં પોતાની પાછળ બે પુત્રો તથા એક પુત્રી મુકી સાઠ વરસની વયે સ્વર્ગવાસી થયા હતા. ડોકટર વિનાયકે પૂનાની ન્યૂ ઇંગ્લીશ સ્કૂલમાં અંગ્રેજી શિક્ષણ લીધું હતું, અને સને ૧૮૮૭ માં મેટ્રિકની પરિક્ષા પસાર કરી વધારે અભ્યાસને માટે તેઓ ડેકન કોલેજમાં જોડાયા હતા, પરંતુ તે પછી વૈદક અભ્યાસ તરફ એમનું વલણ થવાથી ગ્રાન્ટ મેડિકલ કોલેજમાં દાખલ થયા હતા અને સને ૧૮૮૯ થી ૧૮૯૪ થી સુધી વૈદક અભ્યાસ કરી એલ. એમ. એન્ડ એસ.ની ડીગ્રી મેળવી હતી. અભ્યાસ દરમ્યાન શસ્ત્રવિદ્યામાં તેઓ કુશળ હતા. અને એ વિષયનાં લગતાં ઇનામો તેમણે મેળવ્યાં હતાં.

સને ૧૮૯૫ માં તેઓ વિશેષ અભ્યાસને માટે ઇંગ્લાંડ ગયા હતા અને સને ૧૯૦૦ સુધી ત્યાં રહ્યા હતા, જે દરમ્યાન એલ. આર. સી. પી., એફ. આર. સી. એસ., તથા ડી. પી. એચ.ની ડીગ્રીઓ તેમણે મેળવી હતી.

સને ૧૯૦૦ માં સ્વદેશ આવીને થોડો વખત સર જમશેદજી હોસપીટલમાં કામ કર્યા પછી સને ૧૯૦૨ માં એમણે વાઢકાપની હોસપીટલ ખોલેલી છે, જે સેન્ડહર્સ્ટ રોડપર વનિતા વિશ્રામની પાછળના ભાગમાં આવેલી છે. આ હોસપીટલમાં શરૂઆતના છ બિછાનાની સગવડ હતી, જે ધીમે ધીમે વધીને આજે લગભગ ૪૦ બિછાનાની સગવડ થયેલી છે, અને મુંબઈની પ્રખ્યાત ખાનગી હોસપીટલમાં આ હોસપીટલની પણ ગણત્રી થાય છે. ડોકટર ભાજેકરની ઓપરેશનની કુશળતા તથા એમના હસમુખા સ્વભાવથી અને બીજી કાર્યકુશળતાથી આ હોસ્પીટલની દિનપ્રતિદિન આબાદી થતી જાય છે, અને લોકોની લાગણી તેના તરફ ખેંચાતી જાય છે.

ડોકટર ભાજેકરે પોતાની કુશળતાથી મુંબઇના પ્રખ્યાત ડાકટરોમાં જગ્યા મેળવેલી છે, અને એક બાહોશ ડાકટર તરીકે તેઓ પુરવાર થયા છે. છેલ્લી લડાઇ દરમ્યાન તેમણે સરકારને પણ મદદ કરેલી છે, અને લેડી હાર્ડીંજ વોર હોસપીટલના સર્જન તરીકે પાંચ વરસ સુધી કામ કરેલું છે, એમની સેવા લક્ષમાં લઇ સરકારે એમને લેફ્ટેનન્ટ કર્નલ તથા એમ. બી. ઇ.નો ઇલકાબ આપેલ છે.

Dr. Vinayak Ramchandra Bhajekar.



ડા. વિનાયક રામચંદ્ર ભાજેકર.
મુંબઈના એક પ્રસિદ્ધ ડાક્ટર.

Dr. Kavasji Edalji Dadachanji.



**ડૉ. કાવસજી એદલજી દાદાચાનજી.**

મુંબઈની મ્યુનીસીપાલીટીના

અને ૧૯૧૧ ના પ્રમુખ.

Dr. Faramroz R. Parekh.



**ડૉ. ફરામરોઝ આર. પારેખ.**

સન્ડહર્સ્ટ રોડપરની પ્રસિદ્ધ પારેખ

હોસ્પીટલના સ્થાપક.

Dr. Phiroz C. Bharucha, M. D.



ડા. ફીરોઝ સી. ભરૂચા, એમ. ડી.

મુંબઈના એક આગેવાન ડાક્ટર.

Lt. Dr. Kekhusru Kersasp Dadachanji.



લેફ. ડા. કેખુશરૂ કેરશાસ્પ દાદાચાનજી.

મુંબઈના એક આગેવાન ડાક્ટર.

Dr. Punshi Hirji Mesri, L. M. & S., J. P., Etc.



ડા. પુનશી હીરજી મેસરી. એલ. એમ. એન્ડ. એસ., જે. પી., ઇત્યાદિ.

મુંબઈના એક પ્રસિદ્ધ ડાક્ટર.

# ડૉકટર પુનશી હીરજી મેસરી.

એલ. એમ. એન્ડ. એસ., જે. પી. ઇત્યાદિ.

---

ડૉકટર પુનશી ન્યાતે કચ્છી દશા ઓશવાળ વાણિયા છે, એમનો જન્મ સંવત ૧૯૩૭ ના ભાદરવા વદ ૫ ના રોજ મેસરી કુટુંબમાં થયો હતો.

એમની જ્ઞાતિ વિશેષે કરીને દેશ પરદેશ સાથે કપાસ વિગેરેનો વ્યાપાર કરનારી હોઈને ડૉકટર પુનશીના પિતા હીરજીભાઇ પણ તેવીજ જાતનો સામાન્ય વેપાર ધંધો કરતા હતા, આટલું છતાં પોતાનાં સંતાનોના સારા ભવિષ્યને માટે તેમને કાળજી હતી, અને પોતાનાં સંતાનો ભવિષ્યમાં સારી જાહોજલાલી ભોગવે એવી એમની પ્રબળ આકાંક્ષા હતી, પરંતુ ઇશ્વરની ગહન ગતિના નિયમ મુજબ તેઓ એવું કંઇ જોવાને ભાગ્યશાળી થાય તે પહેલાં તેમનો સ્વર્ગવાસ થયો હતો. અવસાન વખતે તેઓ પોતાની પાછળ લખમસી તથા પુનશી નામના બે પુત્રો મુકી ગયા હતા.

આ પ્રમાણે ડૉકટર પુનશીના પિતા હીરજીભાઇના સ્વર્ગવાસ થવાથી ઘરના વહેવારનો તથા લખમસીભાઈ તેમજ પુનશીભાઇને કેળવણી આપવાનો બોજો એમનાં માતુશ્રી પર આવી પડયો હતો. ઘરની આર્થિક સ્થિતિ સામાન્ય હોવા છતાં આ સુજ્ઞ બાઇએ પોતાના વડિલ પુત્રને બી. એ., એલ. એલ. બી. સુધીની કેળવણી અપાવી હતી, અને તેવીજ રીતે પુનશીભાઇને પણ કેળવણી આપવાનું કામ ચાલુ રાખ્યું હતું, પરંતુ મેટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી એમનું ચિત્ત વૈદ્યક અભ્યાસ તરફ દોરાવાથી તેઓ મેડિકલ કૉલેજમાં દાખલ થયા, અને ત્યાં વૈદ્યક અભ્યાસ કરી સને ૧૯૦૮ માં એલ. એમ. એન્ડ. એસ. ની પરિક્ષા પસાર કરી.

કચ્છી દશા ઓસવાળ જેવી વેપારી કોમમાં એલ. એલ. બી. તથા એલ. એમ. એન્ડ એસ. તરીકે આ બન્ને બંધુઓ પહેલાજ હોવાથી સમસ્ત જ્ઞાતિ તરફથી તથા સ્નેહીવર્ગ તરફથી ભવ્ય મેલાવડાઓ કરી આ બન્ને બંધુઓને માનપત્ર આપી તેમની કદર કરવામાં આવી હતી.

પુનશીભાઈનાં માતુશ્રીને પોતાની મહેનત સફળ થયેલી જોઇ એ પ્રસંગે કેટલો આનંદ ઉત્પન્ન થયો હશે? તેનો ખ્યાલ વાંચનારેજ કરી લેવાનો છે.

ડૉકટર પુનશીભાઇએ માતાના શુભ આશિર્વાદ સાથે પોતાના માંડવીના લત્તામાંજ ખાનગી દવાખાનું સ્થાપન કરી ડાકટર તરીકે સને ૧૯૦૮ થી ધંધાની શરૂઆત કરી છે.

એમનું દવાખાનું આજે પણ એજ લત્તામાં ધમધોકાર ચાલે છે, અને આજુબાજુના દરદીઓનો ઘણો ભાગ એમની દવા લીએ છે. મળતાવડા અને નમ્ર સ્વભાવથી, કાર્ય કુશળતાથી, તથા ધંધાની બાહોશીથી ડૉકટર પુનશીભાઇએ શરૂઆતથીજ પોતાના માટે સારી લાગણી ઉત્પન્ન કરેલી, અને મૂળથીજ ગંભીર દરદોમાં પણ એમની સલાહ લેવામાં આવતી, જેમાં એમની કુશળતા જણાતાં એ લત્તાના લોકોની લાગણી પ્રતિદિવસ એમના પ્રત્યે વધતી ગઈ છે, અને દરદીઓ પ્રત્યેની લાગણી, આશ્વાસન, મીઠીવાણી, તથા કાળજીભરી સંભાળને લીધે તેઓ એક સારા ડૉકટર તરીકે પ્રસિદ્ધ થયેલા છે.

એમના પ્રત્યેની આ લોકલાગણીનું પરિણામ એ આવ્યું છે કે માંડવીના લત્તાના લોકોએ ઉપરાઉપર બે વખત એમને પોતાના પ્રતિનિધિ તરીકે સામા બીજા હરીફો હોવા છતાં ચુંટી કાઢીને મ્યુનીસીપાલીટીમાં એક કોરપોરેટર તરીકે મોકલ્યા છે, જ્યાં તેમણે એ લતાના લોકોની કેટલીક અગવડો રજુ કરી તે દૂર કરાવવા બનતો પ્રયત્ન કરી પ્રજાની પોતાના પ્રત્યેની ચાહનામાં વૃદ્ધિ કરી છે.

સને ૧૯૧૮ માં મુંબઇમાં સખત ઇન્ફલુએન્ઝા ફાટી નિકળ્યો તે વખતે પણ ડૉકટર પુનશીભાઇએ એક સારા ડાકટરની માફક માંડવીના લત્તાના લોકોને બનતી મદદ કરેલી, અને રાત દિવસ દવાખાનાનું કામકાજ ચાલુ રાખી આવતા દરદીઓની સારવાર કરેલી તથા અન્ય દરદીઓને તેમજ લોકોને સારી સલાહ આપેલી; એટલુંજ નહિ પણ પોતાની કોમ તથા અન્ય કોમો તરફથી એ વખતે ઇન્ફલુએન્ઝાના દરદીઓને સહાયતા કરવા માટે જે જે પ્રયત્નો થયેલા, અને મદદ કરવા માટે સંસ્થાઓ ખોલવામાં આવેલી તેમાં ફુરસદના વખતમાં કામ કરી બનતી સહાયતા આપી હતી.

આ પ્રમાણે ડૉકટર પુનશીભાઇએ માંડવીના લત્તામાં એક સારા ડાકટર તરીકે આજ સુધીમાં સારૂં કામ કરીને પોતાને માટે સારી લોકલાગણી ઉત્પન્ન કરેલી છે, જેના પ્રતાપે એમનું દવાખાનું સારી રીતે ચાલ્યા કરે છે, અને એ લત્તાના દરદીઓ બનતાં સુધી એમનાજ દવાખાનાનો લાભ લીએ છે.

એક ડૉકટર તરીકે સારૂં કામ કરવાની સાથે પોતાની જ્ઞાતિ તરફથી ચાલતી "કચ્છી દશા ઓશવાળ જૈન પાઠશાળા" કે જ્યાં ધાર્મિક, નૈતિક તથા વ્યવહારિક શિક્ષણ આપવામાં આવે છે, તેના ઑનરરી સેક્રેટરી તરીકે સને ૧૯૦૮ થી સને ૧૯૧૮ સુધી એટલે કે સતત્ દસ વરસ સુધી એમણે કામકાજ કરેલું છે, અને પાઠશાળાને સારા પાયા પર લાવવામાં સહાયતા કરેલી છે, હાલ બે વરસથી એમની લાયકાતથી સદરહુ શાળાના પ્રમુખ તરીકે તેમને ચુંટી કાઢવામાં આવ્યા છે.

માંડવીના લત્તાના લોકોની અને પોતાની જ્ઞાતિની ચાહના મેળવવાની સાથે નામદાર સરકારની ચાહના પણ ડૉકટર પુનશીભાઇએ મેળવેલી છે. જેને લીધે સને ૧૯૧૭ માં તેમને જે. પી. નો ઇલ્કાબ આપવામાં આવેલો છે.

ડૉકટર મેસરી સ્વભાવે શાન્ત, મળતાવડા અને સાદી વૃત્તિના છે. દુઃખી દરદીઓ પ્રત્યે તેઓ સારી લાગણી રાખે છે, અને વખતો વખત તેમને પોતાથી બનતી મદદ કર્યા કરે છે, એમની આજ સુધીની ઉજ્વળ કારકીર્દિ ભવિષ્યમાં વિશેષ ઉજ્વળ થાય એવી શુભેચ્છા છે.

---

# ડોકટર પુરૂષોત્તમદાસ તુલસીભાઈ પટેલ.

**એમ. ડી, એમ. આર. સી. પી, ડી. ટી. એમ. એન્ડ. એચ. તથા એલ. એમ. એન્ડ એસ. ઇત્યાદિ**

---

ડોકટર પુરૂષોતમદાસભાઈ ન્યાતે લેઉઆ પાટીદાર છે, એમનો જન્મ સને ૧૮૮૭ માં વડોદરા રાજ્યના સોજીત્રા નામના ન્હાના ગામડામાં થયો હતો.

એમના વડિલો વડોદરા રાજ્યના ભાદરણ નામના ગામડાના વતની, જ્યાં તેઓ ખેતીવાડીનો ધંધો કરતા હતા. પુરૂષોતમભાઇના પિતાનું નામ ઝવેરભાઇ હોવા છતાં તેમના દાદા તુલસીભાઇએ તેમને દત્તક લેવાથી તેઓ પુરૂષોતમદાસ તુલસીભાઈના નામથી ઓળખાય છે.

ડોકટર પુરૂષોતમભાઇની બાલ્યાવસ્થા ભાદરણ તથા સોજીત્રામાં વ્યતિત થયેલી અને તેમણે ગુજરાતી કેળવણી પણ ત્યાંજ લીધેલી, તે પછી અંગ્રેજી અભ્યાસ માટે તેઓ વડોદરા ગયેલા અને ત્યાંની હાઇસ્કૂલમાં અભ્યાસ કરી સન ૧૯૦૨ માં મેટ્રિકની પરિક્ષા પસાર કરેલી, તે પછી એક વરસ વડોદરા કોલેજમાં તેમણે અભ્યાસ કરેલો, અને પછી વૈદ્યક અભ્યાસ તરફ એમનું વલણ થવાથી મુંબઈ આવી ગ્રાન્ટ મેડિકલ કોલેજમાં તેઓ દાખલ થયેલા, જ્યાં પાંચ વરસ અભ્યાસ કરી એલ. એમ. એન્ડ. એસ. ની પરિક્ષા એમણે પહેલે નંબરે પસાર કરેલી, આ પરિક્ષામાં ઉત્તમ નંબરે પાસ થવાથી નામદાર ગાયકવાડ સરકારે તેમને મદદ આપી વધારે અભ્યાસ કરવા માટે વિલાયત જવાની સગવડ કરી આપવાથી સને ૧૯૦૯ માં તેઓ વિલાયત ગયા અને ત્યાં વૈદ્યકનો અભ્યાસ કરી એમ. આર. સી. પી., ડી. ટી. એમ. એન્ડ. એચ., તથા એમ. ડી. જેવી વૈદ્યકની ઉંચી ડીગ્રીઓ તેમણે મેળવી અને અમુક વખત ધંધાનો અનુભવ લેવા માટે લંડન, લીડસ વિગેરેની મોટી હોસ્પીટલોમાં ડાકટર તરીકે રહીને પણ ત્યાં ગાળ્યો. ટુંકમાં સાડા છ વરસ જેટલો લાંબો સમય વિલાયતમાં રહી તેમણે વૈદક જ્ઞાન મેળવ્યું અને તે પછી સન ૧૯૧૫ માં તેઓ સ્વદેશ પાછા ફરીને નામદાર ગાયકવાડ સરકારની નોકરીમાં દાખલ થયા. રાજ્ય તરફથી તેમને વડોદરાની જનરલ હોસપીટલના મુખ્ય ડોકટરની જગ્યા આપવામાં આવી, તેની સાથે મહારાજાના પર્સનલ ડોકટર તરીકે પણ તેમની નિમણુક થઇ. લગભગ ત્રણ વરસ સુધી પુરૂષોત્તમભાઇએ એ નોકરી કરી, અને તે પછી તેઓ મુંબઇમાં આવી વસ્યા છે.

**ડોકટર પુરૂષોતમભાઇને મુંબઇ આવ્યાં ઘણો થોડો વખત થયો છે, અને મુંબઇમાં ધંધાની હરિફાઇ ઘણીજ છે, છતાં એ ટુંક વખતમાં પુરૂષોતમભાઇએ કેટલાંક હિંદુ શ્રીમંત કુટુંબોમાં સારી લાગવગ જમાવી છે અને સમય જતાં તેઓ મુંબઈના જુના તેમજ જામેલા ડોકટરોની હરોળમાં આવી જશે એવી તેમનામાં કુનેહ છે. રૂક્ષ્મણી હિંદુ સુવાવડખાનામાં તેઓ હાલમાં કામકાજ કરે છે, અને સદરહુ સંસ્થાને મદદ કરવાના શુભ હેતુથી કંઇ પણ બદલો લેતા નથી.**

---

Dr. Purusottamdass Tulsibhai Patel.



ડોકટર પુરૂષોત્તમદાસ તુલસીભાઇ પટેલ.

મુંબઇના એક પ્રસિદ્ધ હિંદુ ડોકટર.

Vaidyaraj Trimbaklal Jatashankar.



વૈદ્યરાજ ત્રંબકલાલ જટાશંકર.

મુંબઈના એક અગ્રેસર, દેશી વૈદ્ય.

# વૈદ્યરાજ ત્ર્યંબકલાલ જટાશંકર.

મુંબઇના દેશી વૈદ્યોમાં અગ્રેસર અને આભૂષણરૂપ વૈદ્યરાજ ત્ર્યંબકલાલભાઇ ન્યાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણ છે. એમનો જન્મ સંવત ૧૯૨૨ ના કારતક સુદ ૧ ના માંગળિક દિવસે કુંડલા મુકામે થયો હતો.

એમના વડિલોનું મૂળ વતન ઘણા કાળથી કુંડલા છે, જ્યાં વૈદ્યરાજના તીર્થસ્વરૂપ પિતાજી મહાત્મા જટાશંકરભાઇ હજુ પણ વસે છે, અને એ કુટુંબને ભાવનગર રાજ્ય તરફથી ગરાસ બાંધી આપવામાં આવ્યો છે.

શ્રીયુત ત્ર્યંબકલાલભાઇના વડિલોએ એ બાજુના પ્રદેશમાં વૈદ્ય તરીકે તથા શાસ્ત્રજ્ઞ વિદ્વાનો તરીકે સારી પ્રખ્યાતિ મેળવેલી છે, અને એ કુટુંબમાં વૈદ્ય વિદ્યા તથા વિદ્વતા વંશપરંપરાથી ઉતરી આવે છે, ત્ર્યંબકલાલભાઇના પિતાશ્રી એક સમર્થ વિદ્વાન મહા પુરૂષ તરીકે તથા એક કુશળ વૈદ્ય તરીકે કુંડલા તથા આજુબાજુના ભાગમાં સારી પ્રખ્યાતિ ધરાવે છે, એમની વૈદ્યકિય કુશળતા એવી છે કે ઘણાં અસાધ્ય દરદોવાળા દરદીઓને પણ એમના ઔષધોપચારથી આરામ થયેલો છે, અને એવી રીતે દર્દમુક્ત થનારા અનેક દરદીઓએ એમને સારાં પ્રમાણપત્ર આપેલાં છે. આવી રીતની એમની વૈદ્યકિય કુશળતાથી શ્રીમંતોમાં, આજુબાજુનાં રાજવંશી કુટુંબોમાં અને ભાવનગરના મર્હુમ મહારાજા સર તખ્તસિંહજી તથા સર ભાવસિંહજીના પ્રસંગમાં તેઓ આવેલા, અને તેમના તરફથી સારૂં માન મેળવવા ભાગ્યશાળી થયેલા છે. એવા પણ દાખલા બનેલા છે કે અનેક વૈદ્ય ડાકટરોની દવા કરીને કંટાળવા છતાં વ્યાધિમુકત નહિ થવાથી થાકીને ઘણા દરદીઓ વૈદ્યરાજ જટાશંકર ભટ્ટજી પાસે આવેલા અને એમની દવાથી દર્દમુકત થયેલા.

ભાવનગરના મર્હુમ મહારાજા સર તખ્તસિંહજીનાં મહુવાવાળાં મહારાણી શ્રી રાજબા સાહેબને ક્ષયની ભયંકર બિમારી લાગુ પડેલી, જેને લીધે તાવ તથા ઉધરસની સાથે છાતીમાંથી લોહી પડતું હતું, અને તેમના બચવાની આશા સહુએ મુકી હતી. આવા સંજોગોમાં વૈદ્યરાજ જટાશંકર ભટ્ટજીની દવા કરવાની કોઇએ એમને સૂચના કરી અને મહારાજાશ્રીએ એ બાબતની મંજુરી આપી, એટલે બા સાહેબે પોતાના પિયર મહુવા જઇ વૈદ્યરાજને માનપૂર્વક ત્યાં તેડાવ્યા અને તેમની દવા ચાલુ કરી. પરિણામે તેમનો એ વ્યાધિ નાબુદ થયો અને શરીર સુધરીને સાવ આરામ થઇ ગયો. આથી બા સાહેબે પ્રસન્ન થઇ વૈદ્યરાજને યોગ્ય ઇનામ આપ્યું અને પોતાના હસ્તાક્ષરથી એક માનપ્રદ પત્ર લખી આપી વૈદ્યરાજને યોગ્ય ધન્યવાદ આપ્યો. અને અત્યાર સુધી રાજ્ય કુટુંબમાં સર્વત્ર એક વડિલ તરીકે તેમનું માન સચવાય છે.

આ પ્રમાણે મહુવાવાળાં બા સાહેબે સત્કાર કરવા ઉપરાંત મહારાજા સર તખ્તસિંહજી સાહેબે પણ તેમની યોગ્ય કદર કરી ' રાજવૈદ્ય 'ની પદવી આપી અને રાજકુટુંબમાં જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે વૈદ્યરાજ જટાશંકર ભટ્ટજીની દવા લેવાની ભલામણ કરી હતી, તે વખતથી આજ દિન સુધી ભાવનગરના રાજકુટુંબમાં વૈદ્યરાજની દવા લેવામાં આવે છે, અને ભાવનગર રાજ્યનો સબંધ પોરબંદર સાથે જોડાતાં એ રાજમાં પણ વૈદ્યરાજનો પગ પેસારો થયેલો છે. જે બન્ને રાજ્યો તરફથી વૈદ્યરાજને યોગ્ય માનપાન આપવામાં આવે છે.

આવા પ્રખ્યાત અને પ્રભાવશાળી કુટુંબમાં વૈદ્યરાજ ત્રંબકલાલભાઇનો જન્મ થયેલો અને બાલ્યાવસ્થા કુંડલામાંજ વ્યતિત થયેલી. અભ્યાસની શરૂઆત પણ કુંડલામાંજ થયેલી અને સરકારી દરબારી શાળામાં ગુજરાતી અભ્યાસ પૂરો કર્યા પછી સંસ્કૃત અભ્યાસનો આરંભ પોતાના પિતાજી પાસે કરી વ્યાકરણ, સાહિત્ય તથા આયુર્વેદનું શિક્ષણ મેળવેલું.

પોતાના પિતાશ્રી પાસેથી યોગ્ય જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી વૈદ્યરાજ ત્રંબકલાલભાઇએ રામાનુજ સંપ્રદાયના આચાર્યશ્રી કમળનયનજી મહારાજ પાસે વિશેષ અભ્યાસ કર્યો હતો. એ મહાત્માનો નિવાસ જો કે જુનાગઢમાં હતો, પણ તેઓ અમુક વખત કુંડલામાં રહ્યા હતા, અને એ તકનો ત્રંબકલાલભાઇએ લાભ લઇ પોતાના વૈદક તથા સંસ્કૃત જ્ઞાનમાં વધારો કર્યો હતો.

અભ્યાસથી નિવૃત્ત થયા પછી વૈદ્યરાજ ત્રંબકલાલભાઇએ પોતાના પૂજ્ય પિતાજીના હાથ નીચે અનુભવ લેવાની શરૂઆત કરેલી, અને વિવિધ વ્યાધિઓના નિદાન તથા ઉપચારમાં તેમની સાથે રહી જ્ઞાન મેળવેલું, એટલુંજ નહિ પણ ધીમે ધીમે આજુબાજુના ગામડાઓમાં દરદીઓને જોવા તપાસવા માટે એમના પિતાજી જતા તેમની સાથે સામેલ રહેવાનું પણ શરૂ કરેલું, આથી ઘણોજ સારો અનુભવ મેળવવા તેઓ શકિતવાન થયા અને શ્રીમંતો, અધિકારીઓ તથા રાજ કુટુંબમાં પરિચિત પણ થઇ ગયા. એમનો સ્વભાવ મૂળથીજ હસમુખો અને મિલનસાર હોવાથી સહવાસીઓમાં સારી છાપ પાડી, અને ટુંક વખતમાં બહોળું મિત્રમંડળ તથા ગ્રાહકમંડળ તેમણે મેળવી લીધું.

વૈદ્યરાજ જટાશંકર ભટ્ટજી જો કે બાહોશ અને કુશળ વૈદ્ય હતા, પરંતુ નવીન પદ્ધતિ પર સુવ્યવસ્થિત દવાશાળા સ્થાપવાની તેમને જરૂર નહિ જણાવાથી એવી કંઇ ખટપટ એમણે કરી નહોતી, પરંતુ સમયના પ્રવાહમાં આગળ વધવું હોય તો સમયને અનુસરતા સુધારા વધારા પણ કરવા જોઇએ એવું વૈદ્યરાજ ત્રંબકલાલભાઇને જણાતાં એમણે પદ્ધતિસરની દવાશાળાની કુંડલામાં સ્થાપના કરી, અને થોડાજ વખતમાં તળ કુંડલામાં તથા આજુબાજુનાં ગામડામાં તેઓ ઘણા પ્રખ્યાત તથા આકર્ષક થઇ પડયા.

આ પ્રમાણે વૈદ્યરાજ ત્રંબકલાલભાઇ કુંડલામાં ધમધોકાર પોતાનું દવાખાનું ચલાવતા હતા, દરમ્યાન એમનીજ જ્ઞાતિના અને એમના સગા તેમજ અત્રે પ્રસિદ્ધિ પામેલા સ્વ. વૈદ્યરાજ પ્રભુરામ જીવણરામે એક મોટો યજ્ઞ આરંભ્યો, તે પ્રસંગે સગપણના સબંધથી વૈદ્યરાજ ત્રંબકલાલભાઇનું મુંબઇમાં આગમન થયું.

કાઠીયાવાડની બહાર પગ મુકવાનો ત્રંબકલાલભાઇને પહેલોજ પ્રસંગ હતો, અને તેથી અલબેલી મુંબઇ નગરીની રમ્યતા તથા વૈભવ અને વ્યાપાર ઉદ્યોગ વિગેરે જોઇ તેઓ ચકિત થઇ ગયા; એટલુંજ નહિ પણ "પોતાની બુદ્ધિ શકિત બતાવી પૈસો તથા પ્રતિષ્ટા પ્રાપ્ત કરવાને માટે આ સ્થળ અદ્વિતિય છે, માટે અનુકૂળતાએ આ સ્થળનો લાભ લેવો" એવો એમણે પોતાના મનમાં નિશ્ચય કર્યો.

યજ્ઞ નિમિતે જે થોડો વખત મુંબઇમાં ત્રંબકલાલભાઇનો નિવાસ થયો તે ટુંક વખતમાં પણ એમને પોતાનો વૈદ્યક ચમત્કાર બતાવવાનો સુયોગ પ્રભુએ સાંધી આપ્યો, અને અત્રેના સુપ્રસિદ્ધ મીલ માલેક શેઠ ગોકળદાસ માધવજીના પુત્ર શેઠ મથુરાદાસના પગે થયેલું ખરજવું મટાડી પ્રખ્યાતિ મેળવી. આ પ્રસંગે આ કુટુંબના અધિક પરિચયમાં આવવાનું થશે અને મુંબઇ કાયમનું નિવાસસ્થાન થશે એવું ત્રંબકલાલભાઇએ ભાગ્યેજ ધાર્યું હશે, પરંતુ દૈવની ગતિ ગહન છે.

પ્રભુરામભાઇનું યજ્ઞકાર્ય પૂર્ણ થયા પછી વૈદ્યરાજ ત્રંબકલાલભાઇ પાછા કુંડલા ગયા અને પોતાના દવાખાનાને મુંબઇના પોતાના અનુભવનો લાભ આપી મેળવેલ અનુભવનો સદ્‌ઉપયોગ કર્યો.

ધીમે ધીમે વૈદ્યરાજ ત્રંબકલાલભાઇની પ્રસિદ્ધિ વધતી ગઇ, અને તેથી ભાવનગરના રેવન્યુ અધિકારી વજીરશ્રી હરિસિંહજી જેસાભાઇએ પોતાને થયેલ મધુપ્રમેહના ઉપચાર અર્થે ત્રંબકલાલભાઇને ભાવનગર બોલાવી તેમની દવા શરૂ કરી અને એમને પોતાને ત્યાંજ પોતાની પાસે રાખ્યા. વૈદ્યરાજની વૈદ્યક કુશળતા અને આનંદી સ્વભાવથી વજીર હરિસિંહજી બહુજ પ્રસન્ન થયા અને તેમને ડીસ્ટ્રીકટમાં પણ પોતાની સાથેજ રાખ્યા. એમની દવાથી વજીર સાહેબને આરામ થવાથી એમની પ્રખ્યાતિમાં વધારો થયો અને તેથી બોટાદના નગરશેઠ હરિલાલભાઇ જેઓ દસ વરસ થયાં ઉદરના વ્યાધિથી પીડાતા હતા તેમણે પણ વૈદ્યરાજને ઉપચાર અર્થે પોતાને ત્યાં તેડાવ્યા. ઇશ્વર કૃપાથી વૈદ્યરાજ ત્રંબકલાલભાઇના ઉપચારથી એમનું દર્દ પણ નાબુદ થઇ ગયું.

આ અરસામાં વણોદના મહુંમ દરબાર શ્રી હૈયાતખાનજીની તબિયત બિમાર હતી, અને તેમની સારવાર અર્થે સુપ્રસિદ્ધ વૈદ્યરાજ પ્રભુરામ રોકાયા હતા, પરંતુ પ્રકૃતિ સુધારા પર આવ્યા પછી પ્રભુરામભાઇએ વિશેષ પ્રવૃત્તિને લીધે રજા લીધી અને દરબારશ્રી પાસે એક સારા વૈદ્યની જરૂર હોવાથી ત્રંબકલાલભાઇને પોતાને બદલે દરબારશ્રી પાસે રાખી

ગયા. વણોદ દરબાર આઠ વરસ થયાં બિમારી ભોગવતા હતા અને હરીફરી શકતા નહોતા તે વૈદ્યરાજ ત્રંબકલાલભાઇની સંભાળભરી સારવારથી પૂર તનદુરસ્તીમાં આવી ગયા.

દરબારશ્રીનું શરીર સુધર્યા પછી તેઓ વૈદ્યરાજ ત્રંબકલાલભાઇને સાથે લઇ હવા ફેર માટે મુંબઇ આવ્યા અને ત્રણ મહિના સુધી મુંબઈમાં રહી પાછા વણોદ ગયા. હવે દરબારશ્રીની તબિયત સારી થઇ ગયેલી હોવાથી વૈદ્યરાજે એમની પાસેથી રજા માગી, પણ દરબારશ્રી એમને મુકત કરવા ખુશી નહોતા, કારણ કે વૈદ્યરાજના આનંદી સ્વભાવથી તેમનો પરિચય દરબારશ્રીને પ્રિય થઇ પડયો હતો, પરંતુ એમનો અતિ આગ્રહ હોવાથી અંતે લાચાર થઇ દરબારશ્રીએ એમને વિદાય કર્યા અને પ્રેમ ભરેલા અંતરે બન્ને વિખૂટા પડયા.

આજ અરસામાં ભાવનગરના મહારાજા તખ્તસિંહજી સાહેબનો કૈલાસવાસ થયો, અને મહારાજા ભાવસિંહજી તખ્તારૂઢ થયા. તેઓ નામદાર જ્યારે યુવરાજ પદે હવા, ત્યારે વૈદ્યરાજ ત્રંબકલાલભાઇ તેમના પ્રસંગમાં આવેલા અને તેમના પગે ખરજવું થયેલું તેની દવા કરી આરામ કરેલો, આથી ગાદીએ આવતાં મહારાજા ભાવસિંહજીએ એમને યાદ કરીને બોલાવ્યા અને પોતાની હજુરમાં રાખ્યા. વૈદ્યરાજની લાયકાત, વૈદક કુશળતા, વિદ્વતા, તથા વિનોદી સ્વભાવથી મહારાજા મુગ્ધ થયા અને સ્વારીમાં પણ એમને પોતાની સાથેજ રાખવા લાગ્યા. વૈદ્યરાજ ત્રંબકલાલભાઇ આ પ્રમાણે લગભગ ચાર વરસ સુધી મહારાજા ભાવસિંહજીની હજુરમાં રહ્યા અને તેમની પૂર્ણ પ્રીતિ મેળવી. એમણે ધાર્યું હોત તો મહારાજાની કૃપા વડે ભાવનગર રાજ્યમાં કોઇ સારા હોદ્દા મેળવી શકત, પણ એવી જાતનો એમને મુળથી શોખજ નહોતો.

ઉપર જણાવી ગયા તેમ મુંબઇને નિવાસસ્થાન બનાવવાની વૈદ્યરાજ ત્રંબકલાલભાઇની ઇચ્છા હોવાથી અનુકૂળતા મળતાં તેઓ મુંબઇ આવ્યા, અને શરૂઆતમાં શેઠ ગોકળદાસ માધવજીને ત્યાં વૈદ્ય તરીકે રહ્યા. ધીમે ધીમે શેઠ ખટાઉ મકનજી તથા બીજા ભાટિયા ગૃહસ્થોમાં એમનો પ્રતિષ્ટા તથા લાગવગ જામ્યાં, અને તે પછી સ્વતંત્ર દવાખાનું ઉઘાડવાની જરૂર જણાતાં સંવત ૧૯૫૫ માં ભુલેશ્વર ફીરંગીના દેવળ નજીક કેથેડ્રલ સ્ટ્રીટમાં એમણે પોતાનું દવાખાનું ખોલ્યું, જે દવાખાનું આજે ઘણી આબાદ સ્થિતિ પર મોજુદ છે અને વૈદ્યરાજની કોઇ પણ જાતનો ધાંધલ કે આડંબર નહિ હોવા છતાં મુંબઇના ભલભલા શ્રીમંતો તથા વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યો એમના દવાખાનાનો લાભ લીએ છે. મુંબઈના મોટા મંદિરોના અને અન્ય વૈષ્ણવ મંદિરોના વૈદ્યરાજ ખાસ વૈદ્ય છે, અને એમની દવાનો ગોસાંઇજીના બાળકો તરફથી નિશ્ચિંતપણે સ્વીકાર કરવામાં આવે છે, શ્રી ગોસાંઇજીનાં બાળકો પ્રત્યેનો વૈદ્યરાજનો ભક્તિભાવ અનુપમ છે, અને પોતાને ગમે તેવું કામ હોય, હજારોનો હાંસલ હોય પણ મહારાજશ્રીની આજ્ઞા થતાં સર્વ પડતું મુકી તેઓ તેમની સેવામાં હાજર થાય છે, ભકિતભાવથી તેમની દવા કરે છે, અને ગમે તેવી કિંમતી

દવાઓનો ઉપયોગ કરવો પડે તો પણ કોઇ દિવસ દ્રવ્ય ગ્રહણ કરતા નથી, એટલુંજ નહિ પણ તેમના નાના મોટા નોકરોને પણ મફત દવા આપે છે, અને પૈસા આપનારા દરદીઓ કરતાં પણ એમના પ્રત્યે વિશેષ ધ્યાન આપે છે, આ શિવાય બ્રાહ્મણ સાધુ તથા અભ્યાગતને પણ કેવળ પરોપકારવૃત્તિથી મફત દવા આપે છે, વિશેષમાં સ્નેહીઓ પાસેથી પણ વૈદ્યરાજ કોઇ દિવસ દવાના પૈસા લેતા નથી, એટલુંજ નહિ પણ એમને ઘેર જોવા જવાનો પ્રસંગ આવતાં વિઝીટ ફી તો બાજુએ રહી પણ ગાડી ભાડું સુદ્ધાંત ગાંઠનું ખરચી વગર વિલંબે ઉત્સાહપૂર્વક હાજર થાય છે. મુંબઇ જેવા ખરચાળુ શહેરમાં આવા પ્રકારની નિસ્વાર્થ અને ઉદારવૃત્તિ રહેવી બહુ મુશ્કેલ છે, અને તેથી તેવી વૃત્તિ રાખવા માટે તથા "વેશ્યા, વૈદ્ય અને વકીલ એ ત્રણે રોકડીયાં" એ કહેવત ખોટી પાડવા માટે વૈદ્યરાજ ત્રંબકલાલભાઇને જેટલો ધન્યવાદ આપવામાં આવે તેટલો ઓછોજ છે. "ખાનાર પીનારને પ્રભુ આપી રહે છે" એ કહેવત મુજબ વૈદ્યરાજ ત્રંબકલાલભાઇ આવી નિસ્વાર્થ વૃત્તિ રાખે છે, કોઇ પણ જાતની ધાંધળ કરતા નથી અને પ્રવૃત્તિમાન મુંબઇ શહેરમાં દુષ્પ્રાપ્ય એવું શાન્ત અને નિવૃત્ત જીવન ગાળે છે, છતાં કોઇ બાબતની ઉણપ એમને આવતી નથી, અને એક અમીરના જેવા વૈભવ તથા ઠાઠથી તેઓ રહી શકે છે.

વૈષ્ણવ સંપ્રદાયનાં મંદિરોના ખાસ વૈદ્ય હોવા ઉપરાંત શેઠ મથુરાંદાસ ગોકળદાસ, શેઠ મુળજી હરિદાસ તથા શેઠ ખીમજી આસરવીરજી વિગેરે મુંબઇના સુપ્રસિદ્ધ શ્રીમંત કુટુંબોના અને ભાવનગર તથા પોરબંદર જેવાં કાઠીયાવાડનાં ફર્સ્ટ કલાસ રાજ્યોના વૈદ્યરાજ ખાસ વૈદ્ય છે, અને સર્વને પોતાની કુશળતાથી એમણે સંતોષ આપેલો છે, અને સર્વના તરફથી એમને કાયમને માટે વર્ષાસન મળ્યા કરે છે.

વૈદ્યરાજના કેટલાક વૈદ્યક સિદ્ધાંતો ઘણા ઉમદા છે, બીજા દેશી વૈદ્યોની માફક તેઓ કોઇ પણ ભયંકર દર્દમાં પણ દરદીને તુરત આરામ જણાય પણ પાછળથી શોષવું પડે તેવી દવાઓનો ઉપયોગ કરતા નથી, તેમજ સંગ્રહણી જેવા ભયંકર દરદમાં પણ ખોરાક બંધ કરવાની સલાહ આપતા નથી. નિત્ય નિયમ પ્રમાણે ખાતાંપીતાં અને રહેણી કરણી રાખતાં જેટલો આરામ થાય તેટલોજ આરામ લાભકારક છે, એવી એમની માન્યતા છે, ભયંકર પ્રયોગો અજમાવી દરદીને થોડો વખત આરામ દેખાય અને પછી જીંદગીભરનું લાકડું પેસી જાય એ તેમને પસંદ નથી, તે કરતાં ધીમે ધીમે આરામ થાય અને દરદીને ભવિષ્યમાં શોષવું ન પડે એ તેમને વધારે પસંદ છે.

વૈદ્યરાજની કેટલીક દવાઓ—દ્રાક્ષારસ, જીવન તથા પાચન વિગેરે પણ ખાસ ખૂબી વાળી અને સાધારણ વૈદ્યોને ત્યાં બનતી દવા કરતાં ચમત્કારિક તત્વ ધરાવનારી છે, એમની દવાઓની શ્રેષ્ટતાને માટે અનેક માણસોએ એમને સર્ટિફીકેટ આપેલ છે, તેમજ ભાવનગરના પ્રદર્શનમાંથી પણ ચાંદ મળેલો છે.

ટુંકમાં વૈદ્યરાજ ત્રંબકલાલભાઇની વૈદક તથા ગૃહસ્થ તરીકેની આજ સુધીની તમામ કારકીર્દિ ઘણી ઉત્તમ, વખાણવા લાયક તથા નોંધ લેવા જોગ છે.

પહેલીવારનાં પત્ની, તથા ભણીગણીને તૈયાર થયેલ ચોવીસ વરસની ઉમરના યુવાન પુત્રનો સ્વર્ગવાસ એ બે દુ:ખી અને ખેદમય પ્રસંગો બાદ કરતાં વૈદ્યરાજનું આજસુધીનું જીવન ઘણી સારી રીતે પસાર થયું છે, અને હાલ પણ ઇશ્વરકૃપાથી તેઓ સુખી તથા આબાદ સ્થિતિ ભોગવે છે. સંતતિમાં હાલ એમને એક પુત્ર તથા એક પુત્રી હૈયાત છે.

વૈદ્યરાજ ત્રંબકલાલભાઇને હાલ ૫૪ મું વર્ષ ચાલે છે, છતાં એમની તનદુરસ્તી સારી છે, અને એમના પિતાજીને હાલ ૭૨ મું વર્ષ ચાલે છે, છતાં એમની તનદુરસ્તી ઘણી આબાદ છે, અને એજ એમના કુટુંબની વૈદ્યક કુશળતાની પ્રત્યક્ષ સાબિતી છે.

વૈદ્યરાજ ત્રંબકલાલભાઇ સ્વભાવે શાન્ત, મિલનસાર, હસમુખા, ગરીબો પ્રત્યે દયા રાખનારા, સ્નેહીઓ પ્રત્યે મમતા રાખનારા અને સૌજન્ય રૂપી સુધાના ભરેલા સાગર સમાન છે, એમના ઉત્તમ ચારિત્ર્યનું વર્ણન આટલી ટુંકી જગ્યામાં થઇ શકે નહિ, એને માટે તો ખાસ એક પુસ્તક રચાવું જોઇએ, અને ઇશ્વર ઇચ્છા તો અનુકૂળ સમયે આતુર અંતરોની તૃપ્તિ અર્થે એમના ચારિત્ર્યનું એક પુસ્તક રજુ કરવામાં આવશે. પ્રભુ એમના જેવા સત્પુરૂષને દીર્ઘ આયુષ્ય, સુખશાન્તિ તથા સંપત્તિ અર્પણ કરે અને એમની ભાવિ કારકીર્દિ ઓર ઝળકતી નિવડે એવી અંતરની શુભેચ્છા છે.

# વિભાગ દસમો—પત્રકારો.

## શેઠ જહાંગીર બહેરામજી મર્ઝબાન જે. પી.

મુંબઇના સુપ્રસિદ્ધ દૈનિક પત્ર "જામે જમશેદ" ના માલેક, હાસ્ય રસની, મુસાફરીની તથા વિવિધ વિષયની અનેક ચોપડીઓના લેખક, પારસી કોમના એક અગ્રેસર, મુંબઇના એક નામાંકિત અને ઉપયોગી શહેરી તથા એક પ્રથમ પંકિતના પત્રકાર શેઠ જહાંગીર મર્ઝબાનનો જન્મ સને ૧૮૪૮માં મુંબઇ શહેરમાં થયો હતો.

એમના વડિલોનો સંબંધ છાપાકળા તથા વર્તમાન પત્રના ધંધા સાથે ઘણો વખત થયાં છે, અને જયારે છાપવાની કળા છેક પછાત હતી તે વખતે પણ તેઓ એ કામ કરતા હોવાથી જહાંગીરજી શેઠ પર પણ બચપણથી એ સંસ્કારો પડેલા છે.

જહાંગીરજી શેઠે અત્રેની એલફીસ્ટન સ્કૂલ તથા કૉલેજમાં અંગ્રેજી શિક્ષણ લીધેલું અને અભ્યાસમાંથી પરવાર્યા પછી તેઓ વર્તમાન પત્રના ધંધામાંજ જોડાઇ ગયેલા. ૧૭ વરસની વયે એમણે લીલીપટનાં વહેંતીયા નામનો પહેલો લેખ પ્રગટ કરેલો. ૨૨ મે વર્ષે રાસ્ત ગોફતરના આસીસ્ટન્ટ અધિપતિ તરીકે કામ શરૂ કરેલું અને ૨૪ મે વર્ષે 'કૌતક સંગ્રહ' નામનું રમુજી સચિત્ર પુસ્તક પ્રગટ કરેલું. આજ અરસામાં ટાઇમ્સ ઓફ ઇન્ડીયા પત્રના માલેક મી૦ માર્ટીન વુડે ટાઇમ્સ પત્રની નેટિવ પ્રેસની કોલમ એમના હાથમાં મુકેલી, અને માર્ટીન વુડ રવાના થયા પછી તે જગ્યાએ આવેલા મી૦ ગ્રેટન ગીયરીએ એમને રાસ્ત ગોફતારનું કામ મુકાવી દઇ દોઢસો રૂપિયાના પગારથી મદદનીશ મેનેજર નિમેલા જે કામ એમણે સાત વરસ સુધી કર્યા પછી મી૦ ગ્રેટન ગીયરીને 'ટાઇમ્સ પત્રના માલેકો સાથે વાંધો પડવાથી છૂટા થયા અને તેમણે "બોમ્બે ગેઝેટ' ખરીદ કરી તેના વડા મેનેજર તરીકે જહાંગીર શેઠની પાંચસો રૂપિયાના પગારથી નિમણુક કરી અને પેપરની આવકમાંથી દસ ટકા કમીશન પગાર ઉપરાંત આપવાનો ઠરાવ કર્યો. આ હોદ્દા પર જહાંગીરજી શેઠે નવ વરસ સુધી કામ કર્યું, અને પછી કેટલાક નામાંકિત ગૃહસ્થોના ભાગમાં 'એડવોકેટ એ ફ ઇન્ડીઆ' પત્ર ચૌદ હજાર રૂપિયામા ખરીદ કર્યું. થોડાજ વખતમાં બીજા ભાગીદારોને તેમના પૈસા આપી દઇ પત્રને પોતાનું કરી લીધું. આ વખતે શેઠ કાવસજી મેરવાનજી શરાફ સાથે 'જામે જમશેદ' પત્રમાં પણ તેમનો ભાગ હતો. 'એડવોકેટ' ને થોડો વખત ચલાવ્યા પછી જહાંગીરજી શેઠે વીસ હજાર રૂપિયામાં તે વેચી નાખ્યું, અને પછી 'જામે જમશેદ' ના કામકાજમાં જોડાયા. આ વખતે 'જામે જમશેદ' ના માત્ર ૫૫૦ ગ્રાહક હતાં અને વરસે ૯૦૦ રૂપિયા જાહેરાતના આવતા હતા. થોડા સમય પછી મી. શરાફ જાપાનની મુસાફરીએ જવા નિકળ્યા અને તેથી 'જામે જમશેદ' જહાંગીર શેઠે

સ્વતંત્ર રાખી લીધું જે આજે પણ એમની માલેકી તળે છે, અને એમની કુશળતાથી પ્રતિદિન આબાદ થઇ આજે હજારો ગ્રાહકોની સંખ્યા ધરાવે છે.

એક લેખક તથા પત્રકાર તરીકેની જહાંગીરજી શેઠની કારકીર્દિ જેવી ઉજ્વળ છે, તેવીજ એક આગેવાન શહેરી તથા કોમનાં ઉપયોગી નર તરીકેની તેમની કારકીર્દિ મશહુર છે. કોમનાં અનેક જાહેર, કેળવણીનાં તથા ધર્મનાં ખાતાંઓ એમની મદદથી હૈયાતીમાં આવેલ છે, તથા આબાદ થયાં છે. દેવલાલી, ખંડાળા સેનેટોરીયમ અને ગરીબ જરથોસ્તીઓનું ફંડ, એ સઘળાંની આબાદી તથા બુલંદ સ્થિતિ શેઠ જહાંગીર મર્ઝબાનનેજ આભારી છે. એટલુંજ નહિ પણ અત્રેની સુપ્રસિદ્ધ 'માસીના હોસ્પીટલ' ની ચડતીના યશમાં પણ એમનો ભાગ છે.

એક જાહેર પત્રના માલેક તરીકે કોમની સેવા બજાવતાં કેટલાક ખરચાળુ ઝગડામાં પણ એમને ઉતરવું પડયું છે, જે ઝગડાઓમાં ચીસ્ટી કેસ, રંગુન જુદીન નવજોત કેસ, અને મોબેદોને જુગાર રમતા અટકાવવાનો મુકદમો ઇત્યાદિ કેસોમાં કોમ હિતાર્થે લડતાં લડતાં લગભગ પચાસ હજારના ખરચમાં તેઓ ઉતરી ગયા છે, અને કોમની કિમતી સેવા બજાવેલી છે, જેની યોગ્ય કદર કોમ તરફથી કરવામાં આવેલી છે.

શેઠ જહાંગીર મર્ઝબાનની ઉમર હાલ લગભગ ૭૨ વરસની છે, જે અરસામાં એમણે અનેક પત્રોની ઉત્પત્તિ તથા વ્યવસ્થામાં ભાગ લીધેલો છે, અનેક પુસ્તકો લખેલાં છે, અનેક પ્રકારની ચળવળોમાં આગેવાની લીધી છે અને નોંધ લેવા લાયક જીવન પસાર કરેલું છે, જેની વિગતવાર હકીકત આ ટુંકી જગ્યામાં આપી શકાય તેમ નથી. એમના જેવી બુલંદ કારકીર્દિવાળા પુરૂષના જીવનના હેવાલનાં એક જુદાં પુસ્તકની ખાસ જરૂર છે, જે એમના પ્રત્યે શુદ્ધ લાગણી રાખનાર એમના પરિચિત ગૃહસ્થોમાંથી કોઇ તયાર કરશે એવી આશા છે.

આ દુનિયામાં બધી રીતે ભાગ્યશાળી પુરૂષો બહુ થોડા હોય છે. કોઈને ધનની ખામી, કોઇને તનદુરસ્તીની ખામી, કોઇને આબરૂની ખામી, કોઇને અક્કલની ખામી, તો કોઇને સંતાનોની ખામી, એવી રીતે દરેક માણસને કાંઇને કાંઇ ખામી હોય છે. ઈશ્વર કૃપાથી શેઠ જહાંગીરજી બધી રીતે ભાગ્ય શાળી છે, અને સર્વ સુખની સાથ સંતાનોનું પણ એમને સંપૂર્ણ સુખ છે. ફીરોજશાહ, શાવકશાહ અને જાલભાઇ એ એમના ત્રણે પુત્રોનાં નામ છે. મોટા પુત્ર ફીરોજશાહ પણ પિતાની માફક એક પ્રખ્યાત અને બાહોશ લેખક છે. પીજામના ઉપનામથી તેઓ મશહૂર છે. એમ. એ. ની ડીગ્રી એમણે મેળવેલી છે, અને હાલ તેઓ 'જામે જમશેદ' ના અધિપતિના હોદ્દા પર છે. નાટક લખવામાં તેઓ વિશેષ કુશળ છે. બીજા પુત્ર શાવકશાહ પણ પત્રના કામકાજમાં જોડાયેલા છે, ત્રીજા પુત્ર જાલભાઈ પણ બી. એ. થઈને પ્રેસના મેનેજર તરીકે કામ કરે છે.

Sheth Jehangir Behramji Marzban, J. P.



શેઠ જહાંગીર બહેરામજી મર્ઝબાન, જે. પી.

મુંબઇ ઇલાકાના પ્રથમ પંક્તિના એક પત્રકાર.

Sheth Rustomji Nusarvanji Wachhagandhy.



**શેઠ રૂસ્તમજી નસરવાનજી વાચ્છાગાંધી.**

સુપ્રસિદ્ધ દૈનિક પત્ર સાંજવર્તમાનના માલેક.

# શેઠ રૂસ્તમજી નસરવાનજી વાચ્છાગાંધી.

સુપ્રસિધ્ધ દૈનિક પત્ર "સાંજ વર્તમાન"ના માલીક અને અધિપતિ શેઠ રૂસ્તમજીનો જન્મ સને ૧૮૬૫ના જાન્યુઆરીની વીસમી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના વડિલો મૂળ સુરતના વતની હતા, જ્યાંથી રૂસ્તમજી શેઠથી કેટલીક પેઢીએ થઇ ગયેલા મોદી હીરજી વાચ્છાગાંધી નામના એક ગૃહસ્થ મુંબઈ ટાપુ પોર્ટુગલના રાજા તરફથી ઇંગ્લાંડના રાજા બીજા ચાર્લસને પહેરામણીમાં આપવામાં આવ્યો તે અગાઉ થોડાં વરસે મુંબઈ આવી વસ્યા હતા. મુંબઇમાં આવીને તેઓ મોદી તરીકેનો ધંધો કરતા હતા અને સારી પ્રતિષ્ટા ધરાવતા હતા. એવું કહેવાય છે કે મુંબઇ ટાપુનો કબજો પોર્ટુગીઝ સત્તાવાળા પાસેથી લેવા માટે રાજા ચાલર્સ તરફથી હીરજી શેઠને પસંદ કરવામાં આવ્યા હતા. હીરજી મોદી જેમ એક સારા વેપારી હતા, તેમ સાહિત્ય તરફ પણ સારી લાગણી રાખનારા હતા, અને એ વાતનો પુરાવો રૂસ્તમ પેશોતન હોરમઝદીયાર નામના એક પારસી ધર્મગુરૂએ પારસીઓના કયાની વંશના શહેનશાહોની દંતકથાનું "શ્યાવક્ષનામું" નામનું પુસ્તક સને ૧૬૮૦માં પ્રસિદ્ધ કર્યું છે તે ઉપરથી મળી શકે છે. એ ધર્મગુરૂએ હીરજી મોદીના સાહિત્ય પ્રેમની તારીફ કર્યાનું કહેવાય છે. આ હીરજી શેઠે સને ૧૬૯૮માં મલબાર હીલ ઉપર એક દોખમું બંધાવ્યું હતું. તેમજ કોટમાં એક અગીયારી બંધાવી હતી, જે કોટની મોટી આગમાં નાશ પામી છે. એ હીરજી શેઠના પૌત્ર શેઠ મોદી સોરાબજી બમનજીએ સને ૧૮૫૬માં ચોપાટી ઉપર એક દરેહમહેર બંધાવી હતી જે હજુ મોજુદ છે. શેઠ રૂસ્તમજીના પિતા નસરવાનજી શેઠ પણ પોતાના વડિલોનો ચાલતો સરકારી મોદી તથા કંટ્રાકટરનો ધંધોજ કરતા. તેઓ પોતાની પાછળ ચાર પુત્રો તથા ત્રણ પુત્રીઓ મુકી સને ૧૮૭૪માં ગુજરી ગયાં હતા, જે વખતે રૂસ્તમજી શેઠની ઉમર માત્ર નવ વરસની હતી.

શેઠ રૂસ્તમજીએ અભ્યાસની શરૂઆત સાત વરસની વયે ગામઠી મહેતાજી પાસે કરેલી અને થોડો વખત અભ્યાસ કર્યા પછી અંગ્રેજી શિક્ષણ માટેતેઓ ફોર્ટ હાઇસ્કુલમાં જોડાયેલા જ્યાંથી સને ૧૮૮૨માં એટલે કે સત્તર વરસની વયે તેમણે મેટ્રિકની પરિક્ષા પસાર કરેલી તે પછી આગળ અભ્યાસ લંબાવવાની એમની ઇચ્છા હતી. પણ આંખ નબળી હોવાથી ડૉકટરોએ સલાહ નહિ આપવાથી અભ્યાસ બંધ કર્યો હતો.

અભ્યાસ બંધ કર્યા પછી તેઓ ગુજરાત કાઠીયાવાડના પ્રવાસે નિકળ્યા હતા અને એ પ્રવાસેથી આવ્યા પછી મ્યુનીસીપાલીટીમાં તથા કોલાબા લેન્ડ એન્ડ મીલ કંપનીમાં થોડા વખત નોકરી કરી હતી. તે પછી સને ૧૮૮૭માં પોતાના મર્હુમ મિત્ર અરદેશર બેરામજી પટેલ કે જેણે જામે જમશેદના અધિપતિ તરીકે વીસથી વધારે વરસ કામ કર્યું હતું તેમની સાથે તેઓ હિંદુસ્થાનના પ્રવાસે નિકળ્યા હતા, જે વખતે તેમણે કાશ્મીરની મુસાફરી પણ કરી હતી. સને ૧૮૮૯માં પાછા તેઓ પ્રવાસે નિકળ્યા હતા અને એ વખતે

પ્રવાસની સાથે વેપાર પણ કરવાના ઉદ્દેશથી બે લાખ રૂપિયાનું ઝવેરાત પોતાની પાસે રાખેલું હતું જેમાં સારો લાભ મળવાથી બીજે વરસે વધારે કિમ્મતનો માલ લઇ પાછા પ્રવાસે ગયા હતા.

સને ૧૮૯૨ માં જમશેદજી પેસ્તનજી મીસ્રી તથા ધનજીશાહ પેસ્તનજી ભેદવાર નામના બે ગ્રહસ્થોના ભાગમાં મેસર્સ મીસ્રી, ભેદવાર અને વાચ્છાગાંધી નામની કંપનીમાં તેઓ જોડાયા હતા અને સરકાર તથા મ્યુનીસીપાલીટી તરફથી બાંધકામના મોટા કંટ્રાકટ મેળવ્યા હતા. આ ધંધા દરમ્યાન સને ૧૮૯૪ માં શેઠ પેસ્તનજી હોરાબજી ચોકસી નામના એક ગ્રહસ્થ સાથે જોડાઇને મદ્રાસની ઇસ્ટ કોસ્ટ રેલવેનાં સ્ટેશનોપર કોન્ટ્રાકટ લીધા હતા જે સને ૧૯૦૪ સુધી ચાલુ રહ્યા હતા. આ વખત દરમ્યાન તેમણે દક્ષિણ હિંદ તથા સીલોનનો પ્રવાસ કર્યો હતો.

ઉપરની હકીકતથી સમજી શકાય છે કે શેઠ રૂસ્તમજીની જીંદગીનાં પહેલાં ચાળીસ વરસો તો વ્યાપારમાં વ્યતિત થયાં હતાં. વર્તમાન પત્રના ધંધમાં ત્યાં સુધી તો તેમણે કંઇ ભાગ લીધો નહોતો અને ભવિષ્યમાં તેઓ એક પત્રકાર થાય તેવા કોઇ સંજોગ પણ હતા નહિ, પરંતુ માનવ જીવનમાં કયારે પરિવર્તન થશે ? તેનો ભેદ કોઇ પામી શકતું નથી.

સને ૧૯૦૨ માં શેઠ અરદેશર બેરામજી પટેલે જામે જમશેદના અધિપતિ તરીકેના પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું અને મુંબઇમાં સાંજનું કોઇ પણ રોજીંદું પત્ર નહિ હોવાથી તેવું પત્ર કાઢવાનો વિચાર કર્યો અને પોતાના મિત્રની ઇચ્છાથી શેઠ રૂસ્તમજી પણ તેમાં એક ભાગદાર તરીકે જોડાયા. આ રીતે સને ૧૯૦૨ માં "સાંજ વર્તમાન" નો જન્મ થયો.

શેઠ રૂસ્તમજીએ આ કામમાં શરૂઆતમાં માત્ર નાની પુંજી રોકી હતી પણ થોડાજ વખત પછી તેમને જણાયું કે પૂરતી મુડી રોકયા શિવાય પત્રનું કામકાજ બરોબર ચાલી શકશે નહિ, તેથી ધીમે ધીમે તેમાં વધારો કરતા ગયા અને આબાદ સ્થિતિ પર લાવી મૂકયું.

સાંજ વર્તમાનના કામમાં રૂસ્તમજી શેઠને શરૂઆતમાં ઘણી મુશ્કેલીઓ પડેલી જેમાં પહેલી મુશ્કેલી એ હતી કે પત્રની શરૂઆત થયા પછી એજ મહીનાના અરસામાં એમના મિત્ર મી. પટેલ કે જેમના પર પત્રનો મુખ્ય આધાર હતો તેઓજ ગુજરી ગયા. બીજી મુશ્કેલી એ પડી કે સાંજનું પત્ર એ એક નવો અખતરો હતો, પરંતુ રૂસ્તમજી શેઠે અઠવાડિક પત્રો કરતાં પણ પોતાના રોજીંદા પત્રનું લવાજમ ઓછું રાખ્યું અને તેથી ગ્રાહકોની બાબતમાં તેમને હરકત પડી નહિ.

પત્રનું કામ થાળે પડયા પછી રૂસ્તમજી શેઠે પાછું વેપાર તરફ લક્ષ આપ્યું અને સને ૧૯૦૬ માં પોતાના ભાઇઓ શેઠ બાપુજી તથા કાવસજી તથા જમસેદજી સાથે ભાગમાં

યુરોપ તથા જાપાન તરફ રૂ મોકલવાનો ધંધો કરવા માટે વાચ્છાગાંધી એન્ડ સન્સના નામની પેઢી સ્થાપી હતી. જે પેઢી સને ૧૯૧૧ સુધી ચાલી હતી. તે પછી રૂસ્તમજી શેઠ બીજા વેપારમાં જોડાયા હતા, અને હાલ પણ તેઓ વેપાર ચલાવે છે.

શેઠ રૂસ્તમજીનો ઘણોખરો વખત વેપારનાં કામકાજમાં જતો હોવાથી પત્રના કામકાજમાં પોતાને મદદ કરવા માટે તેમણે મી. સોરાબજી રૂસ્તમજી કાપડીયા નામના એક ગૃહસ્થને પોતાના મદદનીશ નિમેલા છે, જેમની કુનેહ પણ સાંજ વર્તમાનની ફતેહને ઓછી આભારી નથી. એ શિવાય જમશેદજી નામના તેમના એક ભાઇ તથા જહાંગીરજી નામના તેમના વડા પુત્ર પણ તેમના કામકાજમાં જોડાયલા છે, અને તેઓ બન્ને પણ રૂસ્તમજી શેઠને સારી મદદ કરે છે.

શેઠ રૂસ્તમજી પારસીઓ પરકોમમાં લગ્ન કરે યા વટલી જાય તેના વિરોધી છે, અને તેથી તેવા બનાવોની વિરૂધ્ધ તેઓ પોતાના પત્રમાં વખતો વખત પોકાર ઉઠાવે છે. સને ૧૯૧૪માં રંગુનમાં એક એવો બનાવ બનેલો કે એક વર્ણશંકર છોકરીની નવજોત ક્રિયા કરવામાં આવી. હવે નવજોતની ક્રિયા શુધ્ધ પારસી બચ્ચાંઓ શિવાય બીજાને થઇ શકે નહિ, તેથી અને આ પ્રશ્ન આખી કોમના ધર્મનો હોવાથી સાંજ વર્તમાનમાં તેની વિરૂધ્ધ લખવામાં આવ્યું, જેના પરિણામમાં સામા પક્ષ તરફથી રંગુનની અદાલતમાં બદનક્ષીની ફરીયાદ માંડવામાં આવી હતી. આ મુકરદમો પાંચ માસ જેટલી લાંબી મુદત સુધી ચાલ્યો હતો અને રૂસ્તમજી શેઠને રંગુન જવું પડયું હતું, અને મોટી રકમનો ખર્ચ કરવો પડયો હતો. આ કેશ લડવા માટે રંગુનના પારસી ઓએ તેમને માનપત્ર આપ્યું હતું અને મુંબઇના પારસીઓએ પણ આલ્બ્લેસ બાગમાં સભા ભરી તેમનો આભાર માન્યો હતો, અને તેમને થયેલ ખર્ચ માટે ફંડ ઉભું કરવાનો ઠરાવ કર્યો હતો. અત્રે કહેવું જોઇએ કે આ બદનક્ષીની ફરીયાદ જામે જમશેદ પર પણ આવી હતી. અને દરેક બાબતમાં જામે જમશેદ પણ સાંજ વર્તમાનની સાથેજ હતું.

વેપાર તથા પત્રના કામકાજ ઉપરાંત જાહેરની તથા કોમની બાબતમાં પણ રૂસ્તમજી શેઠ બનતો ભાગ લીએ છે તેઓ પારસી ચીફ મેટ્રિમોનીયલ કોર્ટના એક ડેલીગેટ ચુંટાયલા છે અને સને ૧૯૧૮ માં સરકારે પબ્લીસીટી બોર્ડ" નિમેલી તેના દેશી છાપાના એક પ્રતિનિધિ તરીકે તેમને પસંદ કરવામાં આવ્યા હતા.

# શેઠ કેખુશરૂ માણેકજી મીનોચહેરજી.

બી. એ., જે. પી. ઇત્યાદિ.

મુંબઇ સમાચારના હાલના અધિપતિ અને માલેક શેઠ કેખુશરૂનો જન્મ સને ૧૮૭૨ માં મુંબઇ મુકામે થયો હતો. એમના પિતા શેઠ માણેકજી એક બાહોશ પત્રકાર તરીકે ઘણી સારી નામના મેળવી ગયા છે. પત્રકાર તરીકેની તેમની કારકીર્દિ ઘણી ઝળકતી છે અને એમના વખતમાં એમની જોડીના પત્રકારો બહુ થોડા હતા એ નક્કી છે.

શેઠ કેખુશરૂએ અત્રેની પ્રોપ્રાયેટરી હાઇસ્કુલ તથા એલ્ફીસ્ટન કૉલેજમાં અંગ્રેજી શિક્ષણ લીધેલું છે અને સને ૧૮૯૬માં તેમણે બી. એ. ની ડીગ્રી મેળવેલી છે તે પછી બે વરસે એટલે કે સને ૧૮૯૮થી તેઓ મુંબઇ સમાચારના અધિપતિ પદ પર આવેલ છે તે વખતથી આજ સુધી તેઓ સમાચારનું તંત્ર ચલાવે છે. સમાચાર ઉપરાંત લોકમિત્ર નામના દ્વિવાસિક–બાઇવીકલી પત્રના અધિપતિ તરીકે પણ તેમણે કામ કરેલું છે.

શેઠ કેખુશરૂને સને ૧૯૧૧માં નામદાર સરકારે જે. પી. નો ઇલ્કાબ આપેલો છે.

# શેઠ મહેરજી પાલનજી માદન.

પ્રજામિત્રના હાલના અધિપતિ મહેરજીભાઇનો જન્મ સને ૧૮૬૦માં થયો હતો. એમના વડિલો ધર્મગુરૂ હતા અને મહેરજી ભાઇમાં પણ એ સંસ્કારો છે. તેઓ અવસ્તા તથા પહેલવી ભાષાના એક અચ્છા અભ્યાસી છે અને જરથોસ્તી ધર્મને લગતાં સાહિત્યમાં સારી કુશળતા ધરાવે છે.

અંગ્રેજી મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી સને ૧૮૭૧માં તેઓ મુંબઇ સમાચારમાં બાર રૂપિયાના પગારથી પ્રુફ રીડર તરીકે નોકર રહેલા અને અખબારે સોદાગર તથા જામે જમશેદમાં પણ તેમણે નોકરી કરેલી. તે પછી સને ૧૮૮૫ માં પાછા મુંબઇ સમાચારમાં જોડાયેલા.

મુંબઇ સમાચારના મહુંમ માલેક શેઠ માણેકજી મીનોચહેરજીના હાથ નીચે એમને પત્રકારની તાલીમ મળેલી છે અને જાત મહેનત તથા ખંતથી તેઓ એ ધંધામાં ધીમે ધીમે ઉંચી પાયરી પર ચઢેલા છે.

સને ૧૯૧૫ થી તેઓ પ્રજા મિત્રના અધિપતિ નિમાયેલા છે અને તે વખતથી આજ દિન સુધી તેઓ એ હોદ્દો ભોગવે છે. પત્રકાર તરીકેનું મહેરજીભાઇનું જ્ઞાન તથા અનુભવ વખાણવા લાયક છે અને એમની કુનેહથી પ્રજામિત્ર દિન પ્રતિદિન આબાદ થતું જાય છે.

Sheth Kekhusru Manekji Minocherji, B A., J. P., Etc.



શેઠ કેખુશરૂ માણેકજી મીનોચેહેરજી, બી. એ., જે. પી., ઈત્યાદિ.

મુંબઈસમાચારના હાલના અધિપતિ અને માલેક.

Sheth Khemraj Shreekrishnadass.



શેઠ ખેમરાજ શ્રીકૃષ્ણદાસ.

'વ્યંકટેશ સમાચાર'ના અધિપતિ તથા માલેક.

Shreeyut Kashinath Raghunath Mitra.



શ્રીયુત કાશીનાથ રઘુનાથ મિત્ર.

સુપ્રસિદ્ધ મરાઠી માસિક 'મનોરંજન'ના અધિપતિ તથા માલેક.

Sheth Ranchhoddass Bhavanbhai.



**શ્રીયુત રણછોડદાસ ભવાનભાઈ.**

હિંદુસ્થાનના મેનેજીંગ પ્રોપ્રાયટર.

# શેઠ રણછોડદાસ ભવાનભાઈ આટાવાળા.

શેઠ રણછોડદાસ ભવાનભાઇ ન્યાતે લોહાણા છે. એમનો જન્મ સંવત ૧૯૩૩ માં મુંબઇ મુકામે થયો હતો. એમના સ્વ. પિતા શેઠ ભવાનભાઇ જીવરાજ વેપારી લાઇનના માણસ હતા, અને અનાજ વિગેરેનો વેપાર કરતા હતા. તેમણે ડંકન રોડ ફલાવર મીલ નામનું આટો દળવાનું મોટું કારખાનું અત્રે બે ટાંકી પર સ્થાપેલ છે, જે આજે રણછોડભાઇના વહીવટ નીચે ઘણા સારા પાયા પર ચાલે છે, તેઓ આસરે દસેક વરસ પહેલાં સ્વર્ગવાસી થયા છે.

શેઠ રણછોડભાઇએ ગુજરાતી તથા અંગ્રેજી ભાષાંનું શિક્ષણ મુંબઇમાજ મેળવેલ છે, અને મેટ્રીક પસાર કર્યા પછી કોલેજની કેળવણીની પણ પ્રસાદી ચાખેલ છે, તેથી ગુજરાતી તથા અંગ્રેજી ભાષામાં તેઓ પ્રવીણતા ધરાવે છે, ઉપરાંત સંસ્કૃત સાહિત્ય પ્રત્યે પણ તેમને સારી લાગણી છે, પરંતુ એ ભાષાનો ખાસ અભ્યાસ એમનાથી થઇ શકયો નથી.

અભ્યાસમાંથી પરવાર્યા પછી તેઓ પોતાના વડિલના ચાલતા વેપારમાં જોડાઇ ગયેલા અને પોતાની આટાની મીલને ખિલવવા તરફ લક્ષ આપેલું, જેના પ્રતાપે સદરહુ મીલ સારી સ્થિતિ પર ચાલે છે અને એ મીલનો આટો હિંદુસ્થાનમાં વપરાવા ઉપરાંત પરદેશ ખાતે પણ સારા જથ્થામાં ચડે છે.

વ્યાપાર- ઉદ્યોગમાં સ્વસ્થ થયા પછી રણછોડદાસ શેઠે જાહેર હિલચાલોમાં ભાગ લેવો શરૂ કરેલો, અને ખાસ કરીને આર્ય સમાજની પ્રવૃત્તિઓ તરફ એમનું ચિત્ત વિશેષ આકર્ષાયું. તેઓ સ્વામી દયાનંદ સરસ્વતીના એક ચુસ્ત ચાહક તથા આર્ય સમાજની સંસ્થાના ખાસ અનુયાયી છે. આર્ય સમાજનાં સર્વ ખાતાંઓને તેમણે સારી આર્થિક મદદ કરેલી છે અને હજી પણ એ મદદ આપવાનું કામ ચાલુજ છે.

આર્ય સમાજના મુંબઇ ઇલાકાના વાજીંત્ર રૂપ ગણાતાં “ આર્ય પ્રકાશ ” પત્રની ઉત્પત્તિ તથા હૈયાતી એમનેજ આભારી છે, કારણ કે સદરહુ પત્રને શરૂઆતમાં દસ વરસ સુધી વાર્ષિક ત્રણસો રૂપિયાની મદદ આપીને તેમણેજ ટકાવી રાખ્યું છે. તે શિવાય મુંબઇ ઈલાકાની પ્રતિનિધિ સભાના પ્રમુખ, મુંબઇ આર્ય સમાજના ટ્રસ્ટી. આર્ય વિદ્યા સભાના વ્યવસ્થાપક તથા સભાસદ પરોપકારિણી સભા તથા સર્વદશક આર્ય પ્રતિનધિ સભાના તેઓ સભાસદ છે. ટુંકમાં આર્ય સમાજની લગભગ તમામ સંસ્થાઓના તેઓ અગ્રેસર જેવા છે.

અતિ ચર્ચાને પાત્ર થઇ પડેલ આર્યન બ્રધરહુડના પ્રેરક તથા મુખ્ય સહાયક તરીકે રણછોડદાસ ભાઇનું નામ સુવિખ્યાત છે, અને એ કામમાં આગળ પડતો ભાગ લઇ જ્ઞાતિના બંધનને તેમણે તિલાંજલી આપેલી છે.

મુંબાઇમાં હિંદુ માલેકીનું એક પણ દૈનિક પત્ર નહોતું તે એમની મદદથી થયું છે, અને એ પત્ર તે 'હિંદુસ્તાન' છે, સદરહુ પત્ર પહેલાં અખબારે સોદાગરના નામથી ચાલતું તે વેચાવા નિકળ્યું ત્યારે સાંજ વર્તમાનના ચીફ રિપોર્ટર તથા સબ એડીટર સ્વ. રતનલાલ આત્મારામ શાહે શેઠ રણછોડદાસની આર્થિક મદદથી ખરીદ કરી લીધું અને ચાલુ કર્યું, પરંતુ સદરહુ પત્રની સ્થિતિ મૂળથી સારી નહિ હોવાથી શરૂઆતમાં ખોટ ખમવી પડી હતી જે ખોટ રણછોડદાસભાઇએ સહન ન કરી હોત તો હિંદુસ્થાન પત્ર આબાદ થયું હોત કે નહિ તે એક સવાલ છે.

સ્વ. ભાઇ રતનલાલની કુશાગ્રતા અને રણછોડદાસ શેઠની આર્થિક સહાયતાથી હિંદુસ્થાન પત્ર ધીમે ધીમે પગભર થઇ ગયું અને પછી તેને લીમીટેડ કરી નાખવામાં આવ્યું. જે લીમીટેડ કંપનીના રણછોડદાસ શેઠ હાલ મેનેજીંગ ડીરેક્ટર છે.

શેઠ રણછોડદાસ સ્વભાવે શાન્ત સાદા અને નિર્વ્યસની છે. આર્ય સમાજ તથા સુધારક પક્ષ તરફ તેમની સહાનુભૂતિ વિશેષ છે. તેની સાથે વિદ્યાવૃધ્ધિ તથા સાહિત્યની ખિલવણી પ્રત્યે પણ તેઓ સારી લાગણી રાખે છે એ પ્રશંશા પાત્ર છે. નિત્યાનંદ લાઇબ્રેરી એમની મદદથીજ ચાલે છે અને કેટલાંક પુસ્તકો પણ તેમણે પ્રસિદ્ધ કરાવેલાં છે. યુરોપ આદિ પરદેશોની મુસાફરી પણ તેમણે બે ત્રણ વખત કરેલી છે.

———

Sheth Pir ishah Jehangir Murzban.



શેઠ પીરોજશાહ જહાંગીર મર્ઝબાન.

જામેજમશેદ તથા ગપસપના બાહોશ અધિપતિ.

Shreeyut Manibhai Itchharam Desai, B. A.



**શ્રીયુત મણિભાઈ ઈચ્છારામ દેસાઈ, બી. એ.**

સુપ્રસિદ્ધ ગુજરાતી પત્રના હાલના તંત્રી.

# શ્રીયુત મણીલાલ ઈચ્છારામ દેસાઈ. બી. એ.

સુપ્રસિધ્ધ "ગુજરાતી" પત્રના હાલના તંત્રી શ્રીયુત મણિભાઇ ઇચ્છારામ જ્ઞાતિએ દશા શ્રીમાળી વાણિયા છે. એમનો જન્મ સંવત ૧૯૩૫ના જેઠ વદ ચોથ ૪ ના રોજ, સને ૧૮૮૦ના જુનની ૨૬ મી તારીખે સુરત મુકામે થયો હતો. ગુજરાતી પત્રનો જન્મ તે પહેલાં વીસ દિવસે થયો હતો. ટુંકામાં કેટલાક જુના વિચારના ગૃહસ્થોની માન્યતા પ્રમાણે કહીએ તો શ્રીયુત મણિભાઇનો શુભ સુકનનો જન્મ એજ એમના પિતાની ચડતી દશાનું એક મંગળાચરણ.

શ્રીયુત મણિભાઇ પિતા પક્ષે જેમ મગરૂર છે, તેવીજ રીતે તેમનાં માતુશ્રીનું કૂળ પણ એમને મગરૂરી લેવા જેવું છે, મતલબ કે એમનાં માતુશ્રી સુરતના મપારા કુટુંબના આગેવાન શેઠ મોતીરામ લલ્લુભાઇનાં પુત્રી થાય. તેમનું નામ દિવાળીબાઇ.

શ્રીયુત મણિભાઇની બાલ્યાવસ્થા સુરતમાંજ વ્યતિત થયેલી અને તેમણે શરૂઆતનો ગુજરાતી અભ્યાસ પણ સુરતમાંજ કર્યો હતો. દસ વરસની વયે તેઓ મુંબઇ આવેલા હતા અને એલ્ફીસ્ટન હાઇસ્કુલમાં અંગ્રેજી અભ્યાસ માટે દાખલ થયા હતા અને ૧૮૯૮ માં મેટ્રિકની પરિક્ષા પસાર કરીને તેઓ આગળ અભ્યાસ કરવા એલ્ફીન્સ્ટન કોલેજમાં દાખલ થયા હતા. જ્યાંથી સને ૧૯૧૪માં તેમણે બી. એ.ની પરીક્ષા પસાર કરી હતી.

તેઓ અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતા, ત્યારથીજ પેપરમાં લખવાનું તેમણે શરૂ કરેલું અને કોલેજના અભ્યાસ દરમ્યાન પણ પુરસદ તથા અનુકુળતાએ લખવાનું કામ ચાલુ રાખેલું. અભ્યાસ પૂરો કર્યા પછી તેઓ નિયમિત રીતે ઇ. સ. ૧૯૦૭ થી ઓફીસમાં જોડાયલા અને લગભગ છ સાત વરસ સુધી પોતાના પિતાજીના હાથ નીચે તાલીમ લીધેલી.

સને ૧૯૧૨ નો આખરે એમના વિદ્વાન પિતાજી સ્વર્ગવાસી થયા અને તે વખતથી એમના સર્વ કામકાજનો મુખ્ય બોજો મણિભાઇના શિરે આવી પડયો. તેમણે અગાઉથી એ સબંધી શિક્ષણ લીધેલું હોવાથી એ બોજાને તેઓ સહન કરી શકયા અને સહુ જાણેછે તેમ આજ લગભગ આઠ વરસ થયાં તેઓ ગુજરાતી પત્રનું તંત્ર સલામત રીતે ચલાવે છે, તે ઉપરાંત પ્રેસ તથા ગ્રંથો આદિનું કામ પણ તેઓ અવિચ્છિન્ન રીતે સંભાળે છે.

એક પત્રકારના રાજકિય, સામાજીક તથા ધાર્મિક વિચારો તેમજ તેની કુશળતા તેના પત્ર પરથી જાણી શકાય છે, અને તે મુજબ મણિભાઇના વિચારો તથા કુશળતા પણ ગુજરાતીનાં છેલ્લાં આઠ વરસની કારકીર્દિથી જાણી શકાય તેમ હોવાથી એ સબંધે વિશેષ વિવેચન નહિ કરતાં એટલુંજ કહેવું બસ છે કે શ્રીયુત મણિભાઇ એ એમના પૂજ્ય પિતાજીના અનુકરણીય પગલે ચાલીને "ગુજરાતી" ની ઉજવળ આબરૂ ટકાવી રાખેલી છે.

# શેઠ બરજોરજી નવરોજજી આપઅખત્યાર.

સુપ્રસિદ્ધ હિંદી પંચના માલેક તથા અધિપતિ શેઠ બરજોરજીનો જન્મ સને ૧૮૫૭ના એપ્રીલની ૨૯મી તારીખે થયો હતો.

એમના વડિલો મુળ સુરતના વતની હતા, જ્યાંથી એમના દાદા દોરાબજી સને ૧૮૩૦ના અરસામાં મુંબઇ આવી વસેલા, તેઓ કાપડનો વેપાર કરતા હતા. શેઠ બરજોરજીના પિતા મી. હંટર નામના યૂરોપીયનની ખાનગી સ્કૂલમાં માસ્તર હતા અને ગણિતના વિષયમાં સારી પ્રવિણતા ધરાવતા હતા. એમનાં માતુશ્રી જીવણબાઇ દેશી વૈદાંમાં બહુજ કુશળ હતાં અને એ ખાતે સારી પ્રખ્યાતિ ધરાવતાં હતાં.

બરજોરજી શેઠે ગુજરાતી અભ્યાસ ગામઠી નિશાળે કર્યો હતો અને તે પછી અંગ્રેજી અભ્યાસ માટે પારસી સુપીરીયર સ્કૂલમાં અને તે પછી એલ્ફીસ્ટન હાઇસ્કુલમાં તેઓ જોડાયા હતા, અને સને ૧૮૭૫માં મેટ્રિકની પરિક્ષા પસાર કર્યા પછી સને ૧૮૭૬માં બોમ્બે ગેઝેટમાં નોકર રહેલા, જે નોકરી એમણે વીસ મહિના સુધી કરેલી, તે પછી પારસી પંચ તથા યઝદાં પરસ્તનાં કામકાજમાં જોડાયા હતા, એમના કાકા શેઠ નસરવાનજી દોરાબજી આપઅખત્યાર એ પત્રો, તથા આપઅખત્યાર નામના પ્રેસના માલીક હતા, તેઓ સને ૧૮૭૮નાં જુન માસની તા. ૨૦ મી એ જહાન્સી ખાતે સ્વર્ગવાસી થતાં તેમના બંને પત્રો તથા છાપખાનાનું તમામ કામકાજ બરજોરજી શેઠે સંભાળી લીધું હતું.

યઝદાં પરસ્ત પત્ર તેમણે પોતાના કાકાના અવસાન પછી અગીઆર વરસ સુધી ચલાવી સને ૧૮૮૯માં બંધ કર્યું, અને પારસી પંચનું નામ ફેરવીને હિંદી પંચ રાખ્યું તે વખતથી એમનાં તંત્રીપણા નીચે હિંદીપંચ ચાલે છે, અને દિનપ્રતિદિન આબાદ સ્થિતિ પર આવતું ગયું છે. મુંબઇ ઇલાકામાં નહિ પણ આખા હિંદુસ્થાનમાં એ જાતનું એ એકજ પત્ર હોવાથી લોકલાગણી તેના પ્રત્યે ઘણી સારી છે અને બરજોરજી શેઠની કુશળતા તથા અનુભવને લીધે તે કામ પણ સારૂં કરે છે. સને ૧૮૮૪થી તેની માસિક આવૃતિ કાઢવી પણ શરૂ કરી છે, અને સને ૧૯૦૦થી તેની વાર્ષિક ચુંટણીનો અંક કારટુન્સ ફ્રૉમથી હિંદી પંચ કાઢવાનું પણ ચાલુ કર્યું છે ટુંકમાં બરજોરજી શેઠની કુશળતાથી હિંદી પંચની અઠવાડિક માસિક તથા વાર્ષિક આવૃતિઓ પ્રતિ દિવસ લોકપ્રિય થતી જાય છે.

શેઠ બરજોરજી સ્વભાવે ઘણાજ શાન્ત, મિલનસાર, મધ્યમ વિચારના અને દયાળુ દિલના છે, મુંબઇ ઇલાકાના પત્રકારોમાં તેઓ સહુથી એક જુના તથા અનુભવી અને એમની લાઇનના બીનહરીફ પત્રકાર છે.

એક પત્રકાર તરીકે સારી આબરૂ ધરાવવાની સાથે કોમના એક આગેવાન તથા ઉપયોગી શહેરી તરીકે પણ બરજોરજી શેઠ પ્રખ્યાત છે. અને કોમની તથા જાહેરની હિલચાલોમાં પણ તેઓ આગળ પડતો ભાગ લીએ છે.

Sheth Burjorjee Navaroji Apakhtyar.



શેઠ બરજોરજી નવરોજી આપઅખત્યાર.
હિંદી પંચના અધિપતિ અને માલેક.

Sheth Erachshaw Rustomji Hirjee Behdin.



**શેઠ એરચશા રૂસ્તમજી હીરજી બહેદીન.**

કયસરે હિંદના બાહોશ તંત્રી.

# શેઠ એરચશાહ રૂસ્તમજી હીરજી બહેદીન.

કયસરે હિંદના હાલના અધિપતિ અને માલેક ભાઇ એરચશાહનો જન્મ ઇ. સ. ૧૮૮૨માં વડોદરા મુકામે થયો હતો. એમના વડિલો વડોદરાના વતની છે અને હાલ પણ તેમનો નિવાસ વડોદરામાંજ છે. ભાઇ એચરશાહના પિતા રૂસ્તમજી શેઠ હાલમાંજ વડોદરા મુકામે સ્વર્ગવાસી થયા છે.

ભાઇ એરચશાહની બાલ્યાવસ્થા વડોદરામાંજ વ્યતિત થયેલી અને તેમણે પોતાનું ગુજરાતી તથા અંગ્રેજી શિક્ષણ પણ ત્યાંજ લીધેલું છે.

"પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય" એ કહેવત મુજબ ભાઇ એરચશાહનો લેખક તરીકેનો જુસ્સો નાની વયથીજ ઝળકી ઉઠેલો અને બારેક વરસ જેટલી નાની વયે તેમણે વડોદરાના પ્રસિદ્ધ પત્ર 'સયાજી વિજય'માં પોતાના કુઆ કે જેઓ ત્યાંની અંજુમનના એક ટ્રસ્ટી હતા તેમની વિરૂદ્ધ એક લેખ લખેલો. આ ઉપરથી એમના શિક્ષક તથા સગા વ્હાલાંઓએ એરચશાહ ભવિષ્યમાં એક પત્રકાર થશે એવી ધારણા બાંધેલી અને આજે સહુ જાણે છે તેમ એ ધારણા ખરી પડી છે. એમના પત્રકાર તરીકેની કારકીર્દિમાં ખાસ નોંધવા જવી બાબત તો એ છે કે જે પત્રના એક ખબર પત્રી તરીકેનું કામ તેઓ પોતાના ન્હાના વયમાં પોતના વતનમાં હત. ત્યારે કરતા હતા તેજ કયસરે હિંદ પત્રના અધિપતિ અને માલેક બનવાને તેઓ ભાગ્યશાળી થયા છે. ભાગ્યદેવીની કૃપા અને પુરૂષાર્થનું મિલન થાય તો કઇ સિદ્ધિ અસંભવિત છે? કોઇજ નહિ.

મેટ્રિક સુધી અભ્યાસ કર્યા પછી લગભગ ૧૯ વરસની ઉમરે ભાઇ એરચશાહ મુંબઇ આવ્યા અને શરૂઆતમાં જામે જમશેદ પત્રની ઑફીસમાં એક રીપોર્ટર તરીકે નોકર રહ્યા જે પત્રમાં અગાઉ તેમણે બેહદીનના ઉપનામથી કેટલાક લેખ લખ્યા હતા. ભાઇ એરચશાહ જો કે એક રીપોર્ટરની જગ્યા પર હતા પણ તેઓને લખાણનો બહુ શોખ હતો અને તેઓ ઝમકદાર લખાણ લખી શકતા હતા તેથી જામે જમશેદના અધિપતિ શેઠ ફીરોજશાહ જહાંગીરજી મર્ઝબાન તથા મદદનિશ અધિપતિ ભાઇ કેખશરૂ મુન્ન એમને લખવાને પુરતું ઉત્તેજન આપતા અને એક ઝમકદાર લેખક તરીકે તેમની કદર કરતા. આથી જામે જમશેદના વાંચનારાઓમાં મી. બેહદીન જાણીતા થઇ પડયા હતા. આ પ્રમાણે ભાઇ એરચશાહ જામે જમશેદ પત્રમાં સુખે નોકરી કરતા હતા પણ મહત્વાકાંક્ષાઓ એમના હૈયામાં ઉછળાતી હતી અને જામે જમશેદમાં એમનાં કરતાં જુના માણસો વધારે હોવાથી ટુંક વખતમાં ત્યાં એમને કોઇ સારી જગ્યા મળવાનો સંભવ નહિ હોવાથી કોઇ બીજા પત્રમાં ચડીયાતી જગ્યા તેઓ શોધતા હતા એટલામાં જોગ એવો બન્યો કે પારસી પત્ર જે ફકત અંગ્રેજી ભાષામાંજ પ્રસિદ્ધ થતું હતું તેમાં ગુજરાતી વિભાગનો વધારો કરવાનો તેના માલીક શેઠ જહાંગીરજી સોરાબજી તાલીયારખાનનો વિચાર થયો અને તેને માટે લાયક અધિપતિની શોધ કરતાં તેમનાજ ભાઇ શેઠ ફરદુનજી સોરાબજી તાલીયારખાને ભાઇ એરચશાહ માટે ભલામણ કરી, અને તેમની ઇચ્છાને માન આપી "જામે જમશેદ" માંથી પોતાની જગ્યાનું રાજીનામું આપી ભાઇ એરચશાહ સને ૧૯૦૭ માં "પારસી" પત્રના ગુજરાતી વિભાગના અધિપતિની જગ્યાએ દાખલ થયા. એમના અધિપતિપણા નીચે એ પત્રની સારી પ્રખ્યાતિ થઇ અને તે આબાદ થઈ ગયું, તેથી તેના માલીકે સને ૧૯૧૨ માં લીમીટેડ કરી એ પત્રને અઠવાડિકને બદલે રોજીંદામાં ફેરવી નાખ્યું, અને રોજીંદા "પારસી" ના અધિપતિ તરીકે પણ ભાઇ એરચશાહનેજ કાયમ રાખ્યા.

આ પ્રમાણે ભાઇ એરચશાહ એક સાધારણ રિપોર્ટરમાંથી દૈનિક પત્રના અધિપતિ જેવા માનવંતા હોદ્દા સુધી પહોંચ્યા, પણ એથીએ એમના આત્માને સંતોષ થયો નહિ. એમની ઇચ્છા એક પત્રના માલીક અને અધિપતિ થવાની હતી. ઇશ્વર કૃપાથી જોગ પણ એવો બન્યો કે એમને ભાવતું મળી ગયું અને સને ૧૯૧૫ માં "કયસરે હિંદ" પત્ર ખરીદ કરી તેને પોતાની માલેકીનું બનાવ્યું.

"કયસરે હિંદ" એક પ્રખ્યાત અને મોભાદાર પત્ર હતું અને સર દીનશાહ વાચ્છા જેવા હિંદના એક અગ્રેસર રાજદ્વારી તેમાં બનતાં સુધી નિયમિત લેખો લખતા, પરંતુ ગમે તે કારણથી ભાઇ એરચશાહે તે ખરીદ કર્યું તે અરસામાં તે નબળી હાલતમાં હતું. ભાઇ એરચશાહે એ પત્ર ખરીદ કર્યા પછી તેમાં કેટલાક સારા સુધારા વધારા કર્યા અને તેથી થોડાજ વખતમાં તે પગભર થઇ ગયું અને ગ્રાહકોની સંખ્યા ઘણી વધી પડી. ભાઇ એરચશાહની માલેકી નિચે આવ્યા પછી સદરહુ પત્રે ટુંક વખતમાં જે ખ્યાતિ મેળવેલી તેના સંબંધમાં વિશેષ વિવેચન નહિ કરતાં મહુંમ જડજ સર દીનશાહ દાવરનો એકજ અભિપ્રાય નીચે આપેલો છે.

"થોડાજ માસના ટુંક અરસામાં પ્રમાણિક હેતુ અને સંગીન વિચારોથી શું શું બજાવી શકાય છે?. તે તમે (કયસરે હિંદ પત્રે) દેખાડી આપ્યું છે. સને ૧૯૧૪ નું મરવા સુતેલું "કયસરે હિંદ" પત્ર આજે એક બળવાન અને કોમનું આબાદ વાજીંત્ર થઇ પડયું છે. અને પારસી કોમના વિચારો તથા લાગણીઓ સચ્ચાઇ તથા પુર જોસથી બહાર પાડે છે. તેની આ આબાદીમાં ચાલુ વધારો થતો રહે એવું હું ઇચ્છું છું, અને તમે ખાત્રી રાખજો કે પ્રમાણિક તથા હિમતવાન પત્ર તરફ પારસી કોમ બેકદર નથી, જ્યારે તેથી ઉલટા પ્રકારનાં પત્રોને તે જેમ અત્યાર સુધી કરતી આવી છે, તેમ ધુળમાં રોળાતાંજ પડી રહેવા દેશે."

સર દીનશાહ દાવર શિવાય બીજા પણ ઘણા પ્રસિદ્ધ ગૃહસ્થોએ અને કયસરે હિંદના ખુદ આગલા માલીક સ્વ. શેઠ ફરામજી કાવસજી મહેતાએ પણ કયસરે હિંદની આબાદી માટે સંતોષ બતાવેલો.

કયસરે હિંદ પત્રનાં ગ્રાહકો વધ્યાં, તેનાં વાંચનારાં વધ્યાં અને સહુને તે વાંચવાની આકાંક્ષા વધી તેનાં જે ખાસ કારણો છે, તેમાં ભાઇ એરચશાહની સ્વતંત્ર વડકુદીયા પદ્ધતિ અને ચલણી રૂપિયાના હિમ્મતી લેખો મુખ્ય છે. એમની આ પદ્ધતિ તથા ચલણી રૂપિયાના તખલ્લુસથી આવતા લેખ (કે જે ઘણું કરીને તેઓ પોતેજ લખે છે, એમ અમારૂં માનવું છે) ઘણા ગૃહસ્થોને ખુંચે છે, અને ભાઇ એરચશાહના શબ્દોમાં કહીએ તો "એવા સ્વતંત્ર લેખોથી કયસરે હિંદ પત્ર આજે ઘણાં જણાને ધાસ્તી ભર્યું થઇ પડયું છે, તેની સાથે એ પણ કહેવું જોઇએ કે આ જાતની કાર્યપદ્ધતિથી તેણે કેટલાંક પુરાણાં રોજીંદાં પત્રોને પણ બાજુએ મુકાવી દીધાં છે, અને દેશી છાપા માટે સ્વતંત્ર જર્નાલીઝમનો એક નવોજ રસ્તો ખુલ્લો કર્યો છે."

ભાઇ એરચશાહનું કયસરે હિંદ પ્રતિદિવસ વિશેષ આબાદ તથા લોકપ્રિય થાય અને પત્રકાર તરીકેની તેમની કારકીર્દિ ઝળહળતી નિવડે એવી અમારી શુભેચ્છા છે.

---

# રા. રા. પરધુભાઈ વ્હાલાભાઈ શર્મા.

'આર્ય પ્રકાશ' પત્રના હાલના અધિપતિ પરધુભાઇ ન્યાતે બ્રહ્મભટ્ટ છે. તેમનો જન્મ સંવત ૧૯૩૯ ના અષાડ સુદ ૯ ના રોજ નડિયાદ મુકામે થયો હતો. એમના વડિલોનો નિવાસ ઘણા વખતથી ગુજરાતમાંજ છે, તેમની આર્થિક સ્થિતિ સાધારણજ ગણાય.

પરધુભાઇએ અભ્યાસની શરૂઆત પોતાના વતનમાંજ કરેલી અને પાંચ ધોરણ પૂરાં કર્યા પછી એક શુભેચ્છકની સલાહથી મિડલ સ્કોલરશીપની પરિક્ષા પસાર કરેલી. અંગ્રેજી પાંચમા ધોરણ સુધી એમનો અભ્યાસ સારો ચાલ્યો પણ પછી વાંચવા-લખવા તરફ વૃત્તિ દોરાવાથી અભ્યાસમાં ખલેલ પહોંચી, આટલી ન્હાની વયે મુગ્ધા-વિનોદ અને ચંદ્રકિશોરી નામે નોવેલ, તથા એક ન્હાનું નાટક તેમણે લખેલાં, જે છપાવવાનું એમના એક સ્નેહીએ માથે લેવાથી એમને સોંપવામાં આવેલાં, પણ પ્રસિદ્ધ થયાં નથી.

અંગ્રેજી પાંચ ધોરણ સુધી નડિયાદમાં અભ્યાસ કર્યા પછી છઠ્ઠા ધોરણના અભ્યાસ માટે તેઓ અમદાવાદ ગયા, પણ કૌટુંબિક ઉપાધિઓને લીધે અભ્યાસ લંબાવી શકાયો નહિ, અને સંવત ૧૯૫૬ માં પંચમહાલમાં રેલ્વે ખાતામાં કારકુન તરીકે નોકર રહ્યા. તે પછી ઉમરેઠ જવાનું થયું અને ત્યાંથી ટિકીટ કલેકટર નિમાઇ મુંબઈ આવ્યા. થોડો વખત રેલ્વેની નોકરી કર્યા પછી તેઓ વેપારીઓની નોકરીમાં દાખલ થયા અને શેઠ દામોદર રતનસીની કંપની તથા કે. એમ. નારણજીની કંપનીમાં નોકર રહ્યા. આ નોકરી દરમ્યાન વ્યાપારનો સારો અભનુવ તેમને મળ્યો, અને જો નોકરી ચાલુ રાખી હોત તો આજે પગાર પણ સારો મળતો હોત, પરંતુ લેખન વાચન તરફ એમની વૃત્તિ વિશેષ હોવાથી વ્યાપારને તેઓ પોતાનું જીવન અર્પણ કરી શકયા નથી.

સને ૧૯૦૯ થી આર્ય પ્રકાશ પત્રમાં એક મદદગાર તરીકે કામ કરવું તેમણે શરૂ કરેલું, અને સને ૧૯૧૧ થી તેઓ તેના સ્વતંત્ર અધિપતિ નિમાયા, તે વખતથી આજ દિન સુધી તેઓ તેના તંત્રીપદ પર છે.

આર્યપ્રકાશના કામકાજમાં તેઓ જોડાયા તે પહેલાં તેમણે પોતાની જ્ઞાતિને માટે "બ્રહ્મભટ્ટ" નામનું એક માસિક પણ કેટલોક વખત ચલાવેલું, અને જ્ઞાતિમાં સુધારો થાય તથા કેળવણી વધે તેવા બીજા પણ કેટલાક પ્રયત્નો કરેલા, પરંતુ જ્ઞાતિની વિશેષ સેવા થવાનું એમના માટે નિર્માણ નહિ હોય તેથી તેઓ આર્યન બ્રધરહૂડમાં દાખલ થયા અને પરિણામે એક વખત પ્રાયશ્ચિત લેવા છતાં કેટલાક અગ્રેસરોની ઇર્ષાને લીધે ફરીથી જ્ઞાતિમાં તેમનો સ્વીકાર કરવામાં આવ્યો નહિ. રા. પરધુભાઇએ પણ જોયું કે એક વખત રીતસર પ્રાયશ્ચિત લેવા છતાં માત્ર અદેખાઇને લીધે તેમના કેટલાક જ્ઞાતિબંધુઓ બીજી વખત પ્રાયશ્ચિત લેવાનો ખોટો દુરાગ્રહ કરે છે, ત્યારે તેમણે પણ જ્ઞાતિની પરવા તજી દીધી છે.

પરશુભાઇ આર્યસમાજના મુંબઇ ઈલાકાનાં એકના એક વાજીંત્રના તંત્રી છે, તેની સાથે સમાજની બીજી સંસ્થાઓના પણ અગ્રેસર છે. સમાજના એક સેક્રેટરી તરીકે દોઢેક વરસ કામ કર્યા પછી છેલ્લા પાંચેક વરસ થયાં તેઓ પ્રતિનિધિ સભાના ઉપમંત્રી નિમાયા છે. એટલુંજ નહિ પણ લગભગ તેટલોજ વખત થયાં તેઓ મુંબઇની આર્ય સ્ત્રી સમાજના મંત્રી તરીકે પણ કામ કરે છે. સ્ત્રી સુધારણાના વિષયો પર તેમણે મુંબઇનાં ગુજરાતી હિંદુસ્ત્રીમંડળ, જૈન મહિલા સમાજ, તથા સુરત અને વડોદરા સ્ત્રી સમાજ સમક્ષ કેટલાંક વ્યાખ્યાન આપેલાં છે, અને લગ્નાદિ પ્રસંગે ગાવા માટે નવી ભાવનાવાળાં ગીતોનું સાહિત્ય તેઓ સ્ત્રીઓ માટે તૈયાર કરે છે. આ શિવાય વડોદરા સાહિત્ય સભા, સુરત સેવામંડળ તથા ગોધરા અને નડિઆદની સંસાર સુધારા પરિષદ સમક્ષ પણ તેમણે વ્યાખ્યાનો આપેલાં છે.

કેળવણી તથા સાહિત્યની ચળવળમાં પણ તેઓ સારો ભાગ લીએ છે. સને ૧૯૧૧ ના અરસામાં તેમણે શ્રીયુત નૃસિંહદાસ વિભાકર, મનસુખલાલ માસ્તર, ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા અને કવિ મહારાણીશંકર શર્મા વિગેરેની સાથે મળીને મુંબઇના વિદ્યાવિલાસી ગુજરાતીઓ માટે ધિ યુનીયન નામની સંસ્થા સ્થાપવામાં ભાગ લીધેલો જે હાલ 'ગુર્જર સભા'ના નામથી ઓળખાય છે.

રા. રા. પરશુભાઇ આર્યસમાજના એક અગ્રેસર હોવા છતાં એમના ધાર્મિક વિચારો છેક નાસ્તિક નથી, જેમને જે રસ્તો અનુકુળ પડે તે રસ્તે ઇશ્વરને ભજવાની તેઓ વિરૂદ્ધ નથી. સમાજ સુધારા સંબંધી તેમના વિચારો મધ્યમ છે, છેક ઉખડી ગયેલા સુધારકની પંક્તિમાં ભળી જાય તેવા તેઓ નથી, તેઓ સ્વભાવે શાન્ત, મિલનસાર, સાદા અને સ્નેહીઓ પ્રત્યે મમતાળુ છે,

Shreeyut Pardhubhai Vahalabhai Sharma.



**શ્રીયુત પરધુભાઇ વ્હાલાભાઈ શર્મા.**

આર્યપ્રકાશના તંત્રી.

Shreeyut Hajeemahamad Alarakhia Shivji.



**શ્રીયુત હાજીમહમદ અલારખીયા શિવજી.**

વીસમી સદીના બાહોશ તંત્રી.

# રા. રા. હાજીમહમદ અલારખીયા શિવજી.

માસિક પત્રોમાં મોડો જન્મ લઇ સહુથી વિશેષ પ્રખ્યાતિ ખાટી જનાર, તથા લોક લાગણી મેળવવાને ભાગ્યશાળી થનાર સુપ્રસિદ્ધ માસિક પત્ર "વીસમી સદી"ના અધિપતિ અને માલેક ભાઇ હાજીમહમદનો જન્મ સને ૧૮૭૮ના ડીસેમ્બરની ૧૩ મી તારીખે મુંબઇમાં થયો હતો.

એમના વડિલો મૂળ કચ્છ ભુજના વતની, જ્યાંથી એમની ચોથી પેઢીએ થઇ ગયેલા શેઠ માણેક મુસાણી સને ૧૮૩૫ માં મુંબઇ આવી વસેલા અને વેપાર શરૂ કરેલો, તે વખતથી તેમના વંશજો મુંબઇમાંજ વસે છે અને વેપાર કરે છે. ભાઇ હાજીમહમદના પિતાજીએ પણ વેપારી તરીકેજ પોતાનું જીવન પસાર કરેલું અને સને ૧૯૦૬ માં તેઓ એકજ પુત્ર તે ભાઇ હાજીમહમદને મુકી સ્વર્ગવાસી થયેલા.

ભાઇ હાજીમહમદે ગુજરાતી અભ્યાસ કર્યા પછી ફોર્ટ હાઇસ્કુલમાં અંગ્રેજી ૭ ધોરણ સુધી અભ્યાસ કરેલો.

દસ વરસ જેટલી ન્હાની વયથીજ વાંચનનો એમને ઘણો શોખ હતો, અને ચૌદ વરસની વયથી હિંદી ભાષાનાં સાહિત્યનો શોખ લાગ્યો હતો. વાંચનનો શોખ લેખનના શોખ અને શકિતમાં પરિવર્તન પામતાં સત્તર વરસની વયે એમણે એક ટુંકી વાર્તા લખી ગુલઅફશાન નામના માસિકમાં આપી હતી. તે પછી અંગ્રેજી માસિકોનો અભ્યાસ તેમણે શરૂ કર્યો હતો, અને એવી પદ્ધતિ પર એક માસિક કાઢવાનો તેમને વિચાર થયો હતો, જે વિચાર આપણે જોઇએ છીએ તેમ ઉત્પન્ન થયા પછી વીસ વરસે "વીસમી સદી"ના નામથી અમલમાં મુકાયો છે. આ ઉપરથી સાહિત્ય પ્રવૃત્તિઓનાં કાર્ય કેટલાં મુશ્કેલ અને વિઘ્નથી ભરેલાં છે તેનો ખ્યાલ વાંચનારને આવી શકશે. સને ૧૮૯૮ માં એમણે હિંદી ભાષામાં "સ્નેહ વિરહ પંચદશી" નામનું પુસ્તક તૈયાર કરેલું અને સને ૧૮૯૯ થી જાહેર પત્રો સાથે પ્રથમ મુંબઇ સમાચાર સાથે તેમનો સબંધ જોડાયો. સને ૧૯૦૦ માં "ઇમાનનાં મોતી" નામનું પુસ્તક તેમણે અંગ્રેજી ઉપરથી તૈયાર કર્યું અને સને ૧૯૦૧ માં એક રૂપિયાના લવાજમવાળું "ગુલશન" નામનું સચિત્ર માસિક ચાલુ કરી એક વરસ ચાલુ રાખ્યું. વળી તેજ અરસામાં "કયસરે હિંદ" પત્રની મુસલમીન કોલમનું કામકાજ તેમણે સંભાળી ચાર વરસ સુધી ચલાવ્યું. ૧૯૦૩ માં અલીગઢ એજ્યુકેશનલ કોન્ફરન્સ મુંબઇ ભરાતાં હિંદના સમર્થ મુસલમાન નરો ઉપર લેખ લખી "મુંબઇ સમાચાર"માં આપેલો, અને એજ અરસામાં ભરાયેલ દિલ્લી દરબાર વખતે મોગલ શહેનશાહોનાં સચિત્ર ચરિત્રો તેમણે તૈયાર કરેલાં.

સને ૧૯૦૪ માં મુંબઇ સમાચારમાં "મહેરૂન્નિસા" નામની વાર્તા અને સને ૧૯૦૭ માં નૂરે અલમમાં રશીદા નામની વાતો ચાલુ કરેલી. પાછલી વાર્તા સને ૧૯૦૮ માં એમણે પુસ્તક રૂપે પણ પ્રસિદ્ધ કરેલી છે. સને ૧૯૦૯ થી દર વરસે "સાંજ વર્તમાનના પટેટીના અંકમાં લેખો આપવા તેમણે શરૂ કરેલા.

ભાઇ હાજીમહમદને ઓમર ખયામની રૂબાયતોનો બહુજ શોખ છે, જે શોખ સને ૧૯૦૦ ની સાલથી એમને લાગ્યો છે. એ શોખના પરિણામે સદરહુ પુસ્તકની જે જે નવી આવૃત્તિ પ્રકટ થાય તે તેઓ અવશ્ય જોઇ જાય છે અને બનતાં સુધી ખરીદ પણ કરી લીએ છે. સદરહુ પુસ્તકની જુદી જુદી ૧૧૬ આવૃત્તિઓ ભાઇ હાજીમહમદ પાસે છે, જેવો સંગ્રહ ઘણે થોડેજ ઠેકાણે હશે. સને ૧૯૧૪ માં એમણે "ઓમર ખ્યામ" પર વીસ ચિત્રો અત્રેના પ્રસિદ્ધ ચિત્રકાર ધુરંધર પાસે તૈયાર કરાવી પ્રદર્શનમાં મુકેલાં, તથા ઇંગ્લાંડનાં પ્રસિધ્ધ સ્ફીઅર પત્રના અધિપતિપર મોકલાવેલાં.

સને ૧૯૧૪ માં " વીસમી સદી "નું ડેકલેરેશન એમણે નોંધાવેલું, પરંતુ લડાઇ શરૂ થવાથી કાગળ વિગેરેના ભાવ ચડી જતાં તે નરમ પડે ત્યારે શરૂ કરવાનો તેમણે વિચાર કર્યો, પણ થોડા વખત પછી જ્યારે માલુમ પડયું કે લડાઇનો છેડો તો અદૃષ્ય છે અને કાગળના ભાવ પ્રતિદિવસ વધતા જાય છે, ત્યારે સને ૧૯૧૬ માં તેમણે "વીસમી સદી" શરૂ કર્યું અને ગુજરાતની પ્રજાના હાથમાં એક નવીજ જાતનું માસિક મુકયું. ભાઇ હાજીમહમદનું બહોળું જ્ઞાન અને ખર્ચ કરવાની શકિતને લીધે વીસમી સદીની પ્રખ્યાતિ પ્રતિદિવસ વધતી ગઇ છે અને આજે આપણે જોઇએ છીએ તેમ એ માસિક વરસો પહેલાંનાં જુનાં તથા સમર્થ હાથથી ચાલતાં પ્રતિષ્ટત માસિકોને પાછળ મુકી સર્વના મોખરે પહોંચી ગયું છે.

એક પત્રકાર તરીકેનું ભાઇ હાજીમહમદનું જ્ઞાન ઘણું વખાણવા જોગ છે, અને આપણા કારિગરો તરફથી એમને જે કેટલાંક અણચિંતવ્યાં વિઘ્નો નડે છે, તે ન નડતાં હોત તો વીસમી સદીને તેઓ વિશેષ આકર્ષક કરી શકત.

ભાઇ હાજીમહમદ સ્વભાવે શાન્ત, મિલનસાર, હસમુખા સાદા અને મળતાવડા છે, કહેવાતા સાક્ષરોમાં હોતી ઇર્ષા તેમનામાં નથી અને તેથી તેમનો કોઇ પણ સહયોગી તેમની સલાહ પૂછે તો સાચી અને સારી સલાહ તેઓ આપે છે, તથા બનતી મદદ પણ કરે છે. એમના જેવા મળતાવડા સ્વભાવના તથા સરળ હૃદયના બધા પત્રકારો હોય તો ગુજરાતનું જર્નાલીઝમ જે તદ્દન નિસ્તેજ દેખાય છે, તેને બદલે કંઇક ચૈતન્યવાળું થાય ખરૂં. પ્રભુ અમારા સહયોગીઓને સદ્‌બુદ્ધિ આપો.




આ પુસ્તકનાં પૃષ્ટ ૧૭ થી ૫૮ સુધી અમદાવાદ પીરમશા રોડપર આવેલા નિર્મળ પ્રેસમાં પૃષ્ટ ૫૯ થી ૨૭૦ સુધી મુંબઇ બોરાબજાર સ્ટ્રીટમાં આવેલા ઇન્ડીઅન નેશનલ પ્રિન્ટીંગ પ્રેસમાં, પૃષ્ટ ૨૭૧ થી ૪૪૦ સુધી પરેલ રોડપર આવેલા કે. એન સેલર પ્રેસમાં અને ચિત્રોનાં તમામ પૃષ્ટ સેન્ડહર્સ્ટ રોડપર આવેલા મનોરંજન પ્રેસમાં છપાયાં છે.

# મુંબઈ સબંધી કંઈક માહિતી.

## પ્રસ્તાવ.

મુંબઇ સબંધી સંપૂર્ણ માહિતી આપવી હોય, યાને વિસ્તારથી મુંબઇનું વર્ણન કરવું હોય તો તેને માટે ઘણી જગ્યા જોઇએ, અને એ સબંધી લેખનું એક જુદું પુસ્તક તૈયાર કરવું જોઇએ. અત્રે તેવી અનુકૂળતા નહિ હોવાથી ઘણું ટુંકમાં વર્ણન કરેલ છે. આ વર્ણનમાંથી મુંબઇમાં હમેશને માટે રહેનારાઓને તથા વિદ્વાનોને કંઇ જાણવાનું મળશે કે નહિ? તેમજ તેમને તે ઉપયોગી થશે કે નહિ? એટલુંજ નહિ પણ તેમાં તેમને કંઇ રસ આવશે કે નહિ? તે તો હું ચોક્કસ કહી શકતો નથી, પરંતુ બહારના અને સાધારણ માણસોને તો તે ઉપયોગી થશે ખરૂં.

## જુનાં મુંબઈનો ઇતિહાસ.

આગળના વખતમાં મુંબઇ એક ન્હાનું બેટ હતું, અને તેની આજુબાજુ બીજાં ન્હાનાં ન્હાનાં છ બેટ હતા. એ સાતે બેટ ધીમે ધીમે જોડાઇ ગયાં છે અને તેનું હાલનું ભવ્ય મુંબઇ શહેર બનેલ છે. સદરહુ બધાં બેટ પહેલાં કોકણના રાજાઓના તાબામાં હતાં. જેમાં માહિમ સહુથી મોટું ગણાતું હતું. કોકણના રાજાઓ પાસેથી મુસલમાનોએ તે જીતી લીધું અને તે વખતથી ગુજરાતના સુલતાનોના હાથમાં તે ભાગ આવ્યો. કેટલાંક વરસો પછી ફીરંગી લોકોએ તેમની પાસેથી તે જીતી લઈ ત્યાં પોતાની સત્તા જમાવી.

## અંગ્રેજી સત્તા નીચે કઇ સાલમાં અને કેવી રીતે આવ્યું ?

ઇ. સ. ૧૬૬૨ માં ફીરંગીઓના રાજાએ પોતાની કુંવરી કેથેરાઇન ઇંગ્લાંડના બીજા ચાર્લ્સ નામના રાજા સાથે પરણાવી, અને તેને પહેરામણીમાં મુંબઈ આપ્યું, તે વખતથી મુંબઇ અંગ્રેજોની હકુમત તળે આવ્યું. એ વખતે એ બેટમાં માત્ર દસ હજાર માચ્છીઓની વસ્તી હતી, અને તેની કંઇ ખાસ આમદાની નહોતી.

આ પ્રમાણે તે આવક ઉપજ વગરનું હોવાથી ઇંગ્લાંડનાં રાજાએ ઇ. સ. ૧૬૬૮ માં તે 'ઇસ્ટ ઇન્ડીયા કંપની'ને વરસના સો રૂપિયા લેવાના ઠેરાવી ભાડે આપ્યું. આજે મુંબઇમાં વરસે સો રૂપિયા આપતાં એક કોટડી પણ ભાડે મળતી નથી, અને વેચાણ લેવા જઇએ તો સો રૂપિયાની એક વાર જમીન પણ મળતી નથી.

'ઇસ્ટ ઇન્ડીયા કંપની' એ વખતે હિંદુસ્થાનમાં વ્યાપાર કરતી હતી, અને તેનું મુખ્ય થાણું તે વખતે સુરતમાં હતું, પરંતુ મુંબઇ પોતાની હકુમત તળે આવ્યા પછી તે કંઇ વિશેષ અનુકૂળ જણાયાથી સને ૧૬૮૭ માં કંપનીએ પોતાનું થાણું સુરતથી ઉઠાવી મુંબઈમાં નાખ્યું, અને ત્યારથી એ બેટની આબાદીની શરૂઆત થવા લાગી રફતે રફતે બાજુનાં બીજાં તમામ બેટ પણ કંપનીના હાથમાં આવી ગયાં, જે સર્વને જોડી દેવામાં આવેલ છે, અને હજુ પણ વસ્તી પ્રતિદિવસ વધતી જતી હોવાથી હરિશ્ચંદ્ર પુરીને તથા પાસેનાં બીજાં ગામડાંઓને જોડીને મુંબઇ શહેરને વધારે વિસ્તારવાળું બનાવવાની તજવીજ ચાલ્યા કરે છે.

### હાલનું મુંબાઇ.

હાલ મુંબઇનો વિસ્તાર કોલાબાથી માહિમ સુધી લંબાઇમાં લગભગ બાર માઇલ છે, અને સરાસરી પહોળાઇ ત્રણ સાડા ત્રણ માઇલ છે. જો કે કોલાબાથી માહિમ સુધીનો તમામ ભાગ મુંબઇજ કહેવાય છે, પરંતુ લોકો તો કોલાબાથી પરેલ સુધીના ભાગનેજ મુંબઇ ગણે છે, અને એટલા વિસ્તારના પણ કોટ અને બહારકોટ એવા બે વિભાગ ગણાય છે. કોલાબાથી મરીન લાઇન્સ—ધોબીતળાવ સુધીનો ભાગ કોટમાં ગણાય છે, અને તેની બીજી બાજુનો ભાગ બહાર કોટ કહેવાય છે. ટુંકમાં ધોબી તળાવ એ કોટ તથા બહાર કોટનું મધ્યબિંદુ છે. જો કે ખરો કોટ તો જનરલ પોષ્ટ ઓફીસ આગળથીજ ગણી શકાય, કારણ કે કિલ્લાની દિવાલ અગાઉ ત્યાં હતી, આ દિવાલ સને ૧૮૬૩ માં પાડી નાખવામાં આવેલી, અને તેની આજુબાજુની ખાઇ પણ પુરી નાખવામાં આવેલી છે.

### મુંબઇની વસ્તી.

ઇ. સ. ૧૯૧૧ નાં છેલ્લાં વસ્તીપત્રક વખતે મુંબઇની વસ્તી ગણવાં તેની સંખ્યા લગભગ દશ લાખ માણસની નોંધાયેલી, પરંતુ હાલમાં તો તે વધીને લગભગ દોઢી એટલે કે સુમારે પંદર લાખની થઇ ગયાનું સંભળાય છે. વસ્તીમાં પારસી, ખોજા, મેમણ, દક્ષણી, ભાટિયા, વાણિયા અને લુહાણા એટલી જાતો મુખ્ય છે, તે શિવાયની તમામ જ્ઞાતિ અમુક સંખ્યામાં છે ખરી.

### મુંબઇનાં હવાપાણી.

મુંબઇ શહેરની આસપાસ દરીયો આવેલો હોવાથી તેની હવા બહુ ગરમ પણ નથી તેમ બહુ ઠંડી પણ નથી, શિયાળામાં સખત ઠંડી કે ઉનાળામાં સખત ગરમી મુંબઇમાં જણાતી નથી, પરંતુ હવામાં ભેજની અસર તો કાયમને માટે રહે છે, એકદમ સુકી હવા નથી. સરવાળે મુંબઇનાં હવા પાણી બીજાં શહેરોની સાથે સરખાવતાં કનિષ્ટ ગણાય છે, મુસલમાન, પારસી, દક્ષણી તથા કચ્છી વિગેરેને મુંબઇનાં હવાપાણી માફક આવે છે, તેટલે અંશે ગુજરાતીઓ કે કાઠીયાવાડીઓને માફક આવતાં નથી.

મુંબઇનાં હવા પાણી બહાર ગામનાં માણસોને અનુકુળ નહિ આવવાનાં કારણોમાં મુખ્ય કારણ ભેજવાળી હવા, બાંધેલા તળાવનું પાણી, કનિષ્ટ પ્રકારનું ઘી, દુધ તેમજ અન્ય ખોરાક, સખત મહેનત, લાંબા પલ્લા, દાદરાઓની ચડઉતર, ગીચ વસ્તી અને ચોખ્ખી હવા તથા અજવાળાંની ખામી એ મુખ્ય છે.

### મુંબઇને પાણી પુરૂં પાડવાનાં સાધનો.

મુંબઇને પાણી પુરૂં પાડવા માટે ચાર તળાવ છે, જેમાંનાં ત્રણ મુંબઇની નજીક સાષ્ટિમાંજ છે, તેનાં નામ વિહાર, તુલસી અને પવાઇ છે, ચોથું મુંબઇથી સાઠ માઇલ દુર કોકણ પ્રાંતમાં છે, તે તાનસાના નામથી ઓળખાય છે, એ તળાવોમાંથી નળ વાટે પાણી લાવી પ્રજાને પુરૂં પાડવામાં આવે છે. આ તળાવોમાં પાણીની અછત હોય છે ત્યારે મુંબઇની પ્રજાને પાણી પણ પુરૂં મળતું નથી, અને ઘણું કરીને દર ઉનાળે પાણીની ખેંચ પડે છે, તેમાં વરસાદ ન આવ્યો હોય તે પછીના ઉનાળામાં તો જરૂર ખેંચ પડે છે, વિશેષમાં બહાર કોટ ખાતે પાણી અમુક વખત સુધીજ મળી શકે છે, સવારના ચારથી દસ વાગતાં સુધી અને સાંજે ચારથી નવ વાગતાં સુધી પાણી મળી શકે છે. દિવસના

ભાગમાં સવારના દસ વાગ્યાથી સાંજના ચાર સુધી નળ બંધ રહે છે, કોટમાં નળ બંધ રાખવામાં આવતા નથી. શહેરના લગભગ તમામ કુવાઓ મ્યુનીસીપાલીટી તરફથી પુરાવી નાખવામાં આવેલ છે, છતાં કોઇ કોઇ જગ્યાએ કુવા રહી ગયા છે, જેમાંના કેટલાક કુવાનું પાણી હળવું તથા સારૂં ગણાય છે. હાઇકોર્ટના કુવાનું પાણી શ્રેષ્ટ ગણાય છે.

મુંબઈનું જીવન.

મુંબઇમાં સ્વર્ગ અને નર્ક એ બન્ને મોજુદ છે, અફશોસ માત્ર એટલોજ છે કે સ્વર્ગ સદન બહુ થોડાં છે, જ્યારે નર્કભૂવન અગણિત છે, બલકે નેવું ટકા મુંબઇની વસ્તી કંગાળ અને દુઃખી જીવન વ્યતિત કરે છે. આશ્ચર્યની વાત તો એ છે કે જ્યાં રહેવા માટે માણસને પુરી જગ્યા પણ મળતી નથી, અને પુરૂં પાણી પણ મળતું નથી, તે મુંબઇ શહેરની વસ્તી પ્રતિદિવસ હજારોની સંખ્યામાં વધતી જાય છે, અને મુંબઇનું જીવન બેહાલ છે એવું સમજવા છતાં ગાડરીયા પ્રવાહની માફક લોકો હિંદમાં જાણે એ એકજ શહેર હોય તેમ આંખ્યો મીંચીને મુંબઇ ધસી આવે છે, ખરેખર, મુંબઇનું મોહમયી નામ યથાર્થજ છે.

ગાડરની માફક લોકો મુંબઇ ધસી આવે છે, તેનાં અનેક કારણોમાં એક કારણ તો એ છે કે ગમે તેટલાં અને ગમે તેવાં માણસો મુંબઇમાં આવે છે, તે ઠેકાણે પડી જાય છે, સહુને સહુની લાયકાત તથા હુશિયારીના પ્રમાણમાં રોજી મળવામાં વાંધો આવતો નથી, એટલુંજ નહિ પણ બીજાં ગામમાં જેનો ધડો પણ ન થાય તેવાં નિર્માલ્ય માણસો પણ મુંબઇમાં ઠેકાણે પડી જાય છે.

મુંબઇમાં માનવ જીવન પશુ જીવન જેવું અધમ બની જાય છે, તેનાં જે કેટલાંક મુખ્ય કારણો છે, તેમાં જગ્યાની—રહેવાનાં મકાનની ખેંચ અને સખત ભાડું એ કારણ મહત્વનું છે, જો એ કારણ દુર થઇ જાય તો મુંબઇનાં જીવનની અરધી અધમતા તો ઓછી થઇ જાય એ નિર્વિવાદ છે, આ બાબતની ખાત્રીને માટે નીચેની ઘટના પુરતી છે.

ગુજરાતના એક ગામડાનું બ્રાહ્મણ કુટુંબ છેલ્લા દુષ્કાળના ત્રાસથી કંટાળી માત્ર ગુજરાનનું સાધન મેળવવા મુંબઇ આવ્યું, કૂટુંબનો વૃદ્ધ વડિલ તો મુંબઇનું નામ પણ લીએ તેવો નહોતો, પરંતુ યુવાન પુત્રને મુંબઇની મોહિની લાગેલી હોવાથી તે આગ્રહ કરી સહુને તેડી આવ્યો. આવ્યા પછી ઉતારા માટે બહુ હેરાન થયા, સબંધીનું ઘર તથા ધર્મશાળાનો આશરો લીધો ત્યારે મહામુશિબતે અઠવાડીયું પસાર થઇ શક્યું, છેવટે કાયર થઇ ઓરડી ભાડે લેવા નિકળ્યા, પણ ચાર દિવસ રખડવા છતાં અને તમામ લત્તાઓમાં તપાસ કરવા છતાં રહેવા લાયક જગ્યા પણ ભાડે મળી નહિ. અંતે વીસ રૂપિયાના ભાડાથી એક ઓરડી મળી. વતનમાં વીસ રૂપિયા હોય તો આખા કુટુંબનું આવી સખત મોંધવારીમાં સરળતાથી ગુજરાન ચલાવનાર કરકસરીયા ડોસાને આ સ્થિતિથી આંખમાં આંસુ આવ્યાં. મોંઘા મૂલ્યની આ એકજ ઓરડીમાં પુજાની ઓરડી, રસોડું, અસબાબ રાખવાનું ઘર, કોઇ આવે જાય તેને બેસારવાની જગ્યા, પોતાને દિવસ ગાળ-

વાની જગ્યા અને ઘરનાં બૈરાંને દિવસ ગાળવાની જગ્યા એ બધી સગવડ શી રીતે થશે ? તેના વિચારમાં ડોસો સ્થંભી ગયો. અધુરામાં પુરૂં ઓરડી મળેલી પણ ખરાબ માળામાં. અડરકુ માળામાં લગભગ તમામ મહાસતીઓનોજ નિવાસ હતો. થોડો વખત મુંબઈમાં રહી પોતાની સગવડતા જરા પણ નહિ સચવાયાથી કંટાળી ડોસો પોતાની પત્નીને લઇ પોતાને વતન વિદાય થયો. દિવસમાં ત્રણ વખત સંધ્યા ગાયત્રી તથા પાઠ પુજા કરનાર, પવિત્ર વિચાર અને વાતાવરણમાં રહેનાર, અનેક વખત સ્નાન ધ્યાન કરનાર અને પુરતી સગવડથી ખુલ્લી હવા તથા સુર્યની રોશનીમાં દિવસ વ્યતિત કરનાર બ્રાહ્મણને મુંબઇના નિવાસના દિવસો કેદખાના કરતાં પણ વિશેષ ભયંકર ભાસેલા, અને ત્યાંથી છુટયો ત્યારે જેલમાંથી મુકત થયો હોય તે કરતાં પણ વિશેષ આનંદ થયેલો. વિદાય થતી વખત તેણે પુત્રને મુંબઈને લાત મારવા સમજાવ્યો પણ સાઠ રૂપિયાનો મળતો પગાર, મુંબઈની બહારની મજાહ અને અંદરની ખુવારી છોડતાં પુત્રનું દિલ માન્યું નહિ.

બ્રહ્મપુત્રની નોકરી સવારના નવથી રાતના નવ સુધીની—એટલે કે ફકત બાર કલાકનીજ હતી, અને તેથી સવારમાં વ્હેલો જમી નોકરી પર જતો તે મોડી રાતે ઘેર આવતો એની પત્ની ગામડાની અને બ્રહ્મ કુળની હોવાથી સાદી, સરળ અને રાંચા જેવી હતી. વતનમાં કુટુંબ, પાડોશી, બ્હેનપણીઓ તથા કામકાજમાં દિવસ કયાં જતો તેની ખબર પણ પડતી નહિ, આંહી મુંબઇમાં દિવસ ખૂટતોજ નહોતો, ધીમે ધીમે દિવસ ગાળવા માટે પડોશણ મહાસતીઓને ત્યાં આવતી જતી થઇ, સોબતનો રંગ લાગ્યો, ભૂત જેવી બ્રાહ્મણી ફેન્સી સાડી, ફેન્સી ચોળી, ફેન્સી રૂમાલ, ફેન્સી પોલકાં, ફેન્સી સીલાઇ અને વાયલ, મજલીન તથા પપલીનનાં નામ શિખી, તથા ભુલેશ્વર તરફનાં મંદિરો, હવેલીઓ અને લતાઓમાં ફરતી હરતી થઈ. શરૂઆતમાં તો પતિ વઢવાની બીક લાગતી, પણ પછી તો ફરવા હરવાનો અને સારાં કપડાં લતાં પહેરવા ઓઢવાનો શોખ લાગ્યો. પતિની કમાણીમાં કંઇ વળે તેમ હતું નહિ, તેથી પડોશણ મહાસતીઓએ સુચવેલા માર્ગે વળી, પતિત થઇ શોખ પુરો કરવા લાગી. પારકી ગુલામીમાં જીવન વ્યતિત કરનાર બ્રહ્મપુત્રને આ વાતના સણુસારા કાને આવતા, પણ ઉંડી ચોકસી કરી પત્નીને એ રસ્તે જતી અટકાવવા જેટલો સમય નહોતો, અને મુંબઇનું પાણી પીધા પછી પત્ની પર હાક રાખવા જેટલું પાણી પણ રહ્યું નહોતું.

વાંચનાર ! વિચાર કર કે આ બ્રહ્મકુટુંબને મુંબઇમાં રહેવાનાં મકાનની હાડમારી ન નડી હોત અને સહેલાઇથી સસ્તા ભાડામાં જોઇતી જગ્યા ભાડે મળી હોત અને આખું કુટુંબ સાથે રહેતું હોત તો આ બ્રહ્મપુત્ર તથા તેની પત્નીના સંસારમાં-જીવનમાં આવું ઝેર ભેળાત ખરૂં કે ?

રહેવાનાં મકાનની હાડમારીને લીધે મુંબઇમાં અનેક યુવકો માત્ર પોતાની પત્ની સાથેજ રહે છે, ઇચ્છા હોય તો પણ કુટુંબને, પેદા કરનાર માતા પિતાને પણ સાથે રાખી શકતા નથી, પોતે આખો દિવસ નોકરી કે ધંધાની હાય હાયમાં ગુંથાઈ રહે છે, ઘર તરફ પુરતું તો શું પણ જરાય ધ્યાન આપી શકતા નથી, અને પરિણામે પત્ની ખરાબ સોબતમાં પડી જીવન ધૂળ મેળવે છે.



મુંબઈના રસ્તામાં રાહદારીઓની સ્થિતિ.

Museum.




મુંબઈનું મ્યુઝીયમ અથવા સેક્રેટરીયેટ.

General Post Office.




મુંબઈની જનરલ પોસ્ટ ઑફીસ.

Appollo Bundar Street.




મુંબઈની એક શેરી. એપોલો બંદરનો રસ્તો.

Municipal Office and Bori Bundar Station.



મ્યુનીસીપલ ઑફીસ તથા બોરીબંદર સ્ટેશનવાળો રસ્તો.

I. E. Sir George Lloyd and Lady Lloyd George.



**નામદાર સર જ્યોર્જ લોઈડ.**

મુંબઈના હાલના ગવર્નર.

મુંબઈની મ્યુનીસીપાલીટી, ગવર્નમેન્ટ તથા મુંબઇના શ્રીમંતો રહેવાની જગ્યાની આ હાડમારી તરફ લક્ષ દોડાવી તે દુર કરવાની બનતી તજવીજ કરશે તો માનવજાતિ પર અનહદ ઉપકાર કર્યો ગણાશે.

આવા પ્રકારની હાડમારી આજ સુધી તો ફકત મુંબઇના અમુક લત્તાઓમાંજ હતી, પરંતુ હવે તો મુંબઇના સર્વ લત્તાઓની સ્થિતિ લગભગ એક સરખી થઇ પડી છે, એટલુંજ નહિ પણ ઘાટકુપર, મલ્લાડ, વાંદરા, અંધેરી, દાદર અને બાજુનાં તમામ ગામડાંઓમાં ભાડાં વધી જવા સાથે જગ્યા મળવી મુશ્કેલ થઇ પડી છે.

### મુંબઈનો કારભાર.

મુંબઈ ઇંગ્લાંડના રાજા અને હિંદના શહેનશાહના તાબામાં છે, પરંતુ તેઓ કંઇ અત્રે રહેતા નથી, તેથી તેમના તરફથી એક અમલદાર મુંબઇનો કારભાર ચલાવવા માટે નિમવામાં આવે છે, એ અમલદારને ગવર્નર કહે છે. મુંબઇના હાલના ગવર્નરનું નામ સર જ્યોર્જ લોઇડ છે, જેમની સહકુટુંબ છબી વાંચનારને જોવા માટે સામે આપેલી છે.

મુંબઇના ગવર્નરની સત્તા મુંબઇ ઇલાકાનાં બ્રિટિશ તાબાનાં તમામ શહેરો પર ચાલે છે, જ્યારે તેમને પોતાને હિંદના ગવર્નર જનરલ–વાઇસરોયના હુકમ પ્રમાણે કામ કરવું પડે છે, જેમનું થાણું કલકત્તામાં છે.

મુંબઇના કારભારમાં ગવર્નરને મદદ કરવા માટે એકઝીક્યુટિવ અને લેજીસ્લેટિવ નામની બે કાઉન્સીલનો છે, લેજીસ્લેટિવ કાઉન્સીલ એટલે કે ધારા ઘડનારી મંડળી અને એકઝીક્યુટિવ કાઉન્સીલ એટલે ધારા અમલમાં મેલનારી મંડળી.

### લેજીસ્લેટિવ કાઉન્સીલ.

આ કાઉન્સીલના સભાસદો ઠરાવેલે દિવસે ભેગા થાય છે, અને અમુક નવા ધારા ઘડવાના સબંધમાં, તેમજ જુના ધારામાં ફેરફાર કરવાના સબંધમાં ચર્ચા કરે છે, ચર્ચાને અંતે વધારે સભાસદોના મત ધારાની તરફેણમાં હોય તે ધારો પસાર થાય છે, અને વિરૂદ્ધમાં વધારે મત જાય તો તે ધારો ઉડી જાય છે.

### એકઝીક્યુટિવ કાઉન્સીલ

એકઝીક્યુટિવ કાઉન્સીલમાં ચાર મેમ્બરો છે, જે બધા અગાઉ તો યુરોપીયનજ પસંદ કરવામાં આવતા, પરંતુ હાલ તેમાં એક દેશી સભાસદ પણ છે. જેમનું નામ સર ઇબ્રાહીમ રહિમતુલ્લા છે.

પોલીસ ખાતું, ન્યાયખાતું અને જકાતખાતું વિગેરે સર્વ ખાતાંઓ મુંબઇના નામદાર ગવર્નરના હાથમાં છે, અને એ દરેક ખાતાંને માટે તેમના તરફથી જુદા જુદા અમલદારો નિમવામાં આવેલ છે, જેઓ પોતાનાં ખાતાંનો વહીવટ ચલાવે છે, માત્ર એક મ્યુનીસીપાલીટી એટલે કે શહેર સુધારાખાતું લોકોના હાથમાં છે.

### મુંબઇની મ્યુનીસીપાલીટીનો ઇતિહાસ.

સને ૧૬૬૮ થી ૧૭૯૧ સુધી મુંબઇનો વહીવટ ઇસ્ટ ઇન્ડીયા કંપનીના હાથમાં હતો, તે પછી સને ૧૭૯૨ થી હિંદના વાઇસરોય તરફથી જે. પી. નિમવામાં આવ્યા અને શહેરીઓ પાસેથી અમુક કર ઉઘરાવી તે રકમમાંથી શહેરને સાફસુફ કરાવવાનું

કામ તેમને સોંપવામાં આવ્યું, તે પછી સને ૧૮૭૨ માં ત્રીજો મ્યુનીસીપલ એક્ટ ઘડવામાં આવ્યો અને "મ્યુનીસીપલ કોરપોરેશન ઑફ ધિ સીટી ઑફ બોમ્બે "ની સ્થાપના કરવામાં આવી. તેમાં ૬૪ સભાસદોની ચુંટણી કરવાનું નક્કી થયેલું. આ ૬૪ સભાસદોમાંના ૧૬ સરકાર તરફના, ૧૬ જે. પી. નો હોદ્દો ધરાવનારામાંના અને ૩૨ પ્રજા તરફના રાખવાનું નક્કી થયેલું. તે પછી સને ૧૮૮૮ ના કાયદાથી સભાસદોની સંખ્યા વધારીને ૭૨ ની કરવામાં આવી, અને ચુંટણીની મુદ્દત વધારીને બે ને બદલે ત્રણ વરસની કરી. આ ૭૨ સભાસદોમાં ૩૬ પ્રજા તરફથી, ૧૬ જે. પી. ઓ તરફથી, ૨ મુંબઈની યુનીવરસીટી તરફથી, ૨ ચેમ્બર ઑફ કોમર્સ તરફથી અને ૧૬ સરકાર તરફથી મોકલવાનું નક્કી થયું છે, આ બંધારણ પ્રમાણે હાલની મ્યુનીસીપાલીટીમાં પણ ૭૨ સભાસદો છે.

શહેરના રસ્તા સાફસુફ રાખવા, તે ઉપર નિયમિત પાણી છંટાવવું તથા ખાડા ખરાબા હોય તે દુરસ્ત કરાવવા, રસ્તાઓ પર રાત્રે રોશની પૂરી પાડવી, શહેરની પ્રજાનાં બાળકોને કેળવણી–વિદ્યાભ્યાસનાં સાધનો પૂરાં પાડવાં, લોકોપયોગી બાંધકામ કરાવવાં અને તેને નિભાવવાં, તથા પ્રજાને પીવાનું પાણી પુરૂં પાડવું વિગેરે કાર્યો મ્યુનીસીપાલીટીને કરવાનાં છે.

મ્યુનીસીપાલીટીએ શહેરના એ. બી. સી. ડી. ઇ. એફ. જી. એચ. એ પ્રમાણે આઠ ભાગ પાડેલા છે, જેને વોર્ડ અથવા તો લત્તા કહેવામાં આવે છે, આ દરેક વોર્ડમાંથી અમુક સભાસદો લેવાનું નક્કી થયેલ છે, પરંતુ તે કરતાં વધારે માણસો મ્યુનીસીપાલીટીના સભાસદ થવા માટે ઇચ્છા કરે છે, તેથી હરિફાઇ થાય છે, અને દરેક ઉમેદવાર ફતેહ મેળવવા માટે મહેનત કરી ખર્ચમાં ઉતરે છે, પરિણામે જેને વધારે મત મળે તે ચુંટાય છે. મત આપવાનો હક્ક અમુક કર ભરતા હોય, અમુક પગાર મેળવતા હોય, અમુક હોદ્દા પર હોય, અમુક મિલ્કતના માલેક હોય અને અમુક ડીગ્રી મેળવેલી હોય તે લોકોનેજ હોય છે.

૭૨ સભાસદોની કોરપોરેશન–મંડળી વળી પોતામાંથી ચુનંદા આઠ માણસોને કામકાજ માટે ચુંટી કાઢે છે, જે સ્ટેન્ડીંગ કમિટિ કહેવાય છે, આ કમિટી કોરપોરેશનના તમામ સભાસદો ભેગા થાય ત્યારે યોગ્ય કામ રજુ કરે છે. મ્યુનીસીપાલીટીના સભાસદો અઠવાડીયામાં બે વખત, દર સોમવારે અને ગુરૂવારે ભેળા થાય છે.

સને ૧૮૮૮ થી મુંબઇની મ્યુનીસીપાલીટીનું બંધારણ આ પ્રમાણે છે, પરંતુ હાલમાં એ બંધારણમાં ફેરફાર થવાનું સંભળાય છે, અને સભાસદોની સંખ્યા વધારીને એકસો કરવાનું કહેવાય છે, તેમજ બીજા પણ ફેરફાર થવા સંભવ છે.

### શેરીફ, જે. પી. ઓ, તથા ઑનરરી માજીસ્ટ્રેટો.

ગવર્નર તથા મ્યુનીસીપાલીટી શિવાય શેરીફ, જે. પી.ઓ તથા ઑનરરી પ્રેસીડન્સી માજીસ્ટ્રેટો પણ અમુક સત્તા મુંબઇની હદમાં ધરાવે છે. સેસન્સ ખોલવી, ફાંસીની સજાપર સહી કરવી અને કેદખાનાપર અમુક હદ સુધીનો કાબુ ધરાવવાની સત્તા શેરીફને હોય છે. શેરીફ દર વરસે સરકાર તરફથી નિમાય છે. અને અંગ્રેજ, મુસલમાન, પારસી તથા

હિંદુ કોમમાંથી વારાફરતી પસંદ કરવામાં આવે છે. મ્યુનીસીપાલીટીના પ્રમુખની ચુંટણી પણ એવીજ રીતે થાય છે, એટલે કે એક વરસે મુસલમાન કોમમાંથી, તો બીજે વરસે હિંદુ કોમમાંથી અને ત્રીજે વરસે પારસી કોમમાંથી તો ચોથે વરસે અંગ્રેજોમાંથી એ પ્રમાણે મ્યુનીસીપાલીટીના પ્રમુખ તથા શેરીફના વારા આવે છે, મ્યુનીસીપાલીટીના પ્રમુખ તરીકે હાલમાં પારસી ગૃહસ્થ છે, જેમનું નામ શેઠ કાવસજી જહાંગીર રેડીમની છે, અને શેરીફના હોદ્દા પર હાલમાં હિંદુ ગૃહસ્થ છે, જેમનું નામ ઓન. શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ છે. અગાઉ શેરીફને અમુક હક્ક હિસ્સો મળતો તેથી ભારી આવક થતી, પરંતુ હવે એ હોદ્દો ઓનરરી માનવંતો થઇ ગયો છે, શેરીફની નિમણુક સને ૧૮૪૮ થી શરૂ થયેલી, અને પહેલાં આઠ વરસો સુધી અંગ્રેજ શેરીફો નિમાયા બાદ નવમે વરસે એટલે કે સને ૧૮૫૬ થી એ હોદ્દો દેશી ગૃહસ્થને આપવાની શરૂઆત થયેલી.

દેશી ગૃહસ્થોમાંથી શેરીફના હોદ્દાનું માન પહેલું પારસી ગૃહસ્થે મેળવ્યું, જેમનું નામ શેઠ માણેકજી ખરશેદજી હતું, અને સને ૧૮૫૬ માં તેઓ શેરીફના હોદ્દા પર હતા. દક્ષણીઓમાંથી એ માન પહેલું શેઠ વિનાયક વાસુદેવે સને ૧૮૬૭ માં, મુસલમાનોમાંથી મી. રહિમતુલા મહમદભાઇ સયાણીએ સને ૧૮૮૫ માં, અને હિંદુઓમાંથી સ્વ. શ્રીયુત ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિકે સને ૧૮૮૯ માં પહેલ વહેલું એ માન મેળવ્યું હતું.

જે. પી.—સુલેહના અમલદારો.

જે. પી. નો ઇલકાબ પ્રતિષ્ઠિત ગૃહસ્થને આપવાની શરૂઆત સને ૧૭૦૪ માં કરવામાં આવેલી, અને પ્રથમ ફકત યૂરોપીયનોનેજ એ ઇલકાબ આપવામાં આવતો હતો. સને ૧૮૩૫ માં દેશી ગૃહસ્થોને જે. પી. નો ઇલકાબ આપવાની શરૂઆત થઇ અને પ્રથમ બાર ગૃહસ્થોને એ ઇલકાબ આપવામાં આવ્યો, જે બાર ગૃહસ્થો પહેલો એ ઇલકાબ મેળવવાને ભાગ્યશાળી થયા તેમનાં નામઃ—

૧. સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ, ૨. સ્વ. જગન્નાથ શંકરશેઠ. ૩. શેઠ ફરામજી નસરવાનજી પટેલ, ૪. શેઠ વરજીવનદાસ માધવદાસ, ૫. શેઠ ખરશેદજી નસરવાનજી કામા, ૬. શેઠ ખરશેદજી રૂસ્તમજી કામા, ૭. શેઠ નવરોજજી ફરદુનજી, ૮. શેઠ ડોસાભાઇ ફરામજી, ૯. શેઠ અરદેશર ફરામજી મુસા, ૧૦. શેઠ ભાસ્કર સુંદરજી, ૧૧. શેઠ રામચન્દ્ર લક્ષમણજી અને ૧૨ શેઠ માધોબા હરિશ્ચન્દ્ર.

જે. પી.નો ઇલકાબ અગાઉ ઘણોજ મહત્વનો અને માનપ્રદ ગણાતો હતો, પરંતુ હવે એ ઇલકાબ ધરાવનારાની સંખ્યા વધી પડવાથી અગાઉ જેટલો તે માનપ્રદ ગણાતો નથી. હાલ જે. પી.નો ઇલકાબ લગભગ ૫૦૦ ગૃહસ્થો ધરાવે છે.

ઓનરરી માજીસ્ટ્રેટ.

ઓનરરી માજીસ્ટ્રેટોની ચુંટણી જે. પી. થયેલા ગૃહસ્થોમાંથીજ થાય છે.

મુંબઇનાં જોવા લાયક સ્થળો.

મુંબઇ શહેરના રસ્તાઓ તથા સર્વ ઇમારતો જોવા લાયકજ છે. ગામડામાંથી કે, સારાં શહેરમાંથી આવનાર માણસ પણ પ્રથમ દૃષ્ટિએ તો ચકિત થઇ જાય એવી મુંબઇની ભવ્યતા છે, ગમે તેવો બાહોશ માણસ પણ ભુલો પડી જાય એવી આ શહેરની વિશા-

જોવા તથા બાંધણી છે. ચોપાટી, એપોલો બંદર, વાલકેશ્વર, મલબાર હીલ, હેંગીંગ ગાર્ડન તથા મહાલક્ષ્મી વિગેરે જગ્યાઓ પ્રવૃત્તિમાન મુંબઇ શહેરનાં આનંદનાં ધામ અને કુદરતની યાદી આપનારાં તથા મનરંજન કરનારાં સ્થળો છે. બાબુલનાથ, વાલકેશ્વર, મહાલક્ષ્મી, મુમ્બાદેવી, ભુલેશ્વર અને વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યોની હવેલીઓ તથા માધવબાગ ઇત્યાદિ હિંદુઓનાં દેવમંદિરો અને મુસલમાનોની જુમા મસ્જીદ તથા જૈનોનાં દેવળો પણ જોવા લાયક છે. વિકટોરીયા ગાર્ડન અથવા રાણીબાગ એ મુંબઇનું સર્વથી આકર્ષક અને ખાસ જોવા લાયક સ્થળ છે, મ્હોટો વિશાળ માઇલોની લંબાઇ પહોળાઇ ધરાવનારો એ બાગ છે, તેમાં એક તો સંગ્રહસ્થાન છે, જેમાં મુએલાં પ્રાણીઓ મોટાં પુતળાંઓ, ચિત્રો, તથા વિવિધ કારીગરીના અનેક નમૂનાઓ છે, બાગમાં સિંહ, વાઘ, દીપડા, હાથી, રીંછ, મગર, વરૂ, વાંદરા વિગેરે તમામ જીવતાં પ્રાણીઓ, પશુઓ તથા પક્ષીઓ અને અનેક પ્રકારની વનસ્પતિ, વૃક્ષો તથા જળાશયો છે. જે જોઇને હરકોઇ માણસનું મન ખુશ થાય તેવું છે.

ગામદેવી, પેડર રોડ, વાલકેશ્વર રોડ, નેપીયનસી રોડ, ગાર્ડન રોડ, એપોલો પીયર, કોલાબા રેકલેમેશન, ચોપાટી સી ફેસ, કફ પેરેડ ઇત્યાદિ સ્થળોએ મુંબઇના શ્રીમંત લોકોનો નિવાસ છે, અને તેમના ત્યાંના બંગલાઓ ભવ્ય, આકર્ષક તથા જોવા લાયક છે, સામેજ દરિયાનો મનહર દેખાવ અને પવનની લ્હેરથી એમાં વસનારાનાં ચિત શાન્ત થઇ જાય તેવું છે, એ લત્તાઓમાં શાન્તિ દેવીનો સદાને માટે વાસ છે, જ્યારે કવીન્સ રોડ, સેન્ડહર્સ્ટ રોડ, ભુલેશ્વર, કાલબાદેવી, નળબજાર, પાયધુણી, માંડવી, ગીરગામ, ક્રાફર્ડ મારકીટ, હોર્નબી રોડ ઇત્યાદિ સ્થળોએ ગાડી, મોટરો અને માણુસોની એટલી બધી ધમાલ રહે છે કે સ્થિરતાથી એ જગ્યાએ જરાએ વાર ઉભા રહી શકાતું નથી, વાતચિત થઇ શકતી નથી, તેમ રસ્તાની સામી બાજુ જવું હોય તો સહેલાઇથી જઇ શકાતું નથી. રાહદારીની જીંદગી પ્રતિપળે જોખમમાંજ રહે છે, અને ગાડી, મોટર, ટ્રામ, સાઇકલ કે અન્ય રાહદારીની ઝપટમાં આવી જવાનો ભય રહ્યા કરે છે, આ સ્થળે શાન્તિદેવીની પધરામણી કોઇ દિવસ પણ થતી હશે કે કેમ? એ વિષે શંકાજ છે, જ્યારે જુઓ ત્યારે કોલાહલ અને ઘોંઘાટજ મચી રહેલો હોય છે.

કોલાબાની જુની અને નવી દીવાદાંડી, યાચ કલબ, તાજમહાલ હોટેલ, મ્યુઝીયમ, રાજાબાઇ ટાવર, હાઇ કોર્ટ, ટાઉન હૉલ, જનરલ પોસ્ટ ઓફીસ, ટેલીગ્રાફ ઓફીસ, મ્યુનીસીપલ ઓફીસ, ક્રાફર્ડ મારકેટ, વિકટોરીયા ટરમીનસ અથવા બોરીબંદરનું સ્ટેશન, જુમા મસ્જીદ, બી. બી. રેલ્વેની ઓફીસ, અંજુમને ઇસલામ, ટંકશાળ, સર જમશેદજી આર્ટ સ્કુલ, હોસ્પીટલો, મેડિકલ કોલેજ, અંધ શાળા, અને વર્કસશોપ ઇત્યાદિ ઇમારતો, ઠેકાણે ઠેકાણે ઉભાં કરેલાં મહાપુરૂષોનાં પુતળાંઓ, મોટા મોટા વેપારીઓની કોટ તથા બહાર કોટમાંની ભવ્ય દુકાનો અને અનેક સંસ્થાઓ તથા સ્થળો ખાસ જોવા લાયક છે. ટુંકમાં મુંબઇ એ હિંદુસ્થાનનું એક પ્રથમ પંક્તિનું, ભવ્ય, આબાદ તથા વેપાર રોજગારમાં આગળ પડતું અને ખાસ જોવા લાયક શહેર છે. હિંદુસ્થાનનાં અન્ય મહાન શહેરો કરતાં અલબેલી મુંબાપુરીની રોનક કંઇક ન્યારીજ છે એમાં તો શક નથી.

આ પુસ્તક મુંબઈ નં. ૯૩ ચીંચપોકળી પરેલ રોડપર ઉઠા નોર્થકોટ હિંદુ ઓરફનેજ કે. એન. સેલર પ્રેસમાં **જાદવજી પીતાંબર ઠક્કરે** છાપ્યું છે. અને કર્તા **વલ્લભજી સુંદરજી પુંજાભાઇએ** પટેલ બીલ્ડીંગ માન્ટ રોડ ફોર્ટ મુંબાઈ નં. ૧ માંથી પ્રસિદ્ધ કર્યું છે.